# રૂપાયતનનાં નવાં પ્રકાશનો

આવા હતા બાપુ ભાગ ૪ સંપાદકો ગાંધી ભાઈઓ ૦–૫૦

અને

શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ૦–૨૦

શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ૦–૨૦

શ્રી રામદાસ સાથે જીવનયાત્રા ૦–૧૫

શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા ૦–૧૫

મા આનંદમયી સાથે જીવનયાત્રા ૦–૧૫

લેખક ગુરુદયાલ મલ્લિક

'પ્યારાબાપુ'ના ગ્રાહકોને પોસ્ટેજ માફ

રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [ ૧૨ - માર્ચ - ૧૯૬૬ ] ·

માણસ ભૂલોની મૂર્તિ છે તો
ધર્મની પણ મૂર્તિ છે તેથી તે
પોતાની ભૂલો સુધારી લે તો માન
ધર્મની મૂર્તિ બની રહે છે

ગાંધીજી



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

## ઉપદેશની યોગ્યતા

ભૂમિહીનોને માટે ભૂમિ એકઠી કરવા એક લોકસેવક ફરી રહ્યા હતા. ગામેગામ તેમનાં પ્રવચન ચાલતાં હતાં. તેમને સાંભળવા લોકો ટોળે મળતા ને ભૂમિ તથા ધનને અર્પણ કરતા હતા.

અનિકેત જેવા એ લોકસેવકની સાથે એક લોકકવિ પણ ફરતા હતા. તેમનો સ્વર ઘણો મીઠો ને બુલંદ હતો. તેમને પ્રવચન કરવા ને ગીત સંભળાવવા લોકસેવક વારંવાર કહેતા હતા, પણ કવિ તે માટે સાભાર ના પાડતા હતા.

આખરે લોકકવિ લોકસેવકને લઈને પોતાના ગામમાં આવી પહોંચ્યા. આગ્રહમાં આંસુ સાથે પોતાની પરંપરાગત ભૂમિનો મોટો ભાગ લોકસેવકના ચરણમાં ધરી દઈને તે કહેવા માંડ્યા: 'આજે મને શાંતિ વળી. આજે હું તમારા કહ્યા પ્રમાણે ગીત સંભળાવીશ. મારા પ્રભુ, ભૂમિનો માલિક બનીને હું ભૂમિનું દાન કરવાનો ઉપદેશ કેવી રીતે આપી શકું? સ્વયં સ્વાર્થી બનીને બીજાને નિઃસ્વાર્થ બનવાનો સંદેશ કેવી રીતે આપી શકું? માટે જ હું શરમાતો હતો. આજે મારી શરમ દૂર થઈ.'

*

## ગુલાબ ને ધંતૂરો

ગુલાબ ને ધંતૂરાના બે ફૂલ એક માળીની મહલીમાં અકસ્માત ભેગાં થઈ ગયા.

ગુલાબે પહેલાં ધંતૂરા તરફ જરા અહંકારથી જોવા માંડ્યું ને પછી કહ્યું: 'આજે તને અહીં ક્યાંથી સ્થાન મળ્યું? અહીં તો મારાં જેવાં ફોરમવંતાં ફૂલોનો જ વાસ હોય છે. તને તો કોઈ સુંઘતું યે નથી. તારામાં સુવાસ જ ક્યાં છે? મને તો મોટામોટા કલાકારો પણ માન આપે છે, ને સુંદરીઓ પોતાના શિરપર સજીને ફરે છે.'

ધંતૂરાએ પહેલાં તો તેના શબ્દો તરફ ધ્યાન ન આપ્યું. પણ તેનો અહંકાર વધવા માંડ્યો ત્યારે કહેવા માંડ્યું: 'ભાઈ ગુલાબ, રૂપરંગ જુદાં હોવાં છતાં આપણે બંને એક જ જાતિનાં ને એક જ સ્વામીનાં સંતાન છીએ. આપણે પેલા રંગભેદની નીતિને વળગી રહેનાર માનવોની પેઠે લડવા માગતા નથી. આપણે વેરનું નહિ પણ પ્રેમનું પ્રતીક છીએ. મારામાં સુવાસ નથી એ સાચું, પણ તું પોતે જ જોજે કે માળી મને આજે મહાદેવના મસ્તકપર ચઢાવશે. અહંકારીનો અહંકાર દૂર કરવા જ પ્રભુએ કદાચ એવો નિયમ કર્યો હશે. છતાં અફસોસની વાત છે કે તને તારે માટે ગર્વ ને મારે માટે નફરત થાય છે.'

*

## માનવ ને જનાવર

યુદ્ધના શોધીનોએ નવા બનેલા બોંબનો પ્રયોગ કર્યો, ને પૃથ્વી કંપી ઊઠી. જળમાં રહેતા કેટલાય જીવો મરી ગયા, તેની કલ્પના પણ કોઈ કરી શક્યું નહિ. માનવોના મનમાં એકવાર ફરીથી ફફડાટ થઈ રહ્યો.

દૂરના જંગલી જનાવરો તે દિવસે ભેગાં મળ્યા, ને તેમણે ઠરાવ કર્યો કે આજસુધી આપણે જંગલી ગણાતા: પણ માનવની શેખી ને અહંતા હવે આપણે ચાલવા નહિ દઈએ. માનવ પાસે જ્યાં સુધી આવાં શસ્ત્રો છે, ત્યાં સુધી આપણે એનાથી ઘણાં જ આગળ છીએ. આપણા પર સુધરેલો મનાતો માનવ વધારે હલકા આક્ષેપ કરે તે આપણે ચાલવા નહિ દઈએ, ને તેને સંસ્કૃતિનો એકમાત્ર પ્રતિનિધિ નહિ ગણીએ.

ત્યારથી માનવની મહત્તા જનાવરને મન ઓછી થઈ છે.

# પ્રથમ મિલન ગુરુદેવ અને ગાંધીજીનું
ગુરુદયાલ મલ્લિક

શાંતિનિકેતન! ૧૦મી માર્ચ ૧૯૧૫! ગુરુદેવ અને ગાંધીજીનું પ્રથમ પ્રેમમય મિલન! અનંતના



જે પ્યાસાઓ જ ને પ્રતિનિધિઓનુ સંગમ! તીર્થ-સ્થાન! મહાઋષિ દેવેન્દ્રનાથ ઠાકુરના જીવંત અને જ્વલંત આત્માએ તે બ નેનો સત્કાર કર્યો. તેમણે કહ્યું: 'આવો સત્યના યાત્રીઓ, આપણુ ભારત તમારું સ્વાગત કરે છે તેની સેવા જ તત્કાલિક તમારો વિશેષ ધર્મ અને કર્મ છે કારણ કે જેવી રીતે એક ગુલામ કોઈ બીજાને દિલથી પ્રેમ નથી કરી શકતો, મૈત્રી નથી સાધી શકતો, તેવી જ રીતે ભારત બીજા દેશોની સાથે મૈત્રીનો સંબંધ સારી રીતે નથી જોડી શકતો તેથી સૌથી પહેલા તમે તેની રાજનૈતિક, સામાજિક અને આર્થિક જંજીરો તોડવામા તત્પર થઈ જાઓ. આધુનિક ભારતના અગ્રણિય સ્વાતન્ત્ય યજ્ઞના પુરોહિત રાજા રામમોહનરાયના આશીર્વાદ તમારા પર ઉતરો.'

ગુરુદેવે અને ગાંધીજીએ મહાઋષિના આત્મા ને પ્રણામ કર્યા અને પછી એકબીજાને તેઓએ અગાધ વહાલથી આલિંગન કર્યું. આ અદ્‌ભુત દશ્ય જોઈને સાલવૃક્ષો આહ્‌લાદથી હસતાં હસતાં ડોલવાં લાગ્યાં. અને તેમાંથી 'ઓમ્' અને 'અસ્તુ' શબ્દોના નિકળતા ધ્વનીથી વાતાવરણ ગુંજવા લાગ્યું. આશ્રમમાં રહેનારાઓએ 'જય! જય! જય' પુકારી

તે શુભ દિવસથી ગાંધીજી અને ગુરુદેવનો સંયુક્ત સ્વતંત્રતા–દેવી–સેવા યજ્ઞ શરૂ થયો. તે આહુતિની ચિનગારીઓ દેશના જુદા જુદા ભાગોમા ધીરે ધીરે પહોંચવા લાગી. અહીં તહીં અમુક વ્યક્તિઓના જીવન–દીવા પ્રગટી ઉઠ્યા, દરેક પ્રાંતમાં પ્રકાશ દેખાવા લાગ્યો અને એક જ મંત્રનો દેશભક્તિ ધરાવનારાઓ ઉચ્ચારણ કરવા લાગ્યા. 'આઝાદીનો આત્મા આત્માની આઝાદી છે.' તેથી 'સ્વયં' સંયમ અને સમર્પણની ભાવના-ને લોકો કેળવવા લાગ્યા, કારણ કે તે જ એક જ



રસ્તો છે આત્માને બાહ્ય બંધનોથી આઝાદ કરવાનો. એવી ભાવના કેળવવાથી તો નૈતિક શક્તિ મળે છે, અને આવી શક્તિને આધારે જ એક વ્યક્તિ દશ વ્યક્તિઓ સમાન શક્તિશાળી બની જાય છે.'

આ રીતે આત્મશુદ્ધિનું આહ્‌વાન આખા

દેશી સાંભળ્યું.

થોડા વર્ષોની અંદર જ દેશભક્તિનો એક મહાન યજ્ઞ ભભૂકી ઊઠ્યો તેનાથી જગતમાં જ્યાં જ્યાં દેવી સ્વતંત્રતાના સાધકો અને સેવકો હતા તે આનંદ પામ્યા, અને પોતાના દેશની સ્વતંત્રતા માટે પોતાને હોમી દે, એવી પ્રેરણા તેમને મળી. કારણ કે સ્વતંત્રતાના આદર્શ અને આહ્વાનમાં કોઈ જાતની સીમા નથી રહેતી, જેવી રીતે આત્માનું જગત વાડ વિનાનું છે.

આ મહાન યજ્ઞમાં ગાંધીજી અને ગુરુદેવ સિવાયના બીજા પુરોહિતો પણ જોડાયા. પણ વિશેષ કરીને આધ્યાત્મિક દૃષ્ટિ અને ધ્યાનદ્વારા–કર્મકાંડથી અળગા રહીને પણ તે લોકોનો ફાળો કાંઈ ઓછો નહતો. જો સ્વતંત્રતાનો આત્મા આત્માની સ્વતંત્રતા છે, તો સ્વતંત્રતાના યજ્ઞમાં ઓછું અને વધારે એવો વિચાર પણ ગૌણ છે. પણ આપણા આ યજ્ઞમાં ગાંધીજી કર્મકાંડના પુરોહિત હતા, અને ગુરુદેવ જ્ઞાનકાંડના. તેથી જ તો સ્વતંત્રતાની સાધના દરેક ક્ષેત્રમાં શરૂ થઈ ગઈ, ધાર્મિક, સાંસ્કૃતિક, રાજનૈતિક, સામાજિક આર્થિક, ગુલામીના કેદખાનામાં સ્વતંત્રતાનો સમીરણ વહેવા લાગ્યો. મૃતસમાન લોકોમાં પ્રાણ આવવા લાગ્યો. તેઓ પોતાની માણસાઈનું મુલ્ય આંકવા લાગ્યા અને વ્યક્તિગત અને સમષ્ટિગત જીવનમાં તેને ઉતારવા પણ લાગ્યા. સન્માનથી માથું ઉંચકીને નિડરપણે વિચારવા વર્તવા અને ફરવા લાગ્યા. આમ 'મા ભૈ' (નહીં ડરો)નો મંત્ર લોકો શીખી ગયા.

પણ આજે જો ગુરુદેવ અને ગાંધીજીનો આત્મા શાંતિનિકેતનમાં ફરીથી એક બીજાને મળે તો તેઓ શું કહેશે? સાલ વૃક્ષો કેવા સમાચાર તે બંનેને સંભળાવશે? રાજા રામમોહનરાય અને મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરના આત્માઓ તેમને શું કહેશે? તેઓ એમ તો નહીં કહે કે, 'જગતનો ક્રમ જ કાંઈ એવો છે. પોતાના સાચા સેવકોને લોકો જલદી ભૂલી જાય છે, પણ સત્તાધારીઓ અને સમ્રાટોને લાંબા વખત સુધી યાદ કર્યા કરે છે. હજુએ લોકોને અહમ્‌વાદ અને આડંબર પ્રિય છે. પ્રભુ જાણે ક્યારે તેઓ 'ઓમ' પ્રિય અને 'અહમ્–હોમ' પ્રિય બનશે.'

✩

## રૂપા !

(એક નરબ્બત બાલિકા પ્રતિ)



રૂપા !
તું કોનું, બોલ, રૂપ છે?
અરૂપનું!
કેવી અદ્‌ભુત છે લીલા
આ સરજનહારની
કે પોતે વિના રૂપ છે.
પણ દરેક રૂપની પાછળ
પોતે જ વસે છે.
પોતે વિના મકાન છે
પણ દરેક ઘરમાં તેનું જ મકાન છે.
પણ અરૂપ તો એક સાગર સમાન છે.
તો, શું, દરેક રૂપ તે સાગરમાંથી નિકળેલું
એક તરંગ છે!
પણ સાગરમાં તો મોતી પણ હોય છે.
તો, શું, રૂપા, તું અરૂપનું એક અમૂલ્ય મોતી છે?
અને તારું સ્થાન?
સરજનહારના સિરતાજમાં!
તેથી જ તો તારા ચહેરાની ચમક સામે
કોહીનૂર હીરો પણ શરમાય છે.

"દાદાજી"

# સુકૃતસ્મૃતિ* — દેસાઈ વાલજી ગોવિન્દજી

ઈશાની (પ્રભુની) આણ વર્તે છે;
સદાચારી સદા સુખી

વિપત્તિમંગળો જે સામાન્ય રીતે ભૂંડા ગણાય છે એવા અનેક બનાવ સજ્જનના જીવનમાં બની જાય છે ઉદાહરણાર્થ, એને કાં તો સંતતિ ન હોય, હોય તો મરી જાય કે નફ્ફટ નિકળે ખાવા ધાન ન હોય, ઘરમાં સુલક્ષણી નારી ન હોય, શરીર નરવું ન રહેતું હોય પણ એક અશુભ બનાવ કદાપિ ન બને, તે એ કે સજ્જન પોતે દુર્જન ન બને, એને કીધે દુરાચાર ન થાય દુરાચાર વિના આ વિશ્વમાં બીજી કોઈ વસ્તુ અશુભ નથી, ને સદાચાર વિના બીજું કોઈ શુભ નથી ભગવાન્ કર્તાકર્તા છે તો પછી સજ્જનનું અનેક પ્રકારે બગાડું કેમ હશે?—આ પ્રશ્નનુ ઉત્તર સેનેકા આમ આપે છે 'સજ્જનનું ભૂંડું થાતું જ નહિ, બે વિરોધી વસ્તુ એકત્ર ન જ રહી શકે' ભગવાને સજ્જન આગળથી ભૂંડી વસ્તુમાત્ર આઘી કરી છે, કેમ કે એણે તેની આગળથી પાપ ને અપરાધ, કુવિચાર, સ્વાર્થસાધના, કામ, ક્રોધ, લોભ લઈ લીધા છે એ સાધુપુરુષને પોતાને રૂડી રીતે પાળે છે ને સંભાળે છે, પણ તેના પેટીપટારા ને પોટકાની પણ ભગવાન્ ચોકી કરે એ ન બની શકે, એટલે આ બધા સતીયા વિશે ઉપેક્ષાવૃત્તિ રાખીને તે ભગવાનને એટલે અંશે ચિન્તામુક્ત કરે છે

દુર્જન સજ્જનનું બગાડી જાય એવું ભગવાન્ કદાપિ બનવા દેતા નથી તે એને લૂંટે, બહુ તો મારી યે નાખે, પણ એનું બગાડી કદાપિ ન શકે

સદાચાર ભલી વસ્તુ ને દુરાચાર ભૂંડી વસ્તુ એ વિના બીજું બધું,—જીવન ને મરણ, રોગ ને આરોગ્ય, સુખ ને દુઃખ, રૂપ ને વિરૂપતા, બળ ને નબળાઈ, માન ને અપમાન, ધન ને નિર્ધનતા, જય ને પરાજય, ઊંચા ને નીચા કુળમાં જન્મ,—તણખલાને તોલે છે

એટલે

સુખસાધન સૌજન્ય, દુષ્ટતા દુઃખરૂપ છે।
શ્લોકાર્ધમાં કહું છું આ લક્ષણો સુખદુઃખનાં॥

(પ્રોફેસર સેઈટ્સબેરીએ સ્ટોઈકના અંગ્રેજી લખાણને આધારે)

---

*'વિષમ દિનો'ના આગામી ત્રીજા મણકાનો એક અધ્યાય

## સુધારો

૧૨મા અંકને ચૌદમે પાને પહેલા કોલમમાં 'જનયન્તિ'—આદિ શ્લોકમાં છડે 'દાદૈન' વાંચવા વિનંતિ છે

---

આ પૃથ્વી ઉપરના ઘર કરતાં આસમાનનું (ઈશ્વરનું) ઘર વધારે મજબૂત છે, માટે તારી દોલત અહીંથી ઉઠાવી લઈને ત્યાં જ મૂક

* * *

હે ઉપદેશક! આ જગતમાં હું ઘર બાંધીને શું કરીશ? જ્યારે મજૂરોને હું જોઉં છું ત્યારે મારી કબર ખોદનાર મજૂરોનું સ્મરણ થાય છે

* * *

સુલેમાનના દેશ કરતાં મારો દેશ મને વધારે પ્રિય છે ચંદનના વૃક્ષ કરતાં મારા દેશનો કાંટો પણ મારે મનથી વધારે સારો છે

* * *

પાણી વહેતું ન રહે તો ગંધાય છે ખંજર વપરાય નહિ તો તેને કાટ ખાય છે, ફરવાથી સૂર્યને તથા ચંદ્રને મહત્ત્વ પ્રાપ્ત થયું છે ને નભોમંડળ ફરવાથી જ ઉચ્ચ સ્થિતિ પામ્યું છે

[ ગતાંકથી ચાલુ ]

[ ગયા અંકમાં પ્રવાસની શરૂઆત થઈ હવેના પ્રવાસમાં ગુરુદેવ માનવ સ્વભાવની કેટલીક રીતભાત, આચાર વિચાર અને લક્ષણના સંબંધમાં પ્રકાશ પાડતા જાય છે. ]

કપ્તાને કહી રાખેલું કે આજે સંધ્યાકાળે એક વંટોળિયો (બંગાળીમાં 'ઝડ'–ઉચ્ચારમાં 'ઝોડ'–કહે છે.) થશે. બેરોમિટર નીચે ઉતર્યું છે. પરંતુ શાન્ત આકાશે સૂર્ય અસ્ત પામ્યો. હવામાનમાં ફરક ના પડયો. બલકે પવનમાં મંદગતિ આવી. અર્થાત કવિઓ યુવતીઓની મંદચાલની સાથે તુલના–સરખામણી–કરી શકે છે. તેનાથી કંઈક ઠીક ખરું. આ બધી અમારી ફિકરચિંતાઓના ખતપત્રો પાયલેટને સમર્પણ કરીને પ્રમત્ત સમુદ્રની અભ્યર્થના કરતો ડેક–ખુરશી ખેંચી લઈને પશ્ચિમભણી મોં કરીને બેઠો.

જળસપાટી ઉપર સૂર્યાસ્તની અલ્પના અંકિત આસને બિરાજમાન થવા નીલાંબરમાં સજ્જ થઈને ઘૂમટો ખેંચી સંધ્યા આવી પહોંચી. ત્યારે પણ આકાશમાં મેઘ હતો નહિ.

ડેક ઉપર બિછાનું પાથરીને જ્યારે સૂતો, ત્યારે પવન અને પાણી વચ્ચે યુદ્ધ થઈ રહ્યું હતું. એક બાજુ સોં સોં શબ્દની તાણ હતી. બીજી બાજુ છલ છલ શબ્દ પ્રતિઉત્તર મળતો હતો. પણ વંટોળિયાની એંધાણી જણાતી નહતી. આકાશમાંના તારાઓની સાથે આંખ મેળવતા મેળવતાં ક્યારેક આંખ મળી ગઇ.

રાત્રે સ્વપ્ન જોયું એમાં જાણે હું મૃત્યુ સંબધે કોઇકને વેદમંત્ર સંભળાવી રહ્યો છું. આશ્ચર્યની વાત એ હતી કે એની રચનામાં મરણનો એક વિરાટ વૈરાગ્યનો આર્તસ્વરથી ભરપૂર છે. બરાબર મંત્રની વચ્ચોવચ જાગીને જોઉં છું તો આકાશ અને જળ બંને ઉન્મત્ત થઇ રહ્યાં છે. ચામુંડાની જેમ ફેણ માંડીને સમુદ્ર અટ્ટહાસ્યથી નૃત્ય કરી રહ્યો છે.

આકાશ ભણી નજર નાખી. વરસાદ ચઢી આવ્યો છે. ભારે ગર્જના થઇ રહી છે. મનમાં ભારે ગરબડ થવા લાગી. કશું જ જાણે ખબર પડતી ના હોય, એમ ખલાસીઓ નાનાં નાનાં લેન્ટર્ન–Lantern–(હાથદીવા) હાથમાં લઈને હરફર કરે છે. કોઈ કાંઈ બોલતું નથી. વચ્ચે એંજીન ભણી કર્ણધાર–કેપ્ટન–ના સંકેતધ્વનિ કાને પડે છે. એટલું એ જ.

આ વખતે પથારીમાં પડીને ઉંઘવાનો પ્રયત્ન કર્યો પણ બહાર જળવાયુની ગર્જના, અને મારા મનના તંત્રમાં એ સ્વપ્નલબ્ધ મરણમંત્ર જ ચાલુ રહ્યો. આ જાતની નિદ્રા કરતાં જાગરણ સારું એમ સરખામણી કરતાં લાગે છે. ઉંઘુ છું કે જાગું છું એ જ સમજી શકતો નથી.

રાગી માણસ પોતાના મનની વાત કહી શકતો નથી એ જ રીતે સવારનો પડું પડું કરતો વરસાદ મન મૂકીને વરસી શકતો નથી. પવનમાં ફક્ત શ ષ સ, અને જળ માટે બાકી રહે છે ય ર લ વ હ એને લઈને ચંડીપાઠ શરૂ કરે છે અને મેઘરાજ જટા છૂટી મૂકીને ભ્રકુટિ ચઢાવીને ફરે છે. છેલ્લે મેઘરાણી જળધારાએ ઉતરી આવ્યાં. નારદની વીણાના ધ્વનિત ગંગાધારામાં વિષ્ણુ વિગલિત થઇ ગયા હતા એ કથાપ્રસંગ મને તાજો થયો. પણ આ કયો નારદ પ્રલયની વીણા વગાડી રહ્યો છે? કયાં પેલો નંદીનો મેલાપ. અને કયાં વિષ્ણુની સાથેનો આ રૂદ્ર સંગમ.

અત્યાર લગી જહાજ હંમેશની એકધારી ગતિથી ચાલ્યું જતું હતું. આવો વંટોળિયો પ લ વહેલો જોવા મળે છે. કસાન ખૂબ જ સ્વસ્થ છે. જરા ય ઉદ્વેગમાં નથી. તે બોલ્યા: આમ તો બન્યા જ કરવાનું. જેમ યૌવનની ચંચળતા જોઇને

આપણે કહીએ છીએ કે આ ઉંમરનો ધર્મ છે। તેવુ જ આ ગણાય

કેબિનમા પૂરાઈને ઉકળતા તેલની જેમ કઢાઈમા શેકાઈ જવુ એના કરતા ખુલ્લાપણે વંટોળિયા સાથેના મુકાબલો કરવો સારો શાલ, ધાબળો વીટી લપેટીને જહાજના ડેક ઉપર જઈને બેઠો

વંટોળિયાની ઝાપટ પશ્ચિમ તરફથી આવતી હતી એટલે પૂર્વ તરફના ડેકમા બેસવુ બરાબર ગણ્યુ

વંટોળિયો તો વધતો ચાલ્યો ઉપરના મેઘલા વાદળો નીચે ઉતરી આવ્યા હોવાથી તેને અને દાન્યના ઉમટતા મોજાને જરા ય છેટુ રહેતુ નથી સમુદ્રના પાણીનો રગ નીલો રહ્યો નથી ઉપ ના વાદળોની ઘેરી છાયાથી એ ઝાખો થઇ ગયો છે વિવર્ણ બની ગયો છ બાળપણે અરેબિયન વાર્તાઓ વાચેની યાદ આવે છે બધ ઘડાનુ એક ઢાકણુ ઉઘડી જતા એમાથી ધુમાડાના જેવો એક મજબૂત દૈત્ય નીકળી પડે છ મારા મનમા એમ જ થયુ કે સમુદ્રના નીલ ઢાકણાને ઉઘાડી દીધુ છે અને એમાથી ધુમાડાની જેમ અસખ્ય દૈત્ય અદરોઅદર ઠોસાઠોસી કરતા કરતા આકાશે પહોચી જાય છે

જાપાની ખલાસીઓ દોડાદોડી કરે છે, પણ મો એમના હસતા છે તેમના મુખભાવ જોઈને મનમા થાય છે જાણે સમુદ્રના અટ્ટહાસ્યથી જહાજની ઠઠ્ઠા મશ્કરી કરે છે પશ્ચિમ દિશાના ડેકના બારણા બધ છે તો પણ તેના વીધમા રહીને ય દરિયાના મોજા હુડમુડ કરતા ધમી આવે છે તે જોઈને તે લોક હો હો કરી ઉઠે છે કપ્તાન વારવાર બોલે છે–આ તો નાનો ને સામાન્ય વંટોળિયો છે એક વાર અમારો સ્ટુઅર્ડ આવ્યો અને ટેબલ ઉપર આગળીઓ વડે સમજાવવા લાગ્યો કે જહાજનો માર્ગ કેમ બદલાઈ ગયો છે એવામા વરસાદનુ ઝાપટુ પડ્યુ અને શાલ ધાબળાને ભીજવી દીધા હવે તો ક્યા ય સગવડ ન દેખાતા કપ્તાનની ઓરડી

મા આશરો લીધો કપ્તાનની જે કોઈ ઉત્કઠા હતી, તેના લક્ષણ બહારથી જોવા મળ્યા નહિ

ઓરડીમા ય વધારે બેસવા પામ્યો નહિ ભીજાયેલી શાલ વીટીને પાછો બહાર આવીને બેઠો મૃત્યુની યાદ અનેક વાર આવી ગઈ ચારે કોર મૃત્યુ આ દિશાઓથી સામેની દિશા સુધી મૃત્યુ–મારો પ્રાણ એની મધ્યે આટલો એક બિદુ સરખો! એ આટલો અતિ અલ્પ એના ઉપર શુ આસ્થા રખાય અને આ વિરાટ એના ઉપર કશો ય વિશ્વાસ નહિ? વિરાટ ઉપર જ ભરોસો રાખવો સારો

ડેક ઉપર બેસી રહો પાલવે તેમ હતુ નહિ. નીચે ઉતરવા માટે જોઉં છુ તો છેક સીડી લગી ડેકપેસેન્જરો બેઠા છે રસ્તો ઠોસાઈ ગયો છે મહામહેનતે તેમની વચ્ચે થઈને રસ્તો કાઢી કેબિને પહોચ્યો અને સૂઈ ગયો આ વખતે આખુ ય શરીર અને મન વલોવાવા લાગ્યા મનમા થવા લાગ્યુ શરીર સાથે પ્રાણનો મેળ જણાતો નથી દહીમા મથન થતા માખણ ઉપર આવે છે, તેમ પ્રાણ ઉપર આવવા લાગ્યો જહાજનુ ડોલવુ સહન કરવુ મુશ્કેલ હતુ જહાજની ઉપરથી એનુ ડોલવુ અને જહાજની અદરથી ડોલવુ એ સહન કરવામા ફેર રહે છે જેમ કાકરાઓ ઉપર ચાલવામા અને પગરખામા કાકરો રાખીને ચાલવામા જે ફરક રહે છે તેવો ફરક એમા રહે છે એકમા બધનનો માર નથી, બીજામા બધનનો માર છે કેબિનમા સૂતા સૂતા સાભળવા પામ્યો કે ઉપર કઈક હુડમુડ થતુ કઈક તૂટી પડ્યુ છે કેબિનમા હવા લાવનાર યત્ર ડેક ઉપરથી મોં કરીને શ્વાસ લે છે, તેનુ મો બધ કરી દેવામા આવ્યુ પણ પ્રબળ મોજાના ધસારાથી એમા રહીને ટપક ટપક કરીને પાણી આવવા મડ્યુ બહાર ઓગણપચાશ વાયુના નૃત્ય! એટલે કે કેબિન વચ્ચેનો મોટો ગોળો એમા એક વિજળીનો પખો ચાલે તેની ઝાપટ એવી લાગે જાણે ગાય પૂછડાને ફેરવી

ફેરવીને ઝાપટ ના મારે એવી!

મનને થયું આ બધું અસહ્ય છે. પણ માણસમાં એક એવું પડયું છે કે શરીર, મન પ્રાણથી યે જબરી એક એવી સત્તા પડી છે. વંટોળિયાવાળા આકાશની ઉપર જેમ શાન્ત આકાશ છે. તોફાની સાગરના તળિયે જેમ શાન્ત સાગર છે. એ જ આકાશ, એ જ સમુદ્ર જેમ મહાન, તેમ માનવીના અંતરના ગહનમાં સૌથી સમુચ્ચે એ જ જાતનો એક વિરાટપુરુષ છે. વિપદ અને દુઃખમાં જો જોવા બેસીએ તો તેનાં દર્શન પામીએ છીએ. દુઃખ એનાં ચરણમાં દબાઈ જાય છે મૃત્યુ તેને સ્પર્શી શકતું નથી.

સાંજની વેળાએ વંટોળિયો શમી ગયો. ઉપર જઈને જોઉં છું તો જહાજે સમુદ્રની અત્યાર સુધી ઘણી ચડઉતર ભોગવી એનાં અનેક ચિહ્ન છે. કપ્તાનની ઓરડીની ભીંત એક તૂટી પડવાને કારણે એનો સરસામાન બધો ભીંજાઈ ગયો હતો. પાસે બાંધેલી એક લાઈફબોટને નુકશાન થવા પામેલું હતું. ડેક ઉપરના ઉતારૂઓની ઓરડી અને ભંડારિયાનો થોડોક ભાગ તૂટી પડ્યો હતો. જપાની ખલાસીઓ બધા કામમા એવા બધા રોકાઈ ગયા હતા કે જાણે એમનો પ્રાણ છે કે કેમ એ સંશય રહેતો. જહાજે કમર કસીને સંકટની સામે યુદ્ધ કર્યું તેનું એક સ્પષ્ટ પ્રમાણ મળી આવ્યું. કપ્તાનને આ વિષે પૂરેપૂરી માહિતી હતી પણ મને તો આ બધાયમાં સૌથી વધારે સ્પષ્ટ એ લાગ્યું કે વંટોળિયાની સામે જાપાની ખલાસીઓનું હાસ્ય મને મુગ્ધ કરતું હતું.

શનિવારનો દિવસ. આકાશ પ્રસન્ન જણાતું હતું. પણ સમુદ્રનો કોપ હજી શમ્યો નહતો. આશ્ચર્ય એ હતું કે વંટોળિયામાં જહાજ ડોલતું નહિ. વંટોળિયો શમતાં તે એટલું જ ડોલવા મંડયું. શરીરની અવસ્થા ય એવી છે. વંટોળિયા વખતે જીરવવાની જે તાકાત હોય છે, પણ બીજે દિવસે ભૂલી ન શકાય એવી વંટોળિયાની યાદ આવી જાય છે.

આજે રવિવાર. પાણીનો રંગ ફીક્કો થયાનું જણાય છે. આટલે બધે દિવસે આકાશમાં એક પંખી ઊડતું જણાયું. આ પંખીઓ જ પૃથ્વી ઉપરની વાણી આકાશે પહોંચાડે છે—આકાશ આપે છે એનો પ્રકાશ. પૃથ્વી દે છે એનાં ગાન. સાગરનું જે કોઈ સંગીત છે, તે છે પોતાની લહરોનું, મોજાંનું. એની પાસે છે યથેષ્ટ જીવો. પૃથ્વી કરતાં અનેકઘણા. પણ એ કોઈના કંઠમાં નથી સૂર. એવા અસંખ્ય મૂગા જીવોને સમુદ્ર પોતાની વાત સંભળાવી રહ્યો છે. પ્રધાનતઃ જીવો શબ્દ દ્વારા મનના ભાવ વ્યક્ત કરી શકે છે. જળચરની ભાષા હોય છે ગતિ. સમુદ્ર પોતે હોય છે નૃત્યલોક. પૃથ્વી હોય છે શબ્દલોક.

આજે નમતે પહોરે ચાર પાચ વાગે રંગુન પહોંચવાનું હતું. મંગળવારથી શનિવાર સુધીમાં પૃથ્વી ઉપરના નાના મોટા સંદેશાની હરફર થવા મંડી. અમારે માટે તે બધી સંગ્રહી રાખવામાં આવી હતી. વાણિયાના ધનની જેમ હમેશ એનો હિસાબ રહે. (ક્રમશઃ)

—અનુ૦ વિમળા પટેલ

☆

શબ હો, હવા હો, ધૂપ હો, વૃક્ષોં હો છેડ છાડ
જંગલ કે પેડ કબ ઇન્હેં લાતે હૈં ધ્યાન મેં?
ખદિંશ સે રોજગાર કે હિલ જાય જિસ કા દિલ
ઇન્સાન હો કે કમ હૈ દરખ્તોં સે શાન મેં.

[રાત હો, દિવસ હો, પવન હો, પણ અરણ્યનાં વૃક્ષો તેને ક્યાં ગણકારે છે? મુશ્કેલી ભરેલાં કાર્યથી જે મનુષ્યનું મન ડગી જાય છે તે મનુષ્ય હોવા છતાં ઝાડથી પણ હલકો છે.]

આ જગતમાં દરેક વસ્તુની ગતિ નિયમસર હોય છે અને બધે કાળચક્રની ગતિ પ્રમાણે નિયમિત પરિવર્તન થયા કરે છે વૈભવરૂપી સૂર્ય અથવા ગ્રહ પણ જગતમાં એ જ નિયમાનુસાર ફર્યા કરે છે એક સમયે જ્ઞાન અને સંપત્તિનો સૂર્ય હિંદુસ્તાનમાં મધ્યાહ્નકાળે પૂર્ણ કળાથી પ્રકાશતો હતો. ઐતિહાસિક દૃષ્ટિએ જોતા અંતરિક્ષના બીજા તારાઓની પેઠે એ સૂર્ય પણ ધીમે ધીમે પશ્ચિમ તરફ ચાલવા લાગેલો જણાય છે. તે ઈરાન એસીરિયા વગેરે દેશો ઉપર થઈને આગળ પશ્ચિમ તરફ ગયો. મિસર દેશને તેના મધ્યાહ્નના કિરણો મળ્યા પછી ગ્રીસનો વારો આવ્યો. ત્યાર પછી તેના મધ્યાહ્નકાળનું તેજ રોમે અનુભવ્યું. આગળ જતા તે પ્રકાશે યોગ્ય વખતે જર્મની ફ્રાંસ અને સ્પેનને જાગ્રત કર્યા

છેવટે એ વૈભવસૂર્યનો ઉજ્જ્વળ પ્રકાશ ઈંગ્લંડને મળ્યો વળી ત્યાંથી પણ તે સૂર્ય પશ્ચિમ તરફ આગળ વધ્યો અને અમેરિકાને વૈભવને શિખરે પહોંચાડ્યું. અમેરિકામા પણ આ સૂર્ય પોતાના નિયમ પ્રમાણે પૂર્વ કિનારાના ન્યૂયૉર્કથી પશ્ચિમ તરફ જતા જતા કૅલિફોર્નિયામા જઈ પહોંચ્યો જ્યારે હિંદુસ્તાનમા દિવસ હતો ત્યારે અમેરિકાને કોઈ ઓળખતું પણ નહોતું. અત્યારે અમેરિકામા દિવસ અને બિચારા હિંદુસ્તાનમાં દુઃખ અને દારિદ્રની રાત્રિ પથરાયેલી છે પણ ધીરજ રાખો તે વૈભવસૂર્ય હવે પાસિફિક મહાસાગર પણ ઓળંગવા લાગ્યો છે અને જપાન થોડા વખતમા જ જગતનો એક બળવાન દેશ બનવાના ચિહ્નો જણાય છે કુદરતના નિયમો જો ખરા હોય તો આ જ્ઞાનસંપત્તિનો સૂર્ય એ પ્રદક્ષિણા પૂર્ણ કરીને હિંદુસ્તાન ઉપર પાછો બમણા તેજથી પ્રકાશવો જોઈએ તથાસ્તુ

* * *

હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ જોતાં હિંદુસ્તાનમા રાત્રિ પડવાનું ખરું અને મૂળ કારણ બીજા દેશો પ્રમાણે અહીંયા પણ એકલપેટાપણું પથરાયુ એ જ છે 'આ ઓરડી (હિંદુસ્તાન)માંનો સ્વચ્છ શુભ્ર પ્રકાશ કેટલો બધો ઉત્તમ છે! તે મારો છે! તે મારો જ છે! તે મને જ—મને એકલાને જ—મળવો જોઈએ! હું તે બીજા કોઈને નહિ આપું.' એમ કહીને આપણે તે પ્રકાશ કોઈ ન લઈ જાય તે માટે તે ઓરડીના બધી બારણાઓ બંધ કર્યા અને એ જ્ઞાનનો પ્રકાશ આપણા એકલાના જ કબજામાં રાખવાનો પ્રયત્ન કરવા જતા ઊલટો અંધકાર જ ઉત્પન્ન કર્યો—એ ભૂલ્યો ઈશ્વર કોઈનો પક્ષપાત રાખતો નથી અને વૈભવ કે લક્ષ્મી એક જગાએ કદી બેસી રહેતા નથી

* *

દેશના એ સમયના શિક્ષાગુરુઓએ એ મોટું પાપ કર્યું કે અપત્ય સમાન નીચલા વર્ણના લોકો સાથેનું પોતાનું (સ્વાર્થ ત્યાગનું) કર્તવ્ય વીસરી જઈ પોતાના સ્વાર્થી હક્કો ઉપર અધિક ધ્યાન આપ્યું, ગમે તેમ હો હવે તો કાળબળથી જ આ સ્થિતિ સુધરતી જાય છે જેઓ ગાઢ નિદ્રામા પડે છે તેઓ જ્યારે જાગે છે ત્યારે ઉત્સાહથી ભરપૂર હોય છે. હિંદુસ્તાન ઘણો વખત નિદ્રામા હતું પણ હવે ધીમે ધીમે—તો પણ નિશ્ચયપૂર્વક—તેનું આળસ જવા લાગ્યું છે હવે તેની પુરાણપ્રિયતા બદલાયેલા સંયોગો સાથે જોડાઈ જવા માટે ઉદારમતવાદી બનવા લાગી છે

દેશની ઉન્નતિને ખાતર હિંદુઓની વર્ણ-વ્યવસ્થા મનુષ્યોના કામધંધાની નિયમિત વહેંચણી રહે અને અંતઃકરણની એકતા રહે એવા ધોરણ પર રચવામાં આવી હતી. પરંતુ કાળે કરીને અંદરની એકતા કરતાં બહારની જુદાઈનું બળ વધી જવાથી એ સ્વાભાવિક ક્રમ ફરી ગયો અને તેથી ઉન્નતિને બદલે દેશની અધોગતિ થઈ. પરિણામે અંતરના પ્રેમતત્ત્વનો નાશ થઈને સ્વાર્થ તથા ધંધારોજગારનું મિશ્રણ થયું. એક વર્ણના લોકો ઘણી વાર બીજી વર્ણના લોકોનો ધંધો કરવા લાગ્યા. જૂના જાતિભેદમાં મિથ્યાભિમાન પેસી જવાને લીધે લોકોના અંતઃકરણ વધારે ખાટાં થયાં. દેહાભિમાન વધવાથી ઈશ્વર – આત્મા જુદાં જુદાં ક્ષણભંગુર નામરૂપોની ઉપાધિઓમાં દટાઈ ગયો. _તિ (વેદ)માંનુ આત્મજ્ઞાન લગભગ રદ થઈ સ્મૃતિ (પ્રાચીન આચાર રૂઢિ વિષેના નિયમો) જુલમી લોકોના હાથમાં એક હથિયાર રૂપ જ થઈ પડી; અને ભાવાર્થની જગા શબ્દાર્થે લીધી. કોઈએ કહ્યું છે કે: 'વ્યાકરણ એ ભાષાની કબર જ છે. વ્યાકરણ બરાબર સાચવવા ગયા કે ભાષા મૂઈ જ સમજવી' તેવી જ રીતે નિયમો, રૂઢિ અને કર્મકાંડની સખ્તાઈથી રાષ્ટ્રનું સત્ત્વ નષ્ટ થાય છે.

* * *

ધ્યાનમાં રાખજો કે સ્મૃતિ અને કાયદાઓ તમારે માટે છે, તમે તેમને માટે નથી જ. સનાતન શ્રુતિમાંનાં સનાતન તત્ત્વોનો સર્વત્ર પ્રચાર કરો, પરંતુ આજના સંયોગો પ્રમાણે સ્મૃતિમાં (ધાર્મિક રૂઢિ – નિયમોમા) ફેરફાર કરો. સ્મૃતિના ઉપર તમારો વારસાનો હક રહેવા દો, પણ તમારા ઉપર તેનો હક ન જોઈએ.

હિંદુસ્તાનની નદીઓના પટ આજે બદલાઈ ગયા છે, બરફ પડવાની જગ્યાઓ બદલાઈ ગઈ, જંગલ હતાં ત્યાં ખેતરો થયાં, દેશનું સ્વરૂપ બદલાઈ ગયું, રાજ્યપદ્ધતિ બદલાઈ અને લોકોનો વર્ણ પણ બદલાઈ ગયો; તો પણ આ અસ્થિર જગતમાંથી જતા રહેલા ભૂતકાળના આચાર અને નિયમ કાયમ રાખવાનો પ્રયત્ન તમે કરો છો! સદા યે પાછળ જ જોતા જોતા આગળ ચાલવાની આ સ્થિતિ ખરેખર દયાજનક છે. એવો મનુષ્ય પગલે પગલે ઠેસ જ ખાય છે!

* * *

શિક્ષણનો ઉદ્દેશ એ હોવો જોઈએ કે દેશનાં સર્વ સાધનોનો આપણે ઉપયોગ કરી શકીએ. ખરા શિક્ષણથી લોકોને પોતાની ભૂમિ વધારે રસાળ બનાવતાં આવડવું જોઈએ. પોતાની ખાણો અધિક ધનને ઉપજાવનારી કરતાં આવડવું જોઈએ. વેપાર વધારે બહોળો અને ફાયદાકારક કરતા આવડવુ જોઈએ. મન વધારે વિચારવંત, દેહ અધિક કાર્યક્ષમ અને બળવાન થવો જોઈએ. અંતઃકરણો વધારે વિશુદ્ધ થવાં જોઈએ. કારખાનાઓ વધારે વિસ્તૃત અને દેશ અધિક સંઘટિત થવો જોઈએ. પોતાનું પાંડિત્ય બતાવવાને મોટાં મોટા શાસ્ત્રવચનો મોંએ કરવાં, ધર્મગ્રંથોનાં વચનોના ગમે તેવા અર્થ કરવા માટે શુષ્ક શબ્દછલ કરવો અને આખા જન્મમાં કદી પણ ઉપયોગમાં ન આવે એવા વિષયોનો અભ્યાસ કરવો એ શિક્ષણ જ નથી. જે જ્ઞાન વ્યવહારમાં આણી ન શકાય તે મગજમાં ભરવું એ જાણી જોઈને આધ્યાત્મિક બંધકોશ અથવા માનસિક અજીર્ણ ઉત્પન્ન કરવા જેવું છે.

* * *

* બીમારીમાત્ર માણસને માટે શરમની વાત હોવી જોઇએ. બીમારી કોઇ પણ દોષની સૂચક છે. જેનું તન અને મન સર્વથા સ્વસ્થ છે તેને બીમારી થવી ન જોઇએ

* વિકારી વિચાર પણ બીમારીની નિશાની છે. તેથી આપણે સૌ વિકારી વિચારથી દૂર રહીએ.

* વિકારી વિચારથી દૂર રહેવાનો એક અમોઘ ઉપાય રામનામ છે. નામ કંઠમાંથી જ જ નહીં પણ હૃદયમાંથી નીકળવું જોઈએ.

* વ્યાધિ અનેક છે, વૈદ અનેક છે, ઉપચાર પણ અનેક છે વ્યાધિને એક જ ગણીએ, ને તેને મટાડનારો વૈદ એક રામ જ છે એમ સમજીએ તો આપણે ઘણી માથાકૂટમાંથી બચી જઈએ

* પૈસો ને દાક્તરો જેઓ મરે છે તેમની પાછળ આપણે ભટકીએ છીએ. પણ રામ જે મરતો નથી, હમેશાં જીવે છે અને જે અચૂક વૈદ્ય છે તેને આપણે ભૂલી જઈએ છીએ, એ આશ્ચર્યની વાત છે.

* એથી યે વધારે આશ્ચર્યની વાત તો એ છે કે આપણે જાણીએ છીએ કે આપણે પણ મરવાના તો છીએ જ, બહુ કરીએ તો વૈદો વગેરેની મદદથી કદાચ થોડા દહાડા વધારે કાઢી શકીશું, તો યે તેને માટે ખુવાર થઇએ છીએ

* એ જ રીતે વૃદ્ધ, બાળક, જુવાન, ધનિક, ગરીબ, સૌને મરતા જોઈએ છીએ તો પણ આપણે સંતોષથી બેસવા માગતા નથી, પણ થોડા દિવસ જીવવા માટે રામ સિવાયના બધા પ્રયત્નો કરીએ છીએ.

* આટલું સમજીને આપણે જે વ્યાધિ આવે તે રામભરોસે રહીને વેઠી લઇએ અને આપણું જીવન આનંદમય બનાવીને ગુજારીએ તો કેવું સારું!

* દેહધારી મહાદેવને તેના દેહ અને તેના લેખોની મારફતે જ આપણે જોતા હતા, આ એક જ વસ્તુ થઈ. દેહાતીત મહાદેવ સર્વવ્યાપી છે અને તેના ગુણોથી આપણે તેને ઓળખી શકીએ છીએ, અને તેમા સૌ સરખા ભાગ લઈ શકે છે કોઇને વત્તો ઓછો ભાગ નહી મળી શકે.

* જન્મ અને મરણ કદાચ એક જ સિક્કાની બે બાજુઓ નથી? એક તરફ જુઓ તો મરણ ને બીજી તરફ જુઓ તો જન્મ તેમા દુઃખ શા માટે? હરખ શા માટે?

જન્મમરણની વાત સાચી હોય, ને સાચી છે, તો મૃત્યુથી આપણે શા માટે જરાયે ડરીએ, દુઃખી થઇએ, અને જન્મથી ખુશી થઇએ? દરેક માણસ પોતાની જાતને આ સવાલ પૂછે

* જગત દ્વંદ્વોથી ભરેલું છે. સુખની પાછળ દુઃખ ને દુઃખની પાછળ સુખ રહેલું છે, તડકો છે તો છાંયડો પણ છે, પ્રકાશ છે તો અંધારું પણ છે; જન્મ છે તો મૃત્યુ પણ છે. આ દ્વંદ્વોથી દૂર રહેવું તે અનાસક્તિ દ્વંદ્વોને જીતવાનો ઉપાય તેમનો નાશ કરવો એ નથી, પણ દ્વંદ્વાતીત, અનાસક્ત થવું એ છે.

* આ પાછલું સૂચવે છે કે બધાની ચાવી સત્યની આરાધનામા રહી છે. સત્યની ઉપાસનામાંથી સહુ ચીજ મળી રહે છે.

* ત્યારે સત્યની આરાધના કેમ થાય? સત્ય કોણ જાણે છે? અહીં સાપેક્ષ સત્યની વાત છે. આપણે જે સત્યરૂપે જોઈએ તે સત્ય. આટલું સત્ય પાળવાનું પણ ઘણું મુશ્કેલ છે એવી અનુભવે ખાતરી થશે.

* માણસ જાણતો છતા સત્ય કહેતા કેમ અચકાય છે? શરમનો માર્યો? કોની શરમ? ઉપરી હોય તો શું? નોકર હોય તો શું? વાત એમ છે કે આદત માણસને ખાઈ જાય છે આપણે વિચાર કરીએ અને બૂરી આદત છોડી દઇએ.

* (બૂરી આદત) ન છૂટે તો સત્યને રસ્તે ન જઇ શકાય વાત એમ છે કે સત્યને માટે બધું જ

કુરબાન કરવું જોઇએ. આપણે જેવા છીએ તેવા દેખાવા નથી માગતા. પણ એથી સારા દેખાવા માગીએ છીએ. ઊંચા થવાની ઇચ્છા હોય તો ઊંચાં કામ કરીએ ને ઊંચાં વિચાર કરીએ તો કેવું સારું! એ ન બની શકે તો ભલે નીચા દેખાઇએ. તો જ કોઈક દિવસ ઊંચે ચઢીશું.

* અનુભવ લેતો જાઉં છું તેમ જોઉં છું કે માણસ પોતે જ પોતાના સુખદુઃખનું કારણ છે.

* આમ હોવા છતાં માણસ સુખી–દુઃખી શા માટે છે?

* વાત એમ છે કે માણસ આવા વિચાર કરવા માગતો નથી. તેથી માને છે કે આવા વિચાર કરવાની ફુરસદ જ નથી.

* આપણે સાચું જીવન ગુજારવા માગતા હોઇએ તો માનસિક આળસ છોડીને આપણે મૌલિક વિચાર કરવો જોઈશે. પરિણામ એ આવશે કે આપણું જીવન બહુ સરળ થઇ જશે.

* જ્ઞાનીઓએ આપણને મુસાફર કહ્યા છે. વાત સાચી છે. અહીં તો આપણે થોડા દિવસ માટે છીએ. પછી 'મરતા' નથી, આપણે ઘેર જઈએ છીએ, કેવો સરસ ને સાચો વિચાર!

* હજારો મણ કચરો ખૂબ પરિશ્રમ કરીને કાઢીએ ત્યારે કોઈ હીરો હાથ લાગે છે. આપણે એવો થોડો પણ પરિશ્રમ કચરારૂપી જૂઠ કાઢવાને અને હીરારૂપી સત્ય શોધવાને માટે કરીએ છીએ ખરા?

* પરિશ્રમ વગર એટલે કે તપ વગર કશું જ થઇ શકતું નથી; તો પછી આત્મશોધ કેમ થઈ શકે?

* જો બધો સમય ભગવાનનો હોય તો આપણે એક ક્ષણ પણ નકામી કેમ જવા દઇએ? આપણે ભગવાનના હોઈએ તો આપણા શરીરનો એક ભાગ પણ મોજશોખમાં કેમ આપીએ?

* અનાસક્ત કાર્ય શક્તિ આપનારું છે; કારણ કે અનાસક્ત કાર્ય એ ભગવાનની ભક્તિ છે

* જમશેદ મહેતાએ આમીગીના ફ્રાન્સિસની એક પ્રાર્થના મોકલી છે. તેમાં આ ભાવ આવે છે: 'હે ભગવાન! કોઈને આપવાથી જ અમને મળે છે મરીને જ અમે અમરપદ પ્રાપ્ત કરી શકીએ છીએ.'

* જમીનનો માલિક તો તે જ છે જે તેના પર મજૂરી કરે છે.

* જે અંતરમાં ખરેખર સ્વચ્છ છે તે બહાર અસ્વચ્છ હોઇ જ ન શકે.

* સાચું કાર્ય કદી નકામું નથી થતું; સાચું વચન અંતે કદી અપ્રિય નથી થતું.

* શુદ્ધ હૃદયમાંથી નીકળેલું વચન કદી નિષ્ફળ નથી થતું.

* આળસથી આપણને દુઃખ થશે તો આપણે આળસુ નહીં રહીએ, એ જ રીતે આપણને વ્યભિચારથી દુઃખ થશે તો આપણે વ્યભિચારી નહીં બનીએ, નહીં રહીએ.

* પ્રથમ કામ, પછી મળે તો, દામ જેટલા દામ આ થઈ પરમાત્માની સેવા, દામ પહેલા માગો તો તે થઇ સેતાનની સેવા.

* કામનાને મંતોષવી એ સારું છે, પણ શરુ કર્યા પછી તેને રોકવી અસંભવિત નહીં તો મુશ્કેલ તો છે જ.

* જે માણસ પોતા પર કાબૂ નથી રાખી શકતો તે બીજા પર કદી સાચો કાબૂ નહીં રાખી શકે.

* પોતાને ઓળખવાને માટે માણસે પોતામાંથી બહાર નીકળી તટસ્થ બનીને પોતાને જોવો જોઇએ.

* જે માણસ કોઈનો યે બોજો હલકો કરે છે તે નકામો નથી.

* આપણે જેને સાચું ને શુભ માનીએ તે જ કરવામાં આપણું સુખ છે, આપણી શાંતિ છે, નહીં કે બીજા કહે કે કરે તે કરવામાં.

* પુષ્કળ વાચનથી શક્તિ તો આવે છે પણ જ્ઞાન વગર સાચી સ્વતંત્રતા નથી મળતી.

# સૈનિકો અને સજ્જન

ડૉ. ઉપેન્દ્ર ર ભટ્ટ

કોઇપણ સૈનિક લશ્કરી નિયમનો કે કાયદાનો ભંગ કરે તો તેને સજા કરવા માટે લશ્કર ખાતાને પોતાનું અલગ અને સ્વતંત્ર ન્યાયાધીશ મંડળ હોય છે એની અદાલત ગુનેગારને જે સજા કરે તેની સામે તહોમતદારની કોઈ માગણી કે વિનંતી ચાલી શકતી નથી. આ જાતની સજાને 'કોર્ટ માર્શલ' કહેવામાં આવે છે

એકવાર ડ્યૂક ઑફ વેલિંગ્ટને કોર્ટ માર્શલના કેટલાક હુકમો મહારાણી વિક્ટોરિયા પાસે તેમની સહી માટે રજૂ કર્યા દરેક આરોપીને કરવામાં આવેલી સજા વિષે મહારાણી વાંચતા જાય અને પોતાના દસ્કત કરી એને મંજૂરી આપતા જાય

એમની પાસે એક એવું સજાપત્ર આવ્યું કે તેમાં ગુનેગારને પોતાની સજા ફરમાવવામાં આવી હતી આ હુકમ વાંચતાં મહારાણી એકદમ થંભી ગયાં, અને તેમની પાસે ઊભા રહી સહીઓ કરાવતા સરસેનાપતિ લૉર્ડ વેલિંગ્ટન સામે કુતૂહલથી જોઈ રહ્યાં લૉર્ડ વેલિંગ્ટન કંઈક વિચારમાં પડી ગયા. મહારાણી વિક્ટોરિયાની ઉંમર ત્યારે ફક્ત વીસેક વરસની હતી અને તેઓ નવાસવાં ગાદીએ આવેલાં હતાં તેમણે લૉર્ડ વેલિંગ્ટનને ઈંતેજારી ભરી નજરે પૂછ્યું, 'આ માણસની તરફેણમાં તમારે કંઈ જ કહેવાનું નથી?'

લૉર્ડ વેલિંગ્ટને જવાબ આપ્યો, 'કંઈપણ નહિ ત્રણત્રણવાર પોતાનું કામ પડતું મૂકી એ ભાગી ગયો છે એને તો ગોળી મારી ઠાર કરી નાખવો જોઇએ'

મહારાણીએ કહ્યું 'જરા ફરીથી વિચાર કરો'

અનુભવી વનિતાવત્સલ લૉર્ડ વેલિંગ્ટન મહારાણીના અંતરની આકુળતા સમજી ગયા તે બોલ્યા, 'એ માણસ કનિષ્ઠ કક્ષાનો લડવૈયો છે'

મહારાણીએ પૂછ્યું, 'બીજા લોકો એના સ્વભાવ વિશે શું કહે છે?'

સરસેનાપતિએ જવાબ આપ્યો, 'એની વિરુદ્ધમાં કોઈને કાંઈપણ કહેવાનું નથી લોકો કહે છે કે તે ઉત્તમ પ્રકારનો સજ્જન છે'

'તો એને માટે એટલું બસ નથી? હું તમારો હાર્દિક આભાર માનું છું અને એને માફ કરું છું' એમ કહી મહારાણીએ હુકમના કાગળ ઉપર મોટા અક્ષરે લખ્યું 'આ સજા માફ કરવામાં આવે છે' અને એની નીચે લીટી દોરી પોતાની સહી કરી, પછી ધ્રુજતે હાથે એ હુકમપત્ર તેમણે લૉર્ડ વેલિંગ્ટનને આપ્યો નાજુક, નમણાં, સત્તાશીલ પણ સમભાવભર્યાં નાનકડાં રાજમાતા તરફ આશ્ચર્ય અને આદરથી લૉર્ડ વેલિંગ્ટન જોઈ રહ્યા

*

બાપુજીએ કરેલી જલિયાંવાલા બાગના હત્યાકાંડના એક પ્રસંગની આ વાત છે

એક હિંદુ ભાઈની ધાયલ કથા સાંભળીને તેની તપાસ કરવા પરમપૂજ્ય ગાંધીજીએ દીનબંધુ એન્ડ્રુઝને ઊભા કર્યો. સાથે એમને ભાષાની અગવડ ના પડે એટલા માટે મને પણ ઊભો કર્યો. અમે બંને ગયા જ્યાં પેલા ભાઈ ઘાયલ થએલા ત્યાં મારી સાથે ગોરા અંગ્રેજને જોતાં તે ભાઈ ઉશ્કેરાટમાં આવીને બોલી ઊઠ્યા 'આને તમે સાથે કેમ લાવ્યા? તે તો આપણો દુશ્મન ગણાય. એને બહાર કાઢી મૂકો. પછી જ મારી જોડે વાત કરો.'

દીનબંધુ એન્ડ્રુઝ તો ઘાવના જખમોને જોતા હતા અને આંખમાંથી દડ દડ આંસુ સારતા હતા. એ આંસુએ પેલા ભાઈના ઉશ્કેરાટને પાવન કરીને શાન્ત કરી દીધો. એવો તો હૃદયપલટો કરાવ્યો કે બિછાનેથી જોર કરીને તે ભાઈ ઊઠ્યો ને એન્ડ્રુઝ સાહેબને જોરથી ભેટી પડ્યો. એ દૃશ્ય હજી યે હું જોઈ રહ્યો છું'

પૂ. ગાંધીજીને આ વાત કરી તે જ વખતે આનંદનાં આંસુઓ સાથે બોલી ઊઠ્યા કે 'જોયું! પ્રેમ અને અહિંસા દુશ્મનોને કેવા મોળા પાડી દે છે'

ચિ. ન.

# આવા હતા બાપુ

'ઇન્દુ'



દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ અને બોઅર યુદ્ધનું કામ પત્યા પછી ગાંધીજીએ વિચાર્યું કે, અહીં રહું તેના કરતાં દેશમાં હું વધુ સેવા કરીશ. અહીં સેવા કરતાં મુખ્ય ધંધો પૈસા કમાવાનો જ કદાચ રહે.

ગાંધીજીએ પોતાના નિર્ણયની વાત મિત્રવર્ગમાં કરી. ખૂબ ચર્ચા થઈ. આખરે શરતી સ્વીકાર થયો કે જે કોઈને ગાંધીજીની જરૂર જણાય તો ગાંધીજીએ પાછા દક્ષિણ આફ્રિકા આવવું.

અને માનપત્રોની હારમાળા ચાલી. સભાઓ થઇ. દરેક ઠેકાણેથી કીમતી ભેટો મળી.

ભેટોમાં સોનાચાંદીની ચીજો તથા હીરાની કિમતી માળાઓ પણ હતી. આ બધું જોઈ ગાંધીજી અકળાયા, અસ્વસ્થ બન્યા. અને વિચારવા લાગ્યા:

"આ બધી વસ્તુઓનો સ્વીકાર કરવાનો મને શો અધિકાર? એનો સ્વીકાર કરું તો કીમતી સેવા હું પૈસા લઇને નહોતો કરતો એમ મારા મનને કેમ મનાવું? અને એક પચાસ ગીનીનો હાર કસ્તૂરબાને માટે કોઈએ આપ્યો હતો. પણ તે તો મારી સેવા અંગે જ મળ્યો હતો. તે પણ કેમ લેવાય?"

આમ આખી રાત્રિ ગાંધીજીએ બાવરાની જેમ જાગીને ગાળી. ઓરડામાં આંટા માર્યા કર્યા. પણ કંઇ નિર્ણય થઈ શકતો નહોતો સેંકડોની ભેટો જતી કરવી એ પણ વસમું લાગતું હતું અને રાખવી એ વધારે ભારે લાગતું હતું. વળી પાછા ગાંધીજી વિચારે ચડ્યા.

'હું કદાચ ભેટો જીરવી શકું પણ

મારાં બાળકોનું શું? સ્ત્રીનું શું? તેમને શિક્ષણ હું સેવાનું આપતો હતો. સેવાનું દામ લેવાય નહીં એમ હંમેશાં સમજાવતો હતો. ઘરમાં ઘરેણાં નહોતો રાખતો. સાદાઈ દિવસે દિવસે વધારવાની વાતો કરતો હતો. ત્યાં આ સ્થિતિમાં સોનાની ઘડિયાળો કોણ પહેરશે? સોનાના અછોડા ને હીરાની વીંટીઓ કોણે પહેરવાં? ઘરેણાંગાંઠાંનો મોહ તજવા હું બીજાઓને કહેતો. હવે આ દાગીના ને ઝવેરાત રાખવાં?

ખૂબ મથામણ પછી ગાંધીજીએ નક્કી કર્યું કે બાળકો અને કસ્તૂરબાને સમજાવીને આ દાગીનાનું ટ્રસ્ટ બનાવીને દાગીનાઓ ટ્રસ્ટીઓને સોંપી દેવા.

સવાર પડી. બાળકો તો ગાંધીજીના વિચારમાં પૂરા સહમત થતા બોલ્યા: 'અમારે આ દાગીનાઓનું કામ નથી. આપણે તે બધું પાછું જ આપવું જોઈએ. કદાચ આપણને એવી વસ્તુ જોઈતી હશે તો આપણે પોતે ક્યાં નથી વેચાતી લઈ શકતા?

ગાંધીજી તો બાળકોના આ શબ્દોથી રાજીના રેડ થઈ ગયા. પણ કસ્તૂરબાને સમજાવવાની મુશ્કેલી હતી. છેવટે બાળકોને વકીલ તરીકે મોકલવા વિચાર કર્યો અને ગાંધીજીએ પૂછ્યું: 'પણ બાને તમે સમજાવશો ને?'

બાળકો રાજી થતા બોલ્યા: 'જરૂર, જરૂર. એ અમારું કામ. એને ક્યાં એ દાગીના પહેરવા છે? એ તો અમારે સારુ રાખવા ઇચ્છે. અમારે ન જોઈએ પછી એ શાની હઠ કરે?'

પણ ધાર્યા કરતાં કામ વસમું નીવડ્યું.

કસ્તૂરબા ગુસ્સામાં બોલ્યાં: 'તમારે ભલે એ દાગીનાનો ખપ ન હોય. તમારા છોકરાઓને ભલે ન હોય. બાળકોને જેમ ચડાવો તેમ ચડે તમે ભલે મને પહેરવા ન દો, પણ મારી વહુઓનું શું? આટલા હેતથી લોકોએ આપેલી ભેટ પાછી ન દેવાય!' રોષ અને ક્રોધ સાથે આંખમાંથી અશ્રુધારા ચાલી

ગાંધીજીએ ખૂબ શાંતિથી કહ્યું: 'છોકરાઓ પરણે તો ખરા! હજુ તો નાના છે. મોટા થાય ત્યારે ભલે તેને જે કરવું હોય તે કરે. અને આપણે ક્યાં ઘરેણાંની શોખીન વહુ ગોતવી છે? આમ છતાં પણ કંઈ કરાવવું જ પડે તો તો હું ક્યાં નથી બેઠો?'

આંખોમાંથી આંસુ લૂંતાં કસ્તૂરબા બોલ્યાં: 'જાણ્યા તમને. મારાં ઘરેણાં પણ લઇ લીધાં એ જ તમે ના? મને સુખે નથી પહેરવા દીધું. એ તમે મારી વહુઓને સારુ શું લેવાના હતા? છોકરાઓને આજથી વેરાગી બનાવી

રહ્યા છો? એ દાગીના નહીં પાછા અપાય. અને મને ભેટ મળેલો હાર પર તમારો શો હક?'

'પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો છે?' ગાંધીજીએ પૂછ્યું.

'ભલેને. તમારી સેવા એટલે મારી પણ થઇ. મારી પાસે રાતદહાડો મજૂરી કરાવી એ સેવામાં નહીં ગણાતું હોય? રડાવીને પણ જેને તેને ઘરમાં રાખ્યા ને ચાકરીઓ કરાવી તેનું શું'

આવાં તાતાં તીરો છૂટતાં હતાં છતાં પણ ગાંધીજીએ નક્કી કર્યું હતું કે આ દાગીનામાંથી કંઈ પણ ન રાખવું. છેવટે ખૂબ સમજાવટ અને મથામણ પછી કસ્તૂરબા પણ સહમત થયા અને એ બધી ભેટો પાછી આપી દીધી.

ગાંધીજી સ્પષ્ટ માનતા કે જાહેર સેવકને અંગત ભેટો ન હોય. અને કસ્તૂરબાને પણ ભૂતકાળમાં ભેટો વિષે જે પગલું ભર્યું હતું તેની યોગ્યતા જણાઈ હતી.

*

## ચાચાજીની વાતો.

એક ભાઈ પાસેથી સાંભળેલી આ વાત છે. "મને ચેન પડતું નહતું. ગુરુદેવ કલકત્તામાં છે. માંદગીને બિછાને છે. રોજ રોજ સમાચાર આવે છે કે ગુરુદેવની હાલત ગંભીર બનતી જાય છે. મારાથી રહેવાયું નહિ. છેવટે એમ જ થયું કે 'લાવ, ગુરુદેવ પાસે ચાલ્યો જાઉં.' મેં મારી આ ઇચ્છા ગુરુદેવને લખી જણાવી. જવાબ મળ્યો: 'નહિ, ત્યાં જ રોકાઓ અને બાળકોની સંભાળ લો છો તેમ લીધે રાખો. અહિં આવવાની જરા યે જરૂર નથી સમાચાર તો મળતા જ રહે છે ને મળ્યાં કરશે.'

"મન ઉપર સંયમ આણ્યો. રોકાઈ ગયો

"બીજે દિવસે સમાચાર મળ્યા કે! 'ગુરુદેવ ગયા!' વાતાવરણમાં ગ્લાનિ પ્રસરી ગઈ. સમયસૂચકતા અને ધીરજ બતાવીને બાળકો બધાને રસોડે જમવા મોકલી દીધાં. હું મારી ઓરડીમાં ભરાઈને છાનોમાનો રડી રહ્યો. હૈયાનો ભાર તેથી ઓછો થાય એવો મારો આશય હતો. ક્યાં સુધી લગી આમ શૂન્ય બનીને પડી રહ્યો. એવામાં પાછલે બારણેથી એક કૂતરો આવ્યો. જે કૂતરો ગુરુદેવને અતિશય પ્રિય હતો. એણે આવીને જાણે મારા રુદનમાં ભાગ પડાવતો હોય એમ ઊં...ઊં....ઊ....જેવો અવાજ કરીને મારી પાસે આવીને બેઠો. થોડી વારે ઊઠીને ચાલ્યો ગયો. બસ, આ કૂતરો છેલ્લો જ દેખાયો. પછી તો ક્યાં અલોપ થઈ ગયો તેની ખબર કોઇને નથી! છેલ્લો આવીને મને દિલાસો આપી ગયો એમ મને પ્રતીતિ થયાં કરે છે. પ્રાણીમાં પણ પ્રેમની આવી ઊંડી સમજ પડી છે."

વિમળા પટેલ

*

# સામ્યવાદ—સાધન સાધ્ય વિવેકની દૃષ્ટિએ

અજિત સરૈયા

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર સાધનાઓ જેણે નિર્માણ કરી છે તે મહાન તત્ત્વવેત્તા તો છે જ પણ તે સાધનાઓ જે ક્રમમાં મૂકી છે તે જોતા એમ કહેવું પડે છે કે તે ઇતિહાસવેત્તા પણ છે. ઇતિહાસ તરફ દૃષ્ટિ ફેંકતા જણાશે કે પ્રથમ જીવનનો પાયો ધર્મ હતો. યુદ્ધો ધર્મ માટે ખેલાતા અને ત્યારે જમીનદારશાહી સમાજ રચના હતી, ત્યારે ગામડાઓ સ્વાયત્ત હતા. ગામડાઓ જે સ્થાનિક પેદાશ કરતા તે જ વાપરતા. અદલ બદલી કે વેચાણ કરવાની પ્રથા નહતી. કારણ કે વિનિમયના સાધનોનો વિકાસ થયો નહતો. રસ્તાઓ પણ નહતા. માલની હેરફેર માટે જોઈતી સલામતી પણ નહતી. પણ એ સમાજરચનાનો મોટો અવગુણ એ હતો કે જેમ માલની હેરફેર ન થતી તેમ જ્ઞાનની પણ હેરફેર થતી નહતી. લોકો ધર્મઝનૂની હતા, તેમનું રક્ષણ કરવા માટે ઠાકોરો ઊભા રહેતા અને તેને બદલે તેમનું ખેતરોમાં કામ કરાવી શોષણ કરતા.

કાળ આગળ વધ્યો. ફ્રાન્સમાં આ ઉમરાવો-ઠાકોરો સામે બળવો થયું. 'સ્વતંત્રતા' સમતા અને બંધુતા' એ બળવાખોરોના મંત્ર હતા. જમીનદારશાહીના મરણ પર આંસુ સારતા બર્કે કહ્યું કે: મરદાઈનો જમાનો ગયો. ('Age of chivalry has gone') ઇંગ્લેન્ડમાં ઠાકોરપ્રથાનો અંત આણ્યો ક્રોમવેલે. તેણે જમીનદારોની સત્તા મર્યાદિત કરી અને વેપારનો વિકાસ કર્યો. વેપારના વિકાસ માટે સ્વતંત્ર ખેડૂતો અનિવાર્ય હતા. દેશપરદેશ સાથે વેપાર થવા લાગ્યો. એક જ વ્યક્તિ પરદેશ સાથે વેપાર કરવા શક્તિમાન ન હોવાથી બધા વેપારીઓ પોતાનો માલ ભેગો ખડકી ભાગમટે માલ (Joint stock) એક જ વહાણમાં મોકલતા. અને આ રીતે પંત્યાળાના વેપાર (Joint stock company)ની ઉત્પત્તિ થઈ. ભારતમાં ઈસ્ટ ઈન્ડિયા કંપની વેપાર અર્થે આવી. આમ વેપારી સ્પર્ધાનો જન્મ થયો.

આ વેપારી મૂડીવાદ સામ્રાજ્યવાદમાં પરિણમ્યો. મુક્ત વેપારે અઢળક ધન આપ્યું. તેની શરૂઆત ચાંચિયાગીરીથી થઈ. તેમાં મુખ્ય ફ્રાન્સિસ ડ્રેક હતો. તેને ઈલિઝાબેથે 'સર'નો ખિતાબ આપ્યો હતો! આ ચાંચિયાગીરી કરનાર પૃથ્વીના ખંડે ખંડ ફરી વળ્યો. અને અમેરિકા શોધાયું, આફ્રિકામાંથી ગુલામોનો વેપાર શરૂ થયો. ઓસ્ટ્રેલિયાના આદિવાસીઓ ઠાર થયા. કંપની સરકારના રાજ્ય દરમ્યાન એકલા ભારતમાંથી જ પંદર અબજની લૂંટ થઈ. લૂંટ Loot શબ્દ અંગ્રેજી ભાષામાં ત્યારથી જ આવ્યો છે તે આ વાતની સાક્ષી પૂરે છે. ઇંગ્લેન્ડ લૂંટ લઈ ગયા પછી કંપનીના નોકરો હસતા હસતા એકબીજાને જુલમ કર્યા બદલ ઠપકો આપતા! અરે ત્યાંના એક રૂઢિચુસ્ત લખે છે કે, 'કુદરત તો જ્યાં સૂર્યનો તડકો આપે ત્યાં જ વરસાદ વરસાવે પણ કંપનીના નોકરોએ જોહુકમીનો તાપ આપ્યો ભારતને, પણ તે તાપથી વાદળ બંધાયાં તે જઈ વરસ્યાં ઇંગ્લેન્ડ પર!

પછી આવ્યો વૈજ્ઞાનિક શોધનો જમાનો. આર્કરાઈટનું કાંતણયંત્ર, ક્ર્યુનનું વણાટયંત્ર અને જેમ્સવોટનું વરાળયંત્ર—એ બધા યંત્રો જો ભારતમાંથી રૂ ન ગયું હોત તો રડતા અંગ્રેજ બાળક માટે રમકડાં પુરવાર થાત! ભારતે તેમને કાચી ધાતુ અને વિશાળ બજાર પૂરું પાડ્યું. સામ્રાજ્યવાદી લૂંટે વૈજ્ઞાનિક શોધ માટે પૈસા આપ્યા. અને તેમાંથી જન્મી ઔદ્યોગિક ક્રાંતિ. વેપારી મૂડીવાદ ઔદ્યોગિક મૂડીવાદમાં પરિણમ્યો. મર્યાદિત જવાબદારીવાળી (Limited Company) કંપનીઓ ઊભી થઈ અને તેમાં વહિવટી દલાલ, વેચનાર દલાલ (મેનેજીંગ એજન્ટ, સેલીંગ એજન્ટ) વગેરેની ઇજારાશાહી રચાઈ.

મૂડીવાદનો વિકાસ જોતાં ખૂબ જ મહત્ત્વની શોધ હતી વરાળના ચાલક બળ તરીકેના વપરાશની. આ શોધથી હાથઉદ્યોગો ભાંગ્યા અને કારખાના પદ્ધતિ શરૂ થઈ. કારખાના પદ્ધતિથી મજૂરોના પ્રશ્ન ઊભા થયા. કારખાનામાં શ્રમના આત્યંતિક વિભાજનથી (Minutest division of labour) કારીગર સ્વતંત્ર બુદ્ધિ ગુમાવી બેઠો. તે કારીગર મટી મજૂર બન્યો. પોતાના સર્જન પ્રત્યે તેને મમતા કે અભિમાન રહ્યા નહિ આધુનિક અર્થશાસ્ત્રના પિતા ઍડમ સ્મિથ કહે છે કે એક ટાંચણી પેદા કરવા માટે દોઢસોથી વધુ મજૂરો કામ કરતા! ગુજરાતમા આ યંત્રવાદને દલપતરામે ઓળખ્યો અને 'હુન્નરખાનની ચડાઈ'નું કાવ્ય લખ્યું.

મૂડીવાદનાં લક્ષણો ટૂંકમાં નીચે પ્રમાણે ગણાવી શકાય.

'સસ્તા બજારમાંથી ખરીદવું અને મોંઘામાં વેચવું.'

'ઓછી મજૂરી આપી વધુ નફો મેળવવો.'

'બીજા દેશમાંથી કાચી વસ્તુઓ અને પેદાશ માટેના બજારોમા સરસાઈ રહે માટે રાજદ્વારી સત્તા મેળવવી અને બીજા દેશના સ્થાનિક રહેવાસીઓ પર જુલમ ગુજારવો.'

મૂડીવાદનો વિકાસ જોતાં જણાશે કે તે હંમેશ ગતિશીલ છે. જો તેને નવા ક્ષેત્ર ન જડે તો તે તેના આશ્રયદાતાને જ ભરખી જાય છે. બર્નાર્ડશૉના શબ્દમાં કહીએ તો 'તે બ્રેક વગરની દોડતી મોટરગાડી છે, ક્યાં અને ક્યારે અફળાશે તેની કોઈને ખબર નથી.' આ વિકાસશીલ સ્વભાવમાં જ મૂડીવાદના વિનાશના બીજ પડેલા છે. મુક્ત વેપારથી હરીફાઈ અને હરીફાઈથી 'ઍસોસિએશન', 'ટ્રસ્ટ', 'કાર્ટેલ' 'પુલ' અને ઈજારાશાહી ઉત્પન્ન થયાં. અને પછી થયાં યુદ્ધો. યુરોપે છેલ્લા પચાસ વર્ષમાં બે યુદ્ધો જોયાં છે. દરેક રાજ્યને વેપાર કરવા સત્તા જોઈએ તે કેમ બને? પ્રેમાનંદના શબ્દમાં 'સહુ કોઈ વર નહિ કોઈ જાન!'

'જેટલા યંત્ર વધ્યા તેટલાં કારખાના વધ્યાં.'

'જેટલા કારખાના વધ્યાં તેટલાં મજૂરો વધ્યા'

'જેટલાં મજૂરો વધ્યાં તેટલાં મંડળો વધ્યાં.'

અને પછી થઈ હક્ક માટેની સાઠમારી (Charter of Demand).

ફ્રાન્સમાં ચઉદમાં લૂઈના બેફામ ઉડાઉ પણાએ બળવાને જન્મ આપ્યો. ઇતિહાસકાર ડેવિસના શબ્દમાં 'અતિશય ખર્ચાળપણુ ક્રાંતિની માતા છે, તેમ રશિયાના ઝારના મોજશોખે રશિયામાં અનાજ માટે હુલ્લડોને જન્મ આપ્યો. જેમ કાંગારૂનાં પેટમાં જ તેનું બચ્ચું રહે તેવી કુદરતી યોજના છે તેમ મૂડીવાદે સામ્યવાદને જન્મ આપ્યો. સુંદરમૂના શબ્દોમા:

'જંજીરને જે ઘડતી હથોડી,
ઘડી દીએ છે શમશેર કોકદી.'

જર્મનીના યહુદી કાર્લમાર્કસે લંડનના મ્યૂઝિયમમાં બેસી આધુનિક સામ્યવાદી વેદ સમા પોતાના ગ્રંથ 'કૅપિટલ'માં સામ્યવાદના સિદ્ધાન્તો લખ્યા છે સામ્યવાદને સમજવા માટે આપણે તેના મુખ્ય સિદ્ધાન્તોનું વિહંગાવલોકન કરીએ.

માર્કસે ઇતિહાસનું આર્થિક દૃષ્ટિએ અર્થઘટન કરતા કહ્યું છે કે મૂડીવાદમા દરેક દશ વર્ષે મોટી મંદી – Crisis – આવવાની જ છે. 'છતના સમય પછી અછતનો સમય આવે છે.' આને વ્યાપારચક્ર કહે છે.

યુદ્ધસામગ્રીના કારખાનાઓ નફો આપતાં હોવાથી યુદ્ધો થવાના જ. 'આપણા સમયની ગુલામી' નામના પોતાના પ્રખ્યાત નિબંધમા ટૉલ્સ્ટોય પણ એમ જ કહે છે.

મૂડીવાદમાં શ્રમજીવીઓ હમેશા વધુ ને વધુ શોષાવાના અને તેમની પાસે તેમના હાથપગ સિવાય બીજું કંઈ પણ મૂડી રહેશે નહિ. માર્કસ એ વર્ગને ઊભડ ('પ્રોલિટેરિયેટ') કહે છે.

મજૂરો પોતાની રોજીથી વધુ પેદા કરે છે અને તે ખૂબ જ છે અને તેનો લાભ કારખાનાના માલિકો લઇ જાય છે આ છે અવશિષ્ટ મૂલ્યનો સિદ્ધાન્ત મજૂરોને પોતાની જરૂરિઆત પ્રમાણે રોજી નથી મળતી જેની હિમાયત રસ્કીન સર્વોદય (Unto this last)મા કરે છે, જે ભાવના ગાધીજીએ 'સર્વોદય'મા સ્વીકારે છે મજૂરો જેટલુ પેદા કરે છે તેટલો લાભ અવશ્ય તેમને મળતો નથી ત્યારે મજૂરોની રોજીનુ ધોરણ શુ છે? સમયવેતન' (રોજના દરે) અને 'કામવેતન' (કરેલા કામ પર વેતનનુ નક્કી થવુ) ઈત્યાદિ નિયમો છે પણ સૌથી મોટો નિયમ તો માગ અને છતનો છે મજૂરો ઘણા છે અને કારખાનાના માલિકો થોડા છે માટે તેઓ સસ્તા દરે મજૂરી મેળવી લે છે બીજુ મજૂર જો એક દિવસ ઓછે વધતે હિસાબે મજૂરી ન સ્વીકારે તો તે હમેશને માટે તેટલી આવક ગુમાવે છે કારણ કે મજૂરી સમય સાથે સકળાયેલી છે શ્રમ એ વિનાશી પદાર્થ છે

વળી મજૂરોને જીવાઈ પૂરતો પગાર આપવામા આવે છે એટલે કે એટલુ વેતન હોય કે જે શરીર અને આત્માને ભેગા રાખી શકે દાખલા તરીકે મૂળજી જેઠા મારકેટના ગુમાસ્તાને (મિલ મજૂરો કરતા પણ તેમની સ્થિતિ કફોડી છે) માત્ર જીવન ટકી રહે તેટલો પગાર આપવામા આવે છે તેના બદલામા તે શેઠના ઘરનુ અને દુકાનનુ કામ કરે છે અને શેઠશેઠાણીના સ્વભાવને સહન કરે છે આમ જો એ સફળ થાય તો ખૂબ જ ટાલાવાનાને અતે તેને શેઠ પરણાવી આપે છે માર્ક્સના સિદ્ધાન્ત પ્રમાણે આ કૃત્યમા પણ શેઠ રહેમ કરતો નથી ગુમાસ્તો પરણી પોતાની જાતની વૃદ્ધિ કરે તેથી કરીને શેઠના છોકરાને ગુમાસ્તો મળે વળી પરણેલો માણસ દુકાનમાથી ચોરી કરવાની કે બીજી દુકાનમા લેઠાવવાની કે બીજો ધધો કરવાની હિંમત ન કરી શકે આમ પર પરાની ગુલામીનુ સર્જન થાય છે પણ આ પરપરાના સબધો પર જ્યારે ગર્વ કરવામા આવે છે ત્યારે ખરેખર દુખ થાય છે આ જીવાઈ પૂરતો પગાર કે પેટવડિયુ (Subsistance wage) બે કારણોથી આપવામા આવે છે એકતો દેહ અને જીવની સયોગ સિદ્ધિ માટે અને બીજુ શ્રમજીવીને પોતાના દેહના પુનર્જન્મ માટે આવા ગુમાસ્તાવર્ગને માર્ક્સ વસવાયા (બુર્ઝવા) કહે છે મૂડીવાદીના અતિશય સપર્કને કારણે તેનુ માનસ મૂડીવાદી છે તેનુ ખિસ્સુ મિલમજૂરોથી પણ નીચુ છે આ છે આપણા દેશનો મધ્યમ વર્ગ મૂડીવાદીઓના નફાનો સરવાળો એ કરે છે આવકવેરાની ઓફીસમા જઈ મૂડીવાદીઓનો નફો પણ એ સતાડે છે ફક્ત એક જ આશામા કે એ પણ કોઈ દિવસ પોતાના શેઠ જેવો થઇ જશે! મૂડીવાદ સામેના કોઈ પણ પગલાની અસર એના પર વધુ થાય છે મૂડીવાદ ચાલુ રહે માટે ભોગ પણ એ વર્ગ આપે છે તે નામત નહિ પણ પરિણામત ધનજીવી છે તે નકલી કે ઉમેદવાર મૂડીવાદી છે માર્ક્સનુ આ પૃથ્થકરણ સાચુ છે —નફો પ્રેરક ચાલક બળ— માટેની દલીલો પણ આ વર્ગની બુદ્ધિમાથી જન્મેલી હોય છે આ વર્ગ મૂડીવાદનો મસાલચી છે મહારાષ્ટ્રની ચળવળ ગુજરાતી મૂડીવાદીઓ સામે હતી પણ લૂટાયા હતા પરેલના મધ્યમ વર્ગના ગુજરાતીઓ! વાલકેશ્વરના ગુજરાતીઓ મહાબળેશ્વર ચાલ્યા ગયા હતા. વળી મહારાષ્ટ્ર સ્થપાતા તેનુ સ્વાગત કરવા માટે ગુજરાતી પૈસાપાત્ર વર્ગ પ્રથમ હતો બર્નાર્ડ શોએ ખરેખર કહ્યુ છે કે 'મૂડીવાદને સ્વદેશ કે સ્વાત્મા હોતા નથી તેમ વિશ્વ પરાયુ પણ નથી' આદર્શ, ધર્મ નીતિ ઈત્યાદિ સદ્ગુણોનુ પાલન વસવાયા ગુમાસ્તાવર્ગ માટે જ છે તે પાપ ભીરુ છે. તે પ્રમાણિક રહે તો તેના શેઠને નિરાત રહે એક તરફ અઢળક પૈસો પેદા કરનાર કા તો નીતિની પરવા કરતો નથી અથવા તો વ્યવહારુ નીતિ પૈસાના જોરે જાળવી શકે છે બીજી તરફથી

અત્યંત શોષાયેલ વર્ગ (મજૂરવર્ગ) નીતિ, ધર્મ વગેરે પાળી શકતો જ નથી. આમ મૂડીવાદ એકને નીતિહીન અને બીજાને માનવતાહીન બનાવે છે. ફક્ત મધ્યમવર્ગને ફાળે આવે છે ધર્મ, નીતિ ઇત્યાદિનું પાલન. નિમક ખાનારે નિમકહલાલ થવાની ફરજ છે. સાકર ખાનારે સાકરહલાલ થવાની ફરજ નથી. લેનીને સાચું જ કહ્યું છે કે 'આદર્શવાદ ગુમાસ્તાવાદ છે.' મૂડીવાદના જગન્નાથનો રથ આ વર્ગ ચલાવે છે.

આ જગત કોનું છે? આપણા ધર્મશાસ્ત્રો કહે છે બ્રહ્માનું છે. પણ બ્રહ્માએ સર્જેલા જગતમાં રહેવાય તેવું છે? નાનાલાલ પૃથ્વી પાસે પોકાર કરાવી કહે છે:

'હરિ નેહને નેણલે ઝુલાવી
કે દેવનાં દાન દીના!
પછી અગ્નિની સેજમાં પોઢાડી
કે પારકા કેમ કીધા?'

જ્યારે ઈશ્વરે પૃથ્વીને 'પારકી' કરી ત્યારે તેમાં રહેવાલાયક બાગબગીચા, મહેલો, રસ્તાઓ, ઘરો, કારખાનાઓ વગેરે બાંધી મજૂરોએ તેને અપનાવી છે. વળી 'જયા-જયંત'મા કવિ પૂછે છે:

'પૃથ્વી દેવની કે દાનવની?'
કવિ જવાબ આપે છે 'માનવની.'
કાર્લમાર્કસ કહે છે: 'મજૂરોની.'

માર્કસ જ્યારે પૃથ્વી મજૂરોની કહે છે તેની પછવાડે તેની ભાવના શુભ છે. એ ભાવના બાઇબલના સિદ્ધાન્ત 'સર્વ માનવ આજન્મ સમાન છે' પર નિર્ધારિત છે. એટલે જ આજે આફ્રિકાના દેશોમાં માર્કસનું 'કેપીટલ' વાંચવાની છૂટ છે (કારણ કે તે વાચ્યે સમજાય તેવું નથી) પણ ખ્રિસ્તી પ્રજા રાજ કરતી હોવા છતાં બાઈબલ વાચવાની બંધી છે! તેથી કાર્લમાર્કસ મજૂરો અને શોષિતવર્ગને હાકલ કરે છે. 'કામગારો! સંગઠિત થાવ તમારે શૃંખલા સિવાય કશું જ ગુમાવવાનું નથી.'

મૂડીવાદી પદ્ધતિનું પૃથક્કરણ કરતાં માર્કસ કહે છે કે વસ્તુની કિંમત તેના ઉત્પાદન માટે ખર્ચેલા શ્રમ ઉપરથી નથી આંકવામાં આવતી પણ તેની માંગ અને છત પરથી આલેખવામાં આવે છે. માટે જ વસ્તુના ઊંચા ભાવો ટકી રહે માટે કૃતિમ તંગી ઊભી કરવામાં આવે છે. બ્રાઝીલમાં કોફીનું ઉત્પાદન વધી જતાં, લોકો જ્યારે કોફી માટે ટળવળે છે ત્યારે સળગાવી દેવામાં આવે છે. આયર્લેન્ડમાં જ્યારે બટાટાનો દુષ્કાળ હતો ત્યારે અમેરિકામાં બટાટાના વાવેતર પર ઘોડાઓ ફેરવી તેનો નાશ કરવામાં આવ્યો હતો!

સામ્યવાદનો મહત્ત્વનો સિદ્ધાન્ત એ છે કે 'વ્યાજ, નફો, ભાડું' એ ચોરી છે. રણછોડલાલ રેંટિયાવાળાએ મુંબઈથી અમદાવાદ મિલનાં યંત્રો ગાડામાં નાખી ખૂબ જ મુશ્કેલીથી લઈ જઈ અમદાવાદમાં સર્વ પ્રથમ મિલ સ્થાપી. તેમનાં શ્રમ અને સાહસ આદર પાત્ર છે. તેનો યોગ્ય બદલો મળવો જોઈએ. તેઓ રાષ્ટ્રિય પુરુષ તરીકે આલેખવા જોઈએ. પણ આ સાહસના ફળ રૂપે તેઓ જિંદગી આખી એશઆરામ કરે, અરે તેમની પછવાડે એકોતેર પેઢી પણ આ શ્રમના બદલારૂપ બેફામ નફો ખાય અને એક તરફથી મજૂરોનું અને બીજી તરફ કાપડ વાપરનારા સમાજનું શોષણ કરે તે માર્કસને મંજૂર નથી. તે અક્ષમ્ય છે, તે ચોરી પણ છે. મૂળભૂત શ્રમ અને સાહસનો બદલો મળી ગયા પછીનું વળતર—જન્મ પ્રતિ જન્મ અને એકોતેર પેઢી ચાલે ત્યાં સુધીનું પરંપરાગત વળતર—ચોરી છે. ગીતા પણ કહે છે: 'યો ભુંક્તે સ્તેન એવ સઃ' તિબેટના લામાઓ પવનચક્કીને પોતાના ધર્મની વૃદ્ધિ કરવા માટે વાપરે છે. આ વર્ગ સૂરજને પોતાના કામે લગાડે છે. દિવસ ઊગે અને આથમે તેમા આ વર્ગનો નફો, વ્યાજ અને ભાડાંની આવક વધી જાય! માર્કસ આ વર્ગને સામાજિક

વાદાઓ કે સમાજના પરોપજીવિયા (પૅરસાઈટ) કહે છે

સૌથી છેલ્લો અને મહત્ત્વનો સિદ્ધાન્ત એ છે કે રાજ્ય હમેશા મૂડીવાદીની તરફેણ કરતું આવ્યું છે જ્યારે શોષણ થાય છે ત્યારે તે વચ્ચે પડતુ નથી. જ્યારે વિરોધ થાય છે ત્યારે તે મજૂરોને કચડવા માટે તૈયાર થાય છે. રાજ્ય હમેશા કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે હોય છે આ કાયદો અને વ્યવસ્થા મૂડીવાદને લાભની હોય છે વળી રાજ્યના સચાલકો પણ મૂડીવાદી વર્ગમાથી આવ્યા હોય છે માટે એક વખત ક્રાંતિ કરી રાજ્યને ઉથલાવી પાડો રશિયામા આવી ક્રાતિ થઈ છે ચીનમા પણ થઈ છે

આ છેલ્લો વિચાર આપણને સામ્યવાદના સાધનનો વિચાર કરવા પ્રેરે છે. આધુનિક જગત ના રોગનું જે નિદાન સામ્યવાદ કરે છે તે મહદ અંશે સાચું છે, તેના વિચારો સાચા છે. તેનુ પૃથ્થકરણ આપણે નકારી શકીએ તેમ નથી પણ તે રોગનુ ઔષધ સામ્યવાદ બતાવે છે તે વિચારણા માગે છે.

રાજ્ય ઉથલાવી પાડવાની હદ સુધી જવાને રોકતો એક માર્ગ છે લોકશાહીનો તે બાઈબલ કથિત 'સર્વ માનવી આજન્મ સમાન છે' નો સિદ્ધાન્ત માન્ય રાખે છે તે પુખ્તમતાધિકાર આપી રાજ્ય વ્યવસ્થા ફેરવવાની છૂટ આપે છે. મૂડી અગત્યની છે મૂડીવાદને અકુશમા રાખી શકાય છે લોકશાહીને માર્ગે. માટે સામ્યવાદથી મૂડી વાદને હિંસાત્મક રીતે હટાવવાની જરૂર નથી આ માન્યતા પશ્ચિમના દેશોની છે પણ લોકશાહી સામ્યવાદના પ્રતિકાર તરીકે કેટલી કામ આવે છે તે જરા ઊંડા ઉતરીને જોવાની જરૂર છે લોકશાહીનો સિદ્ધાન્ત અને લોકશાહીનો વ્યવહાર એ બે નિરાળી વસ્તુ છે લોકશાહીમા સર્વને સમાન હક્ક છે વિકાસ માટે સર્વને પોતાની શક્તિ પ્રમાણે મહેનત કરવાની છૂટ છે પણ સંપત્તિ વગર આ અધિકાર ભોગવી શકાય ખરો? વાણી સ્વાતંત્ર્ય પણ એક ગુમાસ્તો ભોગવી શકે ખરો? અને તેથી જ લોકશાસન શ્રીમતશાસનમા પરિણમ્યું છે. ડાર્વિને પોતાના ઉત્ક્રાન્તિવાદના પુસ્તકમા કહ્યુ છે કે લાબી ડોક-વાળા પ્રાણીઓ ટૂકી ડોકવાળા પ્રાણીઓ કરતા વધુ જીવે છે કારણ કે જ્યારે પાનખર ઋતુ આવે છે ત્યારે લાબી ડોકવાળા પ્રાણીઓ ઝાડ પર રહ્યા સહ્યા પાદડાઓ ખાઈ શકે છે અને ટૂકી ડોકવાળા ભૂખે મરી જાય છે શ્રીમતો આ લાબી ડોકવાળા પ્રાણીઓ છે હક્ક તો ટૂકી ડોકવાળા પ્રાણીને પણ છે પણ તેની પહોચ કયા? ઉમરાવશાહી જમાનામા ઉમરાવ બારણે બેઠેલો ભૂમિદાસ કે હાળીને (Serf) જમાડવાની ફરજ સ્વીકારતો મૂડીવાદના લોકશાહી જમાનામા બન્નેને સમાન હક્ક છે અને તેથી પેલો તેનો દાસ નથી અને તેથી તેને ખવડાવવાની ફરજ પણ ઉમરાવને નથી પણ નિર્બળ અને સબળ વચ્ચે સમાનતા કેવી? આમ લોકશાહી નિર્બળને વધુ નિર્બળ અને સબળને વધુ સબળ બનાવે છે

સામ્યવાદને લોકકલ્યાણના સાધન તરીકે અને લોકશાહીને લોકકલ્યાણના સાધન તરીકે ચર્ચતા ઇંગ્લેંડનો દાખલો આપણને આપવામા આવે છે ઇંગ્લેંડમા લોકશાહી પદ્ધતિથી મજૂરો માટે ઘણા કાયદાઓ પસાર થયા છે. ખાસ કરીને મજૂર નેતા શ્રી એટલીએ મજૂરને બદલાના કાયદામા ઘણા મહત્ત્વના ફેરફારો કરાવ્યા છે પણ એ યાદ રાખવું જરૂરી છે કે ઇંગ્લેંડ પોતાના મજૂરોને વળતર, જીવાઈ, મહેનતાણું, બેકારી ભથ્થુ વગેરે આપી શકે છે કારણ કે તેની પાસે સામ્રાજ્યમાથી આવેલી લૂટની લક્ષ્મી છે! વળી મજૂરોને આ હક્કો પણ ઇંગ્લેંડે ચળવળ વગર આપ્યા નથી ઉપરાત ચૂટણીમા ઊભા રહેવા માટે ઇંગ્લેંડમા ત્રણસો પાઉન્ડ અનામત તરીકે આપવા પડે છે આપણે ત્યા પણ પાચ હજાર રૂપિયા અનામત રાખવા પડે છે પ્રચારનું ખર્ચ

જઈ. આપણા દેશની માથાદીઠ આવક જોતાં આ લાભ કેટલા લઈ શકે? ધનવાન સિવાય કોઈ જ નહિ.

સંસ્કૃતમાં કહ્યું છે કે ભૂખ્યો માણસ વ્યાકરણ જમી શકતો નથી અને તરસ્યો કાવ્યરસ પી શકતો નથી.* તેમ આપણે કહી શકીએ કે ભૂખ્યો માણસ બંધારણ પોથીને જમી શકતો નથી ૨૬ મી જાન્યુઆરીએ રચેલી પ્રજાસત્તાક રાજ્યની ઘોષણા અને બંધારણમાં બિરદાવાયેલ માનવ-એકતા અને સમાન હકની આંડેધરી ભૂખ્યો માણસ ભોગવી કે માણી શકતો નથી. તેને માટે તે અર્થહીન છે.

માનવના સર્વ પ્રથમ અધિકાર તો જીવવાનો છે. જે મૂડીવાદ છિનવી લે છે. કારણ કે જીવવાના અધિકારમાં કામ કરવાનો અધિકાર સમાયેલ છે. કામ કરવું એટલે પોતાની રોટી સ્વમાનપૂર્વક રળી લેવી. જીવનાધિકારમાં ઉપાર્જનાધિકારનો સમાવેશ થાય છે. આ અધિકાર મૂડીવાદ છિનવી લે છે કારણ કે યંત્રના ઉપયોગથી બેકાર માણસો-ની હાર સર્જાય છે. સામ્યવાદ બધાને રોટી આપવાનું વચન આપે છે. મૂડીવાદનું સૂત્ર છે: 'દરેકની જરૂરિયાતથી લઈને દરેકને તેના સાધન પ્રમાણે બક્ષિશ.' સામ્યવાદ કહે છે: દરેકની જરૂરિયાતથી લઈને દરેકને તેની શક્તિઅનુસાર બક્ષિશ.' બેકારી સર્જતો મૂડીવાદ માણસને અનીતિમાન બનાવે છે. જે વ્યક્તિમાં સુપ્તરૂપે બુદ્ધ અને ઈશુ હોય છે તે ચોર બને છે. માર્ક્સ કહે છે પરિસ્થિતિ માણસને સર્જે છે. ગાંધી જેવા કોઈ વિરલા જ પોતાની પરિસ્થિતિ સર્જી લે છે. બાકી તો માણસ સંજોગઘડયું પૂતળું છે. અછત અને તંગી હોય ત્યારે માણસ ઉદાર બની શકતો નથી. મારવાડી બંગાળીની જેમ વર્તી શકતો નથી. વસ્તુના ભાવ ઊંચે ચડે છે ત્યારે માનવ માનવ વચ્ચેના ભાવ હેઠે ઊતરે છે. આપણા ધર્મચિંતકોએ પણ કહ્યું છે કે ગર્ભવતી સ્ત્રી જે ખાય, પીએ અને વિચારે તે અસર લઈ બાળક અવતરે છે. અન્ન તેવો ઓડકાર. તાજમહાલ પછવાડે નિર્મળ જમનાનાં નીર જો વહેતાં નહોત અને પછવાડે વિશાળ આકાશ નજરે ન પડતું હોત તો તે આટલો ભવ્ય લાગત? ભૂલેશ્વરની કોઈ ગલ્લીમાં તાજમહાલ હોત તો દુનિયાની અજાયબી ન બનત. માટે પરિસ્થિતિ માણસને સારો નરસો બનાવવા માટે જવાબદાર છે. સામ્યવાદ કહે છે કે બળપૂર્વક આ પરિસ્થિતિને ફગાવી દો. એક વખત હિંસાથી શોષણખોરોના નાશ કરી નવું રાજ્ય સ્થાપો અને શાંતિ ફેલાવો. 'યુદ્ધનાશ માટે યુદ્ધ'ની પછવાડે આ ભાવના છે. એ વાત સાચી છે કે મૂડીવાદ બેકારી સર્જે છે અને પ્રામાણિક માર્ગે પેટ ભરવાનાં સાધનો છીનવી લે છે. વળી બર્નાર્ડશોએ પોતાની લાક્ષણિક ભાષામાં પૂછેલા પ્રશ્નમાં—મૂડીવાદ પુરુષ માટે ચોરી અને સ્ત્રી માટે દેહ વિક્રય સિવાય ક્યાં સાધનો બાકી રાખે છે?—ઘણું તથ્ય છે. વળી એ પણ સાચું છે કે મૂડીવાદી સમસ્ત પ્રજાજીવનના માલિક છે. કારણ કે લેનિને કહ્યું છે કે, 'જે ઉત્પાદનનાં સાધનોનો માલિક છે તે જીવનનો માલિક છે.' પણ સામ્યવાદના બધાને રોટી પૂરી પાડવાના વચનની ભીતરમાં પણ જોવાની આવ-શ્યકતા છે. એ સાચું છે કે સામ્યવાદી સમાજ રચનામાં કોઈ બેકાર નથી. પણ એ પણ સાચું છે કે ત્યાં ફરજિયાત કામ લેવામાં આવે છે. સામ્યવાદી પક્ષના અધિકારીઓ જે કામ નિયત કરે તે કામ ફરજિયાત કર્યે જ છૂટકો નહિતર તેને બુર્ઝવા કે મૂડીવાદી કે લોકશત્રુ વગેરે ગણી મારી નાખવામાં આવે છે દાખલા તરીકે નરસિંહ મહેતા જો સામ્યવાદી દેશમાં હોત તો રાજ્યસત્તા કહેત કે તમારા પદો બહુ જ સારાં છે માટે તમે સામ્યવાદને બિરદાવતાં પદો લખો. ઈશ્વરને બિરદાવતાં પદો લખવાં એ ભાષાનો અપવ્યય છે. બીજું તમારી ભાષા બહુ જ સુંદર છે તમે

* બુભુક્ષિતૈઃ વ્યાકરણં ન ભુજ્યતે પિપાસિતૈઃ કાવ્યરસો ન પીયતે ।

લોકશિક્ષણ સંસ્થામાં જોડાવ નરસિંહને આ પસંદ પડશે? નોબેલ ઈનામ જતું કરનાર બોરીસ પાસ્તરનેકનું દૃષ્ટાંત તાજું છે અથવા તો આપણામાંથી સામાન્ય માણસ મને કે તમને ઓફિસમાં કામ કરી ફુરસદના સમયમાં સાહિત્ય વાંચે છે તેને બદલે કોઈ કારખાનામાં સવારથી સાંજ સુધી બોયલરમાં કોલસા નાખવાનું કામ તેને ફાવશે? સામ્યવાદના સિદ્ધાન્તો જેટલા સુંદર છે, તેનું ધ્યેય જેટલું સુંદર છે તેટલા તેના સાધનો સુંદર નથી સામ્યવાદ એક મહાકાય જોરાવર પ્રજા ઊભી કરે છે જે હિંસક માર્ગ વગર ઊભી થઇ શકતી નથી

ત્યારે માર્ગ શો? મૂડીવાદ બેકારી અને શોષણ આપે છે સામ્યવાદ ફરજિયાત વેઠ આપે છે જે એક પ્રકારનું શોષણ જ છે આપણે શું શાહમૃગની જેમ રેતીમાં મોઢું નાખી નરસિંહ મહેતાના જ શબ્દો બોલવા પડશે!

'જે ગમે જગદ્‌ગુરુ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિન્તવ્યો અર્થ કાંઈ નવ સરે
ઉપરે એક ઉદ્વેગ ધરવો।'

આજના વિચારકો માટે આ જ મોટો 'ઉદ્વેગ' છે આ પરિસ્થિતિ જો 'જગદીશે' સર્જી હોત તો આપણે સ્વીકારવી પડત પણ આ પરિસ્થિતિ 'નરથી નીપજી' છે—મૂડીવાદી અને સામ્યવાદી વિચારસરણી ધરાવતી પ્રજાઓથી—આ બન્નેની વચ્ચેનો માર્ગ છે ગાંધીવાદ કે સર્વોદયવાદ

સામ્યવાદ હિંસાથી રાજ્યને ઉથલાવી પાડવાનું કહે છે ગાંધીવાદ હિંસાનો નિષેધ કરે છે અને કહે છે કે હિંસાને સાધન તરીકે વાપરવાથી શાંતિ કદી મળતી નથી 'યુદ્ધનાશ માટે યુદ્ધ'ની ભાવના ખોટી છે યુરોપમાં બે યુદ્ધો ખેલાયાં ત્યારે એમ જ કહેવાતું કે આ યુદ્ધ છેલ્લું છે નરકને રસ્તે થઈ સ્વર્ગે જવાતું નથી સેતાનની દોસ્તીથી ઈશ્વર મળતો નથી કામક્રોધ લોભથી મુક્તિ સાંપડતી નથી મોજશોખ કે મારફાડ કર્યેથી ઈશ્વર પ્રાપ્તિનો કે શાંતિ મેળવવાનો એક પણ દાખલો આપણી પાસે નથી નારાયણનું નામ લેવું હોય તો સુતવિત્તદારા અને છેવટે શીશ પણ ત્યજવા પડે છે આપણા દેશમાં સાધનસાધ્ય વિષે ખૂબ જ વિચારો થયા છે અને વિચારકોએ સાધનની શુચિતા પર ખૂબ જ ભાર મૂક્યો છે સાધ્ય આપણા હાથમાં નથી, સાધ્ય ફળ છે ફળ ઉપર આપણો અધિકાર નથી, અને ફળ ઉપર આપણો કાબૂ પણ નથી સાધન આપણા હાથમાં છે તેના ઉપર આપણો સંપૂર્ણ કાબૂ છે. તેને પવિત્ર રાખવું આપણી ફરજ છે આ છે ગાંધીવાદનો પાયો...

બીજું યુગયુગોથી સાધુ પુરુષનું લક્ષણ છે કે પોતાને પડતી અગવડો મૂગે મોઢે કે હસતે મોઢે સહી લેવી. કોઈ પ્રત્યે દ્વેષ ન કરવો કડવાશ પણ ન રાખવી સાથે સાથે નમતું ન આપવું આ લક્ષણોમાંથી જન્મ્યો સત્યાગ્રહ મૂગે મોઢે દ્વેષ વગર દુઃખ સહન કરવું તે અહિંસા હસતે મોઢે દ્વેષ વગર દુઃખ સહન કરવું તે પ્રેમ પ્રેમ અને અહિંસાને પાયામાં રાખી ગાંધીજીએ સત્યાગ્રહ કરી અનિષ્ટનો પ્રતિકાર કર્યો અને મૂડીવાદના રાજકીય સ્વરૂપ સામ્રાજ્યવાદ સામે લડત આપી ટાગોરે કહ્યું છે કે 'વ્યક્તિ માયાળુ છે, સમષ્ટિ માયાવી છે' સત્યાગ્રહનું સાધન સમષ્ટિ માયાળુ છે—દુશ્મનો સહિત—એ વિશ્વાસના પાયા પર નિર્માયું છે

સત્ય અને અહિંસા જો ભાવનાત્મક સાધનો છે તો રેંટિયો એ મૂડીવાદ સામેનું ભૌતિક સાધન છે આમાં ગાંધીવાદનું મોટું રહસ્ય છે મૂડીવાદ અને સામ્યવાદ બન્ને યન્ત્રમાં માને છે યન્ત્રમાં આર્થિક સત્તા કેન્દ્રિત થાય છે ગાંધીજી સત્તાના વિકેન્દ્રીકરણમાં માને છે સત્તાના કેન્દ્રીકરણથી માનવ માનવ મટી યન્ત્ર બને છે યુદ્ધ સર્જાય છે અંગ્રેજ પ્રજાના દુઃશાસનથી ભારતની પાંચાલીના ચીર હરાયાં હતાં તે રેંટિયા મારફત ગાંધીજીએ પૂર્યાં છે

સામ્યવાદ ધર્મને અફીણ ગણે છે (Religion is opiate) લોકો પોતાના હક્કો ન માંગે અને ઊંઘતા રહે તે માટે એ અફીણ છે. આપણા ઘર આંગણે 'ઇસ્લામ ખતરેમેં હૈં'ની બૂમો પાડી ધર્મના નામે મુસ્લીમોએ જે અત્યાચારો કર્યા છે તે જોતા આ ખરું પણ લાગે છે. હેગલ કહે છે કે 'તત્ત્વજ્ઞાનથી રોટલો રંધાય નહિ' અથવા તો પરોપકારનાં પાણીએ કોઇના દાળ ચોખા ચડતાં નથી. 'વાત પકવાનથી ભૂખ ન ભાંગે.'

આથી ઊલટું ગાંધીજી ધર્મને જીવનનો પાયો ગણે છે. પણ તે ધર્મ 'ઇસ્લામ ખતરે મેં હૈં'ની બૂમો પાડતો સંકુચિત કે હિંસાપ્રેરક નથી. તે માનવ ધર્મ છે. તે ધર્મનો પાયો છે સત્ય, અહિંસા, પ્રેમ; ખુદ રશિયામાં બીજા યુદ્ધ દરમ્યાન હિટલરે ચડાઇ કરી ત્યારે સ્ટેલિનગ્રાડમાં શેરીએ શેરીએ હાથોહાથની લડાઈ રશિયન પ્રજાએ આપી હતી. તેમાં સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો જેને સામ્યવાદી પદ્ધતિની લોકપ્રિયતા ગણાવવામાં આવે છે. પણ જ્યારે લડાઈ ગલીએ ગલી ચાલતી હતી ત્યારે શેરીમાં સામુદાયિક પ્રાર્થના લોકોએ કરી હતી. જે પ્રજા ધર્મનો નિષેધ કરે છે જ્યાં ધર્મસ્થળોને સંગ્રહાલયો કે શાળાઓમાં ફેરવી નાખવામાં આવ્યાં છે. જ્યાં પ્રાર્થના કરનાર દંડાયા છે ત્યાં કસોટીકાળે લોકોએ પ્રાર્થના કરી બળ મેળવ્યું અને રાજસત્તાએ વાંધો ન લીધો! આ બનાવ પ્રાર્થનાનું મહત્ત્વ બતાવે છે જે ગાંધીવાદનું અગત્યનું અંગ છે.

ગાંધીવાદ અને સામ્યવાદ વચ્ચે મુખ્ય ભેદ સાધનનો છે.

ગાંધીવાદ અને સામ્યવાદ વચ્ચે મુખ્ય ભેદ હિંસા અને અહિંસાનો છે.

સામ્યવાદ ગમેતેવાં સાધનોથી સિદ્ધિ મેળવાવા ઈચ્છે છે અને કહે છે કે જો હેતુ સારો હોય તો માર્ગ ગમે તે લઈ શકાય.

ગાંધીજી સાધનની શુચિતામાં માને છે. કર્મના સિદ્ધાન્ત પ્રમાણે ફળ આપણા અધિકારની વાત નથી. તેવી જ રીતે ફળ ગમે તેટલું પવિત્ર હોય અને ઈચ્છનીય હોય તો પણ તે મેળવવાનો માર્ગ તેટલો જ પવિત્ર હોવો જોઈએ. ગાંધીજી 'એક ડગલું બસ થાય' એ નીતિમાં માને છે. પ્રથમ પગલું પવિત્ર માંડવું. 'દષ્ટિપૂતં ન્યસેત્પાદં' પછી કાશી જરૂર પહોંચાશે. અપવિત્ર પગલાએ કાશી પહોંચવું નથી. પવિત્ર માંડશું તો કાશી હાથ વેંતમાં જ એવી ગાંધીવાદને શ્રદ્ધા છે.

બીજો ભેદ છે યંત્રના વપરાશનો. સામ્યવાદ મોટા યંત્રમાં માને છે અને મહાન લડાયક પ્રજા સર્જવા માગે છે. સામ્યવાદ વ્યક્તિ કરતાં સમાજને મોટો ગણે છે. ગાંધીજી સમાજ માટે વ્યક્તિનો છેદ ઉડાડવા માગતા નથી. વ્યક્તિનું વ્યક્તિત્વ જાળવી રાખતા રચનાત્મક કાર્યક્રમદ્વારા સમાજની સેવા કરવી અને સમષ્ટિને ઊંચી લાવવી એમાં ગાંધીજી માને છે. ગાંધીજી વર્ગમાં માનતા નથી. સામ્યાવાદ શ્રમજીવી વર્ગ અને મૂડીવાદીવર્ગ એ બે વર્ગની દષ્ટિએ જ વિચારે છે અને માને છે કે વર્ગ વિગ્રહ અનિવાર્ય છે. ગાંધીજી ધનિકોને દૂર કરવા માગતા નથી. ફક્ત તેમને તેમની મિલકતના પંચ (ટ્રસ્ટી) બનવાનુ કહે છે. મિલકત સમાજની છે અને તમે પંચ (ટ્રસ્ટી) છો. કારીગરની સુખાકાર જાળવવાની તમારી ફરજ છે એમ તેઓ કહે છે. સામ્યવાદ મજૂરોના સંઘ સ્થાપી લડત આપવામાં માને છે ગાંધીજી અહિંસક લડતમાં માને છે પણ સંઘના મજૂરોને હસ્ત ઉદ્યોગ શીખવાનું જણાવે છે કે જેથી કરીને ભવિષ્યમાં તે યંત્રની ચૂડમાંથી ખસી જઈ સ્વમાનથી પોતાનું જીવન જીવી શકે. ગાંધીજી ઉપનિષદ્દના વાક્ય 'તેનો ત્યાગ કરીને ભોગવ કોઈના ધન ને સ્પર્શ ન કર'માં માને છે.

સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી ભારતમાં વિશાળ પાયા પર યોજનાઓ હાથ ધરવામાં આવી છે તેનો અને ગાંધીવાદ પ્રણીત વિકેન્દ્રીકરણનો મેળ કેમ ખાય? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે. એ પ્રશ્નનો ઉત્તર આપવો અત્યારે

કદાચ બહુ જ વહેલું ગણાય તોપણ ભારતમા આયોજન દ્વારા જે ઔદ્યોગિક ક્રાંતિ લાવવામા આવે છે અને જગતના બીજા દેશોમા જે ક્રાંતિ થઈ છે તેમા ઘણો તફાવત છે અને આ તફાવતમા ગાધીવાદે અગત્યનો ભાગ ભજવ્યો છે. એ તફાવત લક્ષમા રાખવા જેવો છે કયા ઐતિહાસિક સંજોગોએ ઇગ્લેંડમા ઔદ્યોગિક ક્રાંતિ થઈ એ આપણે જોયુ આ ફેરફારો લગભગ દોઢસો વર્ષ સુધી ચાલ્યો તે પછી જર્મની આગળ આવ્યુ તેને ઇંગ્લેન્ડમા થયેલી વૈજ્ઞાનિક શોધોનો લાભ મળ્યો આ અનુભવ લાભને લીધે જર્મનીએ ઔદ્યોગિક ક્રાંતિ કરતા પોણોસો વર્ષ લીધા તે પછી યુરોપના બીજા દેશોએ પોણોસોથી ઓછા વર્ષે લેતા ઔદ્યોગિક ક્રાંતિ આણી છે તે આવ્યુ રશિયા રશિયામા બોલ્શેવિકપક્ષે નરમ પક્ષને હટાવીને હિંસાદ્વારા રાજ્યસત્તા પ્રાપ્ત કરી અને પાચ વર્ષના ગાળામાજ યુરોપના બીજા દેશોમા થયેલા ઔદ્યોગિક ફેરફારો કરવાની યોજના કરી 'પચવર્ષીય યોજના' એવો શબ્દપ્રયોગ રશિયામાથી પ્રથમ મળ્યો પણ રશિયાની યોજના અને યુરોપના અન્ય દેશોએ કરેલી ઔદ્યોગિક ક્રાંતિમા એક મોટો ફરક હતો યુરોપના અન્ય દેશોમા ક્રાંતિ રાજ્યસત્તા પ્રણીત ન હતી તે ક્રાંતિ તે દેશના મૂડીવાદે પોતાની મેળે સાધેલી હતી તેના મૂળમા એકબીજા દેશો વચ્ચે રહેલી વેપારી સ્પર્ધા હતી જ્યારે રશિયા આ ક્ષેત્રમા ઘણુ જ મોડુ આવ્યુ અને ઔદ્યોગિક ક્રાંતિ કરવા રાજ્ય પ્રણીત પચવર્ષીય યોજના દ્વારા ક્રમસર કરી અને યોજનામા આવતા અવરોધો તેણે હિંસાથી દૂર કર્યો પણ આથી એવી માન્યતા પેદી કે સામ્યવાદી દેશ જ યોજના દ્વારા ઔદ્યોગીકરણ લાવી શકે યોજના અને સામ્યવાદ હાથમા હાથ મિલાવીને ચાલે આ ગેરસમજ છેક ૧૯૪૮ સુધી ચાલુ હતી લંડન સ્કૂલ ઓફ ઇકોનોમીક્સના પ્રાધ્યાપક શ્રી એફ એ હાઇમના 'ગુલામીનો માર્ગ' ('Road to Serfdom') જે ૧૯૪૭-૪૮મા પ્રગટ થયુ તેમા આ યોજનાને ગુલામીનો માર્ગ તરીકે વર્ણવ્યો છે આ પુસ્તકમાથી રૂઢિચુસ્ત પક્ષના નેતા શ્રી ચર્ચિલ પાર્લામેન્ટમા ઘણા અવતરણો ટાકતા હતા લોકશાહી અને આયોજન એ પરસ્પર વિરોધાત્મક છે એ આ પુસ્તકનો મુખ્ય સૂર હતો આપણા સાહિત્યમા દૃષ્ટિપાત કરતા ગ્રામ સુધારણા અને ગ્રામોદ્ધારની ભાવના રજૂ કરતી 'ગ્રામલક્ષ્મી' નવલકથાના નાયક અશ્વિનને ગોરો અધિકારી પ્રશ્ન કરે છે કે આ સુધારણા માટે 'પૈસા રશિયાથી આવે છે?' વિશાળ પાયા પર ગ્રામ સુધારણા એટલે આયોજન અને આયોજન એટલે રશિયા અને સામ્યવાદ એવી માન્યતા તત્કાલીન ગોરા અધિકારીની હતી તે વાર્તાકાર રમણલાલ દેશાઈએ દેખાડ્યુ છે આપણા દેશના ગાધીવાદીઓ પણ રશિયાની યોજનાથી ઘણા જ આકર્ષાતા હતા એ હકીકત છે વળી રાજકોટના સત્યાગ્રહ વખતે પોલીસની ધાડ પડી અને ક્રાંતિકારી સાહિત્ય જપ્ત થતુ તેમા રશિયાના રાસ' ને 'રશિયાના રાસ' સમજી પોલીસ લઈ જતી તે જાણીતી વાત છે! આ ઉપરથી એટલુ તો ચોક્કસ હતુ કે લોકશાહી અને આયોજન સાથે ન સભવે અને આયોજન અને સામ્યવાદ સાથે જ સભવે એવી માન્યતા હતી આ બે જુદા ચોકા રાજકીય–આર્થિકક્ષેત્રે પડી ગયા જે ભારતની સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી, અને ભારતે યોજના શરૂ કર્યા પછી, દૂર થયા ભારતે પચવર્ષીય યોજના અમલમા આણી અને વિશાળ પાયા પર રાજ્ય પ્રણીત ઔદ્યોગિક ક્રાંતિ અને ગ્રામ સુધારણા અમલી બનાવી પણ સાથે સાથે સામ્યવાદને ન સ્વીકાર્યો અને પ્રજાસત્તાક રાષ્ટ્ર બન્યુ આથી એક મોટો ભ્રમ ભાગ્યો કે આયોજન અને લોકશાહી સાથે ન સભવે આ છે આર્થિક ક્ષેત્રે ભારતનુ પ્રદાન આ છે રાષ્ટ્રિય ક્ષેત્રે સહઅસ્તિત્વ આની ભીતરમા છે ગાધીજીની 'સમષ્ટિ માનવી છે'ની માન્યતા તથા શ્રી નહેરુનો માર્ક્સવાદ ગાધીવાદ અને પશ્ચિમની વ્યક્તિ

સ્વાતંત્ર્યની ભાવનાનો ત્રિવેણી સંગમ.

આજ સિદ્ધાન્તનું આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે રૂપાંતર તે આપણી-તટસ્થ નીતિ. આજનું સામ્યવાદી જગત નકશામાં ત્રણ રંગે રંગવું પડે તેમ છે. ખૂબ જ ઘેરો લાલ રંગ જે ચીન માટે વાપરી શકાય કારણ કે તે ચુસ્ત માર્ક્સવાદી છે. બીજો રંગ રશિયાને માટે જરા ખુલ્લા રંગનો હોવો જોઇએ જે ચીની સામ્યવાદીઓની દૃષ્ટિએ પુનરાવર્તનવાદી (Revivalist Revisionist) છે કારણ કે તે મૂડીવાદી જગત સાથે સહ-અસ્તિત્વમાં માને છે, અને ત્રીજો ખૂબ જ ઝાંખો લાલ રંગ જે યુગોસ્લાવિયા માટે વાપરી શકાય જે રશિયાને મન પુનરાવર્તનવાદી (Revisionist) છે. આમ સામ્યવાદી જગત પણ 'શાંતિમય' નીતિ અને સહઅસ્તિત્વમાં માનતું થયું છે જે એક રીતે, ગાંધીવાદની વિશ્વમાં લાંબે પલ્લે મંગળ રહ્યું છે એવી શ્રદ્ધાનું પ્રતિબિંબ છે.

☆

## ગિરનાર!

ગિરનાર!  
તું એક સુષુપ્ત ચિનગારી છે.  
તે મહાનલની.  
જેને પ્રગટાવીને, યુગો પહેલાં,  
સરજનહારે આ જગત અને જીવન  
બંને ઘડ્યાં હતાં. ગિરનાર!

તેથી જ તો સદીઓથી, ગિરનાર,  
તારા મૌન–મંદિરમાં  
સાધકો પ્રાર્થના અને પ્રયાસ કરતા આવ્યા છે  
કે તેમને પણ તે જ મહાનલથી એક ચિનગારી, મળે  
જેનાથી તેમના જીવનનો દીવો પ્રગટી રહે  
અને જીવન – સગડી સળગી ઊઠે ગિરનાર!

પણ ગિરનાર!  
રાત્રીના તારાઓના પ્રકાશમાં  
અને અનંતના અંધકાર–આવરણિત આ લોકમાં,  
તું એક સળગતી ચિનગારી સાદૃશ્ય દેખાય છે  
ત્યારે હું પોકારી ઊઠું છું, આનંદ અને ઉમંગથી,  
'મારો જીવન–પંથ ઉજાળ,' હે ગિરનાર!

ગુરુદયાલ મલ્લિક

☆

માર્ચ મહિનો આવે છે, સામે.

એની બારમી તારીખ ઘડી બે ઘડીમાં આવી પહોંચશે. જૂના સંસ્મરણોની યાદ તાજી થાય છે.

દાંડી કૂચ થઈ રહી હતી.

સૈનિકો સાથે બાપુ એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં પ્રવેશે છે. દર્શનિકોના ટોળે ટોળા રસ્તાની ધારે ખડા થાય છે. સ્વયં સેવકો રસ્તાની બે બાજુ હાથ સાંકળ કરીને ઊભા રહે છે

રસ્તે ધૂળ ઊડે નહિ, દર્શનિકોની ભીડ માર્ગ રોકે નહિ આ માટેનો બંદોબસ્ત રાખવાનું કામ જિલ્લાના સરમુખત્યારોનું ગણાયું.

રસ્તે પાણી છાંટવું. દર્શનિકો સહેલાઈથી દર્શન પામી શકે બાપુ આરામથી પોતાનો માર્ગ કાપી શકે, દર્શનિકોના ભાવ ઝીલી શકે વગેરે બરદાસ્ત થઈ રહી હતી સંધ્યાનો સૂરજ બાપુને વિદાય દઈ રહ્યો હતો આસપાસ ખુલ્લા ખેતરો હતાં કેડ ઉપરના ઘડિયાળે ધીમેકથી બાપુને ટકોર કરી: 'પ્રાર્થનાનો સમય થઈ રહ્યો છે'

ઘોરી માર્ગ બદલી બાપુ ખેતરભણી વળ્યા પાછળ એમના સૈનિકો વળ્યા નાના અમે આગળ બેઠા. બરાબર બાપુની સામે બાપુની પ્રાર્થના લક્ષી આખને મીંચાતી જોવામા અમને આનંદ પડચો બાપુની અડોઅડ બેસવામા ત્યારે પણ અમને ગૌરવ જણાયુ. ભાવવશે પણ વ્યક્તિની મહાનતાનો પ્રભાવ અંદરો અંદર રહે છે. અને તેમની સમીપે બેસવાની ધન્યતા અનુભવાય છે.

પ્રાર્થના પૂરી થઈ.

સૌ ઊઠયાં. જેવી હતી તેવી વ્યવસ્થા જાળવી રાખવા પિતા મોખરે ચાલતા હતા બાપુએ સાદ કર્યો પોતાની સાથે ચાલવા કહ્યુ અમારી છોકરા છૈયાંની ખબર પૂછવા માંડી. 'દીકરીઓ કેટલી? શું કરે છે? પરણાવી છે કે કેમ, જમાઈ એ શું કરે છે? વગેરે...

પિતાએ ઓળખ કરાવી. સૌની વાતો કહી 'દેશ સ્વતંત્રતાની લડાઇ'માં અમે બહેનો જેલ જવાની હોંસ ધરાવીએ છીએ વગેરે વગેરે પિતાએ કહેવા માંડયું. વચમા જ બાપુ બોલી ઊઠયાઃ 'પણ જમાઈઓની શી ઇચ્છા છે? વેવાઈપક્ષે સંમતિ છે કે કેમ?'

'હા જરૂર તે વિના ચાલે જ કેમ?' પિતાએ જવાબ આપ્યો.

'બસ, આપણે એ જ જોઇએ ' ડોકું ધૂણાવીને બાપુએ બીજી ઘણી વાતો પૂછી નાખી એક ઘરના માણસની જેમઃ–

તે વખતના નાના મગજમા પડી ગયેલા ઘેરા સંસ્કાર હજી યે મનની બારીએથી ડોકિયા કરે છે ને સાક્ષી પૂરે છે કે આ તે જગત પિતા કે સંસારી પિતા! બધી જ ચિંતા તે જાણે છે!

આવો જ અમૂલ્ય પ્રસંગ એક એમના એ તે વાસી–આશ્રમવાસી–બહેન પાસેથી સાંભળવા મળે છે તેમના જ શબ્દોમાં ટાંકીશ.

'સાંજની પ્રાર્થનાનો ઘંટ વાગ્યો ને મને પીડા (પ્રસૂતિ) ઊપડી મને તમારા ભાઈ ઇસ્પિતાલે લઈ ગયા પ્રાર્થના સમયે મને ના જોઈ ડોસાને ખબર પડી ગઇ મનમા સમજી ગયા પ્રાર્થના પૂરી થતા જ તમારા ભાઇને બોલાવ્યા સમાચાર પૂછ્યા. મને ઈપિસ્તાલે લઈ ગયાના ખબર જાણીને બોલ્યા "ઠીક થયું. નહીતર, પ્રાર્થના પછી હું જાતે જ આવીને હાજર થાત પ્રાર્થનામાં ય મને એના વિચારો આવ્યા હતા.. ચાલો, એની ચિંતા મને રહે છે. તમે સમાચાર મોકલજો પહેલી સુવાવડ છે એટલે ફિકર રહે."

ડોસો આટલી હદે અમારી ચિંતા કરતો.'

આશ્રમના અંતેવાસી ભાઈ–બહેનોને તો બાપુ એક ઘરનો બાપ જેવા જ ગણાયેલા 'ડોસો' કહીને પ્રેમભર્યા સંબોધનથી લડાવી પણ શકતાં!

અન્ય એવી ઘણી યે બહેનો ઉપરના પત્રો વાચવા પામું છું. ત્યારે પણ આ જ 'પ્રેમ' નીરખવા પામું છું.

ત્યારે, આવો પ્રેમનો પૂંજ સમો પિતા જેની પામે જે લોક રહેવા પામ્યાં હશે, તે કેવાંક ધન્ય ગણાય? અને એવા પિતાની યાદમાં આપણે શું કરી શકીએ? સામેની સાબરમતી જવાબ આપે છે. મારા પ્રવાહમાં કેટલા ય કાળા કાગડા રોજ સવાર સાંજ નાહીને ઊડી જાય છે! કોઇ ધોળા નથી થતા! પણ માનસરોવરના રાજહંસ એવા છે કે જે દૂધ દૂધ પીએ છે. પાણીને રહેવા દે છે!

☆

વહેતી નદીમાં એક પાટિયા સાથે તું મને બાંધીને પછી કહે છે કે ખબરદાર! બાંય પલળવા દીધી તો!

મારા ઉપર દુઃખના ડુંગરો પડે છતાં મારા નયનના ખૂણાને પણ મારા કપાળ ઉપર ત્રાસની કરચલી દેખાશે નહિ.

☆


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૦. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ...................................................................... ૧૨, માર્ચ ૧૯૬૧




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

✿

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમા | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ | (છપાય છે) |
| મીરાંના ભજનો | • |



ગિયાં પાઘ ને કેડિયા, અંગરખા ને ખેસ,
ઓખાઈ ને ઓડિયા, ગ્યો જુનવાણી વેશ.

લેંઘા કુડતાં અડધિયા, ખોડીબારાં* ઠાઠ;
બૂટ કોટ ને બાબરા, ગાય પ્યારના પાઠ

ગિયા પોમચા ઓઢણા, બાધણિયુ ને હેલ્ય,
અબોડા ને આભલા, કચોળિયે ઘૂપેલ

થિયા ઘરાક ફરાકના, ખંભે થલી મેલ;
ચોમરિયાળા ચોટલા, મુખ લાલી રંગેલ

આંક ગયા લેખા ગયા, બાળકવાત પુરાણ;
સંધ્યા ગાયત્રી ગયાં, ગયાં શિખા ને માણ

ગોટપીટ કહી ગરજતા, અંગ્રેજીની આણ્ય,
સરસતી મા ગઈ સરગમાં, (ને) શીનીમાની કાણ્ય.

(*ખોડીબારા = પાટલૂન ને લેંઘા)

તનસુખ ભટ્ટ

* કોઈની મહેરબાની માગવી એટલે આપણી સ્વતંત્રતા વેચવી.

* માણસની પ્રતિષ્ઠા તેના દિલમાં–હૃદયમાં–છે, નહીં કે તેના મગજમાં એટલે કે બુદ્ધિમાં.

* સર્વને ધારણ કરે તે ધર્મ; એટલે કે ધર્મ દરેક અવસ્થામાં ને દરેક સમયે જીવનમાં ઓતપ્રોત છે.

* ધર્મ કંઈ જીવનથી ભિન્ન નથી જીવનને જ ધર્મ માનવો જોઈએ. ધર્મ વગરનું જીવન મનુષ્યજીવન નથી; પશુજીવન છે.

* જેઓ વધારે કાબૂ મેળવે છે અથવા વધારે કામ કરે છે તેઓ ઓછામાં ઓછું બોલે છે. બંને વસ્તુ સાથે જોવાની મળતી નથી. જુઓ, કુદરત સૌથી વધારે કામ કરે છે, ઊંઘતી નથી, છતાં મૂંગી છે.

* જે દુઃખી જનોનો જ વિચાર કરે છે તે પોતાનો વિચાર નહીં કરે. તેને એટલો સમય ક્યાંથી હોય?

* માણસ જે જોવા ઇચ્છશે તે જ જોશે; સાંભળવા માગશે તે જ સાંભળશે, જેમ કે માળી બગીચામાં ફૂલ જ જોશે ને ફિલસૂફને ખબર પણ નહીં પડે કે બગીચામાં શું છે પોતે બગીચાની બહાર છે કે અંદર તેની પણ કદાચ તેને ખબર નહીં હોય.

* જેમની સાથે આપણો સહવાસ છે તેમની મારફત આપણે આપણી ખામીઓ જોઈ શકીએ ને સુધારી પણ શકીએ. વધારે સારું તો એ છે કે આપણે આપણો રોજનો વહેવાર શુદ્ધતમ રાખીએ, તો જ આપણે સાચા સેવક બનવાની આશા રાખી શકીએ.

* સત્યના વ્રતની શુદ્ધ નિશાની એ છે કે સત્યાર્થી મૌન સેવે. આમ હોવા છતાં આપણે જોઈએ છીએ કે ઘણા સત્યાર્થીઓ બહુ વાતો કરે છે. કારણ સ્પષ્ટ છે–આદત. આપણે આ આદત છોડીએ.

* મૃત પ્રિયજનનું સ્મરણ કઈ રીતે કરીએ? મારો દૃઢ વિશ્વાસ છે કે તેઓ મરતા નથી, શરીર મરે છે. પણ સ્મરણ તો કાયમ રાખવું જ છે, તેમના સર્વ ગુણો આપણામાં યથાશક્તિ ઉતારીને, તેમની શુભ પ્રવૃત્તિ અપનાવીને ને તેમાં વૃદ્ધિ કરીને, સમાધિ પર ફૂલ વગેરે ચડાવવા તે આ સ્મરણ વધારવા માટે છે. ફૂલોથી જ સંતોષ માનીએ તો હું તેને મૂર્તિપૂજા કહું.

* આપણે પોતે મેલા રહીએ અને બીજાઓને સ્વચ્છ રહેવાની સલાહ આપીએ એ કેટલું ખોટું છે?

* બીજાઓમાં ને આપણામાં, આખી દુનિયામાં જે ફરક છે તે જેમ એક જ જાતના વૃક્ષોમા હોય છે તેવો અંશ કે દરજ્જાનો છે, જાતનો નથી જ. એમાં ક્રોધ શો? દ્વેષ શો? ભેદ શો?

* માણસ ભલે કોઈ શુભ નિશ્ચય પણ ન કરે, પણ વિચારપૂર્વક કરે તો તે કદી ન છોડે.

* માણસમા બીજાને છેતરવાની શક્તિ કરતા પોતાને છેતરવાની શક્તિ ઘણી વધારે છે દરેક સમજુ માણસ આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે

* સ્વજન પર ગુસ્સો ચડે તે રોકવામાં જય છે. પારકા પર આવતો ગુસ્સો તો આપણે લાચારીથી રોકીએ છીએ તેમા જય શાનો?

* જીવવું એટલે, મોજ કરવી–ખાવું, પીવું, ફરવું નહીં, પણ ઈશ્વરની સ્તુતિ કરવી અર્થાત માનવજાતિની સાચી સેવા કરવી

* મનુષ્યજીવન અને પશુજીવનમા ફરક શો? એનો પૂરેપૂરો વિચાર કરવાથી આપણી ઘણી મુશ્કેલીઓનો નિવેડો આવી જાય છે.

* માણસ જ્યારે પોતાની હદથી બહાર જાય, હદથી બહાર કામ કરે, હદથી બહાર વિચાર પણ કરે, ત્યારે તેને વ્યાધિ થાય, ક્રોધ આવે,

એવો સંભવ છે. આવી દોડાદોડ નકામી છે, નુકસાન પણ કરે.

* આજે પ્રાતઃકાળના ભજનમાં હતું કે ઈશ્વર આપણને કદી ભૂલતો નથી. આપણે તેને ભૂલી જઈએ છીએ એ જ ખરું દુઃખ છે.

* જ્યારે ઈશ્વર નથી બચાવવા માગતો ત્યારે નહીં ધન બચાવે, નહીં માતાપિતા બચાવે કે નહીં મોટો દાક્તર બચાવે! ત્યારે આપણે શું કરવું જોઈએ?

* આપણે આપણી ગંદકી કાઢી નથી ત્યાં સુધી પ્રાર્થના કરવાનો આપણને હક છે ખરો?

* માળા લઈએ, તે સંતોષ ફેરવી છે; તે તુલસી કે સુખડની છે, રુદ્રાક્ષની હોય. પણ ફેરવનાર માને કે માળામાં જ સર્વસ્વ છે તો તે ફેંકી દેવી જોઈએ. જો માળા તેને પરમાત્માની નજીક લઈ જતી હોય, પોતાના કર્તવ્યમાં સાવધાન કરતી હોય તો ભલે તેને વિધિ પ્રમાણે લે ને ફેરવે.

* આપણે છીએ કેમકે ઈશ્વર છે. આ પરથી જ આપણે જોઈ શકીએ છીએ કે મનુષ્યમાત્ર, જીવમાત્ર, ઈશ્વરનો અંશ છે.

* નવા કરારમાં એક આ વાક્ય છે, 'તારા મનમાં ચિંતા ન રહો, ન કોઈનો ભય રહો.' આ વચન પરમાત્માને માનનારને માટે છે

* એ જ નવો કરાર કહે છે કે જો ઈશ્વર આપણને લાલચમાં નાખે છે તો તેમાંથી બચી જવાનો રસ્તો પણ તે જ બતાવે છે. જેઓ પોતાની મેળે લાલચમાં ફસાતા નથી તેમને માટે જ આ વાત સાચી છે.

* નામનો મહિમા કેવળ તુલસીદાસજીએ જ ગાયો છે એવું નથી. બાઈબલમાં પણ હું એ જ જોઉં છું. દસમા રોમનની તેરમી કલમમાં કહે છે કે જે કોઈ ઈશ્વરનું નામ લેશે તે મુક્તિ પામશે.

* ગુનો છૂપો નથી રહેતો. તે માણસના મોઢા પર લખેલો હોય છે. એ શાસ્ત્ર આપણે પૂરેપૂરી રીતે જાણતા નથી, પણ એ વાત સ્પષ્ટ છે.

* આજકાલ બાઈબલના ફકરા વાંચું છું. આજે આ જોવામાં આવ્યું: 'શ્રદ્ધાપૂર્વક જે કાંઈ માગશો તે તમને મળશે.'

* નિર્બલ કે બલ રામ જેવું જ વાક્ય સામ ૩૪-૧૮ માં છે. જે ભાંગી પડયા છે તેની નજીક પરમાત્મા છે જ, અને જેને સાચો પશ્ચાતાપ થયો છે તેને બચાવી લે છે.

* આઈઝાયા ૪૧-૧૦ માં કહે છે: ડરો નહીં; કેમકે પરમાત્મા તમારી પાસે જ છે.

* એક ઈશ્વરમાં જ સંપૂર્ણ શક્તિ છે તેથી ઈશ્વર પર જ હંમેશાં ભરોસો રાખવો, માણસ પર કદી નહીં (આઈઝાયા ૨૬-૪ માંથી)

* પાણીનો સ્વભાવ નીચાણ તરફ જવાનો છે. તે જ પ્રમાણે દુર્ગુણ નીચે લઈ જાય છે, એટલે એ સહેલું હોય, સદ્‌ગુણ ઊંચે ચડાવે છે એટલે મુશ્કેલ હોય એમ લાગે છે.

* મારી કૃપા તારે માટે પૂરતી થવી જોઈએ, કારણ કે મારું બળ દુર્બળતામાં જ પૂર્ણ થાય છે. (૨. કોર ૧૨-૯)

* ઈશ્વર આપણો આશ્રય છે, એ જ આપણું બળ છે અને તે જ આપત્તિને વખતે આપણી રક્ષા કરે છે. (સામ ૪૬-૧)

* ઈશ્વરનો કોલ છે: હું આજે છું, કાલે હતો, ભવિષ્યમાં હોઈશ. હું સર્વ ઠેકાણે છું, સર્વમાં છું. આટલું જાણતાં છતાં પણ આપણે ઈશ્વરથી દૂર ભાગીએ છીએ અને જે નાશવંત ને અપૂર્ણ છે તેનો આશ્રય શોધીએ છીએ ને દુઃખી થઈએ છીએ. આથી મોટું આશ્ચર્ય બીજું કયું?

* પૂર્વ-પશ્ચિમમાં ભેદ ન કરીએ. દરેક વસ્તુની તુલના, તે ગમે ત્યાંની હોય તો પણ, તેના ગુણદોષ પર કરીએ. તો જ શુદ્ધ ન્યાય તોળી શકીએ.

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [ ૧૨ – એપ્રિલ – ૧૯૬૧ ] અંક ૨ જો

ઈશ્વર દુઃખરૂપી કડવાં ઔષધો
આપે છે તેની જ સાથે મૈત્રીનાં
મીઠાં અનુપાનો પણ આપે જ છે.

ગાંધીજી



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

# બુદ્ધ અને રાહુલ

કોઈ એક વેળા ભગવાન બુદ્ધ રાજગૃહના વેણુવનમાં રહેતા હતા. તે વખતે આયુષ્યમાન રાહુલ પાસેના અંબલટ્ટિકા નામના વિહારમાં વસતો હતો. એકવાર સાંજને સમયે બુદ્ધગુરુ રાહુલના વિહારમાં આવી ચડયા. રાહુલે તેમને દૂરથી આવતા જોયા. આસન પાથર્યું અને પગ ધોવાને પાણી તૈયાર રાખ્યું. ભગવાન બુદ્ધ આવ્યા એટલે તેમને પ્રણામ કરી આસન પર બેસાડયા. અને તેમના પગ ધોવડાવ્યા, અને પછી બાજુ પર બેઠો.

પગ ધોયા પછી પાત્રમાં થોડું પાણી બાકી હતું તેની સામે આંગળી ચીંધીને બુદ્ધે પૂછ્યુંઃ 'રાહુલ, આ પાત્રમાં કેટલું પાણી છે?'

રાહુલ કહેઃ 'ઘણું ઓછું ભગવાન્!'

બુદ્ધઃ 'રાહુલ, જેને ખોટું બોલતાં શરમ નથી આવતી તે માણસનું શ્રમણપણું આ થોડા પાણી પેઠે અત્યંત ક્ષુલ્લક છે, એમ સમજવું.' પછી તે પાણી ફેંકી દઈને બોલ્યા :

'રાહુલ જેને ખોટું બોલતાં લાજ આવતી નથી તેનો ભેખ આ નકામા પાણી પેઠે તજી દેવાં જેવો છે.' પછી બુદ્ધે તે પાત્ર ઊંધુ વાળ્યુ અને બોલ્યાં 'જેને ખોટું બોલતાં શરમ નથી આવતી તેનું સાધુપણું આ વાસણ પ્રમાણે ઊંધું થઈ ગયું છે એમ સમજવું.' તે વાસણ ફરીથી ચતું કરી બુદ્ધે કહ્યુંઃ 'રાહુલ, આ ખાલી વાસણ તું જુએ છે ને? જેને ખોટું બોલવાની શરમ નથી તેનું શ્રમણપણું આ વાસણ પ્રમાણે ખાલી–નકામું સમજવું.

'રાહુલ લડાઈમાં કોઈ રાજાના હાથી પોતાના પગથી લડે, માથાથી લડે, પણ સૂંઢને બે પગ વચ્ચે સાચવી રાખે તો તે હાથીએ પોતે જીવ દઈને લડાઈ કરી છે એમ ન કહેવાય. પરંતુ જો તે હાથી સૂંઢ વડે લડાઈ કરે તો તેણે જીવનને જોખમે લડાઈ કરી છે એમ કહેવાય, અને પોતાનાં સ્વામી માટે સર્વસ્વનો ભોગ આપ્યો ગણાય. તે જ પ્રમાણે જેને ખોટું બોલતાં શરમ આવતી નથી તેને કોઈ પણ પાપ કરતાં લાજ આવશે નહિ (હાથી સૂંઢને રાખી મૂકવાથી યુદ્ધમાં જીતતો નથી અને સર્વસ્વ હોમતો નથી, તેમ જૂઠાણું રાખી મૂકવાથી માણસ જીવન સંગ્રામમાં જીત મેળવી શકતો નથી.) માટે હે રાહુલ, 'મશ્કરીમાં પણ ખોટું બોલીશ નહિ એવો નિશ્ચય કર.' આમ કહી થોડીવારે બુદ્ધે ફરી પૂછ્યુંઃ 'રાહુલ, અરીસાનો ઉપયોગ શું?'

'અરીસો મોં જોવા માટે કામ આવે છે' રાહુલે કહ્યું.

બુદ્ધ બોલ્યાં 'રાહુલ આ અરીસા પ્રમાણે પોતાના મનની અંદર કર્મને જોઈને તેના ઉપર વિચાર કરવો અને શુદ્ધ કર્મ જણાય તો જ શરીર, વાણી અને મનથી તેનો આરંભ કરવો. જે કર્મ પોતાનું અને જગતનું કલ્યાણ કરશે એમ લાગે તેવું જ કર્મ કરવું. કામ કરતી વખતે પણ અંતરમા જોયા કરવું તેમાં આત્મકલ્યાણ કે જનકલ્યાણ ન હોય તો તેને અધવચથી જ છોડી દેવું. પણ તે કાર્ય યોગ્ય જણાય તો પૂરું કરવું. પૂરું કર્યા પછી પણ તેને તપાસવું. તપાસતા માલૂમ પડે કે તે કામ ખોટું હતું, આત્મઘાતક હતું, લોકહિતને નુકસાન કરનારું હતું તો તથાગત પાસે કે કોઈ વિદ્વાન ભિક્ષુ પાસે જઈ તારે તેનો પશ્ચાત્તાપ કરવો અને તે દિવસથી ફરી તેવું કામ ન કરવું પણ કરેલું કર્મ આત્મોન્નતિકારક જનસુખાકારી સર્વને ઉપકારી જણાઈ આવે તો પ્રસન્નચિત્તથી તેવું કર્મ કરવાનો તારે ફરી ફરીને અભ્યાસ કરવો આ રીતે અરીસાની પેઠે પ્રત્યેક કર્મને જોતાં શીખ, પહેલાંના સાધુસંતોએ તે રીતે જ પોતાના કર્મો શુદ્ધ કર્યા છે. આજે કરી રહ્યા છે. અને ભવિષ્યના સાધુસંતો પણ તે રીતે જ શુદ્ધ કરશે. કર્મને શુદ્ધ કરવાનો આ ઉત્તમ માર્ગ છે.'

ભગવાન બુદ્ધ બોલી રહ્યા એટલે રાહુલે માથું નમાવી હાથ જોડી તેમની અમૃત જેવી વાણી માથે ચડાવી. ('દેવનાં દીવડા')

૧૯૧૨। લંડન। એક પ્રખ્યાત કલાકારના દિવાનખાનામાં ઇંગ્લૅન્ડના થોડા જાણીતા કવિઓ, કલાકારો અને લેખકો બેઠા છે આયરલૅન્ડના એક વિશ્વ વિખ્યાત કવિ ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની અંગ્રેજીમાં અનુવાદ કરેલી 'ગીતાંજલિ' માંથી એક પછી એક ગીત સંભળાવી રહ્યા છે સાંભળનારાઓ મંત્રમુગ્ધ થઈને બિલકુલ શાંત છે તેઓના ચહેરા સૂર્યોદયના પ્રકાશથી અંજાયા છે, કારણ કે આ ગીતોમાં તેઓને પૂર્વ—અને પ્રકાશ તો પૂર્વથી જ સદીઓથી આવે છે ને—ના સત્યના શોધકો અને સાધકોની અમરવાણી સંભળાઈ રહી છે આથી તેઓના હૈયામાં એવી આશા અંકુરિત થઈ છે કે જો જીવનમાં સાચી શાંતિ મેળવવી હોય તો પૂર્વ પ્રતિ અવજ્ઞાની ભાવનાનો ત્યાગ કરીને તેમાં પ્રત્યે આદરની ભાવના કેળવવી પડશે તેઓના ચહેરા પર જે આલોકની છટા દેખાય છે તે આ આશાનું જ એક પ્રતિબિંબ છે

ગીતોનું વાચન સમાપ્ત થયું છે પણ હજુએ શ્રોતાગણ મંત્રમુગ્ધ જેવા દેખાય છે કોઈના અંતરમાં પ્રભુ પ્રતિ પ્રેમ ફરીથી જાગ્યો છે કોઈ બીજાના દિલમાં સૌંદર્યની આરાધના કરવાનો ઉમંગ ઊભરાઈ આવ્યો છે કોઈ ત્રીજાને મૃત્યુનો મર્મ સમજાવા લાગ્યો છે કોઈ ચોથાને દુઃખમાં કૃપાળુ પ્રભુની ચરણ ધ્વનિ સંભળાય છે, કોઈ પાંચમાને માનવ જીવનની સાધનાનો પુરસ્કાર એક ચળકતી તલવાર હોઈ શકે છે ન કે ગુલાબનું એક ફૂલ અને કોઈ છઠ્ઠાને એમ લાગવા લાગ્યું છે કે મૌન જ પ્રભુનું સાચું મંદિર હોઈ શકે છે

આવી રીતે શ્રોતાગણની અંદર અનેક ઊર્મિઓનો સમુદ્ર ઉમટી આવ્યો

અચાનક ત્યારે એક ભાઈ બોલી ઊઠ્યા, 'જે ગીતોનું વાચન આપણે આજે સાંભળ્યું છે અને ધન્ય થયા છીએ તેના માટે આપણે સૌ પ્રભુનો ઊંડો આભાર માનીએ અને આપણા માનનીય મિત્રને પ્રણામ કરીએ અને કહીએ,—તમે આજે અમને જે સાચું અને સુક્ષ્મ પૂર્વ છે, જ્યાં અંતઃજ્ઞાનનો સૂર્યોદય થાય છે તેનાં દર્શન કરાવ્યાં છે હવે પછી અમે અમારું દિલ અને અમારી દૃષ્ટિ પૂર્વ દિશા તરફ સતત ખૂલી રાખીશું અમે ભૌતિક વિચારો અને વિષયો અને વિલાસોમાં એવા તો સપડાય ગયા હતા, કે કોઈ કોઈ વખત અમને એમ લાગવા પણ માંડ્યું હતું કે એમ તો ન હોય કે અમે સાચી ઉન્નતિને બદલે અધોગતિ તરફ જઈ રહ્યા છીએ

પછી એક બીજા ભાઈ બોલ્યા "'ગીતાંજલિ'ના ગીતો દ્વારા અમને અધ્યાત્મિક જીવન માટે એક અમૂલ્ય ખમીર અને ખજાનો મળ્યો છે"

પછી એક બહેન બોલ્યાં, 'પ્રભુ અમને ક્ષમા કરે કે જે દેશમાંથી અમને આજે સત્યનો સંદેશો મળ્યો છે, તેના લોકોની સાથે અમારો વ્યવહાર માલિક ગુલામ જેવો રહ્યો છે, જ્યારે ધર્મ અને નીતિની દૃષ્ટિથી અમારે તેમની સાથે મૈત્રી રાખવી જોઈતી હતી, આવા અનાદર માટે અમારે સૌએ પ્રાયશ્ચિત્ત કરવું ઘટે'

ગુરુદેવ આ બધું ચૂપચાપ સાંભળી રહ્યા હતા શું કહેવું તેમને કંઈ સૂઝતું નહતું

ત્યાં એક અંગ્રેજ ભાઈ જેમણે ભારતમાં લગભગ બાર વર્ષો સુધી શિક્ષણના ક્ષેત્રમાં સારું કામ કર્યું હતું, તેઓ ઊભા થયા અને ગુરુદેવની પાસે ગયા અને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા આ જોઈને બધા અજબ જ થઈ ગયા ગુરુદેવ પણ થોડી ક્ષણ પછી તે ભાઈએ કહ્યું 'આજથી હું મારી જીંદગી ભારત સાથે પ્રેમ અને ઇંગ્લૅન્ડ તરફથી પ્રાયશ્ચિત્ત કરવામાં

ખરચવાની પ્રતિજ્ઞા કરું છું.'

આ શબ્દો સાંભળીને ગુરુદેવની આંખોમાં આંસુ ન આવવા લાગ્યા હોય એમ જેઓ ત્યાં બેઠેલા હતા તે લોકોને લાગ્યું. તે અંગ્રેજ ભાઈની પ્રતિજ્ઞા પાછળ ગુરુદેવે પ્રભુનો એક સંકેત જોયો. પછી તેમણે કહ્યું: 'હું પણ પ્રતિજ્ઞા કરું છું કે આજથી મારા જીવનનું વિશેષ ધ્યેય પૂર્વ અને પશ્ચિમ વચ્ચે પૂલ બાંધવાનું હશે.'

આ રીતે ગુરુદેવ અને દીનબંધુ એન્ડ્રુઝના પ્રથમ મિલન દ્વાર પૂર્વ-પશ્ચિમની પ્રેમસગાઈ થઈ. ત્યાર પછી ગુલામીનો અત્યાચાર અને અંધકાર ધીરે ધીરે દૂર થવા લાગ્યો અને માણસ-જાતિના હૈયામાં આવા એક સંકલ્પનો જન્મ થયો કે સાચી માનવ સભ્યતા અને સંસ્કૃતિનો પાયો વિજ્ઞાન અને આત્મજ્ઞાનના મિલનમાં જ છે

☆

ઘણા માણસોને એવી ટેવ હોય છે કે સંધ્યાપૂજા કરતી વખતે આખા મુલકની કૂથલી કરવા બેસે છે. કેટલાક મોઢેથી બોલતા નથી પણ મૂર્ખ માણસ પણ સમજી જાય એવી ઈશારત કરીને જે કહેવું હોય તે કહેતા જાય છે! આ લઈ આવ, પેલું લઈ આવ, એ પીરસજો; વળી કોઈ પૂછે તો ઊંહું ઊંહું એવું એવું પણ કરતા જાય છે.

કેટલાક લોકો ઘાટ પર બેઠા બેઠા માળા ફેરવતા જાય છે અને પાણીમાં માછલીઓ તરતી હોય તેની કીમતનો હિસાબ પણ સાથે સાથે ગણતા જાય છે! જપ કરતા જાય અને આંગળી વડે કોઈ પાસે ઊભું હોય તેને બતાવે કે, 'પેલી માછલી આવી!'

વળી કેટલાક ગંગાસ્નાન કરવા આવનારાઓને ઈશ્વરનો વિચાર તો તે સમયે આવે જ ક્યાંથી? પણ ઊલટા દુનિયાની જ વાતો કરવા માંડી જાય છે! બધા મુલકની વાતો સ્નાન કરતી વખતે જ! 'તમારા દીકરાનો વિવાહ થયો તે કેટલું ઘરેણું કન્યાને ચડાવ્યું?' 'ભાઈ ફલાણો તો બહુ માંદો છે!' 'ફલાણો સસરાને ઘેર ગયો હતો તે પાછો આવ્યો કે નહિ?' 'ફલાણાને ઘેર ગયા'તાં ત્યાં તો ખૂબ ગંમત કરી.' 'મારા હરીશને મારો એવો હેવા છે કે મને એક ઘડી વાર પણ મૂકતો નથી!' 'અલી! ફલાણીને તો અત્યારથી પળિયાં આવી ગયાં!'

જોયું ને! આ બધાં ગંગાસ્નાન કરવા આવ્યા છે અને વાતો બધા મુલકની કરે છે!

* * *

શું? પહેલા પૈસા સંઘરવા અને પછી ઈશ્વર એમ? અરે ભાઈ! તમારાં દાન અને પરમાર્થ કેવાંક છે? દાન આપતી વખતે હિસાબ ગણીગણીને આપશો. એક બાજુએ તમારા આહારવિહાર પાછળ, સારાનરસા પ્રસંગો પાછળ, અને મોજશોખ પાછળ હજારો રૂપિયા કાંકરાની માફક ઉડાવો છો અને બીજી તરફ તમારાં પાડોશીનાં બચ્ચાંને સૂકો રોટલો પણ ન મળે! ભલે તે મરે કે જીવે! આપણા ઘરનાં માણસ સુખી રહે એટલે બસ! અને આમ છતાં પણ તમે જીવદયા અને પરમાર્થની મોટી મોટી વાતો કરો છો!

રામકૃષ્ણ પરમહંસ

[ ગતાંકથી ચાલુ ]

(પ્રવાસમા કેટલાક મૂળ મેળવીને કવિ કેમ કેમ તાણાવાણા ગૂથે છે તે આપણે જોઈએ.)

૪

૨૪ વૈશાખના બપોરે રંગુન પહોચી ગયા નેત્રની પાછળ જોવા માટેનુ જે યંત્ર છે તેમાથી જે કાઈ દૃશ્ય થાય છે, તેનો આપણને સંતોષ નથી થતો જાણે કાઈ જોયુ જ ના હોય એમ લાગ્યા કરે છે જેમ તેમ ઉપરછલ્લુ જોયુ એનાથી કાઇ વર્ણન થઈ શકતુ નથી એમા દોષ કોનો?

ચાહો દોષ ના હોય તો પણ મારો અભ્યાસ જુદી જાતનો છે ધારી ધારીને જોવાતુ નથી તે મારે માટે નકામુ જાય છે કોઈ કોઈ વાર નોટ લઈને અહેવાલ આપવા બેસુ ય ખરો પણ એ બધી કકડે કકડાવાળી વાતો મનની છીંડાબારીમાથી સરી જાય છે એ તો હાજર થઈ તે વાત એકવાર મારા મનના નેપથ્યે (પડદે) એકદમ વિલીન થઇ જાય અને તે ત્યાર પછી જ્યારે પ્રકાશના મંચે આવે, ત્યારે જ તે મને ગમ આવે મારો તેની સાથેનો વ્યવહાર એમ શરૂ થાય

દોડધામ કરતા કરતા જોવુ એ તો મારે માટે તદ્દન નકામુ અર્થાત્ મારી પાસેથી સારુ કરીને ભ્રમણકથાનુ વર્ણન પામી શકો નહિ મારી પાને અદાલતમા સત્યની સાક્ષી પૂરાવે તો રંગુન નામના એક શહેરમા હુ આવેલો એ કહી શકુ પણ અદાલતમા વધારે પૂછપરછ કરવામા આવે તે વખતે હુ કહી શકુ કે રંગુન પહોંચ્યો નથી

એમ પણ હોઈ શકે કે રંગુન શહેર એ કાઈ મહત્ત્વની ચીજ નથી રસ્તા સારા-પહોળા-ચોખ્ખા, મકાનો પણ ઉજળા મજાના ચકચક કરે એવા રસ્તે મદ્રાસી, પંજાબી, ગુજરાતી આવના જતા દેખાય એમા વળી વચ્ચે વચ્ચે જ્યારે રંગીન કપડામા બ્રહ્મદેશના સ્ત્રી પુરુષો નજરે પડે ત્યારે મનમા એમ થાય કે આ લોક જ જાણે વિદેશી હોય

અસલ વાત એ છે કે ગંગાનો પુલ જેમ ગંગાનો નથી, એ જ રીતે રંગુન શહેર બ્રહ્મદેશનુ શહેર નથી એ સારા યે દેશનુ પ્રતિવાદી જેવુ છે

પ્રથમ તો ઈરાવતી નદીમાથી શહેરની નજીક જઈએ છીએ ત્યારે બ્રહ્મદેશનો પરિચય કેવોક આપવો? કિનારે મોટા મોટાં કેરોસિન તેલના કારખાના એની આ ઊંચી ઊંચી ચીમની-ભૂંગળા-આકાશમા માથા ઊંચા કરીને ઊભા હોય છે તે જોઇને એમ લાગે કે બર્મો ચિરૂટ પી રહ્યો છે!

ત્યાર પછી જેમ જેમ આગળ જવાય છે તેમ તેમ દેશવિદેશના જહાજની ભીડ જોવામા આવે છે ત્યાર પછી જેમ જેમ ઘાટે પહોચ્યા, તેમ તેમ કાંઠા નામનો પદાર્થ આંખે પડે નહિ જાણે એક ગોળાકારમા લોખંડનો પાટો પડ્યો હોય એમ લાગે તે પછી આફિસો, અદાલતો, દુકાનો અને બજારની વચ્ચે રહીને મારા બંગાળી ભાઈને ઘેર જઈ ઉતર્યો ત્યાથી કોઈ બ્રહ્મદેશીનો ચહેરો જોવા મળ્યો નહિ મનમા થયુ કે રંગુન બ્રહ્મદેશીના નકશામાં છે પણ દેશમા નથી એટલે કે આ શહેર દેશની ભૂમિમાથી વૃક્ષની જેમ તે સીચાયુ નથી, આ શહેર કાળપ્રવાહના મોજાની જેમ વહી આવ્યુ છે ટૂંકમા, આ પણે આ જગા જેવી, અન્ય જગાએ એવી

અસલ વાત તો એ છે કે પૃથ્વીમા જે બધા શહેર છે તે મનુષ્યની ચમત્કારના તૈયાર થયા છે દિલ્હી કહો, આગ્રા કહો કાશી કહો,

માણુસના આનંદે જ તેમાંથી સૃષ્ટિ ઊભી કરી છે. પણ (નિનર્મમ) હૃદયહીન વાણિજ્યલક્ષ્મી, તેના પગ આગળ પડેલું માનવીના માનસ-સરોવરનું શતદળ સૌન્દર્ય તે ખીલવી શકતી નથી. માનવી ભણી તે જોતી પણ નથી. તે ચાહે છે માત્ર દ્રવ્યને. યંત્ર છે તેનું વાહન. ગંગામાં જ્યારે અમારું વહાણ ચાલી રહ્યું હતું, ત્યારે વાણિજ્ય સંપત્તિની નિર્લજ્જ નિર્દયતા નદીના બે કાંઠે ભરપુર જોવાતી હતી: એમાં પ્રેમ દેખાતો નહતો. માટે તો બંગાળદેશને સાંપડેલી આવી સુંદર ગંગા, તેની જળધારા આટલી સહજમાં નષ્ટ થઈ શકી છે.

મને વિચાર આવ્યો કે મારું પરમ સૌભાગ્ય કે કલકત્તાની નજીકમાંના બે કાંઠાને છેક 'મેટેબુરજ'થી માંડી 'હુગલી' સુધીને બંધ બાંધી એનો કોળિયો થવા વારો આવે તે પહેલાં હું જન્મી ગયો. એ સમયે ગંગાના ઘાટે ગામડાની સુંવાળી હુંફ ગંગાને છાતી સરસી ચાંપીને પોતાની કરીને સંઘરી રાખી હતી. બંગલાની નાવડીઓ ત્યારે પણ કાંઠે કાંઠે, ધારે ધારે, ઘરના લોકને ઘેરે ઘેરે પાછા પહોંચાડતી સંધ્યાકાળે દેખાતી હતી.

ત્યારે પણ કલકત્તાની આસપાસ બંગાળ-ભૂમિની રૂપલાવણ્ય બે આંખો ભરીને નજરે પડતું હતું. એટલા માટે તો કલકત્તા આધુનિક શહેર છતાં નાના કોકિલ બચ્ચાની જેમ એને પાળીપોષીને સાચવવાતું થયું છે. એકદમ માળામાંથી હાંકી કાઢવામાં નથી આવ્યું. પણ ત્યાર પછી વેપારવાણિજ્યની સભ્યતા જેટલી જોરદાર સ્વરૂપ પકડતી ચાલી તેમ તેમ દેશનું રૂપ મૃતઃપ્રાય થતું ચાલ્યું. હવેતું કલકત્તા બંગાળભૂમિને પોતાને ચારેકોરથી નિર્વાસિત બનાવી રહ્યું છે. દેશ અને કાળના વિગ્રહમાં દેશનાં ધાનપાણીની સમૃદ્ધિ નષ્ટ થઈ ગઈ છે. કાળની કરાળ મૂર્તિ જ બાકી રહી છે. લોખંડના દાંત નખ સામે ઊના નિસાસા નાખતી.

એક વખતે માણસ બોલી ગએલો 'વાણિજ્યે વસતે લક્ષ્મીઃ' ત્યારે તે માણસને લક્ષ્મીનો પરિચય થએલો કેવળ તેના ઐશ્વર્યનો નહિ પણ તેના સૌન્દર્યનો. એનું કારણ હતું વાણિજ્ય સાથે તેનો સંબંધ હતો, મનુષ્યત્વ મરી નહોતું ગયું. સાળ સાથેનો સંબંધ જેમ વણકરનો, હથોડીનો સંબંધ કારીગર સુથારના ટચકાનો. આમ અરસપરસ મેળ હોય છે. એટલા માટે તો વાણિજ્યના ઐશ્વર્યમાં માણસનું હૃદય સુંદરપણે વ્યક્ત થઈ શકતું. એમ ના હોત તો લક્ષ્મી તેનું પદ્માસન પામત જ કેમ? પ્રાચીન વેનિસની સાથે આધુનિક માન્ચેસ્ટરની તુલનામાં સ્પષ્ટ તફાવત જોઈ શકાય છે. વેનિસના સૌન્દર્યમાં અને ઐશ્વર્યમાં માણસ પોતાનો જ પરિચય આપે છે. માન્ચેસ્ટરના માણસમાં 'ખર્વ' સંખ્યાનો અને તેમાં કળ-યંત્રનો-પરિચય છે. લોભની જંગમારીમા સારી ય પૃથ્વીને રક્ત-દર્દે થવું પડ્યું છે. અન્નપૂર્ણા આજ કાળી સ્વરૂપે છે. એનું અન્ન પરિવેષણનું પાત્ર આજે રક્તપાતથી ભરાઈ ચૂકયું છે. એનું સ્મિતહાસ્ય આજે ભીષણ અટ્ટહાસ્ય લાગે છે. ગમે એમ હો, મારે એ જ કહેવાનું છે કે વાણિજ્ય માણસને પ્રકાશ આપતો નથી. માણસને પ્રસન્ન કરી શકે છે.

માટે તો કહું છું રંગુન તો જોયું પણ તે આંખે જોયું એટલું એ જ. એમાં મને કોઈનો પરિચય થયો નહિ. ત્યાંથી મારા બંગાળી ભાઈઓની અતિથિસત્કારવાળી સ્મૃતિ લઈને આવ્યો, બ્રહ્મદેશમાંથી કાંઈ જ દક્ષિણા લાવવા પામ્યો નહિ.

સોમવારે સવારે મારા મિત્રો અહિંના સુવિખ્યાત બૌદ્ધ મંદિરમાં લઈ ગયા. (ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

☆

## પ્રકરણ ૧લું—હરકી પૈડી

માળવાના ધગધગતા ડુંગરા, પંજાબનાં હથેળી જેવાં લીલાં મેદાનો અને સુક્ત પ્રાંતનું ધૂળની ડમરીવાળું આકાશ જોઈને થાકેલી આંખોને દૂરથી શિવાલિકની ટેકરીઓ દેખાવા માંડે છે ત્યારે માન્યામાં નથી આવતું કે આ જ હિમાલય છે. પશ્ચિમ ભારતના એક દ્વીપકલ્પમાં, હિમાલયથી હજાર માઈલ દૂર જન્મેલા એક ભારતવાસીને માટે હિમાલય એ પુરાણ જેટલો પ્રાચીન, અદ્ભુત અને અગમ્ય પ્રદેશ લાગે છે. વળી મધ્યમવર્ગીય માણસને માટે તેની યાત્રા પણ સમસ્યારૂપ બને છે. ધન જોઈએ, સમય જોઈએ, સાથ જોઈએ, અને સંયોગો જોઈએ. અનુભવી પ્રાચીનોએ કહ્યું છે કે શ્રેયાંસિ બહુવિઘ્નાનિ। આથી હિમાલયનું કલ્પનાચિત્ર કલ્પનામાં જ રહેવાનું છે એમ સમાધાન માનીને ચાલનારને એકાએક યાત્રાનો સુયોગ સાંપડે, યાત્રા આરંભાય, અને હરદ્વારને સામે તીરે આવેલી મનસાદેવીની ટેકરી ય દેખાય તો ય વર્ષોજૂની દર્શનની દુર્લભતાની છાપ મનમાંથી ભૂંસાતી જ નથી પણ પર્વતથી વધુ પ્રત્યક્ષ શું હોય? એટલે ચિત્ત આ નવા અનુભવને નકારી પણ શકતું નથી. આથી મુગ્ધભાવે, વિસ્ફારિત નયને, સ્મિતમય વદને, તરાઈની ટેકરીઓના પગને જોતા જોતા હરદ્વારને સ્ટેશને યાત્રી ઊતરે છે ત્યારે પંડા, પ્લેટફૉર્મ, હમાલ અને ધમાલ બધું ય આ નવા આશ્ચર્યનો એક ભાગ બની જાય છે.

હરદ્વારના સ્ટેશનથી ગુજરાતભવન પાંચેક મિનિટને રસ્તે છે. રસ્તામાં ભગવાન મહાકાલ મૃત્યુંજયનું સુંદર પૂતળું કુંડ વચાળે બેઠું છે. અહીંથી જ યાત્રાવ્યાપી આર્યસંસ્કૃતિનો આરંભ થાય છે. રુદ્રાક્ષની માળા અને હાથમાં બેરખા ધારણ કરેલ યોગીરાજ એ કુંભ વડે મસ્તક ઉપર જળ ઢાળવે છે. ઘોડિયા, વેઢિયા, કાળા-ઘોડા અને ધોળા હાથીનાં પૂતળાં જોનારી આંખોને આ નવીન છતાં પૌરાણિક દૃશ્ય જોઈને લાગે છે કે આપણે યુરોપીય નગરીના પરારૂપ ભારતીય રાજધાનીમાં નથી પણ આર્યાવર્તની પ્રાચીન પુણ્યભૂમિ ઉપર શ્વાસ લઈએ છીએ.

જ્યાં તીર્થયાત્રા કરવા નીકળ્યા હોઈએ ત્યાં થાકને ગણકારાય નહીં ને રઝળપાટમાં રિબાઈએ નહીં. આથી ગુજરાતભવનમાં નળમાંથી વહેતા ગંગાજળથી સ્નાન કરીને ગંગાતીરે થતી આરતિ જોવા ઉપડ્યો. યાત્રાની મોસમ હોવાથી ગંગાઘાટ ઉપર ખૂબ ભીડ હતી. આ ગંગા-મંદિરવાળા ઘાટને હરકી પૈડી કહે છે. હરકી પૈડી હરદ્વારનો મુખ્ય અને પ્રસિદ્ધ ઘાટ છે. ત્યાં પહોંચતાં તીર્થસ્થળનું અતિ લાક્ષણિક દૃશ્ય જોયું. ત્યાં પોઢિયાઓ પૂરી ખાતા હતા. ભિખારીઓ ભીખ માગતા હતા. સાધુઓ ઉદર નિમિત્તે ગૃહસ્થ તરફ જોતા હતા; અને દાનેશ્વરીઓ ત્રણેને કશા ભેદભાવ વિના ખવરાવતા હતા. સંન્યાસીઓ આશ્રમ માટે ફંડ ઉઘરાવતા હતા અને ગુજરાતીઓને આ પુણ્ય-લાભ માટે વિશેષ પસંદ કરતા હતા. કથાકારો ગંગાજળ તરફ પીઠ કરીને કથા કરતા હતા અને શ્રોતાઓને ગંગાદર્શનની તક પૂરી પાડતા હતા. શ્રોતાઓ ભક્તિભાવથી કથા સાંભળતા હતા અને ભક્તિભાવનો ઊતાર આવતાં ગમે ત્યારે ઊભા થઈ જતા હતા. શ્રોતાવર્ગમાં

પંજાબીઓ અને ઉત્તરભારતીઓ પ્રધાન હતા. ક્યાંક વળી કેવળ સ્ત્રીવર્ગ પણ કથામૃતનું પાન કરતો હતો. કોક-ઠેકાણે સંગીતામૃતની વર્ષા થતી હતી. કથામંચ ઉપર માળાધારી કથાકારો સંગીતની સૂરાવલીઓ છેડતા. તેમાં પેટીવાજું અને તબલાં સાથ આપતાં. સંગીતની ખૂબીઓ આવતાં આલાપ સાથે તાલની હરીફાઈ થતી હતી અને આ સાત્ત્વિક સ્પર્ધામાં શ્રોતાઓ મગ્ન થતા હતા. ભજનરસિકો જેવા જ ખાદ્યરસિકો પણ અન્યત્ર જાજમો પાથરીને બેઠા હતા અને બ્રહ્મકુંડના આ ઘાટ ઉપર વૈશ્વાનરને આહુતિ આપી. ગંગાજળ પીને સ્વાદેન્દ્રિયના દોષોનું પ્રક્ષાલન કરતા હતા. યાત્રામાંથી પાછા ફરતા યાત્રીઓ ગંગાજળના લોટાલોટી ભરીને તેને રેણ કરાવતા હતા. ફૂલના પડિયા વેચનારાઓ વિવિધ આકારના પડિયા વેચતા હતા. તેમાં રૂપિયા જેવડા કોડિયાં અને નખ જેવડી વાટ પણ હતી. રગડા, પેટીસ અને મીઠાઈઓ પણ મળતી હતી. યાત્રામાર્ગની પથદર્શિકા વેચનારાઓ ઘરાક શોધતા હતા, ફાળા કરનાર દાતા શોધતા હતા, સંઘના યાત્રીઓ પરસ્પરને શોધતા હતા તો કોઈ મુમુક્ષુ પોતાની જાતને જ શોધતા હતા. પોલીસો વ્યવસ્થા જાળવતા હતા, યાત્રાળુઓ વ્યવસ્થા તોડતા હતા, દર્શનાર્થીઓ ગંગામંદિરમાં પુણ્ય કમાતા હતા. પૂજારીઓ દ્રવ્ય કમાતા હતા. મગરમચ્છ જેવા તારાઓ ભરચક ઘાટને શૂન્યઆંખોએ જોતા તરતા હતા. ગંગાપ્રવાહ, કથાપ્રવાહ, સંગીતપ્રવાહ, ઘંટનાદપ્રવાહ અને રગડાપ્રવાહમાં સૌ મસ્ત હતાં. કેવળ ઉપરના ઘાટના પોઠિયાઓ અને નીચેના જળના તારાઓ આ સૃષ્ટિથી અલિપ્ત હતા. સૌ કોઈ ભક્તિ કરતા કે કરાવતા હતા. ઘાટ ઉપર માનવનું કીડિયારું ઊભરાયું હતું છતાં કીડિયારા જેવી જ 'સ્વયંપ્રેરિત' વ્યવસ્થા હતી. ત્યાં ભીડ હતી પણ ધક્કામુક્કી ન હતી ખાનપાન હતાં પણ રંગરાગ ન હતો. દ્રવ્યોપાર્જન હતું પણ લક્ષ્મીનો હડકવા ન હતો. સૃષ્ટિનાં જ હોવા છતા સૃષ્ટિથી પર થવાની સૌને મહેચ્છા હતી. આને લીધે ઘાટ ઉપર એક જાતની સજીવ ચિત્રસૃષ્ટિ આલેખાઈ હતી. ચિત્તમાં શાંતિ હતી. કાળ જાણે સ્થિર થયો હતો. પણ નીચે ગંગાજળ અને ઉપર યાંત્રિક ઘંટાઘર પળેપળનો હિસાબ દેખાડતાં હતાં અને જાણે કોઈ સમજે તો સમજાવવા મથતાં હતાં કે–

વ્યાઘ્રીવ તિષ્ઠતિ જરા પરિતર્જયન્તી
રોગાશ્ચ શત્રવ ઇવ પ્રહરન્તિ દેહમ્।
આયુઃ પરિસ્રવતિ ભિન્નઘટાદિવામ્ભો
લોકસ્તથાપ્યહિતમાચરતીતિ ચિત્રમ્॥

[વાઘણની જેમ વૃદ્ધાવસ્થા ઘુરકતી ઊભી છે. વેરીની જેમ રોગો દેહની ઉપર ઘા કરે છે તરડાયેલા ઘડામાંથી પાણી ચુવે તેમ આવરદા ગળે છે. છતાં ય લોકો પોતાનું અકલ્યાણ કર્યે જ જાય છે એ કેવી નવાઈ છે?]

ગંગામાતાને બે હાથ જોડીને મેં પ્રણામ કર્યાં હાથપગ પખાળીને આચમન કર્યું અને બે બિંદુ માથા ઉપર મૂક્યાં. ગંગામૈયાએ તેનું શૈત્ય અને પાવનત્વ તરત જ સમજાવી દીધું. વૈશાખના ધોમ ધખતા ઊનાળાની સાંજે *ગંગાજળમાં પગ બોળતાં તેની ઠંડીથી કળ* વળી ગઈ. મને થયું કે આ તો પાશેરામાં પહેલી પૂણી છે. હરદ્વારમા ઠંડા પાણીથી રૂંવાટાં ઊભાં થયાં તો ખરેખરો બરફનો 'હિમાળો' આવશે ત્યારે શું થશે? અંગ્રેજીમા કહેવત છે કે આવતી આફતના ઓળા પહેલેથી પરખાય છે. કૉલેજના પંખા વગરના ઓરડામાં ખરે બપોરે 'કાવ્ય પ્રકાશ' ભણતાં ગંગાનું શૈત્યપાવનત્વ

જેવું આહ્લાદક લાગતુ હતું તેવું આહ્લાદક તે હરદ્વારના પીગળેલા બરફની વેગવતી વારિ ધારામા પ્રતીત થયું નહી

હવે સાડાસાત વાગ્યા. ગગાની આરતિનો વખત થયો બ્રહ્મકુંડના મદિરોમા શખનાદ ધમધમી ઊઠ્યા મદિરની મૂર્તિઓની આરતિ થઈ પછી વગ્ર પૂજારીઓ મથાવ જેવી મહાકાય આરતિ લઈને બ્રહ્મકુડના છેન્ને પગથિયે ઊભા રહ્યા શખનાદ અને ઘંટાનાદ સાથે આરતિ આરભાઈ ભડભડાટ બળતી જ્યોતથી આરતિનો હાથો ગરમ થઈ જતો હતો પાસે ઊભેલા છોકરાઓ પાણીની છાલકો રેડીને તેને ઠડો પાડતા હતા હજારો યાત્રિકો એકચિત્ત બે હાથ જોડીને ઊભાં ઊભા આ ગગાપ્રવાહની આરતિપૂજાથી પવિત્ર થતા હતા હજારો હૃદયો ગંગામાતાના મૂકસ્તોત્રો ગાતા હતા એક બાજુ હરદ્વારનુ પાઘડીપને વસેલુ તીર્થધામ શાત હતુ. બીજી બાજુ શિવાલિકની સનાતન ગિરિમાળા મૌન હતી. વચ્ચે ગગાધારા સડસડાટ કરતી અવિરતપણે વહી રહી હતી તેની ઉપર પ્રચડ દીપશિખાઓ ઝગઝગાટ કરતી હતી અને ભાવિક હૃદયમા ભાવ, સૌન્દર્ય અને ધન્યતાની વૃત્તિઓ જગાવતી હતી આરતિ, શખધ્વનિ, ઘટાનાદ અને હજારો પવિત્ર હૃદયોની પ્રાર્થના વડે કોઈ અલૌકિક વિશ્વમા યાત્રીઓ ઊડતા હતા

આરતિ પૂર્ણ થઈ ફૂલનો પડિયો લઈ મે દીવો પ્રગટાવ્યો અદરની વાટ જો પવનના ઝપાટાથી ન બૂઝાય તો પાચ મિનિટ ચાલે તેવી કરુણાર્દ્ર હતી નાચતા, ઉછળતા ગંગાના નીરમા મે કુતૂહલપૂર્વક દીપદાન કર્યું. અંધારામા આવા અનેક દીવાઓ ગંગાજળ ઉપર નાચવા લાગ્યા કોઈક તરત ઠરતા. કોઈક ઠરૂ કે ઠરૂ તે નક્કી કરી શકતા ન હતા કોઈ મરૂં મરૂં કરતા પ્રકાશતા હતા અને પ્રકાશ વેરવાને બદલે પોતાનુ અસ્તિત્વ જ દર્શાવતા હતા કોઈ ગગાની શીઘ્રગામી ધારામા સડસડાટ ઉપડી જતા હતા તો કોઈ ઘાટને કાઠે કાઠે સલામત પ્રવાસ કરતા હતા ક્યાક નાના પડિયાઓ વચ્ચેથી એક મોટી નાવડી આકારનો દીવો ગૌરવપૂર્વક પસાર થતો હતો કેટલાક દીવાઓ જૂથમા સઘ ઉપાડતા તો કેટલાક અલગારીઓ અનગ જ તરતા કેટલાક પહેલે જ પવન ઝપાટે ઠરીને તેના પાલકને નિરુત્સાહ કરતા તો અન્ય જાણે ઉલ્કાપાત મચાવવા જતા હોય તેમ હોશભેર દોડી જતા બે દીવાઓ મળી જાય તો દાઢવી જોડીને રામરામ કરતા અને શિષ્ટાચાર પૂરો થતા જુદા પડી જઈને સ્વતત્ર પ્રવાસે જતા આડા ખોબા જેવડા પડિયા ગડિયુ ફૂલ સમાવતા તાસળી જેવડા પડિયા પવાલુ ફૂલ ધરતા તો તાળાકુટી જેવા પડિયા પાદી ફૂલનો વૈભવ પ્રગટાવતા

ધીમે ધીમે ભક્તજનોની ભીડ ઓછી થવા લાગી દેવપૂજા તો કરી હવે ઉદરપૂજાની પણ કઈ જોગવાઈ કરીએ એમ વિચારીને એ અતિમ પૂજા માટે ઉતારે આવ્યો (ક્રમશ)



દરેક જણને પૂર્વનાં કર્મ ભોગવવાનાં હોય છે. તે ભોગવ્યા વગર છૂટકો જ નથી. સંસ્કાર–પ્રારબ્ધ–એ બધું માનવું પડે છે

એક કઠિયારો હતો. તે પરમ ભક્ત હતો. તેને દેવીનાં સાક્ષાત દર્શન થયાં હતાં. દેવીની તેના ઉપર કેટલી કૃપા! કેટલો પ્રેમ! તો પણ તે કઠિયારો જ રહ્યો. રોજ લાકડાં કાપતો અને પોતાનું ગુજરાન ચલાવતો. કારાગ્રહમાં દેવકીજીને સાક્ષાત ચતુર્ભુજ–શંખ, ચક્ર, ગદા, પદ્મધારી ભગવાન–નાં દર્શન થયાં, પણ ભગવાને તેમને એ જ વખતે બંધન મુક્ત કર્યાં ન હતા. પ્રારબ્ધકર્મના ભોગ તો ભોગવવા જ પડે. અને જ્યાં સુધી ભોગ ભોગવવાના બાકી હોય ત્યાં સુધી દેહ રહેવાનો જ. એક કાણો ગંગાસ્નાન કરવા ગયો. તેનાં પાપ તો ધોવાઈ ગયાં પણ કાણી આંખ ન મટી. પૂર્વજન્મનાં કર્મ હતાં તે ભોગવ્યા વગર છૂટકો જ ન હતો. દેહને તો સુખદુઃખ આવે ને જાય; પણ ભક્તને જ્ઞાન અને ભક્તિનું જે ઐશ્વર્ય હોય છે તે તે કદી ગુમાવતો નથી. જુઓને, પાંડવોને ઓછી વિપત્તિ હતી! પરંતુ એટલી વિપત્તિ છતાં તેઓ કદી ચૈતન્યરહિત થયા ન હતા. એવા જ્ઞાની અને એવા ભક્ત જગતમાં અતિ વિરલ છે

શ્રીમદ્ ભાગવતમાં એવી કથા છે કે અવધૂત (દત્તાત્રેય)ને ચોવીશ ગુરુ હતા. તેમાં તેમણે સમડીને પણ પોતાની ગુરુ ગણી હતી. એક ઠેકાણે કેટલાક માછી લોકો માછલી પકડતા હતા. એવામાં એક સમડીએ આવીને એક માછલી ઉપર ઝડપ મારી અને તેને લઈ ચાલતી પકડી તેની પાસે માછલી જોઈને હજારો કાગડા તેની પાછળ પડ્યા અને તેને ચારે બાજુએથી ઘેરી લીધી; તથા કા કા કરીને ભારે ઘોંઘાટ મચાવી મૂક્યો. આખરે તે સમડી બાવરી બની ગઈ અને ગભરાટને લીધે તેના પંજામાંથી માછલી પડી ગઈ. એમ થતાં તુરત જ કાગડા તે સમડીને છોડી દઈને માછલી ભણી ઊડી ગયા.

અવધૂને એ સમડી પાસેથી એ ઉપદેશ ગ્રહણ કર્યો કે જ્યા લગી પોતાની પાસે માછલી છે, એટલે કે વાસના છે, ત્યાં સુધી કર્મ કેડો મૂકશે નહિ; અને કર્મને લીધે દારુણ ચિંતા, સંતાપ, અશાંતિ, સહન કરવાં પડશે. માટે

વાસનાનો ત્યાગ થાય ત્યારે જ કર્મનો ક્ષય થાય અને શાંતિ મળે.

છતાં નિષ્કામ કર્મ કરવાં સારાં છે; તેનાથી ચિત્તની શાંતિનો ભંગ થતો નથી; પણ ખરેખરાં નિષ્કામ કર્મ થવાં બહુ મુશ્કેલ છે. આપણે મનમાં એમ સમજીએ કે અમે નિષ્કામ કર્મ જ કરીએ છીએ; પણ કોણ જાણે ક્યાંયથી કામના આવીને ઊભી રહે છે તેની ખબર જ પડતી નથી. પ્રથમથી જો પુષ્કળ સાધન કર્યું હોય તો એ સાધનના બળથી કેટલાક લોક કેવળ નિષ્કામ કર્મ કરી શકે છે

અવધૂતને એક બીજો ગુરુ હતો. તે મધમાખી હતી. મધમાખી અત્યંત પરિશ્રમ લઈને, ઘણા વખત સુધી, મધનો સંગ્રહ કરે છે, પણ તે મધનો ઉપભોગ પોતે કરી શકતી નથી. કોઈ માણસ તેનો મધપૂડો ઉખેડીને તેમાંનું મધ નીચોવી લે છે. મધમાખીની પાસેથી અવધૂતે એ ઉપદેશ લીધો કે કશાનો પણ સંગ્રહ કરવો નહિ. સાધુ લોકો ઈશ્વરની ઉપર સોળે સોળ આના ભરોસો મૂકે છે, તેઓ કદી સંગ્રહ કરતા નથી. પણ સંસારી લોકોની બાબતમાં આ નિયમ લાગુ પાડી શકાય નહિ તેમને તો પોતાના કુટુંબનું પાલન કરવાનું છે; એટલે તેમણે તો સંગ્રહ કરવો જ જોઈએ. પંખી અને સાધુ એ બેને સંગ્રહ કરવાની જરૂર હોતી નથી. છતાં પક્ષીને પણ બચ્ચાં થયા પછી દાણા ચાંચમાં ઘાલીને બચ્ચાંને માટે માળામાં લાવવા પડે છે.

*

આ ઉપાયથી ઈશ્વર મળે અને આ ઉપાયથી ન મળે એવું કાંઈ છે જ નહિ. તેની કૃપા ઉપર સઘળો આધાર રાખીને ઉદ્યમ કરો. તેને માટે વ્યાકુળ થઈને જે બને તે કર્મ કરો. વ્યાકુળતા વડે ઈશ્વરની કૃપા મળે છે.

થોડો સુયોગ પણ જોઈએ. સાધુસંગ, વિવેક, અને સદ્ગુરુની પ્રાપ્તિ. ધારો કે એક માણસને માથે તેનો મોટો ભાઈ છે અને તે જ કુટુંબના ભરણપોષણનો ભાર ઉપાડે છે જો સ્ત્રી છે તો તે વિદ્યાશક્તિ – ધર્મપરાયણ – છે; અને પોતાના પતિના સાધનભજનમાં વિઘ્નરૂપ ન થતાં ઊલટી સહાયતા આપે છે. અથવા તો તે પહેલેથી પરણેલો જ નથી. સંસારનાં કોઈ જાતનાં તેને બંધન જ નથી. એનું નામ સુયોગ એવો સુયોગ હોય તો સાધક ઝપાટાબંધ આગળ વધી શકે છે.

એક દૃષ્ટાન્ત સાંભળો. એક માણસના ઘરમાં કોઈને સખત મંદવાડ છે, અને મરવાની અણી પર છે. કોઈ કહે

છે કે સ્વાતિ નક્ષત્રના વરસાદના પાણી-નું ટીપું જે મુડદાની ખોપરીમાં પડે તથા તે જ વખતે એક દેડકો અને તેને પકડવા માટે દોડતો આવતો ઝેરી નાગ તે ખોપરી આગળ આવી પહોંચે, તથા દેડકો ખોપરી ઉપરથી છલંગ મારીને કૂદી જાય અને તે જ વખતે નાગનું ઝેર ખોપરીમાં ટપકે તો તે પાણી પાયાથી દરદી મરતો બચે. આવો બધી જાતનો જોગ મળવો મુશ્કેલ છે. છતાં ઘરમાં મંદવાડ તો છે જ, તેથી નરનો માણસ સ્વાતિ નક્ષત્ર બેસવાનું ચોઘડિયું જોઈને ઘેરથી નીકળ્યો અને મસાણમાં જઈને માણસની ખોપરી શોધવા લાગ્યો. મનમાં ભગવાનના કાલાવાલા કરતો જાય કે, 'હે ઈશ્વર! તું જલદી એકાદ ખોપરી મારી નજરે પડે તેમ કર!' એમ કરતાં કરતાં મસાણમાં ફરે છે, એવામાં એકાએક ખોપરી તેની નજરે પડે છે. તે જ ઘડીએ વાદળી ચડી આવે છે અને વરસાદના છાંટા પણ પડે છે; તથા તેનાં થોડાં ટીપાં, પેલી ખોપરીમાં પણ પડે છે. પછી પેલો માણસ પ્રાર્થના કરે છે કે, 'હે ભગવાન્! તેં ખોપરી નો અપાવી; તેમાં સ્વાતિ નક્ષત્રના વરસાદ-નું પાણી પડ્યું. હવે અબઘડી એક સાપ અને દેડકાને મોકલી દે. બસ આટલો જોગ મેળવી દે!' ખૂબ આકુળ-વ્યાકુળ થઈને તે પ્રાર્થના કરે છે. એવામાં એક દેડકો અને તેની પાછળ એક મોટો નાગ દોડતા આવે છે. પેલો માણસ ઘણો જ ખુશ થઈ ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું, તે બોલ્યો: 'હે ભગવાન્! તેં બધા સંજોગ મેળવી આપ્યા, હવે એ દેડકાને આ તરફ મોકલ!' બસ તેમ જ થયું! દેડકો ખોપરી તરફ વળ્યો અને સાપે પણ તેની પૂંઠ લીધી. દેડકો છલંગ મારીને ખોપરી કૂદી ગયો; અને તેને પકડવા જતાં જ સાપની દાઢમાંનું ઝેર પેલી ખોપરીમાં ટપક્યું. પેલો માણસ આનંદ-થી નૃત્ય કરવા લાગ્યો. માટે જ તમને સઘળાને કહું છું કે વ્યાકૂળતાપૂર્વક તેની પ્રાર્થના કરો.

*

જ્યારે રામનામ બોલતાં રોમાંચ થાય અને નેત્રમાથી આનંદનાં અશ્રુ વહે ત્યારે નિશ્ચયપૂર્વક સમજવું કે હવે સંધ્યા ઉપાસના વગેરે કર્મ કરવાની જરૂર નથી. ત્યારેજ કર્મત્યાગ કરવાનો અધિકાર મળ્યો કહેવાય — કર્મ આપો-આપ જ છૂટી જાય છે. ત્યાર પછી માત્ર રામનામ કે હરિનામ કે માત્ર ૐકારનો જપ કરીએ તો ચાલે. સંધ્યાનો ગાયત્રી-માં લય થાય છે અને ગાયત્રીનો ૐકાર-માં લય થાય છે.

*

સર્વ એવેહ હિ સદા સંસારે રઘુનન્દન ।
સમ્યક્ પ્રયુક્તાત્ સર્વેણ પૌરુષાત્ સમવાપ્યતે ॥
યોગવાસિષ્ઠ ૨–૪–૮ ॥

હે રામ આ સંસારમાં સારી રીતે યોજેલા પુરુષપ્રયત્નથી માણસ એકેએક વસ્તુ કમાઈ શકે છે

કલ્પિતમોહિતૈ મન્દૈ દૈવં કિંચિન્ન વિદ્યતે ॥ ૯ ॥

દૈવ જેવું કાંઈ છે જ નહિ એ તો મૂઢ ને મન્દ બુદ્ધિ લોકોની માત્ર કલ્પના જ છે

યો યમર્થં પ્રાર્થયતે તદર્થં ચેહતે ક્રમાત્ ।
અવશ્યં સ સમાપ્નોતિ ન ચેત્ અર્ધાત્ નિવર્તતે ॥
૧૨ ॥

જે માણસ જે વસ્તુની ઇચ્છા કરે છે ને તેને સારુ પ્રયત્ન કરે છે એને તે અવશ્ય મળે છે જો એ કામ પાકયા પહેલાં પ્રયત્ન ન છોડે તો

સારેણ પુરુષાર્થેન સ્વેનૈવ ગરુડધ્વજ ।
કશ્ચિદેવ પુમાનેવ પુરુષોત્તમતાં ગતઃ ॥ ૧૫ ॥

પોતે સરસ પુરુષાર્થ કરી તો તેને પ્રતાપે એક જણ પુરુષમાંથી પુરુષોત્તમ બન્યો

પ્રાક્તનં ચૈહિકં ચેતિ દ્વિવિધં વિદ્ધિ પૌરુષમ્ ।
પ્રાક્તનોઽદ્યતનેનાશુ પુરુષાર્થેન જીયતે ॥ ૧૭ ॥

આગલા ભવનો ને આ ભવનો એમ પુરુષાર્થ બે પ્રકારનો હોય છે, તેમાં આગલા ભવનો આ ભવના પુરુષાર્થથી તરત જ જીતી શકાય છે

આલસ્યં યદિ ન ભવેત્ જગત્યનર્થં
કો ન સ્યાત્ બહુધનકો બહુશ્રુતો વા ।
આલસ્યાત્ ઇયમવનિઃ સ સાગરાન્તા
સંપૂર્ણા નરપશુભિશ્ચ નિર્ધનૈશ્ચ ॥ ૨–૫–૩૦ ॥

જગતમાં જો અનર્થરૂપ આળસ ન હોય તો કોણ ધનાઢ્ય કે વિદ્વાન્ ન બને? આળસને લીધે જ આ સાગરવસના પૃથ્વી અજ્ઞાની તથા નિર્ધન માણસોને ભારે મરે છે

પ્રાક્સ્વકર્મેતરાકારં દૈવં નામ ન વિદ્યતે ।
બાલઃ પ્રબલપુંસેવ તત્ જેતુમિહ શક્યતે ॥
૨–૬–૪ ॥

આપણે જ આગલા ભવમાં કરેલાં કર્મ વિના દૈવ જેવું બીજું કાંઈ નથી અને નાનો બાળક મોટા પુરુષથી જીતાય તેમ આગલા ભવનું કર્મ આ ભવના કર્મથી જીતી શકાય છે

અશુભેષુ સમાવિષ્ટં શુભેષ્વેવાવતારયેત્ ।
પ્રયત્નાત્ ચિત્તમિત્યેષ સર્વશાસ્ત્રાર્થસંગ્રહઃ ॥
૨–૭–૧૨ ॥

આપણું મન અશુભ વસ્તુ ઉપર ચોંટેલું હોય છે તેને પ્રયત્નપૂર્વક શુભ વસ્તુ ઉપર જોડવું,—શાસ્ત્રમાત્રના અર્થનો સાર આટલો જ છે

ભોક્તા તૃપ્યતિ નાભોક્તા ગન્તા ગચ્છતિ નાગતિઃ ।
વક્તા વક્તિ ન ચાવક્તા પૌરુષં સફલં નૃણામ્ ॥ ૧૭ ॥

જે જમે તે ધરાય ન જમે તે નહિ જે ચાલે તે પહોંચે ન ચાલે તે નહિ જે બોલે તે વક્તા થાય, ન બોલે તે નહિ પુરુષપ્રયત્ન સફળ થાય જ છે

દૈવમ્ એવેહ ચેત્ કર્તૃ પુંસઃ કિમિવ ચેષ્ટયા ।
સ્નાનદાનાસનોચ્ચારાન્ દૈવમેવ કરિષ્યતિ ॥
૨–૮–૬ ॥

જો થાય છે તે દૈવ જ કરે છે તો માણસે પોતાના હાથપગ શું કામ હલાવવા? ન્હાવાનું જમવાનું બધું દૈવ જ આવીને કરી જાય

શુભાશુભાભ્યાં માર્ગાભ્યાં વહન્તી વાસનાસરિત્ ।
પૌરુષેણ પ્રયત્નેન યોજનીયા શુભે પથિ ॥
૨–૯–૩૦ ॥

આપણી વાસનારૂપ નદી ભલે કે ભૂંડે માર્ગે વહે છે એને આપણે પ્રયત્ન કરીને શુભ માર્ગે ચડાવવી જોઈએ

ય એષ દૈવ કથિતો નૈષ દૂરેઽવતિષ્ઠતે ।
શરીરે સંસ્થિતો નિત્યં ચિન્માત્રમ્ ઇતિ વિશ્રુતઃ ॥
૩–૭–૨ ॥

આ જે દૈવ કહેવાય છે તે દૂર નથી રહેતા, તે તો આપણા દેહરૂપ દેવાલયમાં જ ચૈતન્યરૂપે રહે છે

# *બાવા ગિલ્લિગનનો રાસડો

દેસાઇ વાલજી ગોવિન્દજી

વૃદ્ધ સાધુ પીતર ગિલ્લિગનને દિવસ ને રાત થાક ઉતરે જ નહિ; કેમ કે એના ઘણુ માદ્યલા અર્ધા કાં ખાટલો ઢાળીને પડયા હતા ને કાં પોતાની કબરમાં સૂઈ ગયા હતા.

સંઝયાટાણે એ એક વાર ખુરશી ઉપર બેઠો બેઠો ઝોલાં ખાતો હતો ત્યાં વળી એક બીજે ઘરેથી એને તેડવા આવ્યા; એટલે એ ઉદાસ થઈ ગયો. કહે, 'મારે નથી નિરાંત, આનન્દ કે શાન્તિ, કેમ કે માણુસો મર્યા જ કરે છે.' આટલું એ બોલી તો ગયો, પણ પછી એને પસ્તાવો થયો. એટલે ફરી કહે, 'હે ભગવાન, મને ક્ષમા કર, કેમ કે આ ઘડીએ હું ન બોલવાનું બોલી ગયો. તે હું નહોતો બોલ્યો, પણ મારો દેહ બોલ્યો હતો.'

બાવાએ પ્રાર્થના કરી ને એને નિદ્રા આવી ગઈ. સંધ્યાના સોનેરી રંગ અલોપ થઈ ગયા ને તારા જડેલી ઓઢણી ઓઢીને રાતરાણી આવી પહોંચી.

સવારે કાગડા બોલ્યાને ટાણે વૃદ્ધ સાધુ ઊભો થઈ ગયો ને બોલ્યો, 'અરરર. મેં અહિં નીંદર કરી ને વાં માણુસનું મરણ થયું છે.' એમ કરીને એણે પોતાના ઘોડાને ઊંઘમાંથી ઉઠાડ્યો ને એના ઉપર ચડીને એને મારી મૂક્યો.

માંદા માણસની પત્નીએ બાર ઉઘાડયું ને કહે, 'બાવાજી, તમે વળી પાછા આવ્યા?'

એણે પૂછયું, 'બાપડા ગુજરી ગયા?'

'હા. એણે તો બે ઘડી પહેલાં દેહ છોડયો. તમે ગયા પછી એણે પડખું ફેરવ્યું ને શાંતિપૂર્વક મરી ગયા.'

આ સાંભળીને સાધુ ઘૂંટણભર પડયો, ને કહે, 'થાકયાને વિસામો દેવા જેણે રાત કરી છે તે મારા નાથે મારી ભીડ ભાંગવા દેવદૂતને મોકલી દીધો. ચાંદોસૂરજ જેની આજ્ઞાનુસાર વર્તે છે તેણે ઊંઘી ગયેલા દાસાધમ ઉપર દયા કરી.'

(પીટ્સના કાવ્ય ઉપરથી).

* 'વિશ્વમંહિતા'ના આગામી ત્રીજા મંડળનો એક અધ્યાય.

# *સત્યાગ્રહી સંઘવી

નેમચંદ શેઠ ૨૦૦-૩૦૦ જણુનો સંઘ લઈ આબૂ જાત્રાએ ગયા સંઘ ભેગો ધનદાસ નામે બાવો પણ હતો. સંઘને ચોરે રોક્યો ને ધનદાસ આગળ રાતું રંગેલું તૂંબડું હતું તે માગ્યું. બાવો કહે, 'થાય તે કરી લ્યો; નહિ આપું.' ચોરે બાવાના હાથ ઉપર તલવારનો ઘા કર્યો ને સાધુનું કાંડું તૂંબડાસોતું કપાઈ ગયું. નેમચંદભાઈ સંઘના પાછલા ભાગમાં હતા, એને ચોરની જાણ થઈ એટલે એણે સંઘને ઊભો રખાવ્યો, ને કહે, 'આપણે પુણ્યસંગ્રહ કરવા નિકળ્યા છિએ, એટલે મારામારી ન કરવી. જેની આગળ ઘરેણુંગાંઠું હોય તે લૂંટારાને આપે; એની ખોટ હું ભરીશ.' સંઘ ભેળા સશસ્ત્ર વળાવિયા હતા તેને પણ શેઠે મનાવ્યા, ને સૌએ ભીલ આગળ ઘરેણાં ને રોકડનો ઢગલો કર્યો. ભીલ આશ્ચર્યચકિત થઈ ગયા, નેમચંદશેઠને પગે પડયા, અને શેઠાણીને બહેન કરીને એને દસ રૂપિયાનું કાપડું આપ્યું.

(શ્રી જગજીવન કાલિદાસ પાઠકકૃત વ્યવહારનીતિદર્પણ–ભાગુપ્ટે–ઉપરથી) દે. વા.

* 'વિશ્વસંહિતા'ના આગામી ત્રીજા મંડલનો એક અધ્યાય.

# ગામઠી ગીતા

ધરતરાસ્ટર કે'સે —

ધરમખેતરમા ને કુરુખેતરમા, જે તરતના બાધી મરે,
એવા મારા સોકરા ને મારા ભાઈના સોકરા
ભેગા થઈને હુ કરે? હજયડા! ભેગા થઈને હુ કરે?

અરજણિયો કેસે —

નાનાય મારવા ને મોટાય મારવા, ને મારવાનો નો મળે આરો,
એવુ ય રાજ કેદિક ને નો કર્યું, તો કયો ગગો રઈ ગ્યો કુવારો?
કરહણિયા! હુ તો નથી લડવાનો.

કરહણિયો કે'સે —

આ અજરામર મનખ્યાનો આતમ્યો ઈ માર્યો નો મરાય,
એવુ હમજીને એવા દીધે રાખ્યને, એમા તારા બાપનુ હુ જાય?
અરજણિયા મેલ્યને મૂરખવેડા!

મલક બધો તારી ઠેકડી કરે, ને હુ ય કહી કહીને થાક્યો,
ખતરીના કુળમા ક્યાથી આવો તુ, ઊંધા પાનિયાનો પાક્યો?
અરજણિયા મેલ્યને મૂરખવેડા!

જુધમા જીતીશ તો રાજ કરીશ, ને મરીશ તો જાશ હરગે,
એવા! તારો દિ જો ઘરે હોય તો, તુ આવો લાગ શીદને મૂકે?
અરજણિયા મેલ્યને મૂરખવેડા!

મોટા મોટા માત્યમા પુરુખ જેણે વાસનામા મેલ્યો પૂળો,
એવા જગત હારુ કરમ કરડે તો તુ તે કઈ વાડીનો મૂળો?
અરજણિયા મેલ્યને મૂરખવેડા'

કરમની વાત હધી આપણા હાથમા, ને ફળની નઈ એક કણી,
એવુ નો હોત તો બધાય થઈ બેહત, દ'ની શેરના ધણી
અરજણિયા મેલ્યને મૂરખવેડા!

ઊંધુ જોઈને કરમ કરડ્યે જા ને ફળની કર્ય મા ફકર,
ફળનો દેનારો ઓલ્યો પરભુડિયો, નથી તારા બાપનો નોકર
અરજણિયા મેલ્યને મૂરખવેડા'

અરજણિયો કે'સે —

ભરમ ભાગ્યો ને સશે ટળ્યો ને ગન્યાન લાધ્યુ હાચુ,
તુ મારો મદારી ને હુ તારો વાદર્યો નચાવ એમ હુ નાચુ
કરહણિયા હુ તો હવે લડવાનો!

હજયડો કે'સે —

જોગી કરહણિયો ને ભડ અરજણિયો, ચાય જી ઠેકાણે ભેળા,
મારુ હલકુ એમ સાખશી પૂરે, ન્યા દાડી ઊડે ધીંકેળા
ધરતયડા દાડી ઊડે ધીંકેળા!

—હરિલર ભટ્ટ

## દર્દીની મુલાકાતે

સાંજનો સમય હતો.

બહારથી આવીને હમણાં જ ખાટ પર ચાચાજી આડા પડ્યા હતા. આગલી રાતે તો શરીરે અસુખ થઈ આવેલું. જરાંક પીડાએલા ય ખરા, પણ, એ બધાંને આંટી દેવરાવતો એમનો સંયમશીલ સ્વભાવ. નવી નવી પરણીને આવેલી એક મુગ્ધ કુળવધુ સાસારયાના લાજમલાજા આગળ શરમાઈને, કપાળ ઢાંકીને જેમ બેસી રહે છે, તેમ, શરીરે અનેકગણી પીડા હોવા છતાં ય તેને દબાવીને બેસી રહેતા હોય છે અને મળવા આવેલાઓમાં પ્રીતમપ્યારાનાં દર્શન પામતા હોય છે, એમ સૌને મીઠે મોંએ આવકાર આપતા હોય છે.

કોઈકે સમાચાર આપ્યા: 'ચાચાજી, આપણી પછવાડે આપણો જૂનો ભૂતપૂર્વનો વિદ્યાર્થી આજે ખૂબ નરમ છે. દાક્તરોએ એનો કેસ ગંભીર ગણી કાઢ્યો છે. હાથ ધોઈ નાખ્યા છે, આશા મૂકી દીધી છે. ઘેર નાની વહુ છે. બે નાના છોકરા છે. નાની એક છોકરી છે. આમ એનાં નાનાં સંતાન. નાની વહુ, છોકરો અધવચારે છે....'

ગરીબ ઘર. ગરીબ સંસાર. ગરીબ લોક. ચાચાજીનું માત્ર આગમન. ઘરમાં દેવ પધાર્યા જેવડો એમને આનંદ એ ધર્મપરાયણ લોકને થાય. રાજી રાજી થઈ જાય. ઘર પાવન થયાનું ગણે. નિરાશ, નિસ્તેજ એવા ઘરમાં પ્રાણનો સંચાર થાય. એની અસર દર્દીને સારી થાય છે.

સૂર્યના કિરણોના સ્પર્શમાં અનેક શતદળ કમળની પાંખડીઓ ખીલી ઊઠે એવું બળ હોય છે ચાચાજી ઊઠ્યા. સાંજની પ્રાર્થનાને હજી પાએક કલાક વાર હતી. જોવા જવા ચાલ્યા. અમે ય એમની પૂઠે ચાલ્યાં.

આગળથી ખબર પડી જ ગયેલી. શોકછાયામાં ય કંઈક ઉલ્લાસ જણાયો. ટોળેવળીને પેટમાં પગ ઘાલીને બેઠેલા આદમીઓ છોકરાના ખાટલા પાસે દીનનજરે જોતા બેઠા'તા. બહાર લાજ કાઢીને બેઠેલી આધેડ સ્ત્રીઓના ટોળામાં ઊભેલી છોકરાની મા આંસુભરી નજરે અમને આવકાર આપવા સામી આવીને ચાચાજીને પ્રણામ કર્યા.

ચૂલામાં બળતણ કરીને રોટલાનો લોટ મસળતી નાનીબાળ જેની વહુ છોકરાની, મનમાં ભાવિની મંગળ અમંગળ કલ્પનાઓમાં શૂન્ય થઈ ગયેલી હોય એમ અમને જોયાંય ન હોય એમ નીચી નજરે એનું કામ કરી રહી હતી. ખબર પડતાં એ વિચારમાળામાંથી ઝબકી ઊઠી. અમને આવકારવા કેડમાં નાની બેબીને લઈને અમારી પાસે આવી, ચાચાજીને પગે લાગી.

દર્દનો માર્યો, આંખ ઢાળીને બેઠેલો છોકરો પણ હોંશમાં આવીને તકિયેથી બેઠે બેઠે બેઠો થયો.

એની પાસે જ ચાચાજી બેઠા. માંદા બાળકને એક મા પોતાના ખોળામાં લઈને પંપાળતી હોય, તેમ પંપાળવા લાગ્યા. ક્યાં ય લગી પંપાળતા રહ્યા. આંખો બંધ કરી ગયા. અને જાણે અંદર બેઠેલાને આવહાન કરતા હોય એમ ઊંડે ઊંડે ઉતરી ગયા. પંપાળવાનું તો ચાલુ જ હતું (ચાચાજી કહે છે કે નિર્જીવ પદાર્થમાં ય તાદાત્મ્યતા સારું પરિણામ લાવતી હોય છે.) વાતાવરણમાં દર્દીના દર્દની ગંભીરતા હોવા છતાં ય 'દેવ'ના આગમનની ઝાંખી થતી જણાતી હતી.

'જબ તક ઘટમેં પ્રાણ બંદે કરલે બંદગી '

બે બે વાર, ત્રણ ત્રણ વાર એની એ જ લીટી ઉપાડી ઉપાડીને ગભીર નાદે પ્રાર્થના કરવા લાગ્યા પ્રીતમને જાણે આજીજી કરતા હોય વિનતી સભળાવતા હોય એવા ગદ્ગદ્ સ્વરે પ્રાર્થના પૂરી કરીને આંખો ખોલી બે હાથ વડે આંખના આંસુ લૂછીને બોલ્યા 'કેમ ભાઈ કેમ છે? ફરીને એને ગાલે, કપાળે, હાથ ફેરવીને ઊભા થઈ ગયા

આશ્રમની પ્રાર્થનાનો વખત થતો હતો. ત્યા તે ગયા. અમે ઘેર આવ્યા

પ્રત્યક્ષ પ્રીતમની પ્રાર્થનામા જ જેને લક્ષ છે એને આથી વધારે કયુ ઉત્તમ ઔસડ મળે દર્દીને માટે? પ્રીતમમા જેને પોતાનુ સમર્પણ છે, તેવાને માટે આથી વધારે કઈ ભાષા હોય દર્દીના દર્દને હળવુ કરવાની?

## વર્ષોજૂની પીછાણ

કેટલાક વિદ્યાર્થીઓ

કૉલેજિયનો જ હશે લાગતા'તા એવા

સાજની વેળા થઈ રહી હતી

'બહેન આશ્રમની આ પ્રાર્થનાભૂમિ છે? ટોળામાથી કોઈકે સાદ કર્યો

'હા, ભાઈ મે પાછુ વાળી જવાબ આપ્યો

'પ્રાર્થનામા કોણ કોણ આવે છે?'

અધારૂ થતુ હતુ ઘેર કામ પતાવીને ચાચાજીના દરબારમા બેસવા જવાની મનમા હોશ, એક મિનિટ સરખી માર્ગમા એળે જાય એમ ઇચ્છાતુ હતુ નહિ

તો ય, ઊભી રહી

'છાત્રકન્યાઓ, અધ્યાપન મદિરની બહેનો તથા આશ્રમવાસીઓ પ્રાર્થનામા આવે છે' મે જવાબ આપ્યો

'એ સિવાય બીજુ કોઈ ખરુ?' અતિશય ચોકસાઈ દાખવતા એક ભાઈએ પૂછવાનુ ચાલુ રાખ્યુ

'કોઈ કોઈ વાર મહેમાન આવી ચડે છે ને તે પ્રાર્થનામા હાજર રહે છે' જરા ઉતાવળ બતાવતા મે જવાબ આપ્યો

'આજે કોઈ હશે ખરા?' કૉલેજિયને પ્રશ્ન પૂછયો

'હા એક છે વર્ષોના વર્ષો જેણે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના ચરણોમા ગાળ્યા છે કવિને પોતાના ગુરુદેવ ગણ્યા છે એવા સાધુપુરુષ ગુરુદયાલ મલ્લિકજી છે ..' વાક્ય પૂરુ થતુ ય નથી ને સામેથી પ્રશ્ન આવે છે-તેઓ 'પ્રાર્થનામા આવશે ખરા?'

'હા હા જરૂર પ્રાર્થનામા તો જરૂર આવે છે ' હુ બે ડગલા આગળ ચાલુ છુ ત્યા જ શ્વેત ફરફરતી મુલાયમ દાઢીના દર્શન થયા સામે જ તેઓ આવી રહ્યા હતા

મે બતાવ્યા ત્યા તો તે ગેળુ દોડીને તેમને ઘેરાઈ વળ્યુ ચાચાજી એક પછી એક સૌને છાતી સરસા ચાપે છે અને પૂછે છે 'ક્યાથી આવો છો?' કેમ છો.' વગેરે

વિદ્યાર્થીઓ જાણે એમના નિકટ પરિચયના ના હોય, એમ તેમની સાથે વાતો કરે છે સૌ ભેગા મળી પ્રાર્થનામા જાય છે અને સુદર મુગ્ધ ભાવે વાર્તાલાપ થાય છે આવી છે એમની પ્રીત પુરાણી

* * *

આવો જ બીજો એક પ્રસગ છે

બાપુનુ નિવાસસ્થાન 'હૃદયકુજ' બાપુજીની ભિન્ન ભિન્ન જીવનસરણીના દર્શન આપતી ચિત્રાવલીને આમ તેમ જોઈને અદર અદર વાતો કરતી અતરની ઉડાણવાળી ભાવ મુગ્ધ કેટલીક પારસી બહેનો પગથીઆ ઉતરીને ચાલી આવે છે તેમનો

મને સંતોષ થાય છે.

આશ્રમ સંબંધે વાતો પૂછે છે. જગતનો મહાન પુરુષ ગાંધીજી એને વિષે કંઇ કંઇ પૂછે છે. મને સૂઝે છે અને જેટલી જાણ હોય છે તેના જવાબ આપી ને હું ચાલું છું.

'ઊભાં રહો બહેન. આજકાલ ગાંધીજીનો નિર્વાણ દિવસ છે. એને લીધે પણ ખાસ ખાસ કોઈ માણસો આવતા હશે ને, તમારા આશ્રમમાં?

એમાંના કોઈ આવેલા છે ખરા? (પૂછનાર બહેનની ભાવના જણાઈ આવતી હતી પુછવા પાછળનું એનું માંગલ્ય દીપી ઊઠતું હતું. હું ઘડીભર તો વિચારમાં પડી ગઈ. હૈયે હતું ને હોઠે આવી ગયું. ચાચાજીની ઓળખ કરાવવાની સાહજિક પ્રેરણાને રોકી ના શકી. સામે જે હતી બહેનો તેમનાંમાં જિજ્ઞાસાની ભૂખ જણાતી હતી. તેમનાંમાં હતી જે સરળતા, તેણે મને આકર્ષી.) ચાચાજીનું નામ તેમને મેં આપ્યું.

'ઓહો....ને ક્યાં મળશે જોવાને?'

હું માથું ખંજવાળવા લાગી.

'અમારે એ મહાપુરુષ કે જે કવિ ટાગોરની પાસે રહી આવેલ છે તેને અમે કેમ ના મલીએ?' પારસી બોલીમાં એ બહેનોએ ઉત્કંઠા બતાવી.

મને મ તાન ચડ્યું.

'ચાલો. મારી સાથે આવો.' કહેતીકને સામે કન્યા છાત્રાલય ભણી વળતા ચાચાજી દેખાયા તે તરફ ઉતાવળે પગે ચાલી.

ચાચાજી જમવા જતા હતા.

મેં બૂમ મારી.

એમણે મારી બૂમ સાંભળી નહિ. સાથેના ભાઈએ સાંભળી. ચાચાજીને થોભાવ્યા.

ચાચાજી બહાર ઓસરીમાં આવીને નમ્રતા-પૂર્વક ઊભા. પેલી પારસીબહેનો દોડી ગઈ. ચાચાજી તો જાણે પોતાના પેટની દીકરીઓને વહાલ કરતા હોય અને સાસરેથી આવતી હોય અને ખબર, અંતર પૂછતા હોય એમ હેતભર્યાં નયનોને ઢાળીને માથે હાથ ફેરવતા ગયા ને ખબર અંતર પૂછતા ગયા. કદિ યે નજર પડી નથી એવી આવી દીકરીઓ કે જે માનવ સાગરના સીમાડેથી દોડી આવે છે તેની સાથે ય જાણે કોઇ યુગ જૂનું ઓળખાણ છે તેવા ભાવની આપ લે કરી શકે છે? એવો એ સૂફી જગતનો સાધુપુરુષ એના હૈયામાં આવી કેટલી ય બેસુમાર દીકરીઓને સમાવી બેઠો હશે. એ કોણ જાણી શકે છે.

☆

આપણે જ આપણાં મારાં કે સારાં ભાવિની ગૂંથણી કરી રહ્યા છીએ અને એ ભાવિમાંથી છુટાય એવું છે જ નહિ. નાનામાં નાનો પ્રત્યેક સદ્ગુણ કે દુર્ગુણ પોતાનો ચીલો પાડ્યા વગર રહેતો નથી. દારૂડિયો દરેક વખતે પોતાની જાતને આશ્વાસન આપતો રહે છે: 'આ છેલ્લું; હવેથી નહિ પીઉં, આ એક વખત માફી.' એ ભલે એવી માફી ઇચ્છતો હોય, પણ તે એને મળતી નથી. એની નસોના બારીક તાંતણા અને એના શરીરના સૂક્ષ્મ પિંડો એવા પ્રત્યેક પ્રસંગની ગણતરી ને નોંધ રાખે જ છે. જ્યારે ફરીવાર પ્રલોભનનો પ્રસંગ આવે ત્યારે એ જ વ્યક્તિની વિરુદ્ધ એ નોંધનો ઉપયોગ થાય છે. શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઈએ તો આપણે જે કાંઈ કરીએ તેમાંનું કશું પણ ધોવાઈ જતું નથી.

આની સારી બાજુ છે તેમ નબળી બાજુ પણ છે. અનેક પ્રસંગે માનવી નશો કરતો રહે તો તે છેવટે દારૂડિયો બની જાય છે. એ જ પ્રમાણે ભિન્ન ભિન્ન કાર્યો અને તે કરવામાં ગાળેલા સમયને કારણે આપણે કાં તો સન્ત, કાં તો પ્રમાણભૂત વિદ્વાન કે પાકી કાર્યવિશારદ કસબી બનીએ છીએ. ('પ્રબુદ્ધ જીવન')

હિંદુલોકોમાં ભાણાવ્યવહારને એટલું બધું વધારે પડતુ અને અયોગ્ય મહત્ત્વ આપી દેવામા આવ્યું છે કે કોઇએ આપણા ધર્મને ચુલિકાધર્મ (ચોકાધર્મ) એવું ઉપનામ આપ્યું છે શું ખાવું અને કેમ ખાવું એની શાસ્ત્રીય રીતે આપણે કદી ચર્ચા જ કરી નથી જેવો તમે આહાર કરશો તેવા જ તમારા વિચાર અને આચાર થશે ગમે તે યંત્રમાથી પણ જે તેમા નાખ્યું જ ન હોય તે બહાર શી રીતે નીકળે? મગજ અને સ્નાયુઓને જરૂરનું અન્ન જે ન ખાય તેના મગજ અને સ્નાયુ પાસે કામ કરાવવાની આશા કરવી એ કેવડી મૂર્ખાઈ છે માનસિક અને શારીરિક કામો ઉત્તમ રીતે ચાલવાને માટે જોઈએ તેટલાં નાયટ્રેટ્સ્ અને ફૉસફેટ્સ્ જેમાથી મળી શકે એવા ઘણા અનાજ, ફળ, અને શાકભાજી પસંદ કરી શકાશે. મગજ અને સ્નાયુને પોષક એક પણ અંશ વગરના ઘીને આપણે ઉત્તમ ગણીએ છીએ, અને વિદ્યાર્થીઓને માટે સૌથી ઉત્તમ અન્ન જે જવ, એને આપણે છેક અધમ લેખીએ છીએ, એ શુ શોચનીય નથી? તીખા, ખારા, પદાર્થો અને દવાઓ શરીરયંત્રને બગાડી નાખે છે, આપણી સ્વાભાવિક રુચિનો નાશ કરે છે, અને સર્વ પ્રકારની દુર્બળતા વ્યાધિ તથા મૃત્યુને બોલાવી લાવે છે. માખણ, સાકર, અને દળેલા પદાર્થો જેવા કારબોનેટ્સ્ એટલે ફેફસાને બાળી નાખનાર સિવાય બીજા કોઈ પદાર્થો નથી તેનાથી સ્નાયુ અથવા મગજનુ કાંઈ પણ પોષણ થતું નથી, તો પણ તેમને અત્યંત મહત્ત્વ આપવામા આવે છે, એના પરિણામ તરીકે આળસ, ઊંઘ અને થાક જ વધે છે. માટે આરોગ્યશાસ્ત્રને અનુસરીને જ તમારુ ભોજન નક્કી કરો.

* * *

ઉત્કટ ભક્તિ અને સૂક્ષ્મ વિવેક સાધુ અને ગૃહસ્થાશ્રમી બંને માટે આવશ્યક અને ઉપકારક છે. અને જેને જેને હિંદુસ્તાનની અંદરની અને બહારની પ્રાચીન અને અર્વાચીન બંને સ્થિતિઓનું બરાબર જ્ઞાન છે તેઓને સહેજે જણાઈ આવશે કે સુશિક્ષિત હિંદુસ્તાનનો ભવિષ્યનો ધર્મ વ્યવહારિક વેદાંત અર્થાત ભક્તિ સાથે કર્મયુક્ત સંન્યાસ એ જ છે. ખરા કર્મને ખરી ભક્તિ અને ખરા જ્ઞાનથી જુદુ પાડી શકાતું નથી શ્રુતિધર્મ (વ્યવહારિક વેદાંત) ના આચરણથી દરેક વાસના, વિચાર, અને ક્રિયા એ સર્વ ઈશ્વર પ્રીત્યર્થે કરેલો યજ્ઞ જ બની રહે છે

* * *

યજ્ઞ એટલે સર્વ દેશબાંધવોને એક જ માનીને પોતાનું ક્ષુદ્ર 'હું પણું' નષ્ટ કરવું તથા સૌના આત્મા બનીને પાડોશી કે દેશબાંધવો તે હું જ છુ એ તત્ત્વ તેવા આચરણ દ્વારા અનુભવવું. આ યજ્ઞનો અર્થ જેમ ક્રૉસ ઉપર ચડાવ્યા પછી ખ્રિસ્તનુ દિવ્ય સ્વરૂપમા પુનરુત્થાન થયુ તેમ દેહાત્મભાવનો વધ કર્યા પછી આપણુ પણ વિશ્વસ્વરૂપમા પુનરુત્થાન થવુ એ છે. આ યજ્ઞની જ એક બાજુનુ નામ ભક્તિ અને બીજી બાજુનુ નામ જ્ઞાન છે

* * *

શુ તમને દેશભક્ત થવાની ઇચ્છા છે? જો તેમ હોય તો તમારા દેશ ઉપર, તમારા દેશબાંધવો ઉપર પ્રેમ કરો. તેમનો અને તમારો આત્મા એક થવા દો તમારી અને તેમની વચ્ચે તમારો પોતાનો 'હુ 'પણાનો છેક પાતળો પડદો પણ આવવા દેશો નહિ દેશહિતના કામમા પોતાના પ્રાણ અર્પવાને પણ સજ્જ એવા પારમાર્થિક વીર બનો. ક્ષુદ્ર અહંપણુ ફેંકી દઈને દેશ સાથે તાદાત્મ્ય પામ્યા પછી તમારા મનમા જે વિચાર આવશે, તે આખા દેશના જ બનશે. તમે આગળ ચાલો એટલે આખો દેશ તમારી

પછવાડે આવશે. આયુષ્ય-આરોગ્યનો વિચાર તમારા મનમાં આવતાં પરિણામે તમારા સર્વ દેશબાંધવો સશક્ત અને નિરોગી બનશે. તમારી શક્તિ તેમની નસોમાં વહેવા લાગશે. "હું હિંદુસ્તાન–સર્વ હિંદુસ્તાન–છું એમ લાગવા દો. હિંદુસ્તાનની ભૂમિ એ જ મારું શરીર છે, કેમોરિનની ભૂશિર મારા પગ છે, હિમાલય મારું મસ્તક છે, મારી જટામાંથી ગંગા વહે છે, મારા મસ્તકમાંથી સિંધુ અને બ્રહ્મપુત્રા નીકળે છે, વિંધ્યાચળ એ મારી કેડે બાંધેલો કમરપટો છે, કોરોમાંડલ જમણો અને મલબાર એ મારો ડાબો પગ છે, હું સર્વ હિંદુસ્તાન છું. હિંદુસ્તાનની પૂર્વ તથા પશ્ચિમ દિશા એ મારા હાથ છે, અને એ મારા બાહુ સમસ્ત માનવજાતિનું આલિંગન કરવાને હું પહોળા કરું છું. મારો પ્રેમ વિશ્વ-વ્યાપી છે. અહાહા! મારા દેહનો બાંધો જ એવો છે! ઊભો રહીને અનંતકાળ તરફ હું નજર કરું છું. મારો અંતરાત્મા એ સર્વનો–વિશ્વનો–આત્મા છે. હું ચાલું છું ત્યારે હિંદુસ્તાન જ ચાલે છે હું બોલું છું ત્યારે એ હિંદુસ્તાન જ બોલે છે. હું શ્વાસોચ્છવાસ લઉં છું તે હિંદુસ્તાન જ લે છે એમ અનુભવું છું. હું હિંદુસ્તાન છું. હું શંકર છું. હું શિવ છું. દેશભક્તિની આ સર્વોત્કૃષ્ટ ભાવના છે, અને વ્યવહારિક વેદાંત પણ એ જ છે.

* * *

સૂર્ય જો મુંબઈ ઈલાકાનાં આમ્રવૃક્ષોને કહે કે 'હિમાલય પર્વત પરના ભોજપત્ર અને દેવ-દારનાં વૃક્ષોને મેં પ્રકાશ અને ઉષ્ણતા આપ્યાં છે તેથી હવે હું તમને એ વસ્તુ આપીશ નહિ, મારી કૃપા અને મારો પ્રભાવ મેં તે વૃક્ષોને દાખવ્યા છે તેટલાથી સંતોષ પામીને તમારે વધવું જોઈએ,' તો તે આમ્રવૃક્ષ થોડા વખતમાં જ મરી જશે. બાગમાંનાં વૃક્ષો પર સૂર્યપ્રકાશ પડવાથી અરણ્યનાં સુંદર કમળો જીવી જ શકે નહિ: બુદ્ધ, ક્રાઈસ્ટ તથા મહમદને થયેલા સાક્ષાત્કારથી શેક્સપિયર, ન્યૂટન અથવા સ્પેન્સરને શાંતિ થશે નહિ. એટલા માટે આપણા જીવનના પ્રશ્નોનો નિકાલ આપણે પોતે જ કરવો જોઈએ અને ભૂતકાળમાં થઈ ગયેલા ઘણા જ માનવંત દ્રષ્ટાઓ તથા સંતોની આંખો દ્વારા જોવાને બદલે આપણી પોતાની આંખોથી જ જોતાં શીખવું જોઈએ.

* * *

મોહક ભાષણો કરીને, મોહક ગાયનો ગાઈને, પ્રમાદયુક્ત નિદ્રા વધારવાને માટે હાલરડાં ગાઈને, જનસમૂહની રુચીને અનુકૂળ વચનો કહીને અને લોકોની અજ્ઞાનતાની પ્રશંસા કરીને, મોટી સંખ્યામાં અનુયાયીઓ મેળવવાનું કાર્ય કાંઈ મુશ્કેલ નથી. સત્ય એ જ શાશ્વત છે અને આ સઘળા ચરાચર દ્રશ્ય મિથ્યા છે, જે માત્ર દ્રશ્ય–બાહ્ય–સ્વરૂપોને માટે સત્યનો ભોગ આપે છે તેને ધિક્કાર હજો! સત્યને તેની મરજી પ્રમાણે આગળ આવવા દો, સત્યરૂપી સૂર્ય પોતાનો ઉદય કેવી રીતે કરવો તે સારી પેઠે જાણે છે. નગારાઓના અવાજથી સર્વ લોકોને દીર્ઘ નિદ્રા-માંથી ઢંઢોળીને જાગ્રત કરવા માટે સત્યને પ્રચંડ ગર્જના કરવા દો. હું સત્યસ્વરૂપ છું. સ્થૂળ દેહની પ્રતિષ્ઠા વધારવાને માટે આત્મઘાત કરવાને હું તૈયાર નથી.

* * *

આ વાત લક્ષમાં રાખવી જોઈએ કે હવન કરવા અને લોકોને જમાડવા એ બંને બાબતોથી હવામા જે રાસાયનિક ક્રિયા થાય છે તે સરખી જ છે. છતાં કૃત્રિમ અગ્નિના મુખમાં અમૂલ્ય ઘીનો અપવ્યય કરવાને બદલે ભૂખે મરતા, પરંતુ નારાયણસ્વરૂપ લાખો ગરીબ લોકોનાં અસ્થિ તથા માંસનો ભક્ષ કરી જતા જઠરાગ્નિના મુખમાં લૂખાસૂકા રોટલાના સાત દિવસના વાસી ટુકડા શા માટે નથી નાખતા? આવા જ હવનની આજે હિંદુસ્તાનને વધારે આવશ્યકતા છે.

# પ્રેમસગાઈના નામે

ફેબ્રુઆરીની તા ૧૨ બાપુનો શ્રાદ્ધદિન

સાબરમતી નદીનો સામો દૂધેશ્વર આરો જ્યા બાપુના અસ્થિને વિસર્જન કરવામા આવ્યા હતા પાણીના રેલાની જેમ વર્ષો ઉપર વર્ષો રેલાઈ જાય છે તેર તેર વર્ષના વહાણા વાયા બાપુની દેહ હજી યે ઓલવાયાની ખાત્રી નથી થતી. એ તો ગામે-યમુના કાઠે રાજઘાટની સમાધિએ ધૂણી ધખાવીને બેઠેલા જ છે ચાચાજી એમને પોકારે છે નાનો એક માડી જાયો બાપ માની પાછળ વિલાપ કરતો હોય એવુ ત્યારે એક દશ્ય નજર સામે દિલ સામે ખડુ થતુ હોય છે સૌ અવાક્ થઈ ને બેઠા છે આસુભીની આખે એમની સામે જોઈ રહ્યા છે બાળકનુ હૈયાફાટ રુદન કોઈથી સહ્યુ નથી જતુ પક્ષીઓ ઊડીને બીજે વૃક્ષે જઈ બેસે છે સધ્યાનો સૂર્ય પણ ઝાખપ અનુભવે છે અને દિલનો ભાર વહીને જલદી છૂટવા માગે છે ચાચાજી બોલે છે ગદ્ગદ થઈ ને આખ મીચીને 'બાપુ અમારે એ સ્વીકારવુ પડશે કે તમારી સાથે અમારે પ્રેમ સગાઈ નથી, જો અમને તમારી સાથે પ્રેમસગાઈ હોત તો સત્ય અને અહિંસાના સિદ્ધાન્તોમા અમને વિશ્વાસ હોત પ્રેમ અને ઠકુરાઈ સાથે ના હોય તમારો પ્રેમ વર્ષો સુધી અમને મળ્યો હતો પરતુ અમે પ્રેમસગાઈના નામે ઠગાઈ કરી છે બાપુ, અમને ક્ષમા કરો અમે તમારા પ્રેમપાત્ર બનીએ એવા આશીર્વાદ આપો અમારી પ્રાર્થના સ્વીકારો ' આમ વિનવણી કરતા ચાચાજી આગળ બોલતા સભળાય છે 'બાપુ તમારા અસ્થિ વિસર્જનની સાથે અમે તમારા અસ્તિત્વનુ પણ વિસર્જન કર્યુ છે અમારા જીવનમા સ્થિતપ્રજ્ઞ અને વૈષ્ણવના ભાવો ક્યા દેખાય છે? અમે અહિંસાના સિદ્ધાન્તોમા તમને છેતર્યા છે બાપુ, અમે "નામ તમારુ ને કામ અમારુ" કર્યુ છે આ સાબરમતી નદી પણ પૂછે છે કે બાપુનુ સત્ય શુ બાપુની સાથે ચાલી ગયુ? તમારા સિદ્ધાન્તોના નામે અમે તમને જ ઉડાવી રહ્યા છીએ બાપુ, અમને ક્ષમા કરો ક્ષમા કરો '

ઘડીક ચૂપ રહે છે ઘડીક મૌન રાખે છે પાછા આગળ બોલે છે 'આપ તો ઉદાર છો ને! ક્ષમા કરી દેશો પણ અમે જો સાચી ક્ષમા માગતા હોઈએ તો, અમારા દોષને દૂર કરવા પ્રભુનુ નામ લઈને પ્રયત્ન કરીએ આપની ક્ષમાના પાત્ર બનવા પ્રયત્ન કરીએ સ્થિતપ્રજ્ઞ જીવનમા ઉતારવાનો પ્રયાસ કરીએ એક દિવસ કહી શકીએ

મોહન હુઈ આપની સાથે સગાઈ" તમે કહ્યુ હતુ લોકોએ તમને અહિંસાના સિદ્ધાન્ત માટે છેતર્યા હતા તે તો ઠગાઈ થઈ

'આ પવિત્ર સ્થાને પ્રાર્થનાજ શોભે પ્રવચન ન શોભે એકત્ર થયા છીએ બાપુના આત્માને વચન આપવા થયુ તે થયુ તમે અમારી દુર્બળતા તો જાણો છો ને? પણ પિતા! પિતા! તે દુર્બળતા દૂર કરવા માટે આપના આશીર્વાદ માગીએ છીએ આપના સિદ્ધાન્તોમા માનીએ છીએ કે નથી માનતા વચલો રસ્તો કોઈ નથી આપના સિદ્ધાતો વ્યક્તિજીવન અને સમાજ જીવન સત્ય આધારિત છે કે નહિ મન મનાવવા માટે ઠગવા માટે નામ તમારુ કામ અમારુ નામ અને કામ વચ્ચેનુ અતર દૂર કરો બાપુ અમને શૂરવીર બનાવો સત્યના માર્ગ પર ચાલવાને માટે તમારી કૃપા ઉતરો આપની ઉદારતા અને પ્રભુની કૃપામા વિશ્વાસ રાખીએ પ્રતિજ્ઞા કરીએ છીએ પ્રયત્ન કરીશુ '

ક્ષણેક નીરવતા જામે છે ચાચાજી આખ ખોલતા નથી અદ્ભુત શાન્તિ અદ્ભુત મૌન છે

એક ચકલું ય ફરકતું નથી. મોટી માનવ સંખ્યા છે. પણ બધાંમાં ચેતનાનો સ્પર્શ જણાય છે. કોઈ કાંઈ બોલતું નથી. બધાં જ અંતર્ગામી થઈ ને બેઠાં છે.

ત્યાં અનંતનો પ્રવાસી બુલંદ અવાજે હૃદય સિંહાસનના ચરણોમાં માથું નમાવીને, કોઈ પહાડના શિખરેથી પ્રાર્થના કરતો સંભળાય એ જ લાક્ષણિક ઢંગે ચાચાજીને ગાતા સાંભળ્યા:

"આજ તેરે ઘર બાપુ આયા.
ઉસકા દિલકી ચાહ મિટાઓ ..
આજે તેરે ઘર બાપુ આયા.
અપને પ્રેમ કી વહ ભેટ વહ લાયા,
વહ તો તેરા જન્મ જનમકા
ઉસકે દિલકી ચાહ મિટાઓ.
અબ તો ઉનકે સંગ હો લે.
ઔર ચલાવો જીવન કી નાવ.
ધૂપ છાંવ ઔર બિજળી વરસા મેં
વહ તેરા નામ ખુદા... આજ તેરે"

*

(કંઈક છાપામાંથી. કંઈક એક બાઈની નોંધમાંથી. એમ પ્રવચનનો સાર લઈ લીધો છે. પ્રત્યક્ષ હાજરી છતાં વાતાવરણની ગહનતામાં ડૂબી જવાયું. પ્રવચન નોંધનું સામર્થ્ય રહ્યું નહિ. નોંધ લેનાર બાઈની સજ્જનતાને આભારવશ બનું છું. —વિમળા

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટ શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

[ 'પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે. ]

અનુક્રમણિકા ........................................................ ૧૨, એપ્રિલ ૧૯૬૧



પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ



ધ્રમ ધારો એધ્રમ નહી, મત ભાખો મત જૂઠ;
આઘું જુવો, મ ટૂંકડું, ફળ ભાળો, મતે ઠૂંઠ.

હરિ હડિયાપાટી કરી, હણુંત નવ અહગાણ;
(પણ) કબુધ ઉપજાવે કળે, (તો) ધીંહરે કાઢે ઘાણ

જતિ તો લખમણજી જતિ, બીજા જતિ હનમાન,
ત્રીજા ભરત ભભૂતગર, ચોથા નહીં સમાન

શુરા પુરા ના પાળિયા, સતીયું દેરી સોય;
(પણ) જોગી સુતા સમાત્યમા, (એના) પગલાં ત્રૂઠે કોય

વડા કર્યાં વાતું તણાં, વાણી કેરી તવી;
રમના ખારા તેલમાં, લાગ્ય કવિતા કવી.

ડિંગળ તો દેખ્યું નથી, પિંગળ નવ પરતીત;
(પણ) બિંગળ ખાદું ખોલિયું, (ઇ) હરિચરણુંની પ્રીત.

તનસુખ ભટ્ટ

## શ્રેષ્ઠ સ્વાગત

— ગિરિરાજ ભારતીય

અમેરિકાના મહાન પ્રમુખ અબ્રાહમ લિંકન ૧૮૬૦માં જ્યારે પ્રમુખપદે ચૂંટાઈ આવ્યા ત્યારે તેમના મિત્રો અને સરકારી વડા કર્મચારીઓ તેમને અભિનંદન આપવા સ્પ્રિંગફીલ્ડ ખાતે આવેલ તેમના નિવાસ સ્થાને ફૂલહાર લઈને એકઠા મળ્યા. એ સમયે અમેરીકામાં રિવાજ એવો હતો કે મોટા હોદ્દાપર ચૂંટાઈ આવેલ વ્યક્તિ તેને અભિનંદન આપવા આવેલ મહેમાનોને અતિથિ સત્કાર રૂપે ભારે ઠાઠમાઠ અને દબદબા ભર્યા દમામથી પાર્ટી આપે. આ ચાલુ પરંપરા અને રૂઢીરૂપે પડેલી ધરેડને અનુસરવાનો પ્રસંગ આજ લિંકનની સામે પ્રથમ વાર આવીને ઊભો હતો.

ખુશાલીનો કોલાહલ કરવા આવેલ મહેમાનોની કલ્પનામાં પણ નહોતું કે લિંકન આજ કેવું સ્વાગત કરશે? મહાન લિંકનના કોમળ હૃદયમાં દેશના કરોડો દીન–હીન દરિદ્રોની વેદના શૂળની માફક હરપળે અને હરહાલતમાં ભોંકાતી જ રહે છે એનો ખ્યાલ આગંતુક મહેમાનો કરી શકે તેમ નહોતા. સ્વાગત પ્રસંગની પ્રાચીન પ્રણાલિને ઝીલવા આજ સૌ કોઈના મન આતુર બની થનગની રહ્યા હતા. સૌ કોઈ ભોજનની વિવિધ-વાનગીઓની લહાણુ માણવા ઉત્સુક હતા. પરંતુ આજ કશુંક આશ્ચર્યજનક બન્યું. મહાન પ્રમુખ લિંકન સ્વાગત પ્રવચનના પ્રારંભમાં ઉપસ્થિત મહેમાનોને સંબોધતા બોલી ઉઠ્યા.

"મારા વહાલા નાગરિકો! આપણા દેશની કોટી કોટી પ્રજાએ પોતાની ગરીબી અને દરિદ્રતા ફેડવા માટે આજ મને પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યો છે એનો મને હર્ષ છે પરંતુ આ શુભ પ્રસંગે આપણા કરોડો દેશ બાંધવો કે જે ભૂખ અને દરિદ્રતા સાથે ભીષણ સંગ્રામ ખેલી રહ્યા છે એને આપણે વિસરવાના નથી. આ ગરીબ પ્રજાના સાચા પ્રતિનિધિ તરીકે મારી સૌથી પહેલી અને છેલ્લી ફરજ એ છે કે મારે સ્વયં ગરીબને છાજે તેવું જીવન જીવવું. અને એટલા માટે જ હું તમારું સૌનું ભાવભીનું સ્વાગત આજ ગરીબ પ્રજાની અસ્મિતાને શોભે એવું કરીશ.

"ચાલો આપણે આજના શુભ દિવસે ઈશ્વરે બક્ષેલ ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ પીણું કે જેના થકી આપણે સૌ જીવન ટકાવી શકીએ છીએ તેનું સાથે મળીને પાન કરીએ."

આટલું કહી મહાન લિંકને આવેલ મહેમાનોની સમક્ષ એકએક પાણીનો પ્યાલો સહજ સ્મિત વેરતા વદને સૌના હાથમાં પોતે જાતે જ ધરી દીધો.

લિંકનનો આ જીવન પ્રસંગ આપણી સામે મૌન ઉપદેશ બનીને ઊભો છે

ચિત્રકાર, શિલ્પકાર, ગાયક અથવા કવિ એમને માત્ર પુરસ્કાર આપવાથી કળાની ઉન્નતિ થવાની નથી, કળાને સમાજે પોતાના હૃદયમાં, કુટુંબમાં, મંદિરમાં અને સમાજમાં સ્થાન આપવું જોઈએ. પોતાના જીવનમાં કળાની પ્રતિષ્ઠા કરો એટલે કળાધરો આપોઆપ પેદા થશે

કળાધરે કોઈના નોકર ન બનવું જોઈએ.

—કાકાસાહેબ

## સંસ્મરણો—ગુરુદેવ અને શાંતિનિકેતન

નિર્મળા પટેલ

મે મહિનાની તા. ૭ આવી.

વસંતના આગમને જેમ વૃક્ષની પલ્લવીઓમાં ચેતન આવે છે. પીળાં પાન વિદાય લે છે. નવી કૂંપળો આવે છે. તેમ કવિની યાદ તેવો જ ભાગ ભજવે છે. કવિને કુદરતની સાથેનો સંબંધ ગાઢ જીવંત રહે છે. જેવો મા અને બાળકનો સંબંધ હોય છે તેવો. પ્રેમસંબંધ તો સર્વવ્યાપિ છે. જીવમાત્રમાં છે. ફરક એ છે તેનો અનુભવ, તેનો સ્પર્શ તો 'જે પ્રેમઅંશ અવતરે, પ્રેમ રસ તેના ઉરમાં ઝરે' એને માટે છે. મા સામે જોતું બાળક માનો પ્રેમ અનુભવે છે. નથી જોતું કદિયે, તે શું પામે? કવિ બાળક છે. કુદરત મા છે. કવિને સૂઝે છે એનાં કાવ્યદ્વારા માને પોકારવાનું. કવિની આંખો છે એનાં ફૂલ. એનું આકાશગામી અંતર. એમાંથી એને ભાત-ભાતનો અનંત પ્રેમ મળી શકે છે.

કવિવર રવીન્દ્રનાથ ઠાકુર હતા જ્યારે બાલ્યકાળે, ત્યારે તેમનું બાળપણ હતું માત્ર એકાકી. એમાંથી એ ઘણું પામી ગયા. અંતર ચક્ષુથી એમને ઘણું સૂઝી ગયું. અનંતના દર્શને તે તેનામય થઈ ગયા

એમના શરીરે તો તે આજે પૃથ્વીપર નથી. પણ એમની કવિતાઓને અમર કરી ગયા છે. એ સુવાસે તેઓ ચિરંજીવ કવિસમ્રાટ બનીને પ્રભુના સિંહાસને બિરાજમાન છે. એમની સ્મૃતિકથાઓની સુવાસથી તેનો પમરાટ સર્વત્ર કોઈ છે. એક બાળ માનસમાં એમના સહવાસનો ગોખણો પાશ બેઠો છે એની કાલીઘેલી બોલીમાં તેના અનુભવ સાંભળીએ.

'ગુરુદેવ આશ્રમ છોડે છે કલકત્તા જાય છે. ફરી પાછા નથી આવી શકવાના. એની એમને ખાતરી છે ત્યારે ગીત બને છે: 'તું કેરો સાથી બનજે. મૃત્યુપ્રદેશનો નાવિક તું બનજે.' આગલે દિવસે એમના નોકરની સાથે આશ્રમમાં ફરવા તેઓ નીકળ્યા. નોકર એમનો જૂનો. વનમાળી એનું નામ. જેની સાથે એમને ખૂબ પ્રેમ. ટોળટીખળ પણ કરે. જોનારને એમ પણ લાગે કે નોકરને માથે ચડાવી મૂક્યો છે! બાકી બંનેનો સ્નેહસંબંધ ખૂબ ગાઢો. એટલે સુધી કે ગુરુદેવ પોતાના ધ્યાનમાં હોય, દવા લેવાનો વખત થઈ ગયો હોય. વનમાળી આવે: 'દાદામ'શાય શૂનછેન્ ના! ઔષધેર સમય હયે છ. કખે લેબેન.' (દાદા મહાશય સાંભળતા નથી. દવાનો વખત થઈ ગયો છે) બે ચાર વાર સાદ કરે. દાદામ'શાય સામું પણ ન જુએ. વનમાળી થાકે. ઘાંટો કાઢે: 'કિ દાદામ'શાય શૂનછેન્ ના કેન? જાનછેન ના સમય હયે ગેચ્છ!' (ગુરુદેવને દાદામ'શાયથી સૌ બોલાવતા.) દાદામ'શાય ચમકી ઊઠે. લાડ કરતા કરતા બોલે: 'કિ વનમાળી, બોલ આમાર વનમાળી! તોમાર ઈ કથા આમિ ભાબિતેછિલ.' (શું વનમાળી કહે, શું કહે છે, મારા વનમાળી. તારી જ વાત હું વિચારતો હતો.) આવો હતો એમનો અરસ-પરસનો પ્રેમસંબંધ.

ગુરુદેવનો આશ્રમવાસીઓ સાથેનો સંબંધ પણ સ્વજનો જેવો જ વણાએલો હતો અને એ તદ્દન સ્વાવિક રીતે રહેતો. એ તો ઠીક પણ ફૂલરોપને ય તેઓ ભાંડુની જેમ ગણી શકતા. કલકત્તા જવાને આગલે દિવસે શરીરની અતિ-શય કમજોરીને કારણે પગે ચાલીને નહિ પણ એક ઠેલણગાડી (ઇસ્પિતાલોમાં હોય છે તેવી) માં નીકળે છે. વનમાળી પેલો નોકર તેમને બધે જ ફેરવે છે. રસ્તાની એક બાજુ બહેનોની હાર છે. સામી બાજુ ભાઈઓની હાર છે. એમ સૌ આશ્રમવાસીઓ ગુરુદેવના વિદાયની ભેટ લેવા ઊભાં છે. ... ઈશારાથી બતાવે છે રસ્તાની ધા... ...ક ફૂલરોપને ગાડીને

તે તરફ વાળવામાં આવી. એક અર્ધખીલી પાંખડીઓવાળા ફૂલને હાથમાં લે છે અને કોમળ આંગળીઓ વડે પંપાળે છે. પંપાળતાં પંપાળતાં આંખમાનાં આંસુની ધારા વરસે! જાણે ફૂલને રોતાં રોતાં સંદેશો આપતા ન હોય કે "ભાઈલા, આપણું છેલ્લું મિલન છે. ફરી આપણે ક્યારે મળીશું તેનું કોઈ એંધાણ નથી."

ગુરુદેવની આ જાતની હતી સૌ સાથેની આત્મિયતા.

આ મીઠાં સંભારણાં કહી રહ્યા છે તે ભાઈ મોહનભાઈ પટેલ (પોતે આજે એક નગર પુસ્તકાલયના ગ્રંથપાલ છે) એમને અમારા વિદ્યાલયમાં બે'ક વર્ષ ઉપર ગુરુદેવની વાતો કહેવા આમંત્રેલા. વચમાં વચમાં વિદ્યાર્થીઓ પ્રશ્ન પૂછે. તેનો જવાબ તે સરસ રીતે આપતા જાય. એક વિદ્યાર્થી પૂછે છે: 'ગુરુદેવનો ગુસ્સો કદી વહોરવાનો પ્રસંગ આવ્યો છે ખરો?' મોહનભાઈ હસતાં હસતાં બેઠેલા કંઠે જવાબ આપે છે.

'નાના મોટા ઘણા ય પ્રસંગો એવા છે જેમાંના કેટલાક યાદ છે. કેટલાક યાદ નથી. બે પ્રસંગો મને યાદ રહી ગયા છે જે મારા કોમળ માનસ પર ઘેરા સંસ્કાર પાડી ગયા છે. હું શાન્તિનિકેતન ગયો, ત્યારે મારી ઉંમર અગિયારેક વર્ષની હશે. તે વખતે અભ્યાસની મારી અભિરુચિ કરતાં તોફાન મસ્તીમાં મારુ ધ્યાન વિશેષ હતું. તોફાની મસ્તીખોરના વર્ગમાં મારો પહેલો નંબર ગણાતો. પણ ત્યારે ય ગુરુદેવ માટેની ભક્તિ તો જબરી જ હતી. મહિલકજી મારા વ્હાલ હતા. એટલે કોને માટે કેટલો પ્રેમ—આદર હતો, તેની તુલના કરવા નથી બેસતો. પણ એટલું કે બંને માટે મને ખૂબ જ ભાવ હતો.

એક વહેલી સવારે પવન વાયો અને વરસાદરૂપે મોટાં મોટાં ફોરાં—કરા—પડ્યા. પવનના સપાટાથી મારી બારી ઉઘડી ગઈ અને ત્યાંથી કરા મારા પર પડવા લાગ્યા. હું જાગી ઊઠ્યો. મેં જોયું. વખત સરસ છે. કેવડાનાં ફૂલ બરાબર ખીલ્યા હશે. હું ઊઠ્યો. ખિલ્લી પગે બારણું ખોલવા ગયો. થોડાક જ પ્રયત્ને બારણું ઉઘડ્યું. પાસે પડેલી એક સાઈકલને લીધી. પાછલું પૈડું 'કિચ્ચુડ' અવાજ કરતું હતું. મેં એને ખભે લીધી. આશ્રમની બહાર 'ખોપાય' નદી. એને કાંઠે કેવડાનું વન. હું, અને મારો સાથીદાર સમીરેન્દ્ર ત્યાં પહોંચી ગયા. કેવડાના ઝાડે હું ચઢ્યો. ફૂલ ચૂંટીને નીચે નાખું. સમીરેન્દ્ર તે ભેગાં કરે. આકાશમાં વાદળ વીખેરાયાં હતાં. તારાઓ ચમકતા હતા. એના ઝાખા તેજથી ફૂલ સ્પષ્ટપણે દેખાતાં હતાં. એક ફૂલ સરસ મજાનું. પૂરેપૂરું ખીલેલું ને સુગંધે ભર્યું ભર્યું 'બસ ગુરુદેવને આ જ ફૂલ આપવાનો.' વિચાર આવ્યો. મનમાં ખુશી ઉપજી. હરખનો માર્યો મનથી નાચવા લાગ્યો. પણ બીજી જ ક્ષણે એક વિચાર આવ્યો કે કેવડાને નાગ હોય છે. જેવો વિચાર કરું છું તેવો જ એક નાગ ફૂલની દાંડીએ વીંટળાઈ ને બેઠો છે હું ચમક્યો. પણ ગુરુદેવને એ જ ફૂલ આપવાની એટલી બધી હોંશ અને તમન્ના કે નાગનો ભય પેદા થાય તે પહેલાં જ આંગળીથી એક ટકોર મારી. સાપ સરરર કરતો ઉતરી ગયો. ફૂલ લઈને નીચે હું ઉતર્યો. ફૂલોથી ખોળો ભર્યો ને હું તો સીધો દોડ્યો. વચમાં 'રથીબાબુ'—ગુરુદેવના દીકરા—મળ્યા. કહેવા લાગ્યા કે 'એક ફૂલ મને આપ.' મેં ચોખ્ખી ના પાડી દીધી. 'ગુરુદેવ માટેનાં ફૂલ તે બીજાને કેમ અપાય?' પેલું મોટું ફૂલ માગ્યું. એને માટે તો મેં ચોખ્ખી ધમીને ના પાડી. કહ્યું કે: 'એ ફૂલ લેવા તો મેં મહેનત કરી છે. અને ગુરુદેવ માટે ખાસ લાવ્યો છું.' ફૂલ લઈને હું ગુરુદેવ પાસે ગયો. ગુરુદેવ ત્યારે હાથમાં કટોરો લઈને દૂધપાક જેવું કંઈક નાસ્તામાં લઈ રહ્યા હતા મેં દોડીને,

હોંસપૂર્વક ફૂલ એમના મોં સામે મૂક્યું પાસે ગુરુદેવના દોહિત્રી ઊભા હતા ગુરુદેવે ફૂલ સામે જોયું આંખમાં ગુસ્સો જણાયો (હું તો કંપવા લાગ્યો મનમાં થયું કે હું આ ફૂલ કયાં લાવ્યો?) નીચું મોં રાખીને જ બોલ્યા 'મરવું છે શું? આ શા ધંધા માંડ્યા છે?' પડખે ઊભેલાં બુનીદિ'એ ('દિદિ'=મોટી બહેન) મારું ઉપરાણું લીધું 'ના દાદામ'શાય સમજ્યા તો રાખ્યું કોન છે સાપનો ભય ખાસ નથી હોતો' નાના બાળકની જેમ ખડખડાટ કરતા ગુરુદેવ હસી પડ્યા એમના શુભ્ર દાઢી ઉપરનું ચમકતું ને વખતનું હાસ્ય એણે મારા ભયને હરી લીધો ને એક વૈભવનું, એક પ્રેમનું એમ એથી બે પાસાં મેં એક સાથે જોયાં મને ખૂબ આનંદ-સંતોષ થયો

બીજો પ્રસંગ ગુરુદેવ જ્યારે એમનાં ગીતો ગવરાવે ત્યારે એમને તાલ અને રાગની ચીવટ તો એટલું બધું ધ્યાન રહે કે પોતે એમાં જ લીન થઈ જતા એક વાર વર્ષાના દિવસો હતા બહાર ખૂબ વરસાદ પડતો હતો ગુરુદેવ સંગીતમાં પડેલા હતા પસીનાથી તેઓ રેબ ઝેબ થઈ ગયા હતા હમેશાં હું એમની સામે બેસું પરસેવાના બિંદુ એમની ડોકેથી સરીને ઝભ્ભામાં પ્રવેશતાં મેં જોયાં મને પંખો નાખવાની હોંશ થઈ આવી નજીક જઈને બેઠો પંખો નાખવા લાગ્યો મારી થોડીઘણી અજાગૃતિને કારણે કહો કે હોંશની ધૂનમાં કહો ગમે એમ કહો પણ પંખો ગુરુદેવને વાગ્યો એમણે મને 'થાક (રહેવા દે) એમ કહ્યું ઘડીક રહીને પાછો મેં જરા તકેદારી સાથે પંખો નાખવો શરૂ કર્યો ફરી વાગ્યો ત્યારે તે ચીડાના બોલી ઊઠ્યા 'રહેવા દને ભાઈ મેં પંખો મૂકી તો દીધો પણ મારાથી રહી પડાતું! ગુરુદેવ જાણી ગયા એટલા જ વહાલથી તે બોલ્યા ભલે નાખ પણ મારતો નહિ હો' આ પ્રસંગ હું ભૂલી નથી શક્યો

ગુરુદેવ અને અમે એટલે કે આશ્રમ અને વિદ્યાર્થીઓ એ જ હતું એમનું સર્વસ્વ એ જ હતા એમનાં આત્મિનજન મલ્લિકજી માટે નો પણ એમનો પ્રેમ અદ્ભુત હતો કલકત્તા જવાના થોડાક દિવસ પહેલાં એમણે બુનીદિ'ને કહેલું કે 'આશ્રમમાંથી સૌ કોઈ મારી પાસેથી પામ્યા છે કેટલાકને મેં પોતે આપ્યું છે કેટલાક પોતે છીનવી ગયા છે એક ગુરુદયાલ એવો છે કે એને મેં કાંઈ જ આપ્યું નથી'

વાત મલ્લિકજીને કાને ગઈ મલ્લિકજીએ જવાબ આપ્યો કે 'જે કોઈએ નથી લીધું તે મેં મેળવી લીધું છે' ગુરુદેવે જવાબ સાંભળી લીધો બીજે દિવસે બધા શિક્ષકો ભેગા મળી ગુરુદેવને મળવા ગયા ગુરુદેવે તરત જ પૂછ્યું 'કેમ ગુરુદયાલ, તમે શું થઈ ગયા છો?'

ગુરુદેવ તમે સવારે ધ્યાનમાં બેસો છો તે વખતે હું એક વાર ચોરી છૂપકીથી આવ્યો પાછળ બેસી ગયો ત્યારે મને અસીમની અનુભૂતિ થઈ તે મારે માટે અમૂલ્ય ધન થઈ પડ્યું છે'

ગુરુદેવ ખૂબ જ હસી પડ્યા ને બોલ્યા તમારી વાતે મને કૃતાર્થ બનાવ્યો છે'

નમ્રતાની મૂર્તિ શા મલ્લિકજી બોલ્યા: હું કૃતજ્ઞ થયો'

જગતને ખૂણે ખૂણે વ્યાપક બની બેઠેલા એક મહાકવિ એક વિદ્યાર્થી બાળકને કેમ પાગલ કરી દે છે મુગ્ધ બનાવે છે એનું એક મહાચિત્ર ઉપરના વાર્તાલાપમાં આવી જાય છે

હવે આપણે કવિના કાવ્યની ખૂબી સમજવાનો, તેનો આસ્વાદ મેળવવાનો પ્રયત્ન કરીએ બાળકોના સૈયામાનસને હિંડોળે ઝુલાવીને તે તેમની ભૂમિકાને આકાશગામી કેમ બનાવે છે તે જોઈએ

શાન્તિનિકેતન આશ્રમ છે

ત્યાં એક પ્રથા છે (હતી) દાપણ (બાળપણ) માટે છાશ પીવા જવું અમ બાળકો બેસા

મળીએ છીએ. આગલે દિવસે છુટ્ટા છે. એનો અમને અતિશય આનંદ છે. સામાન્ય રીતે ગુરુદેવનાં ગીતો ગાવાં અમને ખૂબ ગમે. મોજ પ્રમાણે ગાઈએ.

છુટ્ટી સંબંધમાં ગુરુદેવે એક ગીત રચેલું તે અમે ગાતાં. હજીયે તે યાદ આવે છે. તે ગીત આ રહ્યું:—

'આજ આમાદેર છુટ્ટી ઓ ભાઈ આજ
આમાદેર છુટ્ટી'

'આજ આપણે છુટ્ટી છે, ઓ ભાઈ આજ આપણે છુટ્ટી છે!'

માથે ટોપલીઓ છે. રંગબેરંગી વસ્રો પરિધાન કર્યાં છે. અમારું એ બાળપણ છે. હવામાં ઊડતી અમારી કેશલટોને સમારતા સમારતાં પશ્ચિમભણી તાડવનમાં અમે જતાં હતાં. લીલા હરિયાળાં ખેતરોમાં ગાયવાછડાં ચારો ચરી રહ્યાં હતાં. અમે તે તરફ દોટ મૂકીએ છીએ. સાથે એક ગીત લલકારીએ છીએ:—

આજ આમાદેર છુટ્ટી ઓ ભાઈ આજ
આમાદેર છુટ્ટી (આજ આપણે છુટ્ટી છે)

કિ કરી આજ ભેબે ના પાઈ, પથ હારીબે કોન બને જાઈ. (શું કરીશું તે સમજાતું નથી. માર્ગ મૂકીને કયા વનમાં જઈશું તે કહેવાતું નથી.)

'કોન માઠે જે છુટે બેડાઇ સકલ છેલે જુટી.' (સૌ મળીને કયાં ભાગીશું.)

''રાખાલ છેલેર સંગે ધેનુ ચરાબ આજ બાજીયે બેનુ' (ગોવાળિઆઓ સાથે પાવો વગાડતાં વગાડતા ગાયો ચરાવીશું અને) 'તાલદીધીને ભાસીએ દેબ, ચલબે દુલે દુલે.' (તાડવનમાં આવેલા તળાવમાં હોડી તરતી મૂકીશું તે ડોલતી ડોલતી જશે તે જોવાની મજા માણીશું'...હા. હા. હા.) 'આજ આમાદેર છુટ્ટી ઓ ભાઈ આજ આમાદેર છુટ્ટ'

બાળકોના મનની કલ્પના કવિ ઝટ પામે છે. કેમકે તે પોતે જ બાળક છે ને! તે સરલ ને નિર્દોષ છે તે જાણે છે બાળકો સ્વયંવિહારી છે. તેમને છુટ્ટીનો આનંદ સવિશેષ હોય છે. એનો ઉપભોગ કેમ કરવો તેનું આયોજન તેમને થાય છે. ગોવાળિયા સાથે પાવો વગાડવો. એમની સાથે ગિલ્લીદંડે રમવું અને ગાયો ચરાવવી વગેરેની ભવ્ય કલ્પના તે સેવે છે. અને એટલેથી પતતુ નથી ત્યારે બીજી કલ્પનાની આંખ ખોલે છે. 'તાલદીધીતે ભાસીએ દેબ ચલબે ચલબે દુલે દુલે.' નાવડીને એક તળાવડીમાં અને તે તળાવડી પાછી કેવી? તાડવનની વચમા આવેલી તેવી. એમાં એક હોડીને તરતી મૂકવી અને તે જોવાની મજા લૂટીને આનંદ કરવો, એ કેવી સુંદર કલ્પના ગણાય?

ત્યારે યાદ આવે છે ગુરુદેવને રંગભૂમિ પર નાટકનુ મુખ્ય પાત્ર ભજવતા જોયેલા છે. ખાસ કરીન રાજર્ષિમાંનું મુખ્ય પાત્ર રાજાનું ભજવતા જોયા છે. વસંતોત્સવ અને શરદોત્સવ મા ભાગ ભજવતા જોયા છે. ફાલ્ગુનીનો ઉત્સવ પણ સાથે હોય જ. તેમા ય ભાગ લેતા જોયા છે. ટૂંકમા, ઋતુના ઉત્સવો સારી પેઠે શાન્તિનિકેતનમા ઉજવાતા હતા. પોતે નાચતા અને એમની સાથે શિક્ષકવૃંદ, શિષ્યવૃંદ અને સારું યે વાતાવરણ નાચમા થનગનાવી દેવાની અજબ કળા કવિવરમા હતી. વસંત જાય ફાલ્ગુન બેસે. ફાલ્ગુનને વધાવવા 'પારિજાતક' (બંગાળ માં 'શેફાલિ કહે છે) તૈયાર જ હોય. એના પાકા રંગે રંગેલા વસ્રોમાં કવિ ગુરુદેવથી માંડી સૌ આશ્રમવાસીઓ (શિક્ષક વિદ્યાર્થીઓ ખાસ હોય) જ્યારે રંગભૂમિ ઉપર આવે, ત્યારે તે વખતનુ દશ્ય અમારા જેવા તદ્દન નાનાં બાળ કોના ચિત્તમંદિરે પૂરેપૂરું અંકાઈ જતું, તે અત્યારે ચિરંજીવ બનીને રહ્યું છે.

એ જ રીતે કવિના ગાન, કવિના પુસ્તકો પણ અમારા મનમાં કોઈક જુદા ભાવથી જમાવટ કરી રહ્યા છે. તેના વર્ણન માટે માત્ર 'મૌન' એક હૃદયનું સાધન છે શબ્દો નથી

જડતા. કવિના નાટકો તો પ્રખ્યાત છે. ડાકઘરથી માંડીને બીજાં બીજાં. 'નૌકા ડૂબી,' 'ઘોખેરવાલી,' વગેરે નવલકથાઓ તો ઘણા સાહિત્યપ્રેમીઓના ઘરમાં વસેલી હશે. આમ કવિ એક મોટો મહાકવિ હોવા છતાં છેવટે તો એને 'બાળક' જેવી લાડીલી ઉપમા મળે છે. ખરેખર એ જેવો કવિ છે, તેવો જ બાળકપ્રેમી છે. ત્રણત્રણ દશક ઉપરની એક વાત. યાદ આવે છે. ગુજરાતમા આવ્યા પછી મારી ધૂન પ્રમાણે મેં કવિ ગુરુદેવને પત્ર લખ્યો. તરત જ જવાબ મળ્યો: 'કલ્યાણીયાસૂ, તોમાર કથા આમિ ભાબિતે છિ! તોમાર ચિઠિખાનિ પાઈયા આનંદિત હઈલામ। તોમાદેર કથા આમિ વિસ્મૃતિ હઈ નાઈ। તોમારા આમાર આશીર્વાદ ગ્રહણ કરબે। શુભાકાંક્ષી રવીન્દ્રનાથ ઠાકુર.

મહાપુરુષોની આજ ખૂબી છે. કદિ તે વિસરતા નથી. અલ્પમાં અલ્પ એવી વ્યક્તિઓ પણ તેને માટે મહાન છે. માટે જ તે ખુદ મહાનપદને પામે છે. એ નમ્ર હોય છે. વિનયી હોય છે. પોતાની એને મહાનતા લાગતી નથી. બાળકો અમે જ્યારે પગે લાગવા મંડીએ. ત્યારે તે દોડીને જતા રહેતા. હાં. નૃત્યમાં તેમનો ભાગ જરૂર જ હોય. પણ આશીર્વાદ દેવા માટેનું કામ તો તેણે પ્રભુને જ સોંપી દીધું હતુ. કવિ આમ આમ યાદ આવે છે. અને તેને કારણે જ તેનો 'શતાબ્દિ' જેવો ભવ્ય પ્રસંગ પણ અમોલો થઈ પડે છે. મહોત્સવમાં સૌ ભાગ લઈ શકે છે. કોઈ વાજીંત્રના મીઠા સૂરથી, કોઈ ઢોલ નગારું ટીપીને, કોઈ ગાઈ બજાવીને, તો કોઈ નાનીશી વાંસળી બજાવીને. જેની જેવી ગુંજાશ ને આવડત તે પ્રમાણે તે મહોત્સવ માણે છે. એ પણ છે કવિની કરામત.

✡

* ત્યા સુધી સાહિત્યશ્રવણ અને સંગીતના જલસાઓ મંદિરોમાં થતા, મૂર્તિવિધાન કળા તેમ જ ચિત્રકળા મંદિરોમાં અથવા વિહારોમા ફ્લવાતી, અને ગાયનાચાર્યો ગંગા જેવી નદીને પોતાનું સંગીત સંભળાવના ઘાટ ઉપર સંગીતામૃત પ્રવાહ વહેવડાવતા, ત્યારે ગરીબ અને તવંગર બંનેને કળાનો સરખો જ લાભ મળતો ઉત્સવપ્રસંગે અને વિવાહપ્રસંગે નાતજાતના ભેદ ભલે હોય, પણ ધની અને ધનહીન એવો તીન ભેદ આપણે ત્યા નહોતો. અને તેથી કળાનો આનંદ, કળાની પ્રેરણા, અને કળાની સંસ્કારિતા બધાંને સરખી રીતે મળતાં. અને કોક કોક વાર સર્વોચ્ચ કળાકારો વૈરાગીની દીક્ષા લઈ પોતાની મસ્તીના આનંદમાં ગમે ત્યાં રહેતા. ધનવાનોની દોલત ,અને એમની ખુશામત આ અલમસ્તોને લલચાવી શકતી નહોતી. ગરીબમાં ગરીબ માણસ પણ એમની સેવા શુશ્રુષા કરી કળાધર બની શકતો. આજે એ સ્થિતિ રહી છે એમ કહેવાની હિંમત નથી થતી.

* ગુજરાતનાં લોકકાવ્યો જેણે માભળ્યા છે અને નવવધૂના અને ચૂંદડી રંગી આપનાર પાડોશી રંગરેજના સંવાદોનો આનંદ જેમણે રસભેર સાંભળ્યો છે તેઓ શું કહી શકે કે રંગરેજની કળા હુન્નરકળા છે, લલિતકળા નથી? માણસ સાંજે ઉદ્દેશ વગર ફરવા જાય એ પ્રમાણે; અને શિખર પરના મંદિરે દર્શન કરવા જાય એ પ્રમાણે નહિ એમ? સ્કાઉટ થઈને ફરે ત્યારે એ સંસ્કારિતા અને આંગળીની સીતાફળીનાં પાકાં ફળ બહેનને આપવા ભાઈ સહેજે દસ માઈલ ચાલી નાખે એ ગામડિયું હેત; એમ?

કાકાસાહેબ કાલેલકર

# ગુરુદેવ—ગુરુ સાક્ષાત્

ગુરુદયાલ મલ્લિક

૨૧ ઑગસ્ટ ૧૯૧૯' શાંતિનિકેતન! બપોરનો સમય. બધા આશ્રમવાસીઓ જમીને આરામ કરી રહ્યા છે. ચારે દિશામાં ગંભીર શાંતિ પ્રસરી રહી છે. એક નાનકડા મકાનના ૧લા માળા પર એક નાનકડી ઓરડી છે. તેમાં પદ્માસનની મુદ્રામાં એક પ્રતિભાશાળી વ્યક્તિ એક ગાલીચા પર બેઠી છે. કેવી ભવ્ય આકૃતિ! તેમની આંખો કોઈ અદ્‌ભુત અદૃશ્ય આલોકથી ઉજ્જ્વલ થઈ હોય એમ લાગે છે. તેઓ સામેની બારીમાંથી બહાર અનંત અન્તરિક્ષમા અને અસીમ આકાશ તરફ જોઇ રહ્યા છે.—તે જ વખતે આજ્ઞાનુસાર સાત વર્ષોથી તેમના દર્શનાર્થે ઉત્સુક અને આતુર એક સરહદી યુવાન આ મહાન વિભૂતિની સામે હાજર થાય છે અને પ્રણામ કરે છે. તેમને જોતાં જ તેની પૂર્વ-જન્મની કોઇ સ્મૃતિ તાજી થઈ જાય છે. તેની સામે એક ગુરુકુળનું દૃશ્ય ખડું થઇ જાય છે. સન્યાસવર્ણવાળા કપડામાં બ્રહ્મચારીઓ એક વૃક્ષ નીચે બેઠા છે. તેમના પૂજ્ય ગુરુવર તેમનાથી જરા દૂર એક કુશ આસન પર પધાર્યા છે. તેઓ ધ્યાનમગ્ન છે. પણ આંખો ખોલતાં જ તેમની કૃપા દૃષ્ટિ બ્રહ્મચારીઓ પર પડે છે. અને બધા બ્રહ્મચારીઓ એક સાથે મધુર સ્વરે લલકારી ઉઠે છે. 'ગુરુર્બ્રહ્મા, .... ગુરુર્વિષ્ણુર્, ....ગુરુ સાક્ષાત્ ..'



પછી તે યુવાનના મનમાં એક પ્રશ્ન ખડો થાય છે. 'જે વિભૂતિના હું હમણાં દર્શન કરી રહ્યો છું, તેઓ મારા પૂર્વજન્મના ગુરુદેવ તો નહીં હોય!'

પણ જવાબ માટે તેને બહુવાર વાટ જોવી ન પડી. કારણ કે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે—તે જ તે વિભૂતિનું નામ હતું—તેની તરફ જોઈને કહ્યું: 'હું તો તમને કેટલાય વખતથી ઓળખું છું.'

આ રીતે તે યુવાનને તેનાં દિલની પ્રતીતિનું એક વિશ્વાસપૂર્વક પ્રમાણ મળી ગયુ. ત્યારે તેને તેના પૂર્વજન્મની એક બીજી ઝાંખી થઈ. તેને લાગ્યું કે તેના પૂર્વજન્મમાં તેને પોતાના ગુરુદેવના અમુક આદેશનું ઉલ્લંઘન કર્યું હશે. તે તેની સાધનાને વધારે ઉગ્ર બનાવવાના હેતુથી ગુરુકુળથી દૂર એકલો જંગલમાં જવા ઇચ્છતો હતો. પણ તેના ગુરુદેવે તેને અનુમતિ ન આપી. તેમણે તેને સમજાવ્યુ કે સાધના લોકો વચ્ચે રહીને જ કરવી જોઇએ, કારણ કે સમાજ—જગત પ્રભુની જ યોજાયેલી એક કસોટી છે. જેના પર સાધક પોતાની પ્રગતિ સાચી રીતે પરખી શકે છે. એકાંતમાં બીજાથી અળગા રહીને ઘણીએ વાર તેને તેની કલ્પના છેતરી શકે છે. તેને કોઈ કોઈ વાર એમ લાગવા લાગ છે કે તેને પોતાની ઈન્દ્રિયો અને મન-પર બરોબર કાબૂ મેળવી લીધો છે, તેની અંદરથી ભેદભાવની વૃત્તિ, વાસના અને વિષ નીકળી ગયા છે. તેથી તે જાણે અજાણે ઉદ્ધત, અહંકારી અને આડંબર-

વાળો બની જાય છે એવી રીતે તે સાધનામા સૌથી અગત્યનો પાઠ,-અર્થાત્ નમ્રતા કેળવવા નું-ભૂલી જાય છે. પણ કાચી બુદ્ધિવાળા શિષ્યના ભેજામા આ બધું ઊતર્યું નહી અને તે જંગલમા ચાલ્યો ગયો. ત્યા થોડા વર્ષો પછી તેને બે ચાર સિદ્ધિઓ મેળવી લીધી. અને પછી-એકવાર એને શહેરમા જવાનું થયું. ત્યાના પ્રલોભનમય વાતાવરણમા તે એવો સપડાયો કે તેનુ પતન થયું અને બ્રહ્મમા આચરવા બદલે તે હવે ભ્રમમા આચરવા લાગ્યો. અહમ ને તે વર્યો અને ઓમ્‌ને તેણે તલાક આપી!

આ બધુ તેને યાદ આવતા જ તે સરહદી યુવાનની આખોમાથી આસુઓની ધારા વહેવા લાગી. પ્રાયશ્ચિત્તની ભાવનાથી તે પીડાયો તેથી ક્ષમા અને શાંતિ માટે તે ગુરુદેવના ચરણોમા પડી ગયો. ગુરુદેવે આ બધુ જોયું પણ તેઓ તો એક કરૂણાની મૂર્તિ હતા. તેમણે તે યુવાનને પોતાના બંને પિતૃવત્ હાથોથી ઊભો કર્યો અને પછી કહ્યું 'વત્સ! હવે તો તુ સમજી ગયો ને કે તારી ભૂલ કયા થઈ હતી? તેથી આજ પછી જોજે કે ફરીથી તુ સસાર કે સમાજ વિમુખ બની ન જાય એટલુ તો તુ વિચાર વત્સ, કે ભાગીને માણસ જઈ પણ કયા શકે છે? કહે, પ્રભુ કયા નથી વસતો? તેથી દુનિયાથી ભાગવું પ્રભુથી ભાગવું. તેનાથી ન અળગા રહેવું, તેના માટે જ તો સાધના ને? તો દુનિયાથી દૂર રહેવું, એવી ભાવના, એવો વ્યવહાર સાધનાના જીવનમા સૌથી મોટી મુશ્કેલી ઊભી કરે છે'

સરહદી યુવાને સંપૂર્ણ ધ્યાનથી ગુરુદેવના વચનોને સાભળ્યા તેણે ત્યા જ અને તે વખતે જ એક એવી પ્રતિજ્ઞા કરી લીધી કે તે સસાર અને સમાજમા રહીને જ પ્રભુ અને તેની સતત કૃપાનો ભાવ તેને રહે, તેવી સાધના નમ્રતા પૂર્વક કરશે ભલે તેને એક પણ સિદ્ધિ ન મળે, ભલે તે આત્મ જ્ઞાનનો 'અ' પણ ન સમજે ભલે તે મમતાવશ, મોહવશ થઈને વારવાર પટકાય ને નીચે પણ પડે, અને ઉગ્ર સાધકોની દૃષ્ટિમાં તે યોગભ્રષ્ટ બની જાય.

ગુરુદેવને તેણે ફરીથી પ્રણામ કર્યો અને તેમના મકાનના દાદરાથી નીચે ઊતરી ગયો. પણ જેવો જ તે આશ્રમની એક નાનકડી ઝૂપડીમા દાખલ થયો કે ચારે બાજુ પ્રસરેલા વિશાળ જીવન અને જગતે તેના કાનમા કહ્યું' 'હવે તો પોતાની નાનકડી જીવનની મીણબત્તી ઓલવી દે, ભલા માણસ'

અને તે દિવસથી સરહદી યુવાન રવિના પ્રકાશમા રહીને ધારાવાહી પ્રેરણા અને પુષ્ટિ પામી રહ્યો છે, અને ધન્ય થયો છે

*



* પાપ-પુણ્ય, સુખ-દુઃખ શા માટે? ઈશ્વર છે પણ તે વ્યક્તિ નથી. તે નિયમ છે, નિયંતા પણ છે આનો અર્થ એ થયો કે મનુષ્ય કર્મનો ભોગ બને છે. તે સત્કર્મથી ચડે છે, દુષ્કર્મથી પડે છે.

* જે વડે સમાજ—એટલે કે સૌ લોકો—ઊંચે ચડે તે સાચી સમાજસેવા છે. અમુક સમાજ કઈ રીતે ઊંચે ચડે તે માણસ સમાજ જોઈને જ કહી શકે.

* માણસ જાણે છે કે તે મરણ સમીપ પહોંચે છે ત્યારે તેને માટે ઈશ્વર સિવાય બીજો કશો આધાર નથી, તેમ છતાં તે રામનામ લેતાં અચકાય છે. એમ કેમ?

* અહિંસા મારફતે સ્વતંત્રતા મેળવવાનો એક જ માર્ગ છે—મરીને જીવીએ, મારીને કદી નહીં.

* કેવી રીતે મરીએ? આત્મ હત્યા કરીને? કદી નહીં. જરૂર પડતાં મરવાની તૈયારી રાખીને મરીએ તો તો જીવતા રહેવા માટે મરીએ.

* ધૈર્યથી, શાંતિથી, શું નથી થઈ શકતું? એનો અનુભવ જે લેવા માગે તેને રોજ મળી શકે.

* ભાગ્ય અને પુરુષાર્થનો ઝઘડો રોજ ચાલ્યા કરે છે. આપણે પુરુષાર્થ કર્યા કરીએ અને પરિણામ ઈશ્વર પર છોડીએ.

* બધુ ભાગ્ય પર ન છોડી દઈએ અને પુરુષાર્થનો ફાંકો પણ ન રાખીએ ભાગ્ય ચાલ્યાં કરશે. આપણે જોવાનું એ છે કે તેને આપણે કેટલું વાળી શકીએ છીએ. એમ કરવાની આપણી ફરજ છે, પરિણામ ભલે ગમે તે આવે.

* દુઃખદ વસ્તુ તો એ છે કે શું કરવું તે જાણવા છતાં આપણે તે કરી શકતા નથી. આનો ઉત્તર દરેક પોતપોતાની મેળે આપે.

* હું પ્રત્યેક ક્ષણે અનુભવું છું કે મૌન એ સર્વોત્તમ ભાષણ છે. બોલવું જ પડે તો ઓછામાં ઓછું બોલો. એક શબ્દથી ચાલે તો બે ન બોલો.

* નાની નાની બાબતો હેરાન કરે ત્યારે સમજવું કે કયાંક આસક્તિ રહેલી છે. તેને શોધી કાઢીને દૂર કરો. મોટી બાબતોમાં આપણે સીધા ચાલીએ છીએ એમ માનવું એ ભ્રમ છે. મોટી બાબતોમાં આપણે લાચાર હોઈએ છીએ એ સીધાપણું ન કહેવાય.

* એવે પ્રસંગે યાદ રાખવાનો શ્લોક આ છેઃ ઇન્દ્રિયોના વિષયો જોડેના સ્પર્શો આવે છે ને જાય છે; તેમને સહન કર.

* જે કંઈ કરીએ તે સુવ્યવસ્થિત કરીએ અથવા ન કરીએ. આનું પ્રત્યક્ષ દર્શન રોજ થાય છે. આજે સારી પેઠે થયું. બાની પુણ્યતિથિ હતી ગીતાપારાયણ ચાલતું હતું પણ તેમા કશો યે રસ ન હતો.

* ભૂલને સુધારી લઈએ.એટલે ભૂલ મટી જાય છે. પણ ભૂલ દબાવી દઈએ ત્યારે ગૂમડાની પેઠે ફૂટે છે અને ભયંકર સ્વરૂપ લે છે.

* આત્માને ઓળખવાથી, તેનું ધ્યાન ધરવાથી અને તેના ગુણોને અનુસરવાથી માણસ ઊંચે ચડે છે. એથી ઊલટું કરવાથી નીચે પડે છે.

* ધૈર્ય કોને કહેવાય? શંકરાચાર્ય કહે છે 'ઘાસની એક સળી લઈને સમુદ્રકિનારે બેસો ને સળી પર પાણીનું એક એક ટીપું લો. ધૈર્ય હશે અને નજીકમાં ટીપાં સચવાઈ રહે એવી ખાઈ હશે તો કાળે કરીને સમુદ્ર ખાલી થશે." આ લગભગ પૂર્ણ ધૈર્યનું દૃષ્ટાંત છે.

* જેનામા આટલું ધૈર્ય નથી તે અહિંસા ન પાળી શકે.

* સાપ અને માણસમાં શો ફેર? સાપ પેટે ચાલે છે, માણસ પગ પર ટટાર રહીને ચાલે છે પણ આ દેખાવ છે જે માણસ મનથી પેટે ચાલે છે તેનું શું?

* મૌનનું મહત્વ હું દરરોજ જોઉં છું મૌન સૌને માટે સારું છે, પણ જે કામમાં ડૂબેલો છે તેને માટે તો મૌન સોના જેવું છે.

* "ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર" એ કહેવતનુ સત્ય ક્ષણે ક્ષણે જોવામા આવે છે.

* નિયમ તૂટે એ કેવું જોખમકારક છે? મુંબઇ આવ્યો ને રોજ લખવાનુ છૂટી ગયુ

* નિયમ વગર એક પણ કામ ન ચાલે એક સૂત્રને માટે પણ નિયમ તૂટે તો આખું સૂર્યમંડળ અસ્તવ્યસ્ત થઈ જાય.

* આ વસ્તુ નાના મોટા સૌને માટે છે. એમ વિચારીને આપણે શીખીએ ને તે પ્રમાણે ચાલીએ, નહી તો જીવતા છતા મૂએલા છીએ

* વગર જરૂરે હાજતો વધારવી એ પાપ જેવું લાગે છે

* આજનો દિવસ કામીની સજાવાગાઓને બચાવવા માટે રાખેલી હડતાલનો છે જો લોકો જોઇ વિચારીને જ આજનુ કાર્ય કરશે, તો અહિંસાના માર્ગમા આપણે ઘણું કામ કર્યું ગણાશે.

* શું કરવું તે માલુમ જાણે છે, પણ જાણે છે તે કરતા નથી તેનું કારણ શુ?

* આપણા પર બહારના માન કે વાતાવરણની અસર થઈ તો આપણો નાશ જ છે ચિમૂરવાળા કેદીઓની બાબતમા વાતાવરણ રોજ બદલાતુ રહે છે. આપણે કર્તવ્યપાલન કરીએ અને અનાસક્ત રહીએ

* નાની વાતને જે માણસ આડી સમજે તેને સહન કરવામા કેટલા ભારે અહિંસા જોઈએ!

* શરીરને બચાવવા માટે ઘણો ઉદ્યમ કરું છુ. આત્માને ઓળખવા એટલો કરું છું ખરો?

* ગેરસમજુતીથી હુ ગુસ્સે થાઉં છું, રોઉં છું, હસુ છુ, દયા ખાઉં છું, આ બધું છોડી ધીરજ રાખીને, ગેરસમજુતી દૂર કરવી એ જ એક મારો ધર્મ નથી?

* આપણે શું માનવું? આપણી પ્રશંસા કે આપણી નિંદા? બંને ખોટી હોઈ શકે. ત્યારે આપણો ઇન્સાફ આપણે જ કરીએ? એમા પણ ઘણી ભૂલ જોવામા આવે છે આપણે કેવા છીએ એ તો એક ઇશ્વર જ જાણે છે, પણ તે તો આપણને કહેતો નથી. એટલે, સારૂં તો એ છે કે આપણે આપણે વિશે જે કંઈ જાણીએ નહિ (તે) માનીએ નહિ. જેવા છીએ તેવા છીએ જાણવાથી ને માનવાથી આપણને કશો લાભ નથી થતો ખરી મુદ્દાની વાત આપણું ધર્મપાલન છે.

જેની આખો ફૂટી ગઈ છે તે આધળો નથી પણ જે પોતાના દોષ ઢાકે છે તે આધળો છે.

* માણસની શાતિની કસોટી સમાજમાં જ થાય, હિમાલયની ટોચ પર નહીં.

* આદર્શ એક વસ્તુ છે, તેનું પાલન એ જુદી જ વસ્તુ છે

* આદર્શ વગરનો માણસ સુકાન વગરના વહાણ જેવો છે.

* મારો અમુક આદર્શ છે એમ હુ તો કહી શકું જો હું એ આદર્શને પહોંચવાનો પ્રયત્ન કરતો હોઉ.

* સાચો અને યથા શક્તિ પ્રયત્ન થતો હોય તો પ્રયત્નથી આપણે સંતોષ માનીએ પરિણામ કેવળ પ્રયત્ન પર આધાર નથી રાખતું. બીજી પણ કેટલીક વસ્તુઓ હોય છે જેમના પર આપણો અંકુશ નથી હોતો

 Most appealing and satisfactory.

'હું હું' કરવાથી કેવી દુર્ગતિ થાય છે તે વાછરડાની દશાનું અવલોકન કરવાથી બરાબર સમજાય છે, વાછરડું 'હમ્મા' 'હમ્મા' કરે છે; એટલે હમ-હમ હું-હું કરે છે, તેની અવદશા જુઓ. કદાચ સવારથી સાંજ સુધી હળ ખેંચે છે. ટાઢ, તાપ, વરસાદ, ગમે તેવાં હોય તો પણ તેને સખ્ત મજૂરી કરવી પડે છે; અથવા તો કસાઈને હાથે તેની કતલ થાય છે. તેનું માંસ લોકો ખાઈ જાય છે. ચામડાના જોડા થાય છે. અને લોકો તેને પગે પહેરીને ફરે છે! આટલેથી તેની અવદશા અટકતી નથી. ચામડાનો ઢોલ બને છે અને તેના પર દાંડીના રાતદિવસ ઝપાટા પડે છે! વળી તેનાં આંતરડાંમાંથી પિંજારાની તાંત બને છે; અને જ્યારે પિંજારાના ગોટીલાના ઝપાટા પડે છે ત્યારે તે 'હું હું' ને બદલે 'તુંહિ તુંહિ' એવો અવાજ કાઢે છે. 'તુંહિ તુંહિ' બોલે એટલે અવદશાનો—અધોગતિનો—અંત! બસ એકદમ મુક્તિ! પછી તેને કર્મક્ષેત્રમાં આવવું પડતું નથી.

જ્યારે જીવાત્મા કહે છે કે 'હે ઈશ્વર! હું કર્તા નથી, તું જ કર્તા છે; હું યંત્ર છું; તું યંત્રી એટલે યંત્રનો ચલાવનાર છે; એટલે જીવાત્માની સંસારયંત્રણાનો નિકાલ થઈ જાય છે. પછી તે મુક્ત થાય છે; અને તેને કર્મ-ક્ષેત્રમાં આવવાની જરૂર રહેતી નથી. ઈશ્વરનું દર્શન થાય નહિ ત્યાં સુધી અહંકાર લય પામે નહિ. જેનો અહંકાર નષ્ટ થઈ ગયો હોય તેનું સમજવું કે તેને ઈશ્વરનું દર્શન થઈ ચૂક્યું છે.

ઈશ્વરદર્શનનાં અમુક લક્ષણો છે. શ્રીમદ્ ભાગવતમાં લખ્યું છે કે જેમને ઈશ્વરદર્શન થાય છે તેમનામાં ચાર પ્રકારનાં લક્ષણ જોવામાં આવે છે. (૧) બાલકવત્ (૨) પિશાચવત્ (૩) જડવત્ (૪) ઉન્માદવત્.

જેમને ઈશ્વરદર્શન થયું હોય છે તેમનો સ્વભાવ બાળકના જેવો હોય છે. બાળક ત્રિગુણાતીત હોય છે સત્ત્વ, રજ અને તમ: એમાંનો કોઈ ગુણ બાળકમાં વિશેષપણે હોતો નથી. વળી પવિત્ર-અપવિત્ર સર્વ જેને મન સરખું જ છે તે પિશાચવત્ કહેવાય છે. તે ગાંડાની માફક કોઈ વાર હસે છે, તો કોઈ વાર રડે છે; કોઈ વાર સારાં સારાં કપડાં પહેરે છે તો કોઈ વાર સાવ નગ્ન

પણ ફરે છે—બગલમાં ધોતિયું રાખીને પણ ફરતો ફરે. વળી તે કોઈવાર જડની માફક બોલ્યાચાલ્યા વગર ચુપચુપ બેસી રહે છે.

*

એકદમ કર્મનો ત્યાગ કરવાની જરૂર નથી. તમારી પ્રકૃતિ જ તમને કર્મ તરફ—પ્રવૃત્તિ તરફ—ધકેલે છે તમે કર્મ કરવાની ઇચ્છા રાખો અથવા ન રાખો તો પણ તમારાથી કર્મ થઈ જ જવાનાં; માટે તમને કહું છું કે જ્યારે કર્મ કર્યા વગર છૂટકો જ નથી ત્યારે આસક્તિરહિત કર્મ કરવાં; નિષ્કામભાવે કર્મ કરવા, કર્મના ફળની બિલકુલ સ્પૃહા ન રાખવી. પૂજન, જપ, તપ, ઉપાસના વગેરે કરવા ખરાં; પણ તે લોકોમાં ભક્ત ગણાવાને ખાતર નહિ જ; તેમ જ આ બધું કર્યાથી પુણ્ય થશે એવો વિચાર પણ મનમાં આવવા દેવો નહિ. આવી રીતે આસક્તિરહિત કર્મ કરવાં એનું નામ કર્મયોગ

*

માટે તમને કહું છું કે તમે જે પ્રકારની સાધના કરતા હો તેમાં જ બંધાઈ ન રહો, પરંતુ આગળ ને આગળ વધો. જેમ જેમ આગળ જશો તેમ તેમ ઉત્તમોત્તમ પદાર્થ પામતા જશો. જરાતરા જપ કરતાં ભક્તિનું ઉદ્દીપન થયું એટલે સંતોષ પકડીને બેસી ન રહો. એ તો થવાનું તે થઈ ગયું. કર્મ કંઇ જીવનનો ઉદ્દેશ નથી. માટે આગળ જાઓ. એટલે નિષ્કામ કર્મ કરવા શક્તિમાન થશો. છતાં નિષ્કામ કર્મનો માર્ગ ઘણો જ મુશ્કેલ છે. ભક્તિપૂર્વક વ્યાકુળતાથી ઈશ્વરની પ્રાર્થના કરો કે 'હે ઈશ્વર! મને તમારા ચરણકમળની ભક્તિ આપો. મારાં કર્મ ઓછાં કરો; અને જેટલાં કર્મો રહેવા દો તે સઘળાં મારાથી નિષ્કામભાવે થાય, એવી મને સદ્‌બુદ્ધિ આપો.' આનાથી પણ આગળ જશે એટલે ઈશ્વરની પ્રાપ્તિ થશે તેનાં દર્શન થશે અને એમ કરતાં કરતાં તેની સાથે વાર્તાલાપ કરી શકશો.

*

'જે કાંઈ થયું છે અને થાય છે, તે ઈશ્વરની ઇચ્છાથી જ થાય છે એમ જાણવું. તેની ઇચ્છાથી થાય છે અને તેની ઇચ્છાથી ભાંગી પડે છે. તમે તેમાં શું કરી શકવાના છો? તમારું તો એજ કર્તવ્ય છે કે ઈશ્વરમાં જ સંપૂર્ણ રીતે મન પરોવવું. પ્રેમસાગરમાં ડૂબકી મારવી. વ્યાખ્યાન, વાદવિવાદ, તકરાર,

એ બધું તમે કરી ચૂક્યા. હવે તો ડૂબકી મારો! આ સમુદ્રમાં ડૂબકી મારવામાં મરણનો ભય નથી. એ તો અમૃતનો સાગર છે. એમ નહિ સમજતા કે તમે ગાંડા થઈ જશો. એમ નહિ સમજતા ઈશ્વરમાં વિશેષ મન પરોવ્યાથી માણસ ગાંડો થઈ જાય છે! બાપુ! સચ્ચિદાનંદમાં ડૂબી મરવાનો ભય નથી. એ તો અમૃતનો સાગર છે. એ સાગરમાં ઝંપલાવનારને મરણનો ભય રહેતો નથી. ઊલટો તે અમર થાય છે. ઈશ્વરને માટે ગાંડો થયેલો માણસ ગાંડો કહેવાય જ નહિ.

*

આ મારું છે, તે મારું છે, એમ કહેવું અથવા એવા એવા પદાર્થો ઉપર કે વ્યક્તિઓ ઉપર આસક્ત થવું એનું નામ માયા છે. માત્ર પોતાનાં સ્વજનો ઉપર પ્રેમ રાખવો એનું નામ માયા. આપણા સ્વદેશના લોકો ઉપર પ્રેમ રાખવો એનું નામ પણ માયા. તમામ દેશના લોકો ઉપર પ્રેમ રાખવો, તમામ ધર્મના લોકો ઉપર સદ્ભાવ રાખવો એ દયા, એ સ્નેહ, અને ભક્તિ. માયાથી મનુષ્ય બંધાઈ જાય છે અને ઈશ્વરથી વિમુખ થાય છે, દયા વડે ઈશ્વરના સાંનિધ્યમાં જવાય છે. શુકદેવ, નારદ, વગેરે દયામય હતા. તેઓ માયાથી પર હતા. દયા વિશ્વવ્યાપી છે. માયાનો પ્રદેશ સંકુચિત છે.

*

સાધુસંગ, હરિનામ, હરિગુણગાન, ઈશ્વરભજન એ સર્વ તારા રોગનાં ઓસડ છે. હું એમ જ કહું છું કે 'મા! મારે જ્ઞાન જોઈતું નથી. તમારું જ્ઞાન અને તમારું અજ્ઞાન તમે જ રાખો. મને તો માત્ર તમારા ચરણકમળની શુદ્ધ ભક્તિ આપો. બીજું કાંઈ મારે જોઈએ નહિ. જેવો રોગ તેવું ઓસડ. ગીતામાં તેણે પોતે કહ્યું છે કે 'હે અર્જુન! તું મારે શરણે આવ, હું તને સર્વ પ્રકારના પાપોમાંથી મુક્ત કરીશ.' બસ. તેને શરણે જાઓ.. તે તમને સદ્બુદ્ધિ આપશે. તે બધો ભાર પોતાને માથે લઈ લેશે તમારો તમામ પ્રકારનો વિકાર દૂર થઈ જશે. આપણી આ અલ્પ બુદ્ધિવડે શું તેને ઓળખી શકાય? એક શેરના વાસણમાં ચાર શેર દૂધ સમાય કે? વળી તે પોતે ન સમજાવે તો માણસની તાકાત શું કે તેના સ્વરૂપને જાણી શકે? માટે જ કહું છું કે તેને શરણે જાઓ. તેની મરજી હશે તેમ તે કરશે. તે ઇચ્છામય છે માણસનું શું ગજું છે?

## પ્રકરણ ૨ — હૃષીકેશ

બીજે દિવસે પ્રભાતમાં ઊઠીને ગંગાસ્નાન માટે હરકી પૈડીના અંગભૂત બ્રહ્મઘાટ ઉપર ગયો. ઘાટ આગળથી શરૂ થતી હરદ્વારની બજારમાંથી એક અંગૂછો ખરીદ્યો. બ્રહ્મકુંડ એ કોઈ કાળે ગંગાતીરે આવેલો બંધ કુંડ હશે. પરંતુ હવે તો તેના ઉપરવાસ–હેઠવાસના કિનારા નથી તેથી ગંગાના નીર તેની અંદરથી સડસડાટ વહે છે. ઘાટ ઉપરથી કુંડના બીજા છેડા ઉપર જવા માટે પૂલ છે આ બીજો છેડો બ્રહ્મકુંડ અને ગંગાના મુખ્યપ્રવાહ વચ્ચે બેટ જેવો બન્યો છે અને ઠીક ઠીક લાંબો–પહોળો હોવાથી પ્રભાતમાં, સાદ્ધતપંથ અને સાંજે સત્સંગ માટે વપરાય છે.

બ્રહ્મકુંડમા ગગાની મધ્યધારા જેટલું જ પાણીનું તાણ લાગે છે. કાચોપોચો તો બેત્રણ પગથિયાથી નીચે જતાં જ તણાઈ જાય તેવું પાણી જોશબંધ જાય છે. ભગવાન ગૌરીપતિના જટાજૂટમાં ગુંચવાયેલી ગગાને હૃષીકેશ પછી જ મોકળાશ મળે છે. દસ બાર હજાર ફીટની ઊંચાઈએ તેનું ઉદ્‌ગમસ્થાન હોવાથી મેદાન મળતાં નાનાં બાળકની જેમ ગગા દોડવા જ માંડે છે. તરવૈયાઓ ઘાટ ઉપર દોડવા છતા ભાગ્યે જ તેના પ્રવાહની સાથે રહી શકે છે.

મેં બ્રહ્મકુંડમાં ડૂબકી મારીને ખંખોળિયું ખાધું. શરીરે ટાઢ ચડી ગઈ–વૈશાખ મહિનો હોવા છતાં! પણ એકવાર નાહ્યા પછી ચડેલી ટાઢ ઝટ ઊતરી જાય છે. એટલે કુંડના એક છેડાની બીજા છેડા સુધીના વીસ પચીસ ફીટના ગંગાની નહેર જેવા પ્રવાહને તરી પણ ગયો. ગંગાને નહિ તો તેની નહેરને પાર કરી એ પણ એક સંતોષની વાત ગણાય.

સ્નાન પૂરું કર્યા પછી ગુરુકુળ–કાંગડી જોવાનું મન થયું. આથી એક ટાંગો કરીને ત્યાં ગયો. આ સંસ્થા હરદ્વારથી ત્રણેક માઈલ દૂર છે. વચ્ચે કનખલ આવે છે. તેમાં પુરાણાં મંદિરોમાં દક્ષપ્રજાપતિનું સ્થાન વિશેષ પ્રસિદ્ધ છે. કનખલથી ગંગાપ્રવાહ જરા દૂર છે. યજમાનોને આચમન–સંકલ્પ કરાવવા ગંગાજળ જોઈએ તેથી પંડાઓની વિનંતી ઉપરથી સરકારે એક નીક ખોદી દીધી છે. આમાંથી યાત્રાળુઓ આચમન કરે છે. કનખલનું પુરાણકાળમાં મહાત્મ્ય હતું. દક્ષ પ્રજાપતિએ અહીં યજ્ઞ કરેલો અને અહીં સતીએ અપમાન સહન ન થવાથી દેહોત્સર્ગ કરેલો તેના ફળસ્વરૂપે અહી જ વીરભદ્રે નંદી આદિ ગણોની સહાયથી યજ્ઞધ્વંસ કરેલો એમ પુરાણમા વાંચીએ છીએ. કાલિદાસ મેઘદૂતમાં તેનો ઉલ્લેખ કરતા કહે છે:—

તસ્માદ્ ગચ્છેः અનુ કનખલં શૈલરાજાવતીર્ણાં
જહ્નોઃ કન્યાં સગરતનયસ્વર્ગ સોપાન પંક્તિમ્।

[પછી તું શૈનરાજ હિમાલયમાંથી નીકળેલી અને સગરના (સાઠ હજાર) પુત્રોની (ભસ્મને સ્પર્શ વડે પાવન કરીને) સ્વર્ગની નિસરણીના પગથિયારૂપ બનેલી જાહ્નવી (જહ્નુની કન્યા) આગળ કનખલ સમીપ જજે.]

ગુરુકુળ ગ્રીષ્માવકાશ (મે વેકેશન) ને કારણે બંધ હતું. છાત્રો અને શિક્ષકો પહાડના પર્યટને ચાલ્યા ગયા હતા. આથી અધ્યયન–અધ્યાપનની પ્રવૃત્તિ જોવાય તેમ ન હતું. તેના મકાનો અને તેની ચારે બાજુએ આવેલી દીવાલ જોઈને મને સાબરમતી જેલનું સ્મરણ થયું. બરાબર આવો જ કોટ અને અંદર આવો જ વિસ્તાર છે. કોટમાં આવેલા વિસ્તાર નો અરધો ભાગ આંબાવાડિયાથી અને ખાલી જગાથી રોકાયો છે. બાકીના અરધા ભાગમ જુદાં જુદાં મકાનો છે - તેમાં વિદ્યાલય, મહાવિદ્યાલય, રંગભવન, પ્રદર્શન, છાત્રાવાસ અને અધ્યાપક નિવાસ મુખ્ય છે. અધ્યાપન પ્રવૃત્તિ

બંધ હોવાથી કેવળ પ્રદર્શન જ દર્શનીય રહ્યું હતું. તેમાં વિદ્યાર્થીઓનો પરિશ્રમ દેખાઈ આવતો હતો. ભારતીય ઈતિહાસના અને સંસ્કૃતિના આલેખો તથા નકશાઓ ત્યાં દોરેલા હતા. માટીકામ હતું. ભારતીય મહાપુરુષોનાં તથા ભારતના પ્રત્યેક રાજ્યનાં મનુષ્યોનાં પૂતળાંઓ તેમાં હતાં. પ્રાદેશિક લાક્ષણિક ચહેરાઓ બનાવવામાં ઠીક કાળજી લેવાઈ લાગી. ઉપરાંત ગુરુકુળના વિકાસનો ઈતિહાસ છબિઓમાં દર્શાવાયો હતો. ઈતિહાસદષ્ટિ સારી હતી. ફરામ કામમાં (ફ્રેઈમવર્ક) કરકસર હતી. ગુરુકુળ હોય એટલે સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ તો વારસામાં જ હોય. સંસ્કૃત સાહિત્યનો અને વિશેષે વેદનો અભ્યાસ એ તો ગુરુકુળની વિશિષ્ટતા ગણાય છે. કોઈક રસિયા કવિ–ચિત્રકારને સંસ્કૃત સાહિત્યમાં આવેલાં પક્ષીઓનાં ચિત્રો દોરવાની સ્ફુરણા થઈ હશે. તેને લીધે આવાં પક્ષીઓમાં કોકિલ, મયૂર, પારાવત, હંસ, કારંડવ, ચક્રવાક, ચાતક, સારસ, ટિટ્ટિભ, શ્યેન, ગરુડ, વગેરે વિવિધ સ્થળચર, જળચર અને નભચર પક્ષીઓના રંગીન ચિત્રોની નીચે તેમને ઉલ્લેખતી સંસ્કૃત કાવ્યપંક્તિઓ ટાંકવામાં આવી હતી.

પ્રદર્શન જોઈને દરવાજે આવ્યો, ગાડીવાને દરવાનનું માન રાખીને ગાડી ઊભી રાખી. અહીં પ્રેક્ષક તરીકેના હસ્તાક્ષર આપ્યા. આયુર્વેદીય ઔષધિઓ વેચાતી હતી. સંસ્થાને દાન આપવાની ઇચ્છા હોય તેની આગળ દાનપેટી ધરાય છે અને પ્રેક્ષકો યથાશક્તિ સહાયતા આપે છે.

હરદ્વાર પાછા આવીને સાંજે યાત્રાને લગતો થોડો સામાન ખરીદ્યો–ખાસ કરીને લોઢાની અણીદાર ખોભળવાળી વાંસની લાકડી. આ લાકડી પહાડ ચડતાં–ઊતરતાં ઠીક કામ આપે છે.

હું એક સંઘમાં હતો. એટલે રાત્રે યાત્રીઓનો સામાન તોળનાર નેપાળી મજૂરોનો મુકાદમ, અમારી પાસે આવ્યો. એક મણ સુધીનો સામાન સાથે લેવાનો હોવાથી બિસ્તરો, ગરમ કપડાં અને અત્યાવશ્યક વસ્તુઓ રાખીને બીજો સામાન ગુજરાતભવનમાં ટ્રંકમાં મૂકીને ઉપર નામની ચિઠ્ઠી ચોડી દીધી.

બીજે દિવસે સાત વાગે મોટરબસમાં ગુજરાતભવનથી સંઘ ઊપડ્યો. દોઢેક કલાકનો રસ્તો હશે. હિમાલયની તળેટીનાં જંગલોમાથી કાઢેલી સડક ઉપર મોટર દોડતી હતી. વચ્ચે એક પ્રસિદ્ધ મંદિરની આગળ દર્શનાર્થે બસ ઊભી રહે છે. હૃષીકેશમાં કોઈ મંદિરમાં ઊતારો હતો. નામ તો ભૂલી ગયો છું. ત્યા સામાન મૂકીને તરત બસ લક્ષ્મણઝૂલા જવા ઉપડી. લક્ષ્મણજીએ અહીં તપશ્ચર્યા કરી હોવાથી તેમનું મંદિર છે અને નજીકમાં ગંગાને પાર કરવાનો લોખંડી દોરડાંનો પૂલ છે તેને લક્ષ્મણઝૂલા કહે છે.

મંદિરથી તે લક્ષ્મણઝૂલા સુધીમાં રક્તપિત્તિયાઓની એક મોટી એવી ભિક્ષુકટુકડી જોઈ. શણિયાની નાનકડી ઘોલકીમાં માંડ એક માણસ બેસી શકે એટલી જગ્યા હોય છે તેમાં વિરૂપ, વિકૃત માનવદેહની દુરવસ્થા જોઈને કમકમા આવી ગયા. કોઈનાં હાથનાં આંગળાં ખરી ગયાં હતાં તો કોઈના પગનાં. કોઈનું નાક ખવાઈ ગયેલું તો કોઈના બંને હોઠ ખરી ગયા હતા. કોઈના મુખ ઉપર સર્વત્ર ચાંદાં જ હતા! કોઈ કોઈનો તો અવાજ પણ બેસી ગયો હતો. શહેરોના ભિખારીઓની જેમ મળેલા પૈસા છુપાવીને દરિદ્રતાને પ્રકટ કરતાં તેમને આવડતુ ન હતું. તેથી જેટલા મળ્યા હોય તેટલા પૈસા ગુણપાટ ઉપર દેખાતા હતા. કોઈકે એવી પણ ટીકા કરી કે સરકાર તરફથી દૂર એકાંતવાસમાં આ વસાહત ચલાવવામા આવે છે અને તેમને ખાવાપીવાનું આપીને ભીખના પૈસા સરકાર લઈ લે છે. મને તેમાં કાંઈ વજૂદ ન લાગ્યું.

લક્ષ્મણઝૂલા એ વડોદરાના કમાટીબાગના પૂલનુ અતિકાય સ્વરૂપ જેવો છે સહેજ આગળ વધતા પૂલ હલે છે અને પડવાની જરા ય સભાવના ન હોવા છતા સાવચેતી રખાઈ જાય છે કહે છે કે જૂના જમાનામા આ લોખડી પૂલ ન હતો ત્યારે તો બે જાડા રાઢવા સામ સામે કાઠે આડ કે પથ્થર સાથે બાધીને તેમા એક શીકુ લટકતુ તેમા યાત્રીઓ બેસતા અને સામે કિનારેથી દોરડા વડે તે શીકાને ખેચવામા આવતુ. આમા કેટલો સમય જતો હશે! જોખમ કેવુ હશે! દોરડા જૂના થયા હોય અને લસારો થતા તૂટતા અકસ્માત કદી નહિ થયા હોય? અને છતા ય યાત્રાઓ કદી અટકી છે? આવા શીકાના પૂલ અનેક સ્થળે આવતા હશે ત્યારે જીવને મૂઠીમા લઈને જનારા જ યાત્રા કરતા હશે અને કદાચ કોઈ લોકો અર્ધેથી જ યાત્રા પૂર્ણ ગણીને પાછા ફરતા હશે! વળી તે કાળે આજના જેવા સીધા સપાટ રસ્તાઓ, અને અન્ય સગવડો શાની હોય? પ્રાચીનયુગની હિમાલયયાત્રાના પ્રમાણમા આજની યાત્રાઓ કેવળ બાદશાહી જ ગણાય!

લક્ષ્મણઝૂલા ઉપર શારીરિક અને માનસિક કપ અનુભવતા સામે તીર પહોચ્યો અહીથી ઉત્તરમા યાત્રામાર્ગ શરૂ થાય છે પણ હૃષીકેશને સામે તીરે આવેલા ધર્મસ્થાનો જોવાના હોવાથી અમે દક્ષિણમા પ્રવાહ સાથે કિનારે ચાલ્યા દસેક વાગ્યા હશે પહાડ તપવો શરૂ થયો હતો અહીથી બે માઈલ દૂર સ્વર્ગાશ્રમ, ગીતાભવન અને પરમાર્થનિકેતનના સ્થળો જોવાના હતા રસ્તાની બને બાજુ વૃક્ષોનો છયડો હતો તેમા હિમાલયની પ્રથમ પગપાળા યાત્રા અનુભવી. જેવા ભાવો રેલગાડીમાથી હિમાલયની ટેકરીઓ જોતા થતા હતા તેવા જ ભાવો વધારે ઘનતાથી ઉછળવા લાગ્યા આ જ પુરાણપ્રસિદ્ધ હિમાલય! અહી જ હજારો મુમુક્ષુઓ યુગોથી પવિત્રભાવપૂર્વક વિહરે છે, મુમુક્ષાનો જેનામા ઉદય થયો છે તેવા જીવોથી માડીને સિદ્ધ થયેલા મહાત્માઓ સુધીના કેટકેટલા આ માર્ગે ચાલ્યા હશે! અને આવા સિદ્ધો પણ બે પાચ નહિ પણ સેકડો કે હજારો અહીથી પસાર થયા હશે! નાહ તો ચિત્ત એકાએક કેમ અવર્ણ્ય ભાવદશા અનુભવે! તેમણે જગતકલ્યાણ અર્થે કરેલાં ચિન્તનોનાં આદોલનો આ રેડિયોના જમાનામા પણ વીજળીની ગતિએ હિમાલયમા જાણે ઘૂમે છે અને ઇચ્છા હોય તેઓ તેમને અનુભવે છે! એ જ પાવિત્ર્ય! એ જ શાતિ! એ કયાથી આવે છે?

આવી ચિત્તાવસ્થામા સ્વર્ગાશ્રમની નજીક આવતા એક સૂચના વાચી કે મુખ્ય માર્ગ છોડીને કેડીએ જવુ નહિ આનો અર્થ મને એમ સૂઝયો કે કેડીને મૂકીને મુખ્ય માર્ગે ચાલવુ નહિ એટલે મે કેડી પસદ કરી કારણ કે મારે હિમાલય જોવો હતો પરિણામે ટૂકે રસ્તે હુ વહેલો ગીતાભવન પહોચ્યો અને વચ્ચેનુ સ્વર્ગાશ્રમ કપાઈ ગયુ

ગીતાભવન એ અમદાવાદના ગીતા મદિરની વિરાટ સવર્ધિત આવૃત્તિ જેવુ કદાચ હશે દીવાલો પર ગીતાના જુદા જુદા શ્લોકોના વિવરણાત્મક ચિત્રો છે ગોરખપુરના ગીતા પ્રેસના બધા ધાર્મિક પ્રકાશનો ત્યા મળે છે અનેક મારવાડી સત્સગીઓ દિવસો સુધી ત્યા રહે છે તેમને માટે રસોડા ચાલે છે મોટા બેઠા ઘાટના આલીશાન મહાલય જેવો તેનો દેખાવ છે તેના પ્રવેશદ્વાર પર જ સૂચના છે કે આ (જાહેર) ધર્મશાળા નથી પણ સત્સગીઓએ પોતાને માટે બધાવેલુ સત્સગભવન છે એક સાથે સેકડો માણસો તેમા રહી શકે તેવી વ્યવસ્થા છે. સવાર બપોર અને સાજ ત્યા મહાત્માઓના પ્રવચનો થાય છે હૃષીકેશથી આ તીરે આવવા માટે મફત નાવ ચાલે છે અને ભીડના સમયમા બીજી નાવો પણ ભાડે

ફરે છે. સમગ્ર વ્યવસ્થાતંત્ર જયદયાલ ગોયંકા અને અન્ય મારવાડી સજ્જનોનું છે.

અહીંથી નીકળીને પરમાર્થનિકેતનમાં ગયો. આ સંસ્થા સ્વામી શુકદેવાનંદજીની છે. તેમાં પણ ગીતાભવનની જેવી જ બાંધણી અને રચના છે. વધારામાં એક ઘંટાઘર (ટાવર) છે. અહીં પણ સંસારીઓ અને સાધુઓ સત્સંગ માટે રહે છે. પરમાર્થનિકેતનમાં સ્વામી અખંડાનંદજી તથા શુકદેવાનંદજીનાં દર્શન કર્યાં. હિમાલયમાં પહાડ બહુ તપતા હોવાથી આ મહાત્માઓ ઊનાળામાં ચણેલાં પાકાં ભોંયરામાં બપોરવેળાએ રહે છે.

ધર્મસ્થાનો જોઈને નાવમાં બેસીને હૃષીકેશ આવવા નીકળ્યા. ગંગાનો પટ અહીં ઠીક પહોળો છે. નાવની બંને બાજુએ લોટની ગોળી ખાવાની લાલચે મોટાં મોટાં માછલાંઓ તરતાં ચાલ્યા આવતાં હતાં. આંખના સર્જન ડૉ. શિવાનંદના આશ્રમને ઘાટે નાવ ઊતરી. બપોરે બધું સૂમસામ હતું તેથી મકાનો જોતા જોતા બસમાં બેઠા અને ઉતારે આવ્યા. રસ્તામાં જોયું કે એક ગુજરાતી પતિપત્ની એવા ધોમ ધખતા તડકામાં પગે ચાલતાં જતાં હતાં. પુરુષે ખંભે બિસ્તરો નાખેલો. સ્ત્રીને કેડે અઢી વરસનું બાળક હતું. એવા તડકામાં બાળક નીરાંતે ઊંઘતું હતું. બંનેની ગતિ થાકેલાંની હતી. સાધનસંપન્ન લોકો બિસ્તરા નેપાળી મજૂરો પાસે ઉપડાવે છે. પણ આવા દરિદ્ર યાત્રિકોની તિતિક્ષા જોઈએ માથું નમી જાય છે. કેવળ શ્રદ્ધા સિવાય જેની પાસે બીજું ધન નથી! એવા હજારો યાત્રીઓ માકડાંનાં માથાં ફાડે એવા તડકામાં અને શીંગડું ફરી મૂકે એવી ટાઢમાં આવી કપરી યાત્રાઓ પ્રતિવર્ષ પૂરી કરે છે! ત્યાગ, તિતિક્ષા, તપ, શ્રદ્ધા, નમ્રતા જોવાં હોય તો હિમાલયની યાત્રામા તે જોવા મળે છે. (ક્રમશઃ)

## પ્રેમનું સોનું

રવિદાસ ચમાર ધૂળ વાળતો. ભર્યો ભર્યો રસ્તો એની આગળ ખાલીખમ બની જતો. રસ્તે જનારાં લોક એને ન અડી જવાય એવી રીતે ચાલતાં.

ગુરુ રામાનંદ પ્રાતઃસ્નાન પતાવીને દેવમંદિરને રસ્તે જતા હતા, ત્યાં દૂરથી ધૂળમાં માથું ઢાળીને રવિદાસે પ્રણામ કર્યાં.

રામાનંદે પૂછ્યું, 'ભાઈ કોણ છે તું!'

ઉત્તર મળ્યો, 'હું તો છું કોરી ધૂળ, પ્રભુ! ને તમે છો આકાશી મેઘ. એમાં જો પ્રેમની ધારા છૂટે તો મૂગી આ ધૂળમાંથી ઊઠે રંગબેરંગી ફૂલોનાં ગીત.'

રામાનંદે તેને છાતીએ ચાંપ્યો ને તેને દીધો પ્રેમ. એટલે રવિદાસના પ્રાણના કુંજવનમાં વસંતના ગીતની હવા લાગી.

ચિતોડની રાણી. ઝાલી હતું તેનું નામ. તેને કાને એ ગીત પહોંચ્યું. તેનું મન ઉદાસ થઈ ગયું. કામકાજ કરતાં પણ કોઈકોઈ વાર તેની બંને આંખોમાંથી પાણી વહેતાં, કોણ જાણે તેનું મન ક્યાંય ઊડતું આવ્યું.

રવિદાસ ચમાર પાસે રાજરાણીએ હરિપ્રેમની દીક્ષા લીધી.

રાજમહેલના વૃદ્ધ પુરોહિત સ્મૃતિશિરોમણિએ રાણી પર ધિક્કાર વરસાવ્યો: 'ધિક્! મહારાણી, ધિક્! રવિદાસ જેવો અંત્યજ, જે રસ્તેરસ્તે ફરીને ધૂળ વાળે છે, તેને તમે ગુરુ કરી પ્રણામ કર્યાં? તમારા રાજ્યમાં બ્રાહ્મણનું નાક કપાયું.'

રાણી કહે, 'મહારાજ, હવે સાંભળો. આચારના વિધિ ને નિયમોની હજાર હજાર ગાંઠો વાળ્યાથી રાત-દિવસ માત્ર બંધન જ સખત થાય. પ્રેમનું સોનું એમાંથી કોણ જાણે ક્યારે સરી પડ્યું તેની કાંઈ ખબરેય ન પડી,

'મારા ધૂળિયા ગુરુ મને ધૂળમાંથી જ ક્યાંક મળી આવ્યા અર્થહીણા બંધનના અભિમાનમાં, મહારાજ, તમે તો એ ગાંઠ જેવા સખત જ બનીને રહો, મેં તો સોનાથી કંગાળ ધૂળનું દાન માથે લીધું છે.'

રવીન્દ્રનાથ ઠાકુર

અનુ. વિનોદ કોઠારી (લિપિકા)

## મંદિરનો દીવો

નવા જ નિમાયલા મંદિરના પૂજારીઓમાં એક નાનીસરખી વાતપર વિવાદ થયો. ભગવાનને ઘીનો દીવો કરવો કે તેલનો તે વિશે ચર્ચા ચાલી ને તેણે તકરારનું સ્વરૂપ ધારણ કર્યું. વાત વહેતી વહેતી મંદિરના મહંત પાસે પહોંચી.

મહંતે કહ્યું: 'એમાં વિવાદ કે તકરારનું કારણ જ ક્યાં છે? બધે જે ચાલે છે તે આપણે ત્યાં પણ થવું જોઈએ. દીવો ઘીનો જ થવો જોઈએ. ઘીથી હવા પણ શુદ્ધ થાય છે.'

તે રાતે પૂજારીઓ ને મહંતને સ્વપ્નુ આવ્યું. તેમા તેમને કોઈ પ્રેમાળ સંતના રૂપમાં પ્રભુનું દર્શન થયું. તે રૂપમાં પ્રભુએ તેમને કહ્યું: 'ભાઈઓ, મારે ઘી કે તેલનો નહિ પણ પ્રેમનો દીવો જોઈએ છે. પ્રેમનો દીવો કરીને તમે મારી સાચી પૂજા કરો એમ ઈચ્છું છુ.'

પણ પૂજારી ને મહંત પરાપૂર્વથી ચાલતી આવેલી પરિપાટીનો ત્યાગ કરવા તૈયાર નહતા.

## શ્રીમંતનું દાન

દાન આપવાની ઇચ્છાવાળા શ્રીમંતે શહેરના એકાંત ઉદ્યાનમાં એક સાધુને જોયો, ને તેને દાનનો અધિકારી માની ધન ને વસ્ત્રનો ભંડાર તેની આગળ ઠાલવવા માંડયો.

પણ સાધુએ તે લેવાની ના પાડી 'પ્રભુના દરબારમાં મને કોઈ વાતની ખોટ નથી' તેણે ઉત્તર આપ્યો 'મારા દયાળુ દીનબંધુના દરબારમાં કોઈ વસ્તુની ખોટ નથી.'

ફાટયાં તૂટયાં વસ્ત્રોમાં વીંટાયલાં મજૂર-દંપતીને દાનનાં અધિકારી માનીને તે પછી તે શ્રીમંત તેમની પાસે ઊભો રહ્યો, ને તેમને દાન લેવા કહેવા લાગ્યો. પણ તેના આશ્ચર્ય વચ્ચે તેમણે પણ ના પાડી. 'મજૂરી કરવાની શક્તિ છે. ત્યાં સુધી અમને કોઈ વાતની ખોટ નથી.' તેમણે ખુલાસો કર્યો: 'આજે શ્રમનો રોટલો રળવાની હિંમત છે, ને કાલની ચિંતા નથી: પ્રભુ પર શ્રદ્ધા છે એટલે કાલની ચિંતા નથી.'

ત્યારે તે શ્રીમંતને ખરેખર મૂંઝવણ થઈ. વધારે પડતું ધન એકઠું કરવા ને તેનો ઉપયોગ નહિ કરી શકવા માટે તેને વિષાદ થયો.

પણ એટલીવારમાં એની મૂંઝવણ ટળી ગઈ. એક મોટા મંદિરના મુખિયાની તેને મુલાકાત થઈ ગઈ. તેણે કહ્યું: 'ભગવાનનો ભંડાર તમારે માટે ઉઘાડો છે. તેમાં યથાશક્તિ દાન કરવાથી તમે સુખી થશો ને સદ્ગતિની પ્રાપ્તિ કરશો. ને બીજા દાન ઉપરાંત પચાસેક હજારના ભગવાનના મુકુટ માટે તેણે ભિક્ષા માગી! મંદિરમા વિરાજેલી ભગવાનની મૂર્તિ એ જોઇને ત્યાણે ઠરી રહી.

## સુધારણા—પોતાની ને બીજાની

બે યુવાનોએ એક દિવસ મારી મુલાકાત લીધી. તે કહેવા માંડયા: 'અમારે પૃથ્વીને પલટાવી દેવી છે. સમાજને સુધારવો છે. તે માટે શું કરવું કહી બતાવો. અમે આખી દુનિયાને ઉંચી કરવા માગીએ છીએ.'

મેં તેમની પાસે મધનું એક ટીપુ પાડયું. થોડીવારમાં ત્યાં કીડીની કતાર જામી ગઈ. તે જોઈને તેમને કહ્યુ: 'તમે શું જોયું?'

'મધનો સ્વાદ લેવા કીડીઓ ટોળે વળી છે' તેમણે ઉત્તર આપ્યો.

'એમાં તમારે માટે શિક્ષા સમાયેલી છે.' મેં તેમને ખુલાસો કર્યો: 'બીજાને સુધારવા માટે પહેલાં તમારો સુધાર કરો: તમારી કાયાપલટ કરો: તમે મધુમય બનો: એટલે માર્ગની મુશ્કેલી નહિ નડે: મધ તૈયાર થતાં કીડીઓ આપોઆપ આવી પહોંચશે.'

પછી હું તેમને પાસેના સરોવરમાં ખીલેલાં કમળ પાસે લઇ ગયો, ને તેમાં બેઠેલ ભ્રમરને બતા-

લીને એજ વાતનું સ્પષ્ટીકરણ કરતાં કહેવા માંડ્યો: 'તમારી તૈયારી થતાં સેવાની ચિંતા નહિ કરવી પડે. સેવા અમારી દ્વારા આપોઆપ થશે.'

તે સમજી ગયા.

## સાચો શ્રીમંત

દૂર દેશના ડાહ્યા રાજાએ એક વાર જાહેર કર્યું કે મારા રાજ્યમાં જે સૌથી શ્રેષ્ઠ શ્રીમંત હશે તેને માન આપવામાં આવશે.

દેશના ખૂણેખૂણેથી એ જાણીને શ્રીમંતો ભેગા થયા. જેમના પર લક્ષ્મીની કૃપા હતી. ને ભાગ્યની અનુકૂળતાથી જે સર્વ પ્રકારની સંપત્તિના સ્વામી થયા હતા, તે રાજાને હાથે માન મેળવવાની મહેચ્છાથી રાજમંદિરમાં એકઠા થયા. જાણે કે મોટો મેળો જામ્યો. કોઈ મોટા પેટવાળા તો કોઈ મોટી ગરદનવાળા, શરાફો ને શ્રીમંતોનો તેમાં પાર ન હતો.

રાજાએ સૌનો સત્કાર કર્યો ને સૌને યોગ્ય સ્થાન સુપ્રત કર્યું. તે પછી નક્કી કરેલા સમયે તે મંત્રીની સાથે શ્રેષ્ઠ ધનવાનની પસંદગી કરવા નીકળ્યો. સભામાં બધે ફરી વળ્યો. પણ તેને કોઈ પસંદ ના પડ્યું. સભાસ્થાનમાં દરવાજા પાસે એક સાદા ને સફેદ વસ્ત્રોમા સજ્જ ખેડૂત ઊભો હતો. ખેતરમાં જતાં તે કુતૂહલવશ સભાને જોવા આવ્યો હતો. રાજાએ તેને પસંદ કર્યો ને તેને બહુમાનનો અધિકારી માન્યો, ત્યારે બધાને નવાઈ લાગી. પણ રાજાએ કહ્યું: 'મારા નિર્ણયને નવાઈની નજરે જોવાની જરૂર નથી. સાચી શ્રીમંતાઈ ધનમાં નહિ પણ હૃદયમાં ને બાહુના બળમા વસે છે. શરાફ નહિ પણ આ સાદો ને નિર્દોષ ખેડૂત મારા રાજ્યનો સાચો શ્રીમંત છે. શ્રીમંતોનો પ્રતિનિધિ છે.

## સૌન્દર્ય ને મોહ.

પૂનમની રાતે પોયણી જેવા રૂપાળાં શરીરવાળી તે સુકુમારી સરિતાના તટપર બેઠી હતી. સખીઓથી છૂટી પડેલી, સમાધિમાં ડૂબેલી કે વિચારમગ્ન બનેલી હોય તેવી તે દેખાતી હતી. ઘૂંટણપર માથું મૂકીને બેઠેલી એ સુકુમારી રૂપરૂપના અંબાર જેવી દેખાતી હતી.

તેને જોઈને એક યુવાનને મોહ થયો. તે તેની પાસે ગયો ને બોલ્યો: 'કુમારી, આમ એકલવાયી બનીને તું શું વિચારે છે? મારા તરફ જો તો ખરી; તને જોવા ને તારી સાથે પ્રેમથી વાત કરવા આતુર છું. તને જોઈને હું મોહિત થયો છું.'

કુમારીએ કહ્યું: 'મને જોઈને તમે મોહિત થયા છો પણ હું તો શરીરની નહિ પણ આત્માની ઉપાસિકા છું રૂપ નહિ પણ ગુણની પૂજારિણી છું. માનવમાં પ્રભુને જોવા ટેવાયલી છું. મારી સાથે તમને કેમ ગમશે?'

પુરુષે હવે પ્રેમાતુર બનીને બોલવા માંડ્યું: 'હુ પણ ગુણનો પૂજારી છું. આત્માનો ઉપાસક છું: ને સત્ય, શિવ ને સુંદરનો આરાધક છુ તું રૂપની નહિ પણ ગુણની મૂર્તિ છે. માટે સાચા અર્થમાં સુંદર છે. વળી વિવેકી છે. માટે જ હું તને પસંદ કરું છું. તારું મુખ જોવા ને તારી આંખમા આખ મીલાવવા હું આતુર છું; છતા તું નીચું ઘાલીને કેમ બેઠી છે?

'કેમકે મારું શ્રીમુખ જોઈને કેટલાય યુવાનોનો મોહ મરી ગયો છે. તમારું પણ એમ થશે એવો મને ભય રહે છે, માટે રસ્તે પડો, આ પ્રેમાલાપ રહેવા દો, એમ પ્રાર્થું છું.'

યુવાને કહ્યું: 'હું એવો કાચી માટીનો કે ચંચળ નથી. હવે મને વધારે તલસાવવો ઠીક નથી.'

છેવટે એ સુકુમારીએ ઊચું જોયું. યુવાનને આનંદ થયો. પણ બીજી જ પળે તે અરે, આટલી બધી બેડોળ!' કહીને બેહોશ જેવો બનીને નાસવા માંડ્યો. કુમારીનું મુખ અત્યંત મનોહર હતું, પણ તેને નાક ન હતું!

કુમારીએ હસતાં હસતાં ઊઠીને ચાલવા માંડ્યું.

વળી હજારો માણસોને એક દિવસમાં જમાડ્યાં તેમાં શું દહાડો વળ્યો? આવા વિવેક-રહિત પરોપકારથી માત્ર સંભાવિત ભિખારી-ઓની સંખ્યા વધે છે. હિંદુસ્તાનમાં આ સર્વ દૈન્ય અને દારિદ્ર શાથી વધ્યાં છે? દેશ, કાળ અને સત્પાત્રનો વિચાર કર્યા વિના આપેલા દાનથી, એક ફ્રેંચ ગ્રંથકારે લખ્યું છે કે લોકોના દુઃખનું નિવારણ કરવાના ઉદ્દેશથી કરવામાં આવેલા દાનથી ઊલટાં અધોઅધ દુઃખ નવાં પેદા થાય છે. પણ તે દાનથી ઉત્પન્ન થયેલાં દુઃખોમાંથી અર્ધાં દુઃખોનું પણ નિવારણ તેનાથી થઈ શકતું નથી, દાનની કિંમત એકલા હેતુથી નહિ પણ તેના પરિણામથી આંકવાની છે. એક ટકટકખોર આળપુ ભિખારીને એક પૈસો આપીને કોઈ યાત્રાળુ એમ માને કે પર-લોકમાં આપણને એનો બદલો મળશે તો ભલે તેમ માને; બાકી તો ખુલ્લું જ સમજાય છે કે એ પૈસાએ જગતને તો નુકસાન જ કર્યું છે.

* * *

આપણે યોગ્ય પ્રકારનો જ યજ્ઞ કરવો જોઈએ. અર્થાત દીન કિંવા અનાથ માણસોની સેવા તથા રક્ષણ કરવું જોઈએ, અને તે કાર્ય એવી રીતે કરવું જોઈએ કે તેનો મૂળ ઉદ્દેશ કાપી વળી ન જાય. સર્વ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે, કોઈ માણસને તમે એક દિવસ જમાડશો તો પણ બીજે દિવસે તો અવશ્ય તેને ભૂખ લાગશે જ. પરંતુ જો તમે તેને એકાદ હુન્નર શિખવશો તો તેને આખી જિંદગીનો ખોરાક પૂરો પાડવાનું પુણ્ય તમને પ્રાપ્ત થશે. તમે તેને જે જ્ઞાન આપો તે એવા પ્રકારનું હોવું જોઈએ કે જેથી તેના જન્મનું સાર્થક્ય થાય. ભિખારી રહેવા કરતાં તો જોડા સીવવા જેવો એકાદ ધંધો કરવો વધારે મહત્ત્વનો છે.

* * *

પ્રિય દેશબાંધવો! આપણા પ્રાચીન ઋષિ-ઓએ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પાણી, તેજ, સમીર, વિદ્યુત, મેઘગર્જના આદિ સર્વની અંદર જે એક સત્ ઈશ્વરનું દર્શન કર્યું હતું તે પ્રમાણે તેમ ન કરો એમ 'રામ' તમને કહેતો નથી. ઈશ્વરને સૃષ્ટિમાં પ્રકૃતિરૂપે ભલે જુઓ, પણ એથી યે જરા સૂક્ષ્મ દૃષ્ટિ કરવી જોઈએ. પ્રયોગશાળામાં અને શાસ્ત્રાધ્યયન શાળામાં પણ ઈશ્વરને જોવો જોઈએ. રાસાયનિક પ્રયોગની મેજને યજ્ઞની વેદી જેટલી જ પવિત્ર માનવી જોઈએ પુરાતન યજ્ઞયાગાદિના અગ્નિનો પુનરુદ્ધાર હવે તમે કરી શકશો નહિ; પરંતુ તે પ્રાચીન કાળના પ્રેમ આદર, ભક્તિ આદિનો ઉદ્ધાર તમે કરી શકશો. તેમ કરીને જે વસ્તુઓ આજે તમારાં કર્તવ્ય કર્મો થઈ ને બેઠી છે તેના પર તેમનો પ્રકાશ પડવા દો. અમાસિઅ કહે છે કે "સૃષ્ટિનું નિરીક્ષણ કરવું તે ઈશ્વરના વિચારોનો પુનઃ વિચાર કરવા સમાન નથી? તમારાં સર્વ કર્મોમાં પવિત્રતા પ્રવર્તેલી હોવી જોઈએ. હવે મારે યજ્ઞનો અગ્નિ સળગાવવાની જરૂર ન હોવાથી લુહારની ભઠ્ઠીમાંનો અગ્નિ મારે મન તેટલો જ પવિત્ર છે." પ્રિયબંધુ! ખેડૂતના ખટારાને ઇંદ્રનો રથ બનાવી દેવામાં માત્ર 'રામ'ની દૃષ્ટિની જ જરૂર છે. આ ઈશ્વરી દૃષ્ટિ પ્રાપ્ત કરવામાં જ યજ્ઞનું ખરું રહસ્ય સમાયું છે.

* * *

યજ્ઞ, તીર્થ મેળા, દેવમંદિર, ન્યાયમંદિર, ભોજનગૃહ, વિવાહસમારંભ, શ્મશાનયાત્રા, સભા, સમાજ, વાર્ષિકોત્સવ, આધુનિક પરિષદો, રાષ્ટ્રીય મહાસભાની બેઠકો, આ સર્વે હિંદુસ્તાનના લોકોને એકત્ર મળવાના અને એકતા વધારવાના પ્રસંગો છે. પાશ્ચાત્ય દેશોમાં ખ્રિસ્તી દેવાલયો, હોટેલો, પ્રદર્શનો, પ્રવાસસ્થાનો, વિશ્વવિદ્યાલયો, સાર્વજનિક વ્યાખ્યાનો, કલબો અને રાજકીય સંમેલનો આદિના યોગથી લોકોનો સંભુમેળો જામે છે. જે સંસ્થામાં

પ્રેમયુક્ત સાત્વિકભાવ વિદ્યમાન હોય છે તે જ સંસ્થા વિશેષ કરીને ઐકયવર્ધક હોય છે અને આથી સંસ્થામાં જ ઐકયરૂપી વૃક્ષને પ્રેમરૂપી વૃક્ષનું સિંચન થવાથી તે વૃદ્ધિગત થાય છે. જ્યાં અંતઃકરણની એકતા થાય છે ત્યાં જ ચિરસ્થાયી ઐકયની ઉત્પત્તિ થાય છે. માત્ર દેહનું જ સામીપ્ય થવાથી જાણવા જેવું ફળ મળતું નથી. તેથી તો ઉલટો મત્સર વધે છે.

* * *

આપણા મિત્રો અથવા આપણા અનુયાયીઓ હંમેશાં આપણી પાસે જ રહે એવી આપણી ઈચ્છા અથવા આવશ્યકતા હોતી નથી. સર્વ ચૈતન્યના ઉત્પત્તિસ્થાન અને શાશ્વત ઝરારૂપી આત્માની જેટલે નજીક આપણે હઈશું તેટલા અધિક મિત્રો આપણને મળશે. વીરો નામનો છોડ પાણીની નજીક જ ઊગે છે; અને પાણીની તરફ જ પોતાનાં મૂળિયાં ફેલાવે છે, આથી તેની આસપાસ તે જ જાતના બીજા પુષ્કળ છોડવાઓ આપોઆપ ઊગી નીકળે છે. આ પ્રમાણે આપણે પણ શાશ્વત ઝરા (આત્મા) ની નજીક જ રહેવું જોઈએ કે જેથી આપણી આસપાસ પણ સમાનશીલ પુષ્કળ મનુષ્યો ઉપસ્થિત થશે. માત્ર પ્રથમ તમારે જ સત્યના ઝરાની સંનિધિમાં ઊભા રહેવું જોઈએ.

* * *

સ્ત્રીઓ, બાળકો અને મજૂરવર્ગની કેળવણી પ્રત્યે બેદરકારી રાખવી એ તો જે શાખા પર આપણો આધાર હોય તે જ શાખાને કાપી નાખવા સમાન છે, એટલું જ નહિ પણ, ખુદ પ્રજારૂપી વૃક્ષના મૂળમાં જ ઘા કરવા સમાન છે.

* * *

વીસમા શતકના ઋષિકુમારો ! મનુષ્યદેહ કેવળ કાળને આધીન નથી, પરંતુ દેહને પણ આધીન છે. કાળની દૃષ્ટિથી જોતાં તમે હિમાલયમાં રહેતા ઋષિઓના ખુદ વંશજ હશો પરંતુ સ્થળની દૃષ્ટિથી જોતાં કળા કૌશલ્ય અને વિજ્ઞાનશાસ્ત્રના પાકા જ્ઞાતા તથા વ્યવહારકુશળ યુરોપિયનો અને અમેરિકનોની સાથે જે સમકાલીન અસ્તિત્વનો સંબંધ તમે ધરાવો છો તેનો ઈનકાર તમે કરી શકશો નહિ. આનુવંશિક સંસ્કારથી તમારામાં ઉપનિષદનું જ્ઞાન ભલે આવે, તેને ભલે પ્રાપ્ત કરો; પરંતુ લૌકિક બાબતમાં તો જાપાન તથા અમેરિકાનું જ્ઞાન સંપાદન કરી તેને પોતાના જીવનમાં ઓતપ્રોત ગૂંથી દેવાથી જ તમે જગતના જીવન કલહમાં ટકી શકશો.' એક વૃક્ષનો કોમળ છોડ જો આસપાસની જમીન, હવા, પાણી, પ્રકાશ આદિમાંનાં પોષક તત્ત્વો લઈ તેને પચાવવાનો ઈનકાર કરે, અને પોતાના બીજ વિષે જ બડાઈ માર્યા કરે તો તે જલદી જ મરી જશે એમ નક્કી સમજવું. પોતાના રાષ્ટ્રીય વ્યક્તિત્વનો પરિત્યાગ કરવાનો ઉપદેશ આપવાની કલ્પના પણ 'રામ'ના મસ્તકમાં આવનાર નથી; પણ 'રામ' તમને ફરમાવે છે કે તમારે વધવું જ જોઈએ અને જે પ્રમાણે તેઓ (યુરોપિયનો તથા અમેરિકનો) તમારી બ્રહ્મવિદ્યાને તેમની પોતાની કરી રહ્યા છે તે પ્રમાણે તમારે તેમના ભૌતિકશાસ્ત્રને તમારું પોતાનુ કરવું જોઈએ.

* * *

પરદેશમા જ્યારે સ્વાશ્રયી બનો ત્યારે જ પુનઃ સ્વદેશમા આવજો. જે પ્રમાણે જાપાની તરુણોએ પાશ્ચાત્ય પ્રજાનુ વ્યાવહારિક જ્ઞાન પોતાના દેશમા આણ્યું તે પ્રમાણે તમે પરદેશમાં મેળવેલુ જ્ઞાન તમારા બંધુઓને અર્પણ કરી તેમને સુખી કરજો. જો પરદેશમાં તમે સ્વાશ્રયી થવા ઉપરાંત પરોપકારી થાઓ એમ ન લાગે તો તો ત્યા જ રહેજો. એવા સંયોગોમાં અહીં આવીને હિંદમાતાની દુઃખિત છાતી પર નિરુદ્યોગી જણો થઈને જ રહેવાનુ હોય, તો તેમ કરવા કરતાં એકદમ અરબી સમુદ્રમાં ભૂસકો મારજો અને સમુદ્રનું આતિથ્ય સ્વીકારજો; પરંતુ હિંદુસ્તાનના કિનારા તરફ આવતા નહિ. સ્વદેશાભિમાન અને સ્વદેશ પ્રીતિ આવી જ રીતે વર્તવાની આજ્ઞા કરે છે.

તું નાનો હતો ત્યારે માની થાળીમાં તું જમતો. એઠું શું એનું તને ભાન નહોતું. પછી તેં જોઈ લીધું કે તારો એઠો વાટકો કોઈ વાપરતું નથી, પણ તને માત્ર એઠા વાટકામાં ખાવા આપે છે. તે વખતે તને કેટલું માઠું લાગ્યું હતું! તે દિવસથી મેં ઘરમાં બધાને કહી રાખેલું, 'હવે મોટો થયો છે હવે એ કોઈનું એઠું નથી ખાવાનો' એ બધું તને યાદ છે? સૌએ મારો નિયમ વધાવી લીધો પણ તને જ એ નિયમ વધારે પડતો આકરો લાગ્યો. તેં કહ્યું, 'પણ હું જમીશ તો બાની થાળીમાં જ હો!' મેં ઝટ હા પાડી દીધી એનું કારણ શું હશે?

આજે તને એઠી પથારી વિશે જણાવવા માગું છું. જેમ પારકાનું એઠું ખવાય નહિ તેમ પારકાની એઠી હૂંફ પણ લેવાય નહીં. એક જણે વાપરેલા કપડાં ધોયાં વગર વાપરવાં આપણને કદી ગમે ખરાં? બીજાના પરસેવાની આપણને સૂગ ચડે જ પણ બીજાની હૂંફ પણ સૂગ રાખવા લાયક વસ્તુ છે.

સવારે ઊઠીને તારી પથારી ખંખેરી નાખજે. બની શકે તો એકાદ કલાક તડકામાં નાખજે અને પછી એનો વીંટો વાળી એક કોર મૂકી દેજે. પથારી તો રાત્રે સૂતી વખતે જ ખોલાય. આખો દિવસ પથારી ખુલ્લી રહે તો તે માણસને એદી બનાવે છે. ગમે તે આવે એ પથારી પર બેસે અને ઓળખાણ વધતાં પથારી પર આળોટે પણ ખરો. સગડીનો તાપ જેમ માણસને આળસુ બનાવે છે તેમ પથારી એદી બનાવે છે. જેની પથારી હમેશાં પાથરેલી રહે છે એ માણસની દોસ્તી કરતાં પહેલાં ચેતજે. એવા માણસને સ્વચ્છતાનો ખ્યાલ નથી હોતો. સ્વચ્છ માણસને એક વાર છોડેલી પથારીની હૂંફમાં ફરી વાર ઘૂસવું પણ ગમતું નથી.

તારે કોઈની પથારી પર બેસવું નહીં. આળોટવાની તો વાત જ શી? તારી પથારીમાં પણ કોઈને બેસવા દેવા નહીં. કોઈ માંદું હોય ત્યારે આ નિયમ ન સચવાય એ ખરું પણ ત્યાં પણ બને તેટલો એ નિયમ જાળવવો જ.

## (૨)

રજામાં તમે મુસાફરીએ જવાના છો એ સારું છે. મુસાફરીના કેટલાક નિયમો તને અહીં કહી દઉં છું. તું નાનો છે એટલે મુસાફરીમા ઘણી વાર તને થાક લાગશે. તારો બોજો ઊંચકતા તને મુશ્કેલી પડશે. પગમાં જોડા ડંખશે. કોક વાર તાવ પણ આવશે. દોડવામાં તું પાછળ પડીશ આવે વખતે મૂંઝાઈ ન જવુ. તને ખબર ન હોય તોયે તારી સાથેના શિક્ષકની તારા પર નજર હશે જ. મુસાફરીથી પ્રસંગાવધાન કેળવાય છે; કયે પ્રસંગે શું સમજવું અને શું કરવું એની માણસને સૂઝ પડે છે. એવે વખતે જાગ્રત રહીએ તો જ મુસાફરીનો બધો આનંદ અને લાભ ચૂસી શકીએ.

બોજો ઊંચકવાની તારી શક્તિ ભલે ઓછી હોય, પણ ઓછા સામાનથી ચલાવવાની તાકાત તું જરૂર કેળવી શકે છે. કોઈના પર ભારરૂપ ન થતો. જેટલા છોકરાઓ મદદ કરવા ઈન્તેજાર હોય છે તે બધા જ કંઈ સારા નથી હોતા. કેટલાક તો મદદ કરીને આપણને ઓશિયાળા બનાવે છે. તેમની મદદ એક જાતનું છૂપું કરજ હોય છે. આપણે ન ઈચ્છીએ એવી રીતે અનેક વખતે તેઓ મદદનો બદલો માગે છે. આપણને જે મદદ કરે છે તેના દોષો તરફ આપણે આંધળા થઈ જઈએ છીએ, અને

પછી એની ટેવનો આપણને ચેપ લાગે છે આપણી ખરેખરી અગવડ જોઈને જે આપણને જરૂર જેટલી જ મદદ કરે તે સાચો મદદગાર. પણ આપણી સાથે વિશેષ પરિચયમાં આવવાની ઈંતેજારીથી જે મદદ ઠાલવવાની તક જ શોધતાં ફરે છે, તેને વિષે જરૂર ચેતવવું જોઈએ. યુરોપના વેપારીઓએ ઈજિપ્ત, ઈરાન વગેરે દેશોના રાજાઓને મોં માંગ્યા પૈસાં ધીર્યાં, જાતજાતની લાલચ બતાવી અને અંતે એમના રાજ્યો પોતાના સકંજામાં લીધાં.

થાક લાગ્યો હોય તો પોતાના પગને પોતે જ માલિશ કરવી. ગોઠણ નીચે પિંડીની માલિશ જરૂરની છે. જાંઘની માલિશ તો કોઈને પાસે કરાવીએ જ નહીં. પોતાની પથારી સ્વતંત્ર રાખવી બની શકે તેટલી અગવડ ઉત્સાહપૂર્વક વેઠી લેવી. ન જ ચાલે ત્યાં શિક્ષકોની કે ઓળખીતા મિત્રોની મદદ લેવી. જેમ આપણે અજાણ્યા માણસને ત્યાં જમવા જતા નથી તેમ અપરિચિત માણસની સેવા કે મદદ પણ આપણાથી ન લેવાય.

ગીતામાં 'તિતિક્ષા' શબ્દ આવે છે એ તને યાદ છે? એ ભારે ગુણ છે. જે અગવડ દૂર ન થઈ શકે તે સહન કરવા જેટલી બહાદુરી જેનામાં નથી તે મર્દ ન કહેવાય.

☆


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


---

અનુક્રમણિકા ........................................................ ૧૨, મે ૧૯૬૧



---


પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

૧૨

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦–૫૦ |
| ગાંધી-ગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| આવા હતા બાપુ—૪ | ૦–૫૦ |
| આવા હતા બાપુ—૫ | (છપાય છે) |
| મીરાંના ભજનો | ” |



આભામંડળ વાદળા, ભૂમંડળમાં મંત;
વરસી વરસી વહી ગયા, વાંછ્યા વિણુ ફળઅંત

કાયા સાડાત્રણુ હથી, નરમાતરને સોય;
(પણુ) મન બુદ્ધિને કારણે, દંડ દંડવત હોય

લોભી ચિંતવે દામને, કામી ચિંતવે કામ;
બાળક ચિંતવે મામને, સંતન ચિંતવે રામ.

નાનકડા નિંદા કરે, સમાન દાખે દ્વેષ;
(પણુ) નર મોટાના નેણુમાં, નેહ વસે સવિશેષ.

ગરુજન કેરી ગાળ્ય, વૈકુંઠે વેંઢારશે;
(પણ) મૂરખ આળપંપાળ્ય, માથાં કપવે મૂલનાં.

વાદે મે વરસે નહીં, વાદે ન હોય માન;
વાદે આભૂષણુ નહીં, વાદે નવ સંતાન.

તનસુખ ભટ્ટ

# આરોગ્ય

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૮ [ ૧૨ - જૂન - ૧૯૬૧ ] અંક ૮ મો

હિંદુસ્તાન જો પ્રેમના સિદ્ધાંતને તેના ધર્મના એક સક્રિય અંશ રૂપે સ્વીકારે અને તેને પોતાના રાજકારણમાં દાખલ કરે, તો હિંદુસ્તાનમાં સ્વરાજ સ્વર્ગમાંથી ઊતરી આવે. પણ મને સખેદ ભાન છે કે એ ઘટના હજી ઘણી દૂર છે.

ગાંધીજી



[ ગીતા અને કુદરતની ઉપચારપદ્ધતિનું અનુશીલન કરતું માસિક ]

અમીર ખોરાસાન દેશનો રાજા હતો. એ ભારે વૈભવમાં રહેતો હતો. એ જ્યારે યુદ્ધ કરવા જતો ત્યારે એના રસોડાનો સરસામાન તથા વાસણકૂસણ ઊંચકવા માટે ત્રણસો જેટલાં તો ઊંટ વપરાતાં.

એક વાર એ યુદ્ધમાં હારી ગયો અને ખલીફ ઈસ્માઈલે એને કેદ કરી લીધો. માણસ ઉપર ભલે ગમે તેટલી આપત્તિ આવી પડે પણ ભૂખ કાંઈ એને છોડે છે? અમીરે જોયું કે એનો રસોઈયો પાસે જ ઊભો છે એટલે એણે કહ્યું કે, લાવ ભાઈ, કાંઈક ખાવાનું બનાવી દે.

રસોઈયા પાસે શીલકમાં થોડું માંસ તો હતું. એટલે દેવતા સળગાવી એના ઉપર એક વાસણમાં તે રાંધવા મૂકી દીધું અને રસોઈ જરા સ્વાદિષ્ટ થાય એટલા માટે એમાં કાંઈ શાકભાજી ઉમેરવા માટે તેની શોધમાં તે નીકળી પડ્યો.

એટલામાં ત્યાં થઈને એક કૂતરું પસાર થતું હતું. એને પેલા રંધાતા માંસની વાસ આવી અને ઝપ દઈને તેણે વાસણમાં મો નાખ્યું. પણ ત્યાં તો એને ચૂલાનો તાપ લાગ્યો ને તે એકદમ પાછું હટી ગયું, પણ તે એવું કઢંગી રીતે હટ્યું કે પેલું વાસણ એના મોંપર ચોંટી ગયું. એણે મો કાઢવાની મહેનત તો કરી પણ કાંઈ ફાવ્યું નહિ, અને એવું ને એવું જ તે નાસવા લાગ્યું.

અને કૂતરાનું આ દશ્ય જોતાં જ અમીર ખડખડાટ હસી પડ્યો. એના પર ચોકી રાખવાને એક અમલદાર રાખેલો હતો, તે એને આમ હસતો જોઈ બોલી ઊઠ્યો, 'અરે, અત્યારે તો તમારે ખુશ થવા જેવું કાંઈ નથી. તોપણ તમે આમ કેમ હસો છો?'

એટલે અમીરે તેને પેલું પુરઝડપે નાસી રહેલું કૂતરું બતાવ્યું અને કહ્યું, 'મને એ વિચારથી હસવું આવે છે કે આજે સવારે તો મારા રસોડાનો સામાન ઊંચકવાને ત્રણસો ઊંટ ઓછાં પડતાં હતાં અને હવે આ એક જ કૂતરું મારું આખું રસોડું ઉપાડી જઈ શકે છે!'

અમીરને આમ આનંદ વિનોદ ગમતાં હતાં. જો કે એ પોતે બીજાઓને આનંદ આપવા માટે કશો પ્રયત્ન કરતો નહતો. આમ છતાં એના આનંદી સ્વભાવની કદર આપણે જરૂર કરીશું. એના ઉપર આટલી મોટી આફત ઊતરી આવી હતી ત્યારે પણ તે જો આમ હસી શકતો હતો તો પછી આપણી નાની નાની મુશ્કેલીઓની અંદર શું આપણે હસી શકીએ નહિ?

*

ઈરાનમાં એક બાઈ મધ વેચવાનો ધંધો કરતી હતી. એનો સ્વભાવ બહુ આનંદી હતો. અને એની દુકાને ગ્રાહકોની હઠ જામેલી રહેતી. એની વાર્તા કહેનાર કવિ આપણને એમ ખાતરી આપે છે કે બાઈ જો ઝેર વેચતી હોત તો પણ લોકો એને મધ સમજીને લઈ જાત.

હવે આ સ્ત્રીને આટલી બધી કમાણી કરતી જોઈને એક બીજા માણસને થયું કે લાવ, હું પણ મધનો વેપાર કરું તો મને પણ ખૂબ પૈસા મળશે. એટલે એણે પણ મધની દુકાન માંડી. પણ એ માણસ ચીડિયા સ્વભાવનો હતો. એટલે માણસોને મધના વાસણ પાછળ જે ચહેરો નજરે પડતો તે કાંઈ મધના જેવો મીઠો લાગતો નહિ. જો કોઈ એને ત્યાં મધ લેવા આવે તેની સાથે એ ચીડિયું મોં કરીને વાત કરતો અને લોક એને ત્યાંથી માલ લીધા વિના જ ચાલી જવા માંડ્યા. આપણો કવિ કહે છે કે, માણસો તો શું, પણ એના મધ ઉપર માંખ પણ ફરકતી ન હતી. અને સાજ પડી તો પણ એને પાઈની પણ કમાણી થઈ નહિ. ત્યાં એક સ્ત્રી તેના પતિ સાથે પસાર થતી હતી તેણે આ વેપારીને જોઈને કહ્યું, 'આ માણસનો ચહેરો એવો કડવો છે કે એનું મધ પણ કડવું થઈ જાય છે!'

આપણને પ્રશ્ન થશે કે આ સ્ત્રી જે હસતી હતી તે શું ગ્રાહકોનું આકર્ષણ કરવાને હસતી હતી? ના, આપણને તો એમ જ વિચારવું ગમે કે એ સ્ત્રીનો સ્વભાવ જ ઉત્તમ હતો અને એમાંથી એવું હાસ્ય જન્મ પામતું હતું. આ જગતમાં આપણે કાંઈ માત્ર માલ વેચવાને કે ખરીદ કરવાને જ આવેલા નથી. આપણે તો જગતમાં પરસ્પરના મિત્ર બની રહેવાનું છે, એ આપણું કર્તવ્ય છે. એ ભલી બાઈના ગ્રાહકોને પણ થતું હતું કે આ સ્ત્રી માત્ર મધ વેચનારી જ નથી. એ તો આ જગતની એક આનંદમય નિવાસિની છે.

'બાલદક્ષિણા'

# મૃત્યુ માનો મહોત્સવ

દેસાઈ વાલજી ગોવિન્દજી

(૧)

આથેન્સના જ્ઞાની સૉક્રેતુને ન્યાયસભાના સભાસદોએ દેહાન્તદંડ કર્યો, એટલે તે સૌને ઉદ્દેશીને એણે કહ્યું (જુઓ, એપૉલૉજી ૪૦),

'મને ભારે આશા છે, કે મૃત્યુથી માણસનું કલ્યાણ થાય છે, કારણ કે મૃત્યુથી બેમાંથી એક પરિણામ આવે; કા તો તે પછી માણસમાં કોઈ જાતની ચેતના ન રહે, ને કા માણસ મર્ત્યલોકમાંથી કોઈ બીજા લોકમાં જાય. આમ જો ચેતના ન રહે, અને મૃત્યુ શાંતિ દેનારી સ્વપ્ન વિનાની નિદ્રા જેવું જ હોય તો તો મરવાથી અદ્ભુત લાભ થાય. પણ મૃત્યુ પછી પોતા પહેલાં મરી ગયેલા માણસો જયાં વસે છે એવે ઠેકાણે માણસ જાય છે એ વાત સાચી હોય તો તો એના કરતાં રૂડું શું? અન્યાયી ન્યાયાધીશના હાથમાંથી છૂટીને સમદષ્ટિવાળા યમરાજની દિવ્યસભા જેવી, અને જે પરોપકારી પવિત્ર જીવન જીવ્યા છે તેવા માણસોનો સત્સંગ કરવો, આ તો તીર્થયાત્રા જ ગણાય. રામ ને કૃષ્ણ, વ્યાસ ને વાલ્મીકિ, કાલિદાસ ને ભવભૂતિ,— આવા લોકોની સાથે વાતચીત કરવાનો અધિકાર માણસને મળે એ તો અમૂલ્ય જ લેખાય. આવું આવું જોવા જાણવાનું મળતું હોય તો તો હું એક નહિ પણ અનેક વાર મરવાની અભિલાષા રાખું. મૃત્યુથી કોઈ ભયભીત ન થાય: કારણ કે ભલો માણસ જીવતો હોય કે મરી જાય, પણ એનું ભૂંડું કોઈ દિવસ ન થાય. ભગવાન્ એને કદાપિ છેહ દેતા નથી.'

નહિ કલ્યાણકૃત્ કોઈ દુર્ગતિ, તાત, પામશે.

—ગીતા

(૨)

ચુઆંગ ત્સુની પત્ની મરી ગઈ. તેની ઉત્તરક્રિયામાં ભાગ લેવા હુઈ ત્સુ આવ્યો, ને જુએ છે તો ચુઆંગ ત્સુ ગોદડા ઉપર ઊંધો પ્યાલો રાખીને બેઠો છે, પ્યાલા ઉપર ટકોરા મારે છે અને ગીત ગાય છે.

આ જોઈને હુઈ ત્સુ એને કહે, 'તમારી પત્ની તમારા ભેગી આખું આયુષ રહી, તમારા છોકરાને ઉછેર્યાં, ને તમારા ભેગી વૃદ્ધ થઈ, એનો તમે કાંઈ સોગ ન પાળો તો યે તે ખોટું કહેવાય; પણ આમ ગીતડાં ગાવાં એ તો તમે મર્યાદા જ મૂકી કહેવાય.'

ચુઆંગ ત્સુએ ઉત્તર આપ્યું, 'તમે મને અન્યાય કરો છો. તે મરી ગઈ ત્યારે હું અસ્વસ્થ થઈ ગયો હતો. પણ એ બનાવ વિષે મેં વધારે વિચાર કર્યો તો મેં જોયું કે મરણમાં કોઈ નવી વિપત માણસ ઉપર આવી પડે છે એમ નથી. સૃષ્ટિમાં વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમન્ત ને શિશિર ઋતુઓ એક પછી એક આવે છે તેમ માણસના જીવનમાં પણ કુમારઅવસ્થા, યૌવન, જરા તથા અન્તે મૃત્યુ આવે છે. કોઈ થાકી જાય ને થાક ઉતારવા ઊંઘી જાય તો આપણે રાડે રાડ નથી કરી મૂકતા. મારી પત્ની પણ ભગવાનના વિશાળ પ્રાસાદમાં ઘડીક જંપી ગઈ છે. વિલાપના કોલાહલથી એની નિદ્રામાં જો હું ભંગ પાડું તો રાજરાજેશ્વરે ઘડેલા સાર્વભૌમ નિયમનું મને ભાન નથી એમ સિદ્ધ થાય.'

(૩)

ત્સુ લાઇ માંદો પડ્યો, ત્યાં ત્સુ લી આવ્યો ને પૂછ્યું, 'તારા ઘટને ભાંગીને ભગવાન શું ઘડશે?'

ત્સુ લાઇ કહે, 'માબાપની આજ્ઞા થાય એટલે બાળક ઉત્તર કે દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમ

જાય છે. તો પછી જગતનાં માબાપ એને આજ્ઞા કરે તો તેની ઇચ્છાને વશ વર્તીને તે જ્યાં એને મોકલે ત્યાં એ કેમ ન જાય? જગન્નાથ જગદંબા મને મરવાની આજ્ઞા કરે અને હું તે આજ્ઞા ન માનું તો હું અકોણો બાળક ન વહું? આ માબાપ વિરુદ્ધ મારાથી ફરિયાદ ન કરાય. મને એણે આ દેહમાં વસાવ્યો, જુવાનીમાં મારી આગળ પરિશ્રમ કરાવ્યો, ઘડપણમાં થાક ખાવા દીધો, અને મરણ પછી મને વિસામો દેશે. જીવતાં જેણે મને આમ પાળ્યો તે મર્યા પછી કેમ નહિ પાળે?

'લુહારની કુલડીમાં પડેલી ધાતુ એકદમ કૂદકો મારે ને કહે, કે "મારે હળ કે ઘંટ નથી બનવું; મારે તો તલવાર બનવું છે," તો લુહાર જાણે, કે "આ તે કેવી અવિનયી ધાતુ મારે હાથ આવી છે?"

'કોણ જાણે છે કે જીવતા રહેવાની ઇચ્છા કરવામાં માણસ ભારે ભૂલ નથી કરતો? કોણ જાણે છે કે મરવાની અનિચ્છા, આપણે હોઇએ તો ઘરને માર્ગે જ પણ આપણે ભૂલા પડ્યા છિએ એવી ભ્રમણાના જેવી નથી? લી ચી આઇમાં એક પસાયતાની દીકરી હતી. ત્યાંથી તેને પકડીને ચિન લઈ ગયા. એટલે તે એટલું બધું રોઈ કે એની સાડી આંસુથી પલળી ગઈ. પણ પછી જ્યારે તે રાજાના દરબારગઢમાં આવી, એના સિંહાસન ઉપર એના ભેગી બેઠી અને એના ભેગી બત્રીસ જાતનાં ભોજન ને તેત્રીસ જાતનાં શાક જમી ત્યારે તેને થયું કે હું આટલું બધું રોઈ શું કામ. કોણ જાણે છે કે આપણે લાણુ આયુષ તે શું કામ માગ્યુ હશે એમ મરેલાને નહિ થાતું હોય?'

(૧ ચ્યંના ને ૨–૩ વેબીના અંગ્રેજી ઉપરથી.)

(૪)

આપણે મરવું એની ઈશ્વરની આજ્ઞા થાય તો આપણે એ આજ્ઞા આનંદપૂર્વક માથે ચડાવવી, અને જાણવું કે એ આપણને કારાગૃહમાંથી છોડે છે અને આપણી બેડી તોડે છે જેથી કરીને આપણે આપણા પરમધામને પન્થે ચડિએ.

સિસેરો (ટસ્કયુલન ડિસ્પુટેશન્સ ૧-૪૯)

જો મરનેસે જગ ડરે, સો મેરે મન આનન્દ;
કબ મરિયે, કબ ભેટિયે પૂરન પરમાનંદ.

—કબીર

(૫)

આપણું જીવન ઉછીના લીધેલા રૂપિયા જેવું છે; તે પાછા ભરવાનો દિવસ લેણિયાત કુદરતે ઠરાવી દીધો નથી. તો પછી જે દી એ ઇચ્છે તે દી એ જીવન પાછું માગે તો તેમાં આપણે કચકચ શું કામ કરવું? જીવનધન ઉપાડતાં આપણે એવી જ બોલી કરી હતી.

સિસેરો (ટ. ડિ., ૧–૯)

(૬)

હરક્યુલેસ મરીને દેવલોક પામ્યો, એણે આખો ભવ માનવબંધુઓની સેવા કરીને જે માર્ગે થઈને તે દેવલોક પહોચ્યો તે માર્ગ બનાવ્યો હતો. પરોપકારથી આ માર્ગ તે ન બતાવત તો તે દેવલોક પહોંચી ન શકત.

સિસેરો (ટ. ડિ., ૧–૧૪)

(૭)

માણસ જીવે છે ત્યાં લગી નિદ્રાવશ હોય છે, અને મરે છે એટલે જાગી જાય છે.

હઝરત મહમ્મદ

☆

માટે ગેલદું છે. તે તો વધી જાય છે. આનંદનો અનુભવ બાળક માટે સહેલો છે. નાનું બાળક માટીમાં પણ બેસીને સ્વર્ગ સર્જે છે. માટીથી રમે છે. આનંદનો અનુભવ કરે છે. એમાં પોતાની જાતને પણ ભૂલી જાય છે. એક જ કારણ તે આનંદ માટીમાંથી લૂંટી રહ્યો છે. સર્જન કરી રહ્યો છે. પોતે આનંદ



અનુભવે છે. બીજાને અનુભવાવે છે ભગવાને એવું જગત રચ્યું છે. પ્રકૃતિનું સૌન્દર્ય ફૂલ, નદી, ઝરણું, પક્ષીનું ગીત, બધે આનંદ આનંદ. કવિ અને કલાકાર અને આપણી વચ્ચે એક જ ભેદ છે. આપણે વ્યક્ત નથી કરી શકતા. શબ્દોમાં નહિ. ચિત્રમા નહિ. પણ સુંદર ચિત્ર કે વ્યક્તિ વિચાર સંભળાતો હોય, હૈયાથી અનુભવાતો હોય તો 'વાહ વાહ' એક શબ્દમાં જરૂર બોલીએ. માટે તો શીખ ગુરુ ગ્રંથસાહેબમાં એક જ વાત જોવા મળે છે તે અનંત આનંદ. વાહ વાહ (અદ્‌ભુત).

સેંકડો વર્ષોથી માણસ પ્રભુની લીલા પામતો આવ્યો છે. અનુભવતો આવ્યો છે. તે તેને વ્યક્ત કરતો આવ્યો છે અને વ્યક્ત કરશે. અગમ અપાર છે.

ગુરુદેવ વહેલા ઊઠતા. એ માનતા કે સવારનો પહોર એ ખૂબ અગત્યનો છે. બારીમાંથી આકાશનુ દર્શન અને તે પછી સૂર્યના કિરણોનો પ્રવેશ એમાંથી ઓરડાનું ઉજ્જ્વળપણું એ જ મોટો આનંદરૂપ ગણાય. શાન્તિનિકેતનમાં વિદ્યાર્થી માંદો હોય ત્યારે ગુરુદેવ ચિંતા કરતા. રાત કેવી ગઈ એ જ પૂછતા. કેમ કે માંદા બાળકને રાત ઠીક ન ગઈ હોય તો સવારના સૂર્યના પ્રકાશથી તેના કિરણોના સ્પર્શથી તેને આનંદ થાય છે. માંદું બાળક માને પૂછતું હોય છેઃ 'મા સવાર પડયું?' એ પ્રશ્ન પાછળ બીજો કશો જ અર્થ હોતો નથી. એ પ્રકાશને ઝંખતું હોય છે. તેથી તો ગુરુદેવે શાન્તિનિકેતનની શાળામાં પ્રકાશની પ્યાસ દિવસે દિવસે વિકાસ પામે તે તરફ વધારે ધ્યાન આપ્યું. વિદ્યાર્થી કોઈ કારણસર ભણવા નથી ગયો જાણી એનું દુઃખ મનમાં ન લાગતું. પણ સવાર સાંજ ૧૫ મિનિટ પ્રકૃતિનું સૌંદર્ય તેણે ન માણ્યું હોય તો તે જાણીને તેમને દુઃખ થતું. પ્રકૃતિ પ્રથમ પુસ્તક છે. કુદરતનાં દશ્યો, ચિત્રો છે. નદીની વાંકીચૂકી ગતિ, પહાડ, વાદળ વગેરે દેખાતા આકારો એ એની ભાષા છે. અત્યારે ઘણી નિશાળો શરૂઆતનાં બે વર્ષમાં ચિત્રો વગેરે રાખે છે. ચિત્રની પણ એવી ભાષા છે કે જે આદિવાસીઓ પ સમજી શકે છે. ચીનથી એક ચિત્રકારે ગાંધીજીને પોતાનાં ચિત્ર બતાવવાની ઇચ્છા બતાવી. ગાંધીજીને ફુરસદ નહતી. ચિત્રકારે નક્કી કર્યું કે જ્યાં લગી ગાંધીજી પોતાના ચિત્ર ન જુએ ત્યા લગી સેવાગ્રામમાં રહેવું. ત્યાં લગી ન ખાવું. ન પીવું. આ હતો એનો પ્રેમનો સત્યાગ્રહ. જમ્યા પછી ચિત્ર જોવાની ગાંધીજીએ તૈયારી બતાવી. ફક્ત દસ મિનિટ માટે. ચિત્રકાર હરખાયો. ગાંધીજીએ જમવાનું પૂરુ કર્યું કે તરત ચિત્ર લઈને દોડયો. ચિત્ર બતાવીને તે બોલવા ગયો કેઃ 'હું કહેવા ઇચ્છું છું. કે....' 'બસ. કર. ચિત્રનો આત્મા હોય છે તે બોલશે.' આમ ગાંધીજીએ ચિત્રકારને બોલતો અટકાવીને ચિત્રો જોઈ લીધાં. ગુરુદેવને એવો વિશ્વાસ વર્ષો સુધી સફળ થયો છે. તે લોકોની અંદર ધીમે ધીમે રસનું ઝરણું ફૂટી નીકળતું. શાન્તિનિકેતનમા વિદ્યાર્થીઓ જમતાં, સ્નાન કરતાં વર્ગમાં કામ કરતાં, ગીતધ્વનિથી. વાતાવરણ ભરપૂર રહેતું. નિબંધ વખતનાં પણ તેમનાં ગીત સાંભળીને બહારથી આવનાર પગ મૂકતાંની સાથે જ તેને ત્યાંના આનંદ અને સ્વતંત્રતા (સ્વચ્છંદતા નહિ)ના દર્શન થવા પામતાં. ગુરુદેવ કહેતા જેમાં રસ મળે તેને માટે તો અંદરથી નિમંત્રણો મળે છે. સૌંદર્ય દરેક ઠેકાણે છે. 'ફૂલ મારા પ્રિયતમના પત્ર છે.' ફૂલને જોઈ તે કહેતા કેઃ 'જેણે ફૂલ બનાવ્યાં છે, તેની યાદ આપે છે.' પ્રભુનો પ્રેમ વ્યક્ત કરે છે. જ્યાં પ્રેમ છે, ત્યાં

સૌંદર્ય છે એ ખ્યા પૂજા કરના પ્રસશા કરવા આપણે માપ નક્કી કરીએ છીએ પણ એમ હોય તો કૃષ્ણ કાળો છે તેની સામે કોણ જુએ. સાતાલ પણ કાળા છે છતા સુદર છે ગુરુદેવે ઘણા ગીતો સખ્યા છે તેમા પણ અનેક સૌંદર્ય છે બાલક પણામા જે પ્રેમ અનુભવીએ છીએ તેમાથી તે સુ દર બની જાય છે પ્રકૃતિનુ સૌંદર્ય પ્રભુનો પ્રેમ છે એક અનુભવ મને ભગવાનની કૃપાથી થયો હુ જોતો હતો સૂર્યના કિરણો માટીને અડી જતા હતા હુ ગદ્‌ગદ્ થઈ ગયો હજી યે ગદ્‌ગદ્ થવાય છે પ્રભુ રસમય આનદમય છે એ આનદ સર્જે છે અનુભવે છે આપણે પણ તેમ કરીએ તે આનદમા રહે છે આપણે પણ રહીએ તેમ તે ઇચ્છે છે

એક કચ્છના ભાઈ તેમણે મગનબાબાને પૂછ્યુ મગનબાબા આનદમા અને આનદમા રહો છો આમ આવો તો! મને કરો કેમ રહી શકાય ' ૧૮ વર્ષની ઉમરે એક ફકીરે મને બોલાવ્યો મગન રહ્યા કરો ' એવો મત્ર આપ્યો કોઈ પણ સ્થિતિમા રસનુ ઝરણુ સર્વત્ર છે એવી દૃષ્ટિ હોય રસ પી શકીએ તેવી ઇચ્છા પણ હોવી જોઈએ કવિને તેથી સગીતમા અગાધ વિશ્વાસ હોય છે શબ્દ સમજીએ કે ન સમજીએ સદેશ દિલથી પહોંચાડી શકીએ છીએ. પરદેશી મહેમાનો આવે બગાળી ન જાણે શબ્દ અર્થ રાગ રાગિણી ન સમજે છતા એક વાત સમજે છે ગુરુદેવ આ ગીતમા આ કહેવા ઇચ્છે છે ચીનના એક બહેન મહાલસ઼ઈને આવ્યા પારકા ઘર કામ મજૂરી વગેરે કરીને પૈસા બચાવીને આવ્યા ગુરુદેવ ન મળે ત્યા સુધી કાઈ ન લેવાનો એમનો નિર્ણય ૩ વાગે જ ગુરુદેવ મળી શકે ગુરુદેવ બપોરના સમયમા વિજ્ઞાનના પુસ્તકો ગણિત વગેરેનો અભ્યાસ કરતા કોઈને પ્રશ્ન થશે કવિને ગણિતમા શુ રસ પડે! Mathemet cs & beauty goes to-gether જવાબ એમનો આ હતો બહેન ૩ વાગ્યે મળ્યા ગુરુદેવે પૂછ્યુ તે તે સમજ્યા નહિ બે ત્રણ શબ્દો જ ગુરુદેવને કહેવામા આવ્યુ ગીત ગાઓ.' ગીત ગાયુ ગીત સાભળતા તે બહેન રડી પડ્યા. અતિથિ ગૃહમા આ પાછો ગીત સાભળતા રડી પડયા 'બગાળી ગીત છે તે શુ સમજ્યા!' પૂછવામા આવ્યુ 'ભાષા નથી સમજતી પણ ગીત મૃત્યુ સબધી હતુ મારો ગુજરી ગએલો દીકરો મારી સામે જીવન થયો' (આજે આ બહેન મારી આખ સામે આવી ઊભા છે આચાર્યજી)

સગીતને ભાષા વ્યાકરણના નિયમોની જરૂર નથી દિલ દિલ સામે વાત કરે છે હૈયામા રસ હોય તો ભજન દ્વારા ભક્ત વ્યક્ત કરે છે રસનુ ઝરણુ તેમાથી બેએક ટીપા આપણને મળી જાય તેવી કૃપા ઉતરો ગુરુદેવ પહેલા એકના જતા વચમા જ ગુનગુન શરૂ કરે ગાડીમાના મુસાફરો તેથી ચીડાય ચૂપ કરો ' એમ કહીને અટકાવે. પણ તેઓ ચૂપ રહી શકે નહિ લોકો પાગલ ગણી કાઢતા ત્યારથી શાન્તિનિકેતનના અધ્યાપકોએ મળીને નક્કી કર્યું કે ગુરુદેવને ફર્સ્ટક્લાસમા જ મોકલવા ભલે તે માટે એક ટક છોડવી પડે તો તેમ પણ ફર્સ્ટક્લાસમા મોકલવા જેથી એમની સ્વતત્રતા જળવાય

"એ જો સૂરજકી કિરણો,
તેરે પ્રેમકા આવરણો એ જો સૂરજકી

તેરો પ્રેમ જગ સર્જાવે
સકલ સૃષ્ટિ સાજ સજાવે,
ચેત ચેત કોઈ નાચ નચાવે,
પથ્થર કરે કચનો એ જો સૂરજકી

તેરો પ્રેમ ભેદ મિટાવે
પરસ્પર કે સબધ બનાવે
આપસમે સબકો મિલાવે,
કરે એક વરણો એ જો સૂરજકી

તેરે પ્રેમ એ સૂરજ ચમકે
ચાદ ચમકે તારા ચમકે
નદી ઔર સમુદ્ર ઝબકે,
કરે આકર્ષણો એ જો સૂરજકી

## પ્રકરણ ૩—રુદ્રપ્રયાગ

હિમાલયનાં યાત્રાધામોમાં સડક અને મોટરબસ પહોંચી ગયાં છે, યાત્રા સરળ, સગવડ વાળી અને સુખરૂપ થઈ ગઈ છે પરંતુ પ્રાચીનકાળમાં યાત્રાએ જવું એટલે ઘર બાળીને તીરથ કરવું એમ ગણાતુ. દયારામે ત્રણ વાર પગપાળા આખા ભારતની યાત્રા કરી હતી અને લૂંટાયા પણ હતા. આજે તો બદરી-કેદાર પહોંચીને ત્યાંથી તાર કરી શકાય છે. અને વગર લૂંટાયે તારથી પૈસા મગાવી શકાય છે. મહાભારતકાળમા અશ્વારથારૂઢ થઈને શ્રીકૃષ્ણ સૌરાષ્ટ્રથી હસ્તિનાપુર જતા. વિશ્વયુદ્ધ કાળમાં તૈલરથારૂઢ થઈને કૈલાસનાથ કાતજૂ દેવ પ્રયાગના દર્શને જઈ શકે છે.

હૃષીકેશમાં મોસૂઝણું થયે મોટરબસમાં ખડકાયા. પોલીસખાતાની કડક દેખરેખને લીધે વધારે યાત્રીઓ તો ભરી નથી શકાતા. પરંતુ પંજાબીઓ અને ઉત્તર ભારતીઓ પોતાની વિશાળ કાયાઓને લીધે વગર ભીડે, ભીડનો આભાસ ઉત્પન્ન કરી શકે છે. યાત્રાની મોસમ પૂરબહારમાં ચાલુ હતી. વીસ પચીસ બસો દેવપ્રયાગ તરફ દોટ મૂકતી હતી. ઘડી ઘડી વળાક લેતી અને ઊંચે ને ઊંચે ચડતી ગતિને કારણે કોઈને ચક્કર આવતાં હતાં, કોઈને ઉલટીના ઉછાળા આવતા હતા. કોઈ નીચેની ભયંકર ખીણો જોઈને સડક ઉપર જ સડક થઈ ગયા હતા. કોઈ વળી પરમાનંદ માધવને પ્રાર્થના કરતા હતા કે તે વાચાળ ડ્રાઈવરને મૂક બનાવી દે જેથી યાત્રીઓને પંગુ બનીને ગિરિ લંઘવાનો પ્રસંગ ન આવે. દસેક વાગે દેવપ્રયાગ આવ્યું, સીધો હું ઘાટ ઉપર પહોંચ્યો.

દેવપ્રયાગમાં ગંગોત્રીથી આવની ભાગીરથી અને બદરીનાથથી આવતી અલકનંદાનો સગમ થાય છે. જાણે ધોધ પડતો હોય એવા વેગથી ધસતી, ધો, ધો, ધો એમ ગરજીને પાપ ધોવાનું કહેતી, જાજરમાન અલકનંદા અહીં શીળી અને વહાલસોઈ ભાગીરથીને પોતાના આશ્લેષમાં એવી સમાવી લે છે કે ભાગીરથીને ગોતવી ભારે થઈ પડે છે. ગુજરાત—સૌરાષ્ટ્રની નદીઓના સંગમો શાંત હોય છે. ગુજરાતની મોટી નદીઓ મેદાનમાં વહે છે. સૌરાષ્ટ્રની છોટી નદીઓ પહાડી ભોમમા ઊતરે છે. સરવાળે બંને શાંત ગણાય. પણ અહીં તો દસહજાર ફીટ ઉપરથી ઊતરતી બે નદીઓ મોએક માઈલમાં બીજી અનેક નદીઓનાં જળથી પરિપુષ્ટ થઈ ચૂકેલી હોય છે. આવી હૃષ્ટપુષ્ટ નદીઓને કુદકે ને ભુસકે નીચે ઊતરવાનું હોય ત્યાં તેઓ વિજયગર્જના કરતી જ વહે છે.

ઘાટનાં પગથિયે સાંકળો બાંધી છે. તે પકડીને જ પાણીમાં ઊતરવું પડે છે. તેમાં ય એક બે પગથિયાં જ નીચે ઊતરી શકાય. વધારે ઊંડા ઊતરીએ તો હિમાલયની યાત્રાને બદલે સમુદ્રયાત્રાએ ઉપડી જવાય. પંડાના એક છોકરાએ કહ્યું કે દર વરસે બેત્રણ માણસો આવા ધોધમાર પાણીમાં તણાઈ જાય છે. પછી તરતાં આવડતું હોય તો આગળ ઉપર શાંત જળ થાય ત્યા નીકળી શકે અને નહિ તો અહીં જ સદ્‌ગતી પામે.

દેવપ્રયાગમાં રઘુનાથજીનું મંદિર છે. લક્ષ્મણે જેમ હૃષીકેશમાં તપ કરેલું તેમ ભગવાન રામ ચંદ્રે દેવપ્રયાગમાં તપશ્ચર્યા માંડેલી. ગામમાં પોણોસો જેટલાં ઘર હશે. હિમાલયનાં બધાં ગામો ઘાટનાં પગથિયાંની બાંધણીએ વસેલાં હોય છે. ડુંગરા ઉપર કંટાળા થોરનાં ઝુંડે ઝુંડ ઊગ્યા છે.

સાંજે ચારેક વાગે બસ ફરી વાર ઉપડી. બસના થોભાવ આગળથી એક દિગંબર સાધુ પસાર થયો. ભલભલા પહેલવાનને શરમાવે તેવું અલમસ્ત તેનું શરીર હતું. કોઈની યે

તરફ જોયા વિના તે ક્યાક ચાલ્યો ગયો છએક વાગે શ્રીનગર (કાશ્મીરનુ નહિ પણ ગઢવાલ જિલ્લાનુ ) આવ્યુ બાબા કાલીકમલીવાળાની ધર્મશાળામા બિસ્તરો ગોઠવીને ગરમીથી બચવા અલકનદાને તટે ગયો

અલકનદાનો પહોળો પટ ધોળા પથરા ઓથી ભરેલો છે ક્યાક કાળા અને રાતા પથરા પણ મળે બધા જ પથરા ગોળમટોળ તેમની ઉપર ચાલીને જ નદીએ પહોચાય સૌરાષ્ટ્રના ગામડાઓમા બ્રાહ્મણોના ઘરને આગણે પીપળા નો ઓટો તથા તુલસીક્યારો હોય છે ઓટા ઉપર મળે તેટલા શિવલિગ ગોઠવ્યા હોય છે આવા લાખો શિવલિગ અલકનદાના પટમા પડ્યા હતા નડગડિયા પાણાથી માડીને નદી શ્વરના નમૂના સુધીના બધા કદના પથરાઓ પોઢ્યા હતા બધા જ ગોળાકાર! ખૂણા કોણા કે અણીયાળાપણાનુ નામ જ નહિ! અહી ગરમી બેહદ પડે છે તેથી હાથ મો ખૂબ ધોયા અધારુ થયે ધર્મશાળામા આવ્યો

શ્રીનગરની ધર્મશાળામા યાત્રીઓનો શભુ મેળો જામ્યો હતો ગુજરાતના ઊચા પડછદ બેઠૂલો અહી જોતા બારેખમ ઉત્તર ભારતીયોને જોયા. ઊચાઈ અને પહોળાઈમા બનેને હફાવે તેવા પજાબીઓ જોતા સક્ષેપમા ભારતના એકેએક પ્રાતનુ અહી એકાદ કુટુબ તો હતુ જ ધર્મશાળા ખીચે ખીચ ભરી હતી કોઈ રાધતા હતા કોઈ સીધુ ખરીદતા હતા કોઈ ભોજનની તૈયારી કરતા હતા કોઈ દેવદર્શને જતા હત

બાબા કાલીકમલીવાળા પજાબના સિદ્ધ પુરુષ થઈ ગયા છે તેમની મુખ્ય સસ્થા હૃષીકેશમા સ્વર્ગાશ્રમમા છે હિમાલયના બધા યાત્રાધામોમા તેમની બધાવેલી ધર્મશાળાઓ યાત્રીઓને માટે આશીર્વાદ સમાન છે ગગોત્રી જમનોત્રી બદરીનાથ, કેદારનાથના યાત્રા માર્ગોમા આઠનવ માઈલના અતરે તે સર્વત્ર આવે છે મોટા યાત્રીગણ તેમા જ ઊતરે છે તેમા સ્થાન ન મળે તો જ અન્યત્ર રહેવાનો લોકો વિચાર કરે છે સાધનસપન્ન ગૃહસ્થો પડાઓને ત્યા કે ખાનગી મકાનોમા ઊતરે છે પડાઓ દક્ષિણાથી સતોષ પામે છે દુકાનદારો યાત્રીઓને દુકાનમા જ રાતવાસો આપે છે અને બદલામા યાત્રીઓ પોતાની દુકાનેથી સીધુ ખરીદે એટલે રાજી થાય છે સૂવાનુ ભાડુ તેઓ લેતા નથી રસોઈના વાસણો મફત આપે છે પહેલા બળતણ પણ મફત આપતા પણ હવે સર્વભક્ષી મહામારી જેવી મોઘવારીએ બળતણને બજારુ ચીજ બનાવી દીધી છે દુકાનદારો કહે છે કે તેમની પાસેથી જગલ ખાતુ કે સુધરાઈ દુકાનના કે જમીનભાડાના પૈસા લે છે પહેલા જગલખાતુ આવી કમાણી નહોતુ કરતુ તેથી બળતણ મફત આપી શકાતુ હવે તેનો કર આપવા માટે બળતણના દામ લેવા જ પડે છે

શ્રીનગરની પાછળ ઇતિહાસ છે અગાઉ એક પહાડે નદીમા તૂટીને સરોવર બનાવેલુ આ કુદરતી બધ પછી કુદરતી રીતે જ તૂટ્યો અને તેનુ એવુ ભયકર પૂર આવ્યુ કે જૂનુ શ્રીનગર તણાઈ ગયુ નવુ વસેલુ શ્રીનગર પહોળા રસ્તાવાળુ, સીધી હારની દુકાનોવાળુ, વ્યવસ્થિત ગામ છે મોટરનો માર્ગ થવાથી તે રસ્તાથી જરા દૂર પડી ગયુ છે જૂના વખતમા અહી રાજાઓની રાજધાની હતી પહાડોની તળેટીમા વસેલુ હોવાથી અહી ઘામ બહુ થાય છે

વહેલી સવારે ત્રણ વાગ્યાથી કોઈ કોઈ ભક્તજન ઊઠીને ધ્યાનભજન કરવા લાગ્યા એક ઉત્તર ભારતીય ભક્ત મીઠા સુરીલા કઠે ભજનો લલકારતા હતા તેમણે અનેક ભજનો ગાયા તેમા 'રામે કુટિયા બનાઈ બનખડમે ' બહુ સુદર ભાસ્યુ સીતાએ માયામૃગને મારવાની હઠ લીધી રામ ન છૂટકે ગયા મારીચવધને અતે પર્ણકુટિમા આવીને રામ જુએ તો સીતા ન મળે! તેમણે લક્ષ્મણને પૂછ્યુ 'સીતા ક્યા?'

અપરાધી લક્ષ્મણ શો ઉત્તર આપે? ક્ષુબ્ધ બનેલા રામે લક્ષ્મણને કહ્યું: 'લક્ષ્મણ! આજ્ઞાભંગના અપરાધ માટે તને દેહાંતદંડ જ ઉચિત શિક્ષા છે. પરંતુ એ શિક્ષા કરું તો પછી મને બીજો લક્ષ્મણ ક્યાંથી મળે?'

ચાર વાગે યાત્રીઓ ઊઠવા માંડ્યા અને પાંચ વાગે તો રવાના પણ થયા. કેટલાક પગપાળા જનારા હતા. કેટલાક પહેલી બસની ટિકિટ લેવા ઉતાવળ કરતા હતા. સાડા છ વાગે અમારી મોટરબસ ઉપડી અને દસ વાગે રુદ્રપ્રયાગ પહોંચ્યો. રુદ્રપ્રયાગમાં માધ્યમિક શાળા છે. કૉલેજમાં પ્રથમ બે વર્ષોના વર્ગો પણ ચાલે છે. સેવાસમિતિની કચેરી છે. દવાખાનું, ટપાલ કચેરી અને કોગળિયાની રસી ટંકાવવાની ગોઠવણ પણ છે. બાબા કાલીકમલીવાળાની ધર્મશાળામાં ઊતર્યો.

રુદ્રપ્રયાગમાં બદરીનાથથી આવતી અલકનંદાની સાથે કેદારનાથથી આવતી મંદાકિનીનો સંગમ થાય છે. સંગમસ્થળે અણીદાર ભૃશિરમય ખડકને કોરીને નીચે ઉતરવાનાં જૂના જમાનાનાં પગથિયાં છે. દરેક પગથિયા વચ્ચે દોઢ ફીટનું અંતર હોવાથી સંગમમાંથી રસોઈ માટે પાણીની બાલદી લાવનારને સારો વ્યાયામ થઈ જાય છે. અલકનંદાનાં ધોળા, ડોળાં જળમાં મંદાકિનીના શાંત ખિલોરી નીર મળે છે એ દૃશ્ય આહ્લાદક છે. અહીં દેવપ્રયાગ જેવો ઘેરો ઘુઘવાટ નથી. સંગમોમાં સ્નાન કરતી વેળા એવી ઇચ્છા રહે છે કે ખરેખર બે જળ મળે છે ત્યાં જઈને ડૂબકી મારીએ. પણ એકવાર ત્યાં પહોંચીએ તો પાછા ફરવાની કોઈ આશા રહેતી નથી એટલે સંગમક્ષેત્રમાં જળ કરતાં સ્થળનું મહાત્મ્ય અધિક ગણીને હરકોઈ એકના જળમાં બીજી નદીના જળને ઉપસ્થિત ગણી લેવું—એટલું જ નહિ પણ આવા ત્રિવેણી સ્થળે સરસ્વતીનું પણ માનસિક સ્થાન કરી લેવું હિતાવહ છે. સંગમસ્થળ સ્વયં પુણ્યમય છે. અધિક પુણ્યસંચયનો લોભ રાખનારને માટે મુક્તિદ્વાર જ ખુલે છે.

હિમાલયમાં શું કે દેશમાં શું, સંગમ સર્વત્ર પ્રેક્ષણીય હોય છે. અહીં અલકનંદાનો પટ બહુ પહોળો છે. મંદાકિની તેની આગળ બાળક જ લાગે. અથવા તો મોટી બેન બહુ નાની બેનને ઘણે વરસે મળતી હોય તેમ લાગે. અલકનંદા મસ્તીખોર, તોફાની, લાડકી મોંએ ચઢાવેલી, જાજરમાન કન્યાનું રૂપ ધારણ કરે છે. કલકલ નહિ પણ ખળખળ નિનાદ કરે છે. ઊર્મિમાળા અને તરંગાવલિ ઉછાળે છે. મંદાકિની જૂના સંસ્કારી રૂઢિચુસ્ત કુટુંબની કુલવધૂ જેવી, અસ્તિત્વ દર્શાવતાં યે સંકોચાતી લાગે છે. બંને ભગિનીઓ ભેટે છે ત્યારે અલકનંદાના વારિવૈભવમાં મંદાકિનીનું જળવિત્ત ક્યાં ય દેખાતું નથી. દેવપ્રયાગના અને રુદ્રપ્રયાગના સરિતાસંગમોમાં બંને જળ જુદાં પડી જાય છે. કયું જળ અલકનંદાનું અને કયું જળ તેની બહેનનું એ આંગળી ચીંધીને બતાવાય એવો રંગભેદ વરતાય છે. અલકનંદામા ધસમસતું પૂર અને ધોળું પાણી તેની આંતરપ્રકૃતિ નથી દર્શાવતા. મંદાકિનીનાં ચાર પાંચ માથોડા જળની નીચે પડેલી ધોળી શિલાઓ મધ્યાહ્નના સૂર્યનાં જળભેદી કિરણો વડે સ્પષ્ટપણે પરખાતી હતી. અલકનંદાના ડરામણા ખળખળાટને બદલે અહીં નીરવ શાંતિ હતી. કાંઠા ઉપર નજર નાખતાં બે માંકડાંએ સામેના ડુંગર ઉપર ખાવાનું ખોળતાં એક વૃક્ષથી બીજે વૃક્ષે ચડતાં હતાં. એક કલકલિયો માછલાં ગોતતો ઊભે પગે ઊભો કરતો હતો. બે હોલાંઓ તરસ છિપાવવા પાણી પીવા મથતાં હતાં. ત્રાંસા તટના લીસા પથરાની દિવાલો ઉપર તેમના પગ ટેકવાતા ન હતા અને બીજી કોઈ રીતે પાણી પીવાય તેમ ન હતું. તેમની આ મથામણ ઠીકવાર સુધી મેં જોઈ; પરંતુ અંતે તેમણે પાણી પીધું કે તરસ્યાં જ

ઊડી ગયા તેની સરત ન રહી

રુદ્રપ્રયાગનુ આ સગમસ્થાન મને એટલુ ગમી ગયુ કે તેના મદાકિની તટના એક સ્થળે હુ અનેક કલાક સુધી બેઠો જ રહ્યો હૃષીકેશમા લક્ષ્મણઝૂલાથી ગીતાભવનનો એક ગાઉનો માર્ગ પગે કાપતા હિમાલયની પદયાત્રાની પ્રથમ ધન્યતા વરતાઈ અહી હિમાલયના ભક્તિપૂર્ણ, એકાત સ્થળોના દૃષ્ટાભોક્તા થવામા પણ કેટલી ધન્યતા છે તેનો અનુભવ થયો આ હિમાલયમા અનેક સાધુસત સિદ્ધયોગી મુમુક્ષુમહાત્મા, રાગીત્યાગી, ગૃહસ્થવૈરાગી જીવાત્માશિવાત્માઓએ ધ્યાન ધર્યું હશે, તપ કર્યું હશે, મનન કર્યું હશે, સમાધિ સાધી હશે એવા પરમાત્માના કૃપાપાત્ર દૈવી જીવોની કોઈ ગણના પણ હશે ખરી? શ્વેતવારાહકલ્પના ઉદયથી તે સ્વરાજ્યના ઉદય અને પ્રભાતકાળમા ભારતીય આર્યોનુ યાત્રાસ્થાન, નિવૃત્તિસ્થાન, ઉપાસના સ્થાન અને નિર્વાણસ્થાન હિમાલય જ રહ્યો છે આ ગિરિમાળાનો એક પણ ડુગર એવો હશે ખરો કે જ્યા કોઈ પવિત્ર આત્માના પગલા ન પડયા હોય? કોઈ શિલાતટ એવો હશે ખરો કે જ્યા કોઈ સાધકે વર્ષો ન વિતાવ્યા હોય? કોઈ શિખર એવુ હશે ખરુ કે જ્યા સિદ્ધોનો વાસ ન હોય? કોઈ જળઘાટ એવો હશે ખરો કે જેણે શ્રદ્ધાળુ યાત્રાળુના જીવન સમગ્રને એક આચમનથી પલટાવી નાખ્યુ ન હોય? ભગવાન શ્રીકૃષ્ણે પોતાની વિભૂતિઓ વર્ણવતા સ્વમુખે કહ્યુ છે કે સ્થાવરાણા હિમાલય । અને અશ્વત્થ: સર્વવૃક્ષાણા... ઓતસામાસ્મિ જાહ્નવી । ગીતાની સાક્ષીએ ભગવાન હિમાલય સ્વરૂપે ભક્તોને સદૈવ દર્શન આપે છે, જાહ્નવીસ્વરૂપે સદૈવ અમૃતપાન કરાવે છે સાધકના ઉદરમા સ્વય જઈને તેના રક્તના બિદુએ બિદુમા, રોમેરોમમા વ્યાપીને તેની કાયાનુ કચન કરે છે, તેની આસુરી પ્રકૃતિને દૈવી દશામા પલટી નાખે છે ધોબીઘાટના પથ્થરમાથી ધર્માત્મા સરજાવે છે

મધ્યાહ્નના પહાડી તડકામા એક ખડકની શીતળ છાયામા, હિમાલયના અને મદાકિનીના દર્શનથી ચડતી મસ્તી અનુભવતો હુ બેઠો જ રહ્યો જેની બાળપણના બાલ્યકાળથી સેવેલી તે આજે આધેડ વયે નેત્રનિર્વાણરૂપે, દશે દિશાએ મને વીટી વળ્યુ હતુ! આકાશમાથી ઊતરતી ગગાનુ અવતરણ, તેને ધારણ કરતા મહાદેવ તેમના જટાજૂથમા વર્ષો સુધી ભુલભુલામણીનુ ભ્રમણ અને મળતો માર્ગ, એ બધી કથા આજે નજરોનજર જાણે જોતો હોઉં એમ તાજી થતી હતી હિમાલય! મદાકિની! તેની પદયાત્રા! તેના સ્નાનપાન! બ્રાહ્મણના દીકરાને માટે આજે જાણે દેવના દ્વાર ઉઘડ્યા હતા! આજે ચિરવાછિત સૌભાગ્યનો ઉદય થયો હતો!

ગગાતરગહિમશીકરશીતલાનિ
 વિદ્યાધરાધ્યુષિતચારુશિલાતલાનિ ।
સ્થાનાનિ કિ હિમવત પ્રલય ગતાનિ
 યત્સાવમાનપરપિડરતા મનુષ્યા ॥

[ગગના શીતળ તરગોની ઝણથી ઠડા બનેલા અને જેની ઉપર વિદ્યાધરો (દેવતાઓ) વસે છે એવા હિમાલયના સ્થળો શુ નાશ પામ્યા છે કે જેથી અપમાનપૂર્વક અપાયેલો પારકો પિડ (કટોપાર્જન) મેળવવામા મનુષ્યો રચ્યાપચ્યા રહે છે?]

હરદ્વારમા પહેલીવાર હિમાલયની હારમાળાનુ દર્શન થતા થયેલો આનદ વધતો જ જાય છે ડુગરાઓ તેવા જ છે ઊંચાઈમા આબુ ગિરનારના જ સહોદરો! નદીઓ પણ સાબર વાત્રક, મહી નર્મદા, ભાદર શેત્રુજી ભર ચોમાસે વહેતી હોય તેવડી જ, પરતુ સૌરાષ્ટ્ર ગુજરાતનો વગડો વગર સાવઝેય વિકટ લાગે છે ત્યારે અહી જન્મોજન્મનુ સાર્થક્ય સમાયુ છે બાળક માતા પાસે આવે ત્યારે જે આનદ ઉત્સાહ અને પરનિવૃત્તિને તે અનુભવે છે તેવી અનુભૂતિ આસ્વાદાય છે (ક્રમશ:

☆

--

તમે ગમે તેટલા વિદ્વાન થાઓ, પણ જ્યાં સુધી તમારા હૃદયમાં ઈશ્વર-ભક્તિનો ઉદય ન થાય, જ્યાં સુધી તેને પ્રાપ્ત કરવાને તમે ઉત્સુક ન થાઓ, ત્યાં સુધી તમારી બધી વિદ્વતા કોકટ છે. વિવેક, વૈરાગ્ય વગરના મિથ્યા પાંડિત્યથી કશો લાભ નથી પંડિતો હજારો ગ્રંથો ભણે, અને સારાં સારાં વ્યાખ્યાનો કરે પણ તેમનું ચિત્ત તો કામિની–કાંચનમા પરોવાયેલું હોય છે. ગીધ ભલેને આકાશમા ઊંચે ઊડે પણ નજર તો તેની ઉકરડા ઉપર જ હોય છે. જે વિદ્યા વડે ઈશ્વરની પ્રાપ્તિ થાય તેનું નામ જ વિદ્યા. બીજી બધી વિદ્યા, એ વિદ્યાની આગળ નકામી છે સા વિદ્યા યા વિમુક્તયે.

*

સાધક બે પ્રકારના હોય છે એક પ્રકારના સાધક વાંદરીના બચ્ચાં જેવા હોય છે અને બીજા બિલાડીનાં બચ્ચાં જેવા હોય છે. વાંદરીનું બચ્ચું પોતાની માને ગમે તેમ કરીને પોતાના બળથી વળગી રહે છે. એ જ પ્રમાણે કેટલાક સાધકો દૃઢ નિશ્ચય કરે છે કે આટલો અભ્યાસ તો રોજ કરવો જ જોઈએ. આટલા વખત સુધી ધ્યાન કરવું જ જોઈએ; આવી અને આટલી તપશ્ચર્યા તો કરવી જ જોઈએ. એવા સાધકો પોતાના આત્મબળથી ઈશ્વરને પકડી લેવાનો પ્રયત્ન કરે છે.

પણ બિલાડીનાં બચ્ચાં પોતે માને વળગતાં નથી. તે તો પડ્યાં પડ્યાં મિયાઉ મિયાઉ કરીને માને બોલાવે છે અને માની મરજીમાં આવે તેવી તેમની વ્યવસ્થા કરે છે. કોઈ વાર બચ્ચાંને મોંમાં પકડીને કોઈ ગૃહસ્થના પલંગ ઉપર લઈ જઈને મૂવડાવી આવે છે તો કોઈ વાર માળીએ લાકડાં ભર્યાં હોય તેના પોલાણમાં પણ મૂકી આવે છે. મા પોતે તેમને મોમાં પકડીને, ફાવે ત્યાં લઈ જાય છે તેઓ પોતે માને પકડી શકતાં નથી એ જ પ્રમાણે કેટલાક સાધકો સાધન ભજનનું ધોરણ પાતે ઠરાવીને–એટલે કે આટલા જપ કે આટલો વખત ધ્યાન કરવું એવો નિશ્ચય કરીને–ભજન કરતા નથી. તેઓ તો માત્ર હૃદયની વ્યાકુળતા-પૂર્વક આક્રન્દ કરીને પ્રભુને માટે પોકાર કર્યા કરે છે અને તેમનું રુદન સાંભળીને પ્રભુથી થોભાતું જ નથી. આવીને દર્શન આપવું જ પડે છે.

*

બધા સંપ્રદાયને માન આપવું પણ નિષ્ઠાભક્તિ તો એક ઉપર જ રાખવી.

બધા દેવને પ્રણામ કરવા પણ એકને જ હૃદય અને આત્મા સમર્પણ કરીને તેના પ્રતિ અનન્ય પ્રેમ રાખવો. એનું જ નામ એકનિષ્ઠ ભક્તિ અથવા અ-વ્યભિચારિણી ભક્તિ.

હનુમાનને રામરૂપ સિવાય ભગવાનનું બીજું કોઈ પણ રૂપ પ્રિય ન હતું. ગોપીઓની નિષ્ઠા એવી હતી કે દ્વારકાના મુગટધારી શ્રી કૃષ્ણનુ મુખ જોવાની પણ તેમણે ઇચ્છા ન બતાવી. સ્ત્રી પોતાના દિયર જેઠ, બધાની સેવા કરે છે; તેમને પીવાને પાણી આપે છે; બેસવાને આસન આપે છે; પણ પોતાના ધણીની જેટલા પ્રેમથી સેવા કરે છે તેટલો પ્રેમ તે કોઈના ઉપર રાખતી નથી. તેના ધણીની સાથેનો તેનો સંબંધ ઓર જ છે

*

આનંદ ત્રણ જાતનો હોય છે: વિષયાનંદ, ભજનાનંદ અને બ્રહ્માનંદ. જેમનો આનંદ કામિની-કાંચનના ઉપભોગમાં જ મર્યાદિત થયેલો છે તેઓના આનંદને વિષયાનંદ કહે છે. ઈશ્વરના પવિત્ર નામનું અથવા તેના ગુણનું કીર્તન કરવાથી પ્રાપ્ત થતા આનંદને ભજનાનંદ કહે છે; અને ભગવાનના દર્શનથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેને બ્રહ્માનંદ કહે છે. બ્રહ્માનંદનો ઉપભોગ કર્યા પછી ઋષિમુનિઓ પોતાની મરજી મુજબ વર્તન કરતા હતા.

ચૈતન્ય ભગવાનની ત્રણ પ્રકારની અવસ્થાઓ હતી: અંતર્દશા, અર્ધબાહ્યદશા અને સંપૂર્ણ બાહ્યદશા, અંતર્દશામાં તે ભગવાનનાં દર્શન કરીને સમાધિસ્થ થઈ જતા અથવા જડ સમાધીમાં લીન થઈ જતા. અર્ધબાહ્ય દશામાં તેમને કેટલીક શુદ્ધિ રહેતી અને સંપૂર્ણ બાહ્યદશા વખતે ભગવાનના નામનું અને ગુણનું કીર્તન કરતા.

*

સમાધિ કોને કહેવાય તે જાણો છો?

યત્ર યત્ર મનો યાતિ તત્ર તત્ર સમાધયઃ।

જ્યાં જ્યાં મન લીન થઈ જાય ત્યાં ત્યાં સમાધિ થઈ કહેવાય. જ્ઞાનની નિર્વિકલ્પ સમાધિ હોય છે. એવી અવસ્થામાં તેમનામાં અહંભાવ રહેતો નથી. ભક્તિ-યોગ વડે પ્રાપ્ત થતી સમાધિને સવિકલ્પ સમાધિ કહે છે. એવી અવસ્થામાં સેવ્ય-સેવક ભાવનું સ્મરણ રહે એટલા પૂરતો અહંભાવ રહી જાય છે. ઈશ્વર રસરૂપ છે અને ભક્ત રસિક એટલે રસનો ભોક્તા છે, અથવા ઈશ્વર આસ્વાદ્ય છે અને ભક્ત આસ્વાદક છે એટલા પૂરતો અહંભાવ રહે છે. ભક્તને સાકરરૂપ બની જવું ગમતું નથી. સાકરથી જરા અલગ રહીને—તેના ભોક્તા બનીને—તેની મીઠાશનો સ્વાદ લેવાનું ગમે છે.

તેની પ્રાર્થના કરો. તે દયામય છે.

તે શું ભકતની પ્રાર્થના નહિ સાંભળે? ન કેમ સાંભળે? તે તો કલ્પતરુ છે. તેની પાસે જે માગશો તે મળશે.

*

સાધારણ ઋષિમુનિઓ પોતે જ તરતા, પણ બીજાઓને તારી શકતા નહિ. ખેરનું લાકડું જેમ તેમ કરીને પોતે તરી શકે છે પણ તેના ઉપર એકાદ પક્ષી સરખું બેસે તો તે ડૂબી જાય છે. પણ નારદજી જેવા ઋષિઓ સીમળાના લાકડા જેવા હતા. તેઓ પોતે તરી જાણતા એટલું જ નહિ પણ બીજાં હજારો માણસોને પણ સાથે લઈ જતા. જેમ સ્ટીમર પોતે તરે છે એટલું જ નહિ પણ તેમાં જે બેસે તેને પણ તારી શકે છે.

નારદ જેવા વિજ્ઞાની આચાર્યો બીજા ઋષિઓ કરતાં વિશેષ પરાક્રમશાળી હતા. પાકા પટાબાજી કરનારા આંખે પાટા બાંધીને પણ પટા ખેલી શકે છે; અને એકઠી વખતે પાંચ છ માણસની સાથે હરીફાઈ કરી શકે છે.

જેઓ માત્ર જ્ઞાની જ છે અને વિજ્ઞાની નથી તેઓ બીજાઓને ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવી શકતા નથી. શેતરંજ રમતી વખતે કાચા ખેલાડીઓ ગમે તેમ કરીને પોતાના પ્રતિસ્પર્ધીનું મોરૂં મારવા ઉપર જ દૃષ્ટિ રાખે છે; પણ શેતરંજના ખરા ઉસ્તાદી દાવપેચ તેઓ બતાવી શકતા નથી. જે વિજ્ઞાની છે તેને કોઈ પણ પ્રકારનો ભય હોતો નથી. તેઓને સાકાર તેમ જ નિરાકાર બેઉનો સાક્ષાત્કાર થયેલો હોય છે. તેઓ ઈશ્વરના સાક્ષાત્કારનો આનંદ વધારે ભોગવી શકે છે. ચિંતન કરતાં કરતાં અખંડમાં જ્યારે મન લીન થઈ જાય છે ત્યારે તેમને અલૌકિક આનંદની પ્રાપ્તિ થાય છે; અને જ્યારે મનનો સંપૂર્ણ લય નથી થતો ત્યારે ઈશ્વરની મહત્તામાં મન પરોવાઈ તે દ્વારા આનંદ અનુભવાય છે.

*

અનંત મત અને અનંત માર્ગ છે. પણ એક વાત તમારે હમેશાં યાદ રાખવી કે કળિયુગ માટે તો નારદીય ભક્તિ એ જ વિધાન છે. એ માર્ગમાં પ્રથમ ભક્તિ પરિપકવ થયા પછી ભાવ અને ભાવના કરતાં પણ એક ઊંચી અવસ્થા છે. એ અવસ્થાને મહાભાવ કહે છે; અને તે પ્રેમનો ઉદય થતાં પ્રાપ્ત થાય છે. સામાન્ય મનુષ્યોને આ મહાભાવ અને પ્રેમ પ્રાપ્ત થઈ શકતાં નથી. જેમને તે પ્રાપ્ત થાય છે તેમને જ પરમ લાભ અર્થાત ઈશ્વરપ્રાપ્તિ થાય છે.

* તેઓ (વડીલો) કહે તે કરવુ, કરે તેના આપણે કાજી ન બનવુ.

* હરિશ્ચન્દ્રની ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવુ એ જ ખરુ સત્ય. આજે મારી બુદ્ધિ સમજે છે કે હરિશ્ચન્દ્ર કોઈ ઐતિહાસિક વ્યક્તિ નહિ હોય, છતા મારે મન હરિશ્ચન્દ્ર અને શ્રવણ આજે પણ જીવતા છે

* શુદ્ધ પ્રેમને કઈ જ અશક્ય નથી એમ હું જાણુ છું.

* સેકડો અનુભવોથી હુ એ તારણ કાઢી શક્યો છુ કે જેની નિષ્ઠા સાચી છે તેને પ્રભુ જ ઉગારી લે છે

* વિદ્યાભ્યાસ ને વિવાહ બેઉ એક સાથે તો હિ દુ સ સારમા જ હોય

* વ્યાયામને એટલે શારીરિક કેળવણીને માનસિકના જેવુ જ સ્થાન વિદ્યાભ્યાસમા હોવુ જોઈએ

* સાચુ બોલનારે ને સાચુ કરનારને ગાફેલ પણ ન રહેવુ જોઇએ

* નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની ગણાવી જોઇએ સારા અક્ષર એ વિદ્યાનુ આવશ્યક અ ગ છે

* સારા અક્ષર શીખવાને સારુ ચિત્રકળા આવશ્યક છે હું તો એવા અભિપ્રાય ઉપર પહોચ્યો છુ કે બાળકોને ચિત્રકળા પ્રથમ શીખવવી જોઇએ જેમ પક્ષીઓ વસ્તુઓ વગેરેને જોઇ બાળક તેને યાદ રાખી સહેજે ઓળખે છે તેમ જ અક્ષર ઓળખતા શીખે, ને જ્યારે ચિત્રકળા શીખી ચિત્રો વગેર કાઢતા શીખે ત્યારે અક્ષર કાઢતા શીખે તો તેના અક્ષર છાપેલ જેવા થાય

* કોઈ પણ હિંદુ બાળકે સંસ્કૃતના સરસ અભ્યાસ વિના ન જ રહેવું જોઈએ

* ભારતવર્ષના ઉચ્ચ શિક્ષણક્રમમા સ્વભાષા ઉપરાત રાષ્ટ્રભાષા હિંદી, સ સ્કૃત, ફારસી, અરબી અને અ ગ્રેજીને સ્થાન હોવુ જોઈએ આટલી ભાષાની સ ખ્યાથી કોઇએ ડરી જવાનું કારણ નથી ભાષા પદ્ધતિસર શીખવવામાં આવે અને બધા વિષયો અ ગ્રેજીની જ માર ફતે શીખવાનો ને વિચારવાનો બોજો આપ ણ ઉપર ન હોય તો ઉપલી ભાષાઓ શીખવામા બોજો નથી, એટલુ જ નહી પણ તેમા અતિશય રસ રહેલો છે

* સુધારો કરવા સારુ પણ માણસે ઊ ડા પાણીમા ઊતરવુ નહી જોઇએ. જેને સુધારવા છે તેની સાથે મિત્રતા હોય નહી મિત્રતામા અદ્વૈત ભાવના હોય એવી મિત્રતા જગતમા ક્વચિત જ જોવામા આવે છે મિત્રતા સરખા ગુણવાળા વચ્ચે શોભે અને નભે મિત્રો એકબીજાની ઉપર અસર પાડયા વિના ન જ રહે એટલે મિત્રતામા સુધારાને અવકાશ બહુ ઓછો હોય છે મારો અભિપ્રાય એવો છે કે અ ગત મિત્રતા અનિષ્ટ છે કેમકે મનુષ્ય દોષને ઝટ ગ્રહણ કરે છે ગુણ ગ્રહણ કરવાને સારુ પ્રયાસની આવ શ્યક્તા છે જેને આત્માની, ઇશ્વરની મિત્રતા જોઇએ છે તેણે એકાકી રહેવું ઘટે છે, અથવા આખા જગતની સાથે મૈત્રી કરવી ઘટે છે

* માંસાહારનો જે વિરોધ, જે તિરસ્કાર ગુજરાતમા અને શ્રાવકોમા ને વૈષ્ણવોમા જોવામા આવે છે તેવો હિ દુસ્તાનમા કે આખા જગતમા બીજે ક્યા ય જોવામા નહી આવે.

* જેને ઇશ્વિર ઉગારવા ઇચ્છે તે પડવા ઇચ્છતો છતો પવિત્ર રહી શકે છે

* જેમ ન પડવાનો પ્રયત્ન કરતો છતો મનુષ્ય પડે છે એવું આપણે અનુભવીએ છીએ તેમજ પડવા ઇચ્છતો છતો અનેક સંજોગોને કારણે મનુષ્ય બચી જાય છે એ પણ અનુભવ સિદ્ધ વાત છે. આમાં પુરુષાર્થ ક્યાં છે, દૈવ ક્યાં છે, અથવા કયા નિયમોને વશ વર્તીને મનુષ્ય છેવટે પડે છે અથવા બચે છે, એ પ્રશ્નો ગૂઢ છે. તેનો ઉકેલ આજ લગી થયો નથી અને છેવટનો નિર્ણય થઈ શકશે કે નહીં એ કહેવું કઠિન છે.

* મેં હમેશાં સ્ત્રીને સહનશીલતાની મૂર્તિ-રૂપે કલ્પી છે.

* પત્ની પતિની દાસી નથી પણ તેની સહચારિણી છે, સહધર્મિણી છે, બન્ને એક બીજાનાં સુખદુઃખનાં સરખા ભાગીદાર છે.

* (બીડી પીવાની) એ ટેવ જંગલી, ગંદી ને હાનિકારક છે એમ મેં સદાય માન્યું છે. બીડીનો આટલો જબરદસ્ત શોખ દુનિયામાં કેમ છે એ સમજવાની શક્તિ હું કદી મેળવી શક્યો નથી.

* અહિંસા જ્યારે વ્યાપક સ્વરૂપ પકડે ત્યારે તે પોતાના સ્પર્શથી કોને અલિપ્ત રાખે? એવી વ્યાપક અહિંસાની શક્તિનું માપ કાઢવું અશક્ય છે.

* જે માણસ અધિકારી આગળ, સ્વેચ્છાએ, પોતાના દોષનો, નિખાલસપણે ને ફરી કદી તે ન કરવાનો, પ્રતિજ્ઞાપૂર્વક સ્વીકાર કરી લે છે તે શુદ્ધતમ પ્રાયશ્ચિત્ત કરે છે.

* બાહ્ય શુદ્ધિ અતિ આવશ્યક છે, પણ પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રે શીખવ્યું છે કે મળત્યાગાદિની તથા સ્નાનાદિની બધી ક્રિયાઓ બિછાને પડ્યાં પડ્યાં પણ સંપૂર્ણ સ્વચ્છતાથી થઈ શકે છે, ને રોગીને કષ્ટ ઉઠાવવું પડતું નથી. જ્યારે જુઓ ત્યારે તેનું બિછાનું સ્વચ્છ જ હોય. આમ સચવાયેલી સ્વચ્છતાને હું તો વૈષ્ણવધર્મને નામે જ ઓળખું.

* ધર્મ એટલે આત્મભાન, આત્મજ્ઞાન.

* રામનામ આજે મારા સારુ અમોઘ શક્તિ છે.

* આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું.

* આજે હું જોઈ શકું છું કે ભાગવત એવો ગ્રંથ છે કે જે વાંચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય. મેં તો તે ગુજરાતીમાં અતિ રસથી વાંચ્યો છે, પણ મારા એકવીસ દિવસના ઉપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયાજીને શુભ મુખેથી મૂળ સંસ્કૃતના કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમ થયું કે બચપણમાં તેમના જેવા ભાગવદ્‌ભક્તને મોઢેથી સાંભળત તો તેના ઉપર પણ મારી ગાઢ પ્રીતિ બચપણમાં જ જામત.

* આ જગત નીતિ ઉપર નભેલું છે. નીતિમાત્રનો સમાવેશ સત્યમાં છે.

* વળી એક નીતિનો છપ્પો પણ હૃદયમાં ચોંટ્યો. આ રહ્યો એ ચમત્કારી છપ્પોઃ—

પાણી આપને પાય, ભલું ભોજન તો દીજે
આવી નમાવે શીશ, દંડવત કોડે કીજે;
આપણ ઘાસે દામ, કામ મહોરોનું કરીએ
આપ ઉગારે પ્રાણ,તે તણા દુઃખમાં મરીએ
ગુણ કેડે તો ગુણ દશ ગણો,
મન વાચા કર્મે કરી
અવગુણ કેડે જે ગુણ કરે,
તે જગમાં જીત્યો સહી.

* મારા સદ્વર્તનથી હું સભ્ય ગણાઉં તો ઠીક જ છે.

* દરેક નવયુવક પોતાને મળતા થોડા રૂપિયાનો પણ હિસાબ કાળજીપૂર્વક રાખશે તો તેનો લાભ જેમ ભવિષ્યમાં મને અને પ્રજાને મળ્યો તેમ તે પણ અનુભવશે.

# સાબરને કાંઠે — વિમળા પટેલ

જાણે બહુ યુગ વીતી ગયો હોય તે વખતની વાત છે

ગાધીજી આ જગાએ સૂતા આ જગાએ બેસતા આ જગાએ સાવિશ કરાવતા બધુ જ જાણે કાલે જ જોયુ ન હોય એમ આખ આગળ ખડુ થાય છે

અમે ત્યારે તો બહુ નાના કોલેજમા ભણતા હતા ગાધીજી ત્યારે દ આ થી પાછા ફર્યા હતા અમદાવાદમા આશ્રમ ખોલવાની વિચારણા ચલાવી રહ્યા હતા છાપામા સમાચાર જુદી જુદી રીતે ને અનોખી ભાતે રોજ રોજ આવતા તે અમે વાચતા અને અદરો અદર વાતો કરતા ત્યારે તે મહાત્મા' ન હતા

બ્રિટીશ સલ્તનતનો એ અમલ હતો બધા જ અગ્રેજી રીતરસમમા રગાએલા તે સમયમા અગ્રેજીને બદલે પોતાની માતૃભાષા (ગુજરાતી) મા તેઓ પ્રવચન કરતા એની ટીકા નોધ છાપાઓના છાપરે આવવા લાગી અમારા તે વખતના નાના કલ્પનાથી ભર્યા મગજમા ગાધીજી મટે ખરેખર અદ્ભુત છાપ પડી અહોભાવ તો એવો જાગ્યો કે અમે અદર અદર એમની મૂર્તિસ્વરૂપે કેવા ક હશે એની જુદી જુદી કલ્પનાઓના ઘોડા દોડવતા હતા કોઈ કહે 'યાર આફ્રિકામા ગોરા લોકોની સાથે રહેલો, તેમની સામે લડેલો ઝઘડેલો, એવો મિસ્ટર એમ કે ગાધી પ્રભાવશાળી તો હશે જ અને એની રહેણીકરણી પણ રૂઆબવાળી હશે '

કોઈ વળી જુદુ જ બોલે કોઈની કલ્પનામા મોટા ઓફિસર હોય કોઈની કલ્પનામા વળી કઈ હોય આમ અમે એમના સબધે એક શેખચલ્લીની જેમ વાતો કરતા હતા

એક દિવસ અમે બધાએ મળીને નક્કી કર્યું કે 'આજે તો એમ કે ગાધીને જોવા જ એટલા માટે એમને ઘેર જવુ ભલે તાપ લાગે પણ જવુ જ ને દર્શન કરવા '

ખરેખર તાપ આકરો હતો પરસેવાથી રેબઝેબ થતા અમે એમનો મુકામ શોધતા 'કોચરબ પાલડી' પૂછી નાખ્યુ છેવટે કોઈકે એમનુ મકાન બતાવ્યુ અમારી ધારણા જુદી જ નીકળી આલેશાન મકાનની અદર બેરિસ્ટર સાહેબ વસતા હોવા જોઈએ એની જગાએ એક તદ્દન સાધારણ મકાન બતાવવામા આવ્યુ અમે અદર પગ મૂકયો

જોઈએ છીએ તો એક સાદી સીધી રહેણી કરણીવાળો એક મણસ ઓશરીમા બેસીને હાથમા થાળી લઈને ચોખા વીણી રહ્યો છે

એણે અમારા સામુ જોયુ મલકાતુ મો એનુ જોઈને અમે થોડુક પામી તો ગયા કે અમે જેના દર્શને આવ્યા છીએ એ જ ગાધીજી હોવા જોઈએ

થાળી છેટે મૂકી અમને આવકારીને ઘરમા લઈ ગયા ખુરસી બતાવી એના પર બેસવા કહ્યુ પોતે પાણીનો લોટો પવાલુ લઈ આવ્યા અમને પાણી ધર્યું અને બોલ્યા 'ભાઈઓ તમે આટલા તાપમા આવ્યા છો તો પહેલા પાણી પીઓ ઠડા પડો ' કહીને મીઠુ મીઠુ હસ્યા

અહોહો એ જગતપિતાનુ પ્રેમહાસ્ય જિદગીમા ય ભૂલાય એવુ નહોતુ અમે તો નાના અમારે પૂછવાનુ ય શુ હોય? અમારે તો માત્ર દર્શન કરવા હતા થોડીક વાર મૂગા મૂગા બેઠા સામે એ પ્રેમમૂર્તિના દર્શન થઈ રહ્યા હતા એમા અમે રસબોળ થઈને છેવટે અમે ઊઠ્યા અમને વળાવવા ઝાપે આવ્યા આ બધુ કેમ ભૂલાય? એ તો અમારે માટેનો પુણ્યપ્રસગ કહેવાય એક મહાન પુરુષ નાના સરખા અમે અમને એના અનેક સતાનોમા

સમાવી લે એ કાંઈ નાનીસૂની વાત ગણાય?

* * *

સરદાર વલ્લભભાઈને બાપુ કેમ મળ્યા?

"સરદાર વલ્લભભાઈ અમારી સાથે રહે. એક દિવસ અમને સહસા પ્રશ્ન ઊઠયો: 'બધા તો ઠીક. પણ આ વલ્લભભાઈ જેવા અક્કડ વકીલ ગાંધીજીના રંગે કેમ રંગાયા હશે?' મેં જ હિંમત કરી એક દિવસ પૂછવાની.

"વલ્લભભાઈ તમે તો પૂરેપૂરા અંગ્રેજીના પાશમાં રંગાએલા છો. એમાં મિ. ગાંધીનો રંગ કયાં ચડયો." મોકો જોઇને મેં પૂછી લીધું.

"વાત કંઇક જુદી છે." ઝીણી આંખ કરીને વલ્લભભાઈએ પોતાની વાત કહેવા માંડી.

"અમે બેચાર કલબના મિત્રો. નવરાશ મળે એટલે કો'ક કો'ક દિવસ સાબરમતી આશ્રમમાં બેસવા જઈ ચડીએ. ગાંધીને મળી આવીએ. એ ડોસો અમને આમ તો ખૂબ વહાલો લાગે એટલે એનો સંગ અમને ગમતો. અમે અવારનવાર જવા લાગ્યા. એક દિવસ તો અમે બેઠા બેઠા એવું બેઠા કે રાતના દશ અગીઆર વાગી ગયા તો ય તેનો ખ્યાલ ન આવ્યો. છેવટે, અમે ઊઠયા. ડોસાએ મારી સામે જોઇને કહ્યું: 'વલ્લભભાઈ, મારે તમારી સાથે વાત કરવી છે. તમે બેસો. બીજા ભાઈઓને જવા દો.'

આંખના ઈસારે તે ભાઈઓ ઊઠયા. હું બેઠો. એ પછી ડોસાએ કહ્યું: 'વલ્લભભાઈ, આ આશ્રમનું સંચાલન તમે કરો. તમારા જેવા પુરુષની શોધમાં હતો જ. તમે સામેથી મળો છો. તમને જ એ કામ સોંપવા માગું છું. બોલો તમારી શી ઇચ્છા છે?'

હું મુંઝાયો. મારા જેવો એક આદમી, અનેક નબળાઇઓથી ભરેલો, આશ્રમને તે શું સંભાળી શકે! મને ભારે ગડમથલ શરૂ થઇ. મારા મનમાં વલોવાટ પેદા થયો.

'હું વિચાર કરીને કહું તો?' મેં જવાબ આપ્યો.

'ભલે પણ નિરાશ તો મને નહિ કરો ને?' ડોસાએ પ્રેમનજરે વીંધતાં મને પૂછ્યું.

ઘેર ગયો.

આખી રાત ઊંઘ ના આવી. બસ આંટા જ માર્યા, ઘરમાંથી બહાર ઓસરીમાં. ઓસરીમાંથી નીચે. નીચેથી ઓટલે. ઓટલેથી બગીચે. એમ આંટા જ માર્યા. એક જ વિચાર. ડોસાની પાસે અનેકાનેક યોગ્ય માણસો હોવા છતાં મારા જેવા ઉપર એની નજર પડે, એમાં જરૂર ઈશ્વરી સંકેત હશે. તે જ વખતે, મેં સંકલ્પ કર્યો: 'બસ. આવતી કાલથી વકીલાત બંધ, સરકારી સંબંધો બંધ. અન્ય પ્રવૃત્તિઓ બંધ અને બાપુ પાસે જઇને બેસી જવું.'

સવારે મારી પુત્રી (મણિબહેન) એ પૂછ્યું: 'તમે રાત્રે ઊંઘ્યા જ નહિ એનું કારણ શું.' જવાબ આપ્યો કે 'ડોસાએ મને ઝડપી લીધો છે. પછી ઊંઘ શેની આવે.'

બસ એ જ દિવસ એવો ઊગ્યો કે 'મેં મારું બધું બાપુના ચરણમાં સમર્પણ કરી દીધું.'

કહેતા કહેતાં હર્ષાશ્રુ અમે જોયાં ને ધન્ય થયાં. આ પ્રસંગ પણ અમારી યાદદાસ્તની દિવાલે અંકાએલ છે. તે કદિ જ ભુલાશે નહિ ..

બપોરની વેળા. સામે નદીની રેત. માથે આકરો તાપ. નીચે તપેલી ભોંય. આંગણે અતિથિરૂપે એક સદ્‌ગૃહસ્થ આવે છે. સુકલકડું શરીર. માથે કાળી ટોપી. લાંબો કોટ અને ધોતિયું. સજ્જનતા ભરેલા તે. પૂરેપૂરા ભાવનાશાળી છે. બરાબર પગથિયાં પાસે ઊભા રહીને આ બે ય ધન્ય પ્રસંગો તે ગદ્દગદ્દ થઈને વર્ણવે છે. બાપુના પ્રેમનો પ્યાલો તેમણે પીધો છે. તેનું તેમને તાન હતું. તેનો તેમને નશો હતો. અવાક્ થઇને હું તો સાંભળતી હતી અને સાથે વિચારતી હતી કે આવા સાગર જેવા જગત પિતાના પરિવારમાં આવા કેટલાં ય ભાંડુઓ પડયાં હશે!

*

[ અંક બીજાથી ચાલુ ]

( કવિ જાય છે એક બૌદ્ધ મંદિરે એમાંથી તે આહ્લાદ અનુભવે છે શહેરની ધનલોલુપતા ભરેલી દૃષ્ટિમાં નમતી જે હૃદયવ્યથા ઊભી થએલી તેમાંથી કંઈક શાતા મેળવે છે સાથે સાથે બ્રહ્મદેશની મુક્ત કન્યાઓને જોઈ એમને વિચારોના આંદોલનો જાગે છે વિ )

અત્યાર લગી જે કાંઈ જોવા મળ્યું, તેના સારમાં કોઈ વસ્તુ છીનવાઈ હોય એવો જ અનુભવ થયો એકાદુ એક શહેર પણ તે પાછું કોઈ એક નહિ એવું અત્યારે જે કાંઈ જોવાય છે, તેમાં તેનો વિશેષ એક પ્રભાર છે તેનાથી મન ખુશી થાય છે સન્તપ્ત થાય છે આધુનિક બંગાળી ઘરોમાં વચગાળે ફેશનવાળી છોકરીઓ જોવા મળે છે તેઓ ઝપઝપ કરીને ચાલવાની હોય, પટપટ કરીને અંગ્રેજીમાં બોલવાની હોય, તેનાથી મનમાં અણગમો ઊભો થાય અને મનમાં એમ થાય કે જાણે ફેશન જ પ્રધાનપદ ભોગવતી હોય છે બંગાળી છોકરીઓને માટે જ આમ છે એમ નહિ બધે જ આ વ્યાપક છે એવામાં ફેશનમુક્ત એક સરળ સુંદર બંગાળી કુટુંબની કન્યાઓને જોતા જ, જેમ એક સ્વચ્છ ગંભીર સરોવરની પાળે આવેલા પવનથી તૃષાર્ત હરણની તરસ છીપાય, એમ કંઈક અનુભવ થયો મંદિરમાં પ્રવેશ કરતા જ મારું મન એક આનંદના ચમકારે ચમકી ઊઠ્યું મનમાં થયું જેમ હો તેમ, આમાંથી જે કાંઈ દૃશ્ય થશે તે અનેક ગણું મારું હશે મારું આ રંગૂન શહેર આની પાસે અદૃશ્ય બની ગયું બહુ વર્ષોનો મોટો વિશાળ બ્રહ્મદેશ આ મંદિરમાં સમાયેલો દેખાયો

પ્રથમ તો, બહારના તેજમાંથી એક જાતના કાળની વિશેષભાવયુક્ત છાયામાં આવીને ઊભો મંદિરના મોટા પગથિયા ઉપર જઈ રહ્યા હતા તેના ઉપર એક મોટું પાથરણું આચ્છાદિત થયું હતું પગથિયાની બે બાજુ પૂજા સામગ્રી માટે ફળ, ફૂલ, મીઠાઈ વગેરે વેચાતા હતા અને આ વેચનારાઓ મોટેભાગે બ્રહ્મીય કન્યાઓ હતી ફૂલોનો રંગ એમના રેશમી વસ્ત્રોના રંગ જોડે ભળી જતો હતો અને તેથી કરીને મંદિરમાં સૂર્યાસ્ત વખતના આકાશ જેવી શોભા થતી હતી સૌને છૂટ હતી જે તે વેચવા માટેની કોઈને કશાનો નિષેધ હતો નહિ મુસલમાન વેપારીઓ વિલાયતી હીરા મોતીની દુકાન માંડીને બેસી ગયા હતા અને માસમાટીનો ય વિચાર કર્યા વગર ચારેકોર ખાવાપીવાના જ વિચાર ટાંકિયા કરતા હતા એની સાથેનો જ જાણે વ્યાપાર સંબંધ હોય એમ લાગતું હતું ફક્ત એટલું કે હાટબજારમાં જે જાતની ગોઠવણ દેખાય તે અહિં જોવા ના મળી બધે નિરાળાપણું તો નહિ પણ છાનું, સ્તબ્ધ નહિ પણ શાન્ત. એવો ભાસ થતો હતો અમારી સાથે બ્રહ્મદેશીય એક બૅરિસ્ટર હતા એમને પ્રશ્ન થયો કે 'મંદિરના પગથિયામાં માસમચ્છી ખવાય, વેચાય' ત્યારે યાદ આવે છે બુદ્ધનો એક ઉપદેશ કે જેઓ પાઠ આપતા ગયા છે, કહી ગયા છે કે "જેમાં માનવકલ્યાણ છે, એમાં 'જબરદસ્તી' એ ઉપાય નથી એનાથી ભલું થઈ શકતું નથી બહારના શાસન કલ્યાણ કરી શકતા નથી અંતરની ઇચ્છામાં જ મુક્તિ છે એટલા માટે સમાજમાં કે મંદિરોમાં આચાર સંબંધે જબરદસ્તી નથી " આ એની ખાતરી છે

સીડી ચડીને ઉપર જ્યાં ગયા ત્યાં ખુલ્લી જગા હતી ત્યાં જ નાના નાના જુદાં જુદાં જાતના મંદિર નજરે પડ્યા એ મંદિરમાં

જરા ય ગંભીરતા નહિ. કેવળ શિલ્પકામનો ઠઠેરો ભરચક ભરેલો જાણે છોકરાંનાં રમકડાં ભર્યાં પડયાં હોય એમ. આવો અદ્ભુત પંચરંગી વ્યાપાર ક્યાં ય જોયો નહિ, બહુ જૂનાં પુરાણાં શિલ્પ અત્યારનાં સસ્તા શિલ્પ પાસે ક્યાં ય ચડે છે!

આ મંદિરની સાજસજાવટ; પ્રતિમા, નૈવેદ્ય, વગેરે એવાં હતાં જાણે છોકરાંઓનો ઉત્સવ હોય. એમાં ન મળે કોઈ અર્થ. માત્ર કોલાહલ. જેમ કે કોઈ એક ઘરમાં છોકરાંની વસતિ મોટી હોય અને તેમની ગરબડ અને એ ગરબડમાં ય એમનો આનંદ જણાતો હોય એવું આ હતું.

મંદિરની ઉપરનાં સોના-પીત્તળનાં શિખરો જાણે કે બ્રહ્મદેશની કન્યાઓ આનંદમાં આવીને હો હો કરતી ઊંચે સાદે હસતી હોય અને એનો પડઘો—ગોખારો—ઊંચે આકાશમાં જતો હોય એમ લાગતાં હતાં. એવી એ કન્યાઓ માટે ગંભીર ઉંમર હોતી નથી. આવી રંગીન કન્યાઓ સૌથી વધારે નજરે પડતી હોય છે.

આ દેશમાં આ જ બધાં પુષ્પોની જેમ જ્યાં ને ત્યાં બિછાયેલાં જોવામાં આવે છે. એમના સિવાય બીજું કંઈ નજરે પડે જ નહિ ને.

લોકો કહે છે કે અહિના પુરુષો આળસુ અને આરામપ્રિય હોય છે. અન્ય દેશોમાં પુરુષો જે કામ કરતા હોય છે, તે જ કામ અહિની છોકરીઓ કરતી હોય છે. મનમાં મને એમ થયું કે છોકરીઓને જુલમ તો થતો નહિ હોય. પણ ખરી રીતે, તેનાથી ઊલટું જાણવામાં મળ્યું. છોકરીઓને જ આવાં કામોમાં રસ હોય છે. આનંદ પડતો હોય છે. અને એમનો વિકાસ પણ તેમાં જ થતો હોય છે. ફક્ત બહાર ફરવાથી તેમને મુક્તિ જણાય છે તેમ નથી. સ્વતંત્ર કામકાજ કરવામાં મનુષ્યને મોટામાં મોટી મુક્તિ અનુભવાય છે. પરાધીનતા સૌથી મોટું બંધન નથી પણ એમાં કાર્યનું સંકીર્તન જ કઠોર પિંજરમાં પૂરાયેલું જણાય છે.

અહિની છોકરીઓ આ પિંજરમાં પૂરાયેલી નથી માટે તે પોતાની પૂર્ણતા અને આત્મપ્રતિષ્ઠાનો લાભ પામી શકી છે. પોતાના અસ્તિત્વ આગળ પોતે સંકુચિત રહેતી નથી. નારીલાવણ્યે તો તે પ્રેયસી જેવી હોય છે. શક્તિના મુક્તિગૌરવે તેઓ ઉત્તમ હોય છે. કાર્યની કુશળતામાં સાંતાલ કન્યાઓ મને ચડતી દેખાતી હતી. તેઓ આકારો પરિશ્રમ કરે ખરાં, પણ એક શિલ્પી સખત હાથે જ ટાંકણાથી મૂર્તિ ઘડી શકતો હોય છે. એ જ રીતે પરિશ્રમના ટાંકણામાં સાંતાલ કન્યાઓનો દેહ અટલપણે સુવ્યક્ત થતો હોય છે અને એમની હરેક પ્રકારના ગતિભંગમાં એક જાતની મુક્તિનો મહિમા પ્રકાશ પામતો હોય છે. કવિ કીટ્સ કહે છે "સત્ય જ સુંદર છે." એટલે કે સત્યમાં બાધકથી મુક્ત એવી સંપૂર્ણતામાં સૌન્દર્ય હોય છે. સત્ય મુક્તિનો જેને લાભ થયો, તે પોતે જ સુંદર બનીને પ્રકાશ પામે છે. પ્રકાશનું પૂર્ણત્વ એજ સૌન્દર્ય છે. આ વાતનો ઉપનિષદની વાણીથી મને અનુભવ થયો છે.—આનંદ રૂપમમૃતં યદ્વિભાતિ અનંત સ્વરૂપ જ્યાં પ્રકાશે છે ત્યાં અમૃતરૂપ, આનંદરૂપ ગણવું. માણસ ભયથી લોભથી ઇર્ષ્યાની મૂઢતાથી પ્રયોજનનું સંકીર્તન ઢાંકી દેતો હોય છે અને ત્યારે તે વિકૃત બની જાય છે. એ વિકૃતિનાં ઘણી વાર મોટાં નામ આપી વિશેષ ભાવે તે પાછો આદર કરતો હોય છે. (ક્રમશઃ)

અનુ૰ વિમળા પટેલ

તોસા—મારુ જહાજ
૨૭ વૈશાખ—૧૩૨૩

જ્ઞાનહીન મનુષ્ય ઘોડાની પૂછડી પકડીને આખે રસ્તે લાત ખાતો ખાતો જાય છે અને જ્ઞાનવાન મનુષ્ય ઘોડાની પીઠ પર સવાર થઈને આનંદ તથા સુખની સાથે મોજ કરતો માર્ગ કાપે છે આત્મજ્ઞાની મનુષ્યને કોઈ પણ કર્મ, કર્મ તરીકે લાગતુ નથી વસંતઋતુનો વાયુ ફૂલોની સુગંધને જેટલી સહેલાઈથી લઈ શકે છે, તેટલી સહેલાઈથી સ્થિતપ્રજ્ઞ મનુષ્ય એક પહાડ જેવુ પ્રચંડ કાર્ય કરે છે નિષ્કામતાના અપૂર્વ-અસામાન્ય-ઉપદેશક ભગવાન રામ તરફ જ દૃષ્ટિ કરો માનવજાતિના ઈતિહાસમા આટલા થોડા કાળમા માત્ર એક જ વ્યક્તિને હાથે એટલુ બધુ કામ થયુ હોય તેવુ એક તો ઉદાહરણ આપો! તેમણે સેંકડો ગ્રંથો રચ્યા, મંડળો સ્થાપી, રાજાઓને સ્વમતાનુયાયી બનાવ્યા અને સેતુબંધ રામેશ્વરથી હિમાલય પર્વત પર્યંત સમસ્ત ભરતખંડમા પ્રચંડ મહાસભાઓ ભરી હતી જેવી રીતે નક્ષત્રોમાથી પ્રકાશ અને પુષ્પમાથી સુગંધ ચારે તરફ પ્રસરે છે તે પ્રમાણે આ મહાકાર્યનો પ્રચંડ ઓઘ તેમનામાથી સહજે સહજે નીકળ્યો હતો

* * *

આપાણુ બ્રહ્મત્વ સિદ્ધ કરી મોહ તથા દૌર્બલ્યનો ત્યાગ કરો તેને જીતો તેને વશ કરો. સ્વાત્મનિષ્ઠ મનુષ્યને આખા જગતે એક બાજુ થઈને માર્ગ આપવો જ જોઈએ જગતના પ્રભુ તમે થાઓ નહિ તો જગત તમારા પર પોતાનુ પ્રભુત્વ જમાવી દેશે સંશયી કિંવા અંધશ્રદ્ધાના ગુલામને મોક્ષ પ્રાપ્ત થનાર નથી પોતાના બ્રહ્મત્વ વિષે હૃદયમા સંશયને જગ્યા આપવા કરતા તેમા બંદૂકની ગોળીને જગ્યા આપવી એ જ બહેતર છે તમારુ અંતઃકરણ તમને આ બાબતમા દગો દેતુ હોય તો તેને ખેંચી કાઢો અને ફેંકી દો! ઉલ્લસિત વૃત્તિથી સત્યસાગરમા પ્રવેશ કરો ગભરાઓ છો શા માટે?

કોનાથી ડરો છો? ઈશ્વરથી? એ તો તદ્દન મૂર્ખતા છે, માણસથી ડરો છો? એ તો ભીરુતા છે પંચ મહાભૂતથી ડરો છો? તો તો હિંમત ધરો તમારી જાતથી જ ડરો છો? ત્યારે તો આત્માને ઓળખો કહો કે હુ ઈશ્વર છુ, 'રામ' સત્યસ્વરૂપ છે

* * *

ગરીબ, ભૂખે મરતા હિંદી ખેડૂતના સ્વરૂપમા સાક્ષાત નારાયણ એ જ મારો ઉપાસ્ય દેવતા છે એવો આ મારો ધર્મ છે અને કોઈ પણ હિંદવાસીઓનો એ જ ધર્મ, એ જ સર્વ સાધારણ પંથ, એ જ વ્યાવહારિક વેદાંત અને એ જ ભક્તિમાર્ગ હોવો જોઈએ એકની લુખી લાગણી અથવા હિંદ રોજી જ ચાલશે નહિ રાષ્ટ્રીયત્વની જુસ્સાદાર લાગણી ફેલાવવામા હિંદમાતાના દરેક પુત્રે પ્રયત્ન કરીને મદદ કરવી જોઈએ બાળકો બાળપણમાથી પસાર થયા સિવાય તરુણત્વમા આવી શકતા નથી રોમેરોમમથી આખા રાષ્ટ્ર સાથેનુ તાદાત્મ્ય સ્ફુર્યા સિવાય વિરાટ સ્વરૂપ પરમાત્મા સાથેનુ પોતાનુ ઐક્ય કોઈ અનુભવી શકતુ નથી દરેક ભારતપુત્રમા હિંદમાતા વસે છે એમ જાણીને દરેકે તેની સેવામા તત્પર થવુ જોઈએ હિંદુસ્તાનમા દરેક ગામ શહેર, નદી, પશુ, પક્ષી અને આખા હિંદને દેવતા માનીને પૂજા કરવામા આવે છે હિંદમાતાના આ અનેક અંશાવતારના પૂજનથી પૂર્ણાવતારના પૂજનની સ્ફૂર્તિ થવાનો અને અખિલ હિંદમાતાને દેવતા માનીને તેની પૂજા કરવાનો સમય શુ હજી નથી આવ્યો? આપણે હિંદુલોકો દુર્ગાની પથ્થરની પ્રતિમામા પણ પ્રાણપ્રતિષ્ઠા કરી

ચૈતન્ય ઉત્પન્ન કરી શકીએ છીએ તો શું સાક્ષાત દુર્ગાસ્વરૂપ હિંદમાતામાં ચૈતન્ય, તેજ અને પ્રાણ આણવાં ન જોઈએ? હૃદયો એક થવા દો એટલે મસ્તક અને બાહુઓ એની મેળે એકઠાં થશે. સૌનું દિલ એક થતાં જ સૌને પરસ્પર બુદ્ધિ અને હાથની સહાયતા મળશે.

* * *

ભારતવર્ષના ધર્માંધ વહાલાઓ! તમે તમારાં સર્વ શાસ્ત્રો યથાર્થ આચરણમાં લાવો. અનેક પ્રકારના કડક પ્રતિબંધો ઢીલા કરો. રાષ્ટ્રીય બંધુભાવ આગળ તીવ્ર જાતિભેદને ગૌણ માનો એમ તમને રાષ્ટ્રીય ધર્મ આજ્ઞા કરે છે. જે હિંદુસ્તાને એક વખત જગતના નિરાશ્રિતોને માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખ્યાં હતાં અને જુદા જુદા લોકો તથા દેશોને આશ્રય આપ્યો હતો તે જ હિંદુસ્તાનમાં આજે પોતાનાં બાળકોને સૂકી રોટલીનો ટુકડો પણ આપવાની શક્તિ રહી નથી; એ તમને દેખાતું નથી? સૌને યોગ્ય સ્થાન મેળવવાની છૂટ આપો. માથું ગમે તેટલું ઊંચું કરો પરંતુ પગ તો એક જ સર્વ સાધારણ ભૂમિ ઉપર રહેવા જોઈએ એ ધ્યાનમાં રાખો. બીજો દુર્બળ હોય કે તેની મરજી હોય તો પણ તમારા પગ તેના માથા કે ખભા ઉપર મૂકશો નહિ.

* * *

તરુણ ભાવી સુધારકો! હિંદુસ્તાનના પ્રાચીન રીતરિવાજ અને ધર્મની નિંદા કરશો નહિ. કુસંપનું એક બીજ વધારે રોપવાથી હિંદી લોકોમાં ઐક્ય થઈ શકે તેમ નથી. હિંદુસ્તાનની આધિભૌતિક અવનતિનો દોષ તેના ધર્મ અને સાત્ત્વિકપણા ઉપર મૂકશો નહિ. બગીચો લૂંટાઈ જવાનું કારણ કાંટા અને થોરની વાડનો અભાવ જ છે. તે વાડ નવી કરો, પરંતુ સુધારાને નામે બગીચા વચ્ચે ઊગતાં ફળફૂલનાં ઝાડ ઉખેડી નાખવાનો કુવિચાર કરશો નહિ. હે ઉપયોગી બળ અને કાંટાઓ! તમે તો તારક તત્ત્વો છો. હિંદુસ્તાનને તમારી જરૂર છે.

* * *

શૂદ્રોના શ્રમ કરતાં—સેવાધર્મની મહત્તા ગાતાં—હું તમોગુણને સત્ત્વ અને રજના કરતાં ઓછા મહત્ત્વનો ગણતો નથી. મારું કહેવું એટલું જ છે કે હિંદુસ્તાનમાં આપણે તમોગુણ વિરુદ્ધ પૂજ્ય બુમરાણ મચાવી તેનો પ્રતિકાર કરવાથી જ આપણે આપણામાં તેની અતિશય વૃદ્ધિ કરી મૂકી છે. હવે તો આપણે તમોગુણનો ઉપયોગ કરતાં શીખીને તેને ઉજ્જવલ કરવો જોઈએ. મેલું ખાતર ઉપયોગમાં લીધા સિવાય જો આપણે ફેંકી દઈશું તો બગીચા શી રીતે તૈયાર થઈ શકશે?

* * *

તમોગુણ એ કોલસો છે. તેના સિવાય રજોગુણરૂપી અગ્નિ અને વરાળ તથા સત્ત્વગુણરૂપી પ્રકાશ ઉત્પન્ન થતાં નથી. કોઈ પણ દેશમાં જેટલે અંશે તમોગુણનો પાયો મજબૂત હોય છે તેટલે અંશે હિમાલયથી ઉત્પન્ન થતા રજોગુણના અગ્નિ અને સત્ત્વગુણના પ્રકાશનું જોર વિશેષ હોય છે. એ સિદ્ધાંત આધુનિક મસ્તકવિદ્યાના સિદ્ધાંત સાથે બરોબર મળે છે. એ શાસ્ત્રમાં કહ્યું છે કે 'નૈતિક અથવા બૌધિક વિકાસ ગમે તેટલો થયો હોય તો પણ તેજસ્વિતા અને ચારિત્ર્યની શક્તિઓને મનુષ્યની તામસી વૃત્તિનો મજબૂત આધાર મળ્યા સિવાય તે નિરુપયોગી નીવડે છે.' અને તેથી જ હિંદુ લોકો મહાદેવને તમોગુણના અધિષ્ઠાતા કહે છે.

* * *

કાચીનો રાજા કર્ણાટકની ચડાઈએ ઊપડ્યો તે વિજયી થયો ચંદન, હાથીદાંત અને સોના માણેકથી હાથીઓ લદાયા

સ્વદેશ પાછા વળતા રસ્તામાં ભુવનેશ્વરીના મંદિરમાં બલિદાનના લોહીની નદી વહેવડાવી રાજાએ પૂજા શોભાવી

પૂજા કરી પાછા ફરતા રાજાને શરીરે હતાં લાલ વસ્ત્ર, ગળામાં હતી જાસ્વદીની માળા, કપાળે રક્તચંદનનું તિલક, અને સાથે હતા માત્ર મંત્રી તથા વિદૂષક

એક ઠેકાણે રસ્તાને કિનારે આંબાવાડીમાં બાળકો રમતાં એને દેખાયાં

રાજાએ પોતાના બંને સાથીઓને કહ્યું 'ચાલો જોઈએ, શી રમત છે તે '

છોકરાઓ બે હારમાં ટીંગણીઓ સજાવી લડાઈ લડાઈ રમતા હતા

રાજાએ પૂછ્યું, 'કોની સાથે કોની લડાઈ ચાલી છે?'

બાળકોએ કહ્યું 'કર્ણાટક સાથે કાચીની'

રાજાએ પૂછ્યું કોનો વિજય? કોની હાર?'

છોકરાઓ છાતી ફુલાવીને બોલ્યા, 'કર્ણાટકનો વિજય કાચીની હાર '

મંત્રીનો ચહેરો ગંભીર બન્યો રાજાની આંખો લાલ લાલ થઈ વિદૂષક માત્ર ખડખડાટ હસી પડ્યો

રાજા પોતાના સૈન્ય સાથે પાછો નીકળ્યો ત્યારે પણ બાળકોની રમત ચાલુ જ હતી

રાજાએ હુકમ છોડ્યો 'એકેક પીટ્યાને બાંધો ઝાડ સાથે અને ઝૂડી કાઢો નેતર વડે'

ગામમાંથી એમનાં માબાપ દોડી આવ્યાં કહેવા લાગ્યાં, એ તો બિચારાં બાળકો જ રહ્યાં, રમતાં હતાં પોતાની રમત એમને ક્ષમા કરો '

રાજાએ સેનાપતિને બોલાવી કહ્યું 'આ આખા ગામને એવી તો ધાક બેસાડો કે જેથી કરીને કાચીના રાજાને એ જન્મભર યાદ કરે.

એટલું બોલી એ શિબિરે ચાલ્યો ગયો

સાંજે સેનાપતિ આવી રાજા આગળ ઊભો રહ્યો નીચા નમી મુજરો કરી બોલ્યો, 'મહારાજ, શિયાળવાં-કૂતરાં સિવાય કોઈ નો યે અવાજ ગામ આખામાં સંભળાતો નથી '

મંત્રીએ કહ્યું, 'મહારાજની માન પ્રતિષ્ઠા સચવાઈ '

પુરોહિતે કહ્યું 'વિશ્વેશ્વરીની મહારાજ પર કૃપા છે

વિદૂષક કહે, 'હવે મને રજા આપો '

રાજાએ પૂછ્યું, 'શા માટે?'

વિદૂષક કહે 'મને નથી આવડતું મારતાં કે કાપતાં ભગવાનની દયાથી એક માત્ર હસતાં આવડે છે મહારાજના દરબારમાં રહ્યો તો મારું હાસ્ય જ હું ભૂલી જવાનો!'

*

રથયાત્રાનો દિવસ પાસે આવ્યો

રાણીએ રાજાને કહ્યું, 'ચાલો રથ જોવા જઈએ '

રાજા કહે, 'ઉત્તમ '

અશ્વશાળામાંથી અશ્વ નીકળ્યા, હસ્તિશાળામાંથી હાથી માણસ પાલખીઓની હાર જ લાગી અને આગળપાછળ ચાલવા લાગ્યા ભાલદાર, ચોપદાર, દાસદાસી

પાછળ રહી ગયો માત્ર એક જ જણ, જેનું કામ હતું રાજમહેલની સાવરણીઓ માટે લાકડીઓ અને સળીઓ આણી આપવાનું

સરદારે એની પાસે જઈ કૃપાળુપણે પૂછ્યું, 'અરે, આવવું હોય તો ચાલ ને '

હાથ જોડીને એ બોલ્યો, 'મારાથી આવી શકાય તેમ નથી '

રાજાને કાને વાત ગઈ બધા જ આવે છે'

પણ આ જ એકલો દુઃખી માત્ર આવતો નથી.

દયાર્દ્ર થઈ રાજાએ મંત્રીને કહ્યું, 'એને પણ બોલાવી લો.'

રાજમાર્ગની બાજુએ જ હતું દુઃખીનું ઘર. મંત્રીનો હાથી ત્યાં પહોંચ્યો કે એણે પેલાને બોલાવીને પૂછ્યું, 'અરે દુઃખી, ભગવાનની સવારી જોવી છે ને? ચાલ.'

દુઃખી હાથ જોડી બોલ્યો, 'ક્યાં સુધી આવું? ભગવાનના દરવાજા સુધી પહોંચવાનું શું મારા નસીબમાં છે?'

મંત્રી કહે, 'તને તે કોની બીક? રાજાની સાથે તો તું આવવાનો.'

તે બોલ્યો, 'બાપ રે બાપ! રાજાની વાટ તે શું મારી વાટ?'

મંત્રી કહે, 'તો પછી તારી શી વાટ (વલે)! ભગવાનની સવારી જોવાનું તારા નસીબમાં જ નથી લાગતું.'

તે બોલ્યો, 'નહીં કેમ? ભગવાનની સવારી તો રોજ જ રથમાં બેસી મારે દરવાજે આવે છે.'

મંત્રીને હસવું આવ્યું. બોલ્યો, 'તારે દરવાજે રથનાં ચિહ્ન ક્યાં છે?'

દુઃખી બોલ્યો, 'ભગવાનના રથના ચિહ્નો ઊમટે નહીં.'

મંત્રી કહે, 'તે કેમ?'

દુઃખી કહે, 'કારણ તેઓ પુષ્પક રથમાં બેસીને આવે છે.'

મંત્રી કહે, ત્યારે ક્યાં છે એ રથ?'

દુઃખીએ બતાવ્યું—તેના દરવાજાની બંને બાજુએ બે સૂર્યમુખી ખીલ્યાં છે.

'રવીન્દ્ર-સૌરભ'

☆


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

**'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ**

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

**['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]**


અનુક્રમણિકા .................................................. ૧૨, જૂન ૧૯૬૧




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

✿

| | |
|---|---|
| આવા હતા બાપુ -૧ ૨ ૩ દરેકના | ૦-૫ |
| ગાંધી ગુરુ | ૧-૦૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧-૨૫ |
| અ લાહના બંદાઓ | ૦-૩૭ |
| મસ્તીની પળોમા | ૦-૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| આવા હતા બાપુ-૪ | ૦-૫૦ |
| આવા હતા બાપુ-૫ | (છપાય છે) |
| મીરાંના ભજનો | ,, |



સાંઢ ટળી થ્યા સંત, કુબજા ટળા સુબજા સુઝે;
તું થી સાંધ્યા તંત, (ઇ) પારે પૂગ્યા પ્રીતમા!

સૂર સમો નહિ ચાંદલો, ગંગ સમું નહિ નાણું;
ગરુ સમો નહિ ચેલકો, રથી સમું નહિ પાણું.

કરમ તણી કઠણાઇયું, મા થે મંડા ણી;
(પણ) અખંડ અમરતધારની એ લી રે લા ણી.

અણુભણુ કાતાં વાવરે, બુદ્ધિમંત અણુજંત્ર;
વશેક વધાઉ કરે (ઇ) મારણુ કારણુ મંત્ર.

બલિહારી બુદ્ધિ તણી, બાંધ્યો અણુનો બંધ;
લાખ પુરુખ પરજાળણી વધાઉ નાખો ગંગ.

વિદ્યાથી સુગતિ મળે વિ દ્યા થી સુ ખ શાં તિ;
(પણ) વિદ્યા બાળે વિશ્વને (ઇ) ભણતર કેરી ભ્રાંતિ.

તનસુખ ભટ્ટ

# આશાબાપુ

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [ ૧૨ - જુલાઈ - ૧૯૬૧ ] અંક ૫ મો

યથાશક્તિ કોને કહેવાય? પોતાની બધી શક્તિ જરાયે સંકોચ વગર વાપરવી તે. એવા શુભ પ્રયત્નમાં ઘણું કરીને સફળતા મળે છે

ગાંધીજી



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

અથાતો ભક્તિં વ્યાખ્યાસ્યામઃ ॥૧॥

'હવે પછી ભક્તિની વ્યાખ્યા કરીશું.'

'સા ત્વસ્મિન્ પરમપ્રેમસ્વરૂપા ॥૨॥

ભક્તિ એટલે ભગવાનમાં પરમ પ્રેમ પ્રગટ થાય તે.

અમૃતસ્વરૂપા ચ ॥૩॥

ભક્તિ તો અમૃતના જેવી અમર અને મધુર છે.

યલ્લબ્ધ્વા પુમાન્ સિદ્ધો ભવતિ અમૃતો ભવતિ તૃપ્તો ભવતિ ॥૪॥

ભગવાનમાં પરમ પ્રેમ થાય ત્યારે ભક્ત સિદ્ધ અને અમર બને છે. તે પરમ સંતોષનો અનુભવ કરે છે.

યત્પ્રાપ્ય ન કિંચિદ્ વાંછતિ ન શોચતિ ન દ્વેષ્ટિ ન રમતે ન ઉત્સાહીભવતિ ॥૫॥

ભગવાનમા અનુરાગ પ્રગટે એટલે ઝંખના, શોક, દ્વેષ અને રાગ શમી જાય છે; તેને સંસારમાં સ્વાર્થ સાધવાનો ઉત્સાહ રહેતો નથી.

યજ્જ્ઞાત્વા મત્તો ભવતિ સ્તબ્ધો ભવતિ આત્મારામો ભવતિ ॥૬॥

પ્રેમનું સ્વરૂપ જાણીને ભક્ત મસ્ત બને છે, આશ્ચર્યમાં ગરકાવ થાય છે અને પોતાના આત્મામા જ આનંદ કરે છે.

'સા ન કામયમાના નિરોધરૂપત્વાત્ ॥૭॥

ભક્તિ નિરોધસ્વરૂપ ગણાય છે; માટે તેમાં સંસારની કામનાઓ રહેતી નથી.

નિરોધસ્તુ લોકવેદવ્યાપારન્યાસઃ ॥૮॥

નિરોધ એટલે લોક અને વેદને અનુસરીને કરવાના તમામ વ્યાપારો ભગવાનને જ સોંપી દેવા તે.

તસ્મિન્ અનન્યતા તદ્વિરોધિષુ ઉદાસીનતા ચ ॥૯॥

ભગવાનમાં એક અનેરો ભાવ જાગે અને તેમાં વિઘ્ન નાખે તેવાં કાર્યો કરવામાં અણગમો રહ્યા કરે.

અન્યાશ્રયાણાં ત્યાગઃ અનન્યતા ॥૧૦॥

ભગવાનને છોડી બીજા વિષયોમાં અનુરાગ થવો તે અન્યાશ્રય છે. એવા અન્યાશ્રયનો ત્યાગ કરવો તેનું નામ અનન્યતા છે.

લોકે વેદે તદનુકૂલાચરણં તદ્વિરોધિષુ ઉદાસીનતા ચ ॥૧૧॥

ભગવાનના પ્રેમમાં અનુકૂળ રહી લોકનાં અને વેદનાં કર્મો કરવાં અને પ્રતિકૂળ કર્મોમાં અણગમો રાખવો.

ભવતુ નિશ્ચયદાર્ઢ્યાત્ ઊર્ધ્વં શાસ્ત્રરક્ષણમ્ ॥૧૨॥

ભગવાન જ ભક્તનો એક આધાર છે એવો નિશ્ચય દૃઢ થાય તે પછી પણ ભક્તે શાસ્ત્રની મર્યાદાઓ પાળવી.

અન્યથા પાતિત્યશંકયા ॥૧૩॥

શાસ્ત્રની મર્યાદાઓ લોપવામાં ભક્તની પડતી થાય તેવો ભય રહ્યા કરે છે

લોકોઽપિ તાવદેવ કિન્તુ ભોજનાદિવ્યાપારસ્તુ આશરીર ધારણાવધિ ॥૧૪॥

ભક્તે લોકના કાર્યો પણ કરવાં, તેમ જ શરીરનો અંત ન આવે ત્યાં સુધી આહાર વિહાર વગેરે કુદરતી કર્મો પણ કર્યે જવાં.

તલ્લક્ષણાનિ વાચ્યન્તે નાનામતભેદાત્ ॥૧૫॥

ભક્તિના લક્ષણો અનેક પ્રકારના મતોને અનુસરી હવે બતાવવામાં આવે છે.

પૂજાદિષુ અનુરાગ ઇતિ પારાશર્યઃ ॥૧૬॥

ભગવાનની સેવાપૂજામાં પ્રેમ પ્રગટે તેનું નામ ભક્તિ એવો ભગવાન વ્યાસનો મત છે.

કથાદિષુ ઇતિ ગર્ગઃ ॥૧૭॥

ભગવાનની કથાવાર્તા, ભજનકીર્તન વગેરેમાં પ્રેમ પ્રગટે તેનું નામ ભક્તિ એવો ગર્ગાચાર્યનો મત છે

આત્મરતિ–અવિરોધેન ઇતિ શાણ્ડિલ્યઃ ॥૧૮॥

પોતાના હૃદયમાં ભગવાનનો પ્રેમ પ્રગટ થાય ત્યાં સુધી ભગવાનની કથાવાર્તા, ભજનકીર્તન વગેરેમાં અનુરાગ રહે; પણ હૃદયમાં અનુરાગ થયા પછી તો આત્માની જ મસ્તીમાં ભક્ત મસ્ત બને એવો શાણ્ડિલ્યમુનિનો મત છે.

નારદસ્તુ તદર્પિતાખિલાચારતા તદ્વિસ્મરણે પરમ વ્યાકુલતા ઇતિ ॥૧૯॥

ભગવાનને પોતાનાં સર્વ કર્મો સોંપી દે અને ભગવાનનું જ રટણ રહ્યા કરે; ભગવાન એક ઘડી પણ ભુલાઈ જાય તો તે વિરહનું ખૂબ જ દુઃખ રહ્યા કરે એ આત્મનિવેદનનું નામ ભક્તિ છે એવો નારદનો મત છે.

# બાપુના પત્રો



સત્ય અને અહિંસાની વિચાર ધારા બાપુના પ્રત્યેક વાક્યમા વ્યક્ત થતી એમની ચર્ચાઓની નોંધ તો શ્રી મહાદેવભાઈની રોજનીશી દ્વારા પ્રાપ્ત થતી છે જ્યારે બાપુએ લખેના અગણિત પત્રોમા પ્રગટેલી વિચારધારા હજી સુધી પ્રગટ થઈ નથી આ વિરાટ પ્રતિભાના પ્રકાશ કિરણો પત્રોમા પ્રત્યેક વાક્યે વેરાના હોય છે મિત્રો સ્નેહીઓ, કાર્યકરો અને હિંદના સામાન્ય માનવી પર લખેના એ પત્રોમા બાપુની પ્રતિભાનુ તેજ ચમકે છે બાપુએ લખેના ત્રણ અપ્રકટ પત્રો અહી રજૂ કર્યા છે એ પત્રો શ્રી કરસનદાસ ચિતલિયા તરફથી પ્રાપ્ત થયા છે

**છોટાલાલ માનસિંગ કામદાર**

આશ્રમ સાબરમતી

**ભાઈશ્રી કરસનદાસ,** તા ૧૬ ૧૦–૨૮

તમારો કાગળ મળ્યો સહી તમારી છે અક્ષર કિશોરલાલના છે એથી હુ જરા ચિંતામા પડ્યો છુ તમે માદા છો કે મારા કાગળથી તમને એવો આઘાત પહોચ્યો કે જેથી તમે પોતે લખવાને અસમર્થ બન્યા અને કિશોરલાલનુ શરણ લીધુ? આવી ચિંતાને વશ થઈને જ કાગળ તમને સવારની પ્રાર્થના પહેલા બીજા કાગળોને છોડાવીને લખાવી રહ્યો છુ

તમને આશ્ચર્ય થયુ એ મને આશ્ચર્ય થાય છે પણ તમને આશ્ચર્ય થયુ એ મને ગમે છે એટલે કે મે રિપોર્ટ વાચવામા કે સમજવામા ભૂલ કરી છે એવુ બન્યુ હોય જેમ કમળાના રોગથી પીડાતો માણસ બીજા નામાં કમળો જુએ છે તેમ જે ખોડ અથવા મર્યાદા મારે વિષે બીજાઓ ક્યારના જોઈ ગયા છે અને હુ ધીરે ધીરે જોવા લાગ્યો છુ તે તમારામા વિના કારણ જોતો હોઉં તમારે ને મારે પોતપોતાને એક જ પ્રશ્ન પૂછવાનો છે આપણે મૂવા પછી તે તે સસ્થા તેવી ને તેવી અથવા ઘણે ભાગે તેવી ને તેવી ચાલશે કે નહિ? જો આ બાબત વિષે કઈ શકા હોય તો આપણે જાગવુ જોઈએ સુરજબહેન અથવા લક્ષ્મીબહેન અથવા એ બ ને બહેનો સાથે મળીને ભગિનીસમાજના ભારને તમારા વિના વહન કરી શકે એમ તમને લાગે તો બધુ કુશળ છે.

હજી આઘાત પહોચતો હોય અથવા આશ્ચર્ય થતુ હોય તો અને વખત મેળવી શકો તો આવી જજો અને મારો થોડો વખત રોકી જજો

બાપુના વ મ

*

સ્નેહી ભાઈશ્રી

આ આઠ વર્ષ દિવસ સુધી સ ચાલક આશ્રમનુ અને તેની પ્રવૃત્તિને લગતુ ખર્ચ કેવળ મિત્ર વર્ગે સ્વેચ્છાએ મોકલેલી મદદથી ચાલેલુ પણ હવે તેની પ્રવૃત્તિ એટલી બધી છે કે તેનુ ખર્ચ વગર માગ્યે ચાલી શકે તેમ જણાતુ નથી

આશ્રમની પ્રવૃત્તિના નીચે પ્રમાણે વિભાગ થાય છે

(૧) આશ્રમવાસીઓને રહેવા ખાવાનુ ખર્ચ—હાલ આશ્રમમા નાના મોટા થઈ ૩૦ની વસતિ ગણાય તેનુ ખર્ચ દર માસે ભાડા સહિત રૂ ૪૦૦ સરેરાશ આવે છે એમાં મહેમાનોનો સમાવેશ થઈ જાય છે

(૨) હાથવણાટનું કામ—આ કામ બે વર્ષ પહેલાં આશ્રમમાં કોઈને નહોતું આવડતું. આજે આશ્રમમાં ઘણે ભાગે બધાને ઓછું વત્તું આવડે છે. અને તેમાંથી કેટલાક તો નિપુણ થયેલા ગણાય. આશ્રમમાં સાત શાળ ચાલે છે. તેની દેખરેખ નીચે બીજી પાંચ ચાલે છે. આ પ્રવૃત્તિ રૂ ૩૦૦૦ની મૂડી રોકે છે. કપડાં વણાય છે તેમ ખપી જાય છે. આજ સુધીમા રૂ. ૫૦૦૦નું કપડું વેચાયું છે. આ ઉદ્યોગથી ચાર કુટુંબો જેણે વણાટનો ધંધો છોડી દીધો હતો તેણે પાછો હાથ કર્યો છે, અને તેઓ વચ્ચે ૧૭ માણસ નભતા થયા છે. એક કુટુંબે શાળનું કામ નવું શીખીને પોતાનું ભરણપોષણ કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે હજી પોતાની આજીવિકા ધંધામાથી કાઢી શકે છે, એમ કહી ન શકાય. એવી ઉમેદ છે કે દશ વર્ષની અંદર હજારો વણકરો, જેણે ધંધો છોડી દીધો છે તેઓ વણતા થઈ જશે. સહુ કબુલ કરે છે કે કપડા વણવાની મિલો રહે તો પણ હાથવણાટને સારુ દેશમાં પુષ્કળ અવકાશ રહે છે. આ કામમાં હાલ ખોટ જાય છે. છતાં છેવટ ખોટ જવાપણું નથી રહેતું. હાલ માસિક ખર્ચ રૂ ૧૧૦ ગણાય.

### ત્રીજી પ્રવૃત્તિ રાષ્ટ્રીયશાળાની છે

આશ્રમવાસીઓની એવી માન્યતા છે કે રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી નહિ અપાય ત્યાં સુધી દેશને ઘણું નુકસાન થયા કરશે. આથી રાષ્ટ્રીયશાળાનો અખતરો શરૂ કર્યો છે. આમાં ઉદ્દેશ ઊંચા પ્રકારની કેળવણી માતૃભાષા દ્વારા તથા સહેલી રીતે કેળવણી આપવાનો છે જો અખતરો સફળ થાય તો તેવી જ કેળવણી સરકાર પોતે આપે એવી માગણી કરવાનો તથા સતત હિલચાલ કરવાનો હેતુ આમાં રહ્યો છે. તેમ જ અખતરાની સફળતા બતાવી શકાય તો ખાનગી સાહસો પણ તેવાં પ્રકારનાં બીજાઓ કરે એવો સંભવ રહે છે. આ અખતરામાં માનસિક તેમ શારીરિક કેળવણીનો સમાવેશ થઈ જાય છે. તેર વર્ષનો ક્રમ કલ્પ્યો છે. તેમાં ગ્રેજ્યુએટને મળતી કેળવણી ઉપરાંત હિંદી ભાષાજ્ઞાનનો અને ખેતી તથા વણાટજ્ઞાનનો સમાવેશ થઇ જાય છે. આ અખતરાનો બોજો ગુજરાત કૉલેજના વિજ્ઞાનશાસ્ત્રના પ્રોફેસર સાંકળચંદ શાહે ઉઠાવ્યો છે. પ્રોફેસર શાહે દશ વર્ષ સુધી પ્રોફેસર ગજ્જર સાથે કામ કર્યું છે તેમની સાથે મદદકર્તા ભાઈ નરહરિ પરીખ એલ. એલ. બી, ભાઈ દત્તાત્રેય કાલેલકર બી એ, ભાઈ ફુલચદ શાહ બી એ. તથા મારા ભત્રીજા છગનલાલ ગાંધી છે. હજુ એક બે ચારિત્ર્યવાન શિક્ષકની શોધ ચાલે છે. સસ્કૃતના અભ્યાસમાં અમદાવાદના શાસ્ત્રી ગિરિજાશંકરજી મદદ કરે છે. આ અખતરા પર દેખરેખ પ્રોફેસર આનંદશંકર ધ્રુવ રાખે છે. બીજા સાક્ષરોની પણ મદદ લેવાય છે. શિક્ષકો પોતાની હાજત પ્રમાણે આજીવિકા લે છે. આ અખતરાનું ખર્ચ દર માસે રૂ ૫૦૦ નું છે. આમા ભાડાનો સમાવેશ નથી કેમકે ભાડું આશ્રમ ખર્ચમાં ગણાયું છે. હાલ વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨ની છે. અખતરો એટલે સુધી ચાલ્યો છે કે હવે બહારના વિદ્યાર્થીઓ લેવાનુ શરૂ કરવાનું છે. આજ લગીના વિદ્યાર્થીઓ આશ્રમના અને શિક્ષકના છોકરાઓ છે.

### ચોથી પ્રવૃત્તિ હિંદ ભાષા પ્રચારની છે

જે સ્થાન અયોગ્ય રીતે હાલ અંગ્રેજી ભોગવી રહું છે તે સ્થાન હિંદીને હોવું જોઈએ એ વિષે મતભેદ હોવાનું કારણ નથી. છતાં રહે છે એટલું દુર્ભાગ્ય છે. શિક્ષિતવર્ગને એક ભાષા જોઈએ જ. તે હિંદી જ હોઈ શકે. હિંદી મારફતે કરોડોમાં સહેલાઈથી કામ થઈ શકે તેમ છે. એટલે તેનું સ્થાન તેને મળવામાં જેટલી ઢીલ થાય છે તેટલુ દેશને નુકસાન છે. આ નુકસાન અટકાવવાનો પ્રયત્ન દેશમાં ચાલે છે તેમાં આશ્રમની પ્રવૃત્તિમાં વધારો કરશે. તેમાં મુખ્યત્વે હિંદી શિક્ષકો મેળવવા કેળવવાનું કાર્ય પહેલું પગથિયું છે. એ કાર્યમાં ખર્ચ ઓછામા ઓછું રૂા. ૨૦૦નું ગણ્યું છું.

પાચમી પ્રવૃત્તિ કેવળ ગજગીર વિષયો જેમા સૂઝ પડે છે તે વિષયો હાથમા લેવાનુ છે તેમા ખર્ચ કેવળ મારા અને મારી સાથે ફરનારના રેલભાડાનુ જ રહ્યુ છે એ દર માસે લાગ્યે રૂા ૧૦૦ સુધીનુ આવે છે તે મેળવતા કશો પ્રયત્ન કરવો પડ્યો નથી છતા અહી ગણી નાખ્યુ છે

| આમ દર માસે ખર્ચ | રૂા |
|---|---|
| ૧ આશ્રમ વ્યવહારના | ૪૦૦ |
| ૨ વણાટકામ | ૧૦૦ |
| ૩ પાઠશાળા | ૫૦૦ |
| ૪ હિંદી ભાષા પ્રચાર | ૨૦૦ |
| ૫ મારા રેલવે ખર્ચના | ૧૦૦ |

રૂા ૧૩૦૦ થવા જાય છે

રાષ્ટ્રીયશાળાનુ ખર્ચ હજુ વધશે એટલે બધી પ્રવૃત્તિઓનુ ખર્ચ રૂ ૧૫૦૦ ગણવામા અતિશયોક્તિ ન ગણાય

આ કાર્યોને સારૂ ખહોળી જમીનની જરૂર છે તેવી જમીન લગભગ ૫૫ વીઘા સાબરમતી નદીને કિનારે સાબરમતી જેલના નજદીક લેવાઇ ગઇ છે બીજી હજુ લેવાનો પ્રયાસ ચાલુ છે તેમા વણાટકામને સારૂ કારખાનુ આશ્રમને જોઇતા રહેવા રસોઇના મકાન તથા રાષ્ટ્રીય શાળાને સારૂ મકાન બાધવાના છે, તેમા ખર્ચ લગભગ ૧૦૦૦,૦૦ થવા સભવ છે મકાનના બાધકામનો બોજો હિંદ સેવક સમાજના ભાઇ અમૃતલાલ ઠક્કરે લીધો છે

એટલે માગી હાજત મકાનના ખર્ચનો આકડો અને એક વર્ષના ખર્ચનો આકડો મેળવતા રૂા ૧૧૮૦૦૦નો થાય છે જમીનનુ ખર્ચ મારી પાસે રહેલા પૈસામાથી કાઢ્યુ છે આ જમીન અને મકાનનુ ટ્રસ્ટ કરવાનુ છે ઉપરના સાહસો બધા આપને પસદ હોય તો મારે આપની પાસે હાથ જ લબાવવાનુ રહ્યુ ને આપે યથાશક્તિ મદદ આપવાનુ રહ્યુ પ્રવૃત્તિઓમાની અમુકને સારૂ જ મદદ કરવાની ઇચ્છા હોય તો તે પ્રમાણે આપની મદદનો વ્યય થશે પણ મારી બધી પ્રવૃત્તિમા કેવળ ગાડપણ જ લાગતુ હોય તો પણ મારી વિનતિ છે કે મારા આત્માના સતોષને ખાતર, જેઓ મને ઓળખે છે તેઓએ મને મદદ કરવી ઘટે છે જ્યા સુધી મારી ભૂલ મને માલુમ નહિ પડે ત્યા સુધી એ મારા આત્માની જીવનદોરી થઇને રહેવાની છે આ પ્રવૃત્તિઓમા મારી દેશસેવાની સમાપ્તિ રહેલી છે

હુ જાતે નીકળી આપને મળવાનો હતો પણ હુ ચમ્પારણમાથી ૮ માસ લગી મુક્ત થાઉં એમ જોતો નથી દરમ્યાન પ્રવૃત્તિ ચાલ્યા કરશે ખર્ચ પણ થયા કરશે

છાપાઓ દ્વારા હાલ ભિક્ષા માગવાની ઇચ્છા નથી તે કરતા પહેલા હજુ કાર્ય આગળ વધવાની ને વિશેષ અનુભવની જરૂર છે આપનાથી બનતી મદદ અમદાવાદ સત્યાગ્રહ આશ્રમ પરબારી અથવા તો મને મોતીહારીને શિરનામે મોકલશો તો ચાલશે આપના મિત્રવર્ગની મદદ મેળવાય તો પણ તે મેળવવા વિનતિ છે, આપ પોતે આર્થિક મદદ આપવા શક્તિમાન નહોતો આપના મિત્રવર્ગની મદદ મેળવો એમ માગુ છુ પોતાના મિત્રવર્ગની બહાર કોઇ મદદ મેળવવા નીકળે એમ ઇચ્છતો નથી

દરેક પ્રવૃત્તિ વિષે હિસાબ ધ્યાનપૂર્વક રાખવામા આવે છે અને તે હિસાબનો તારીજો મિત્રવર્ગમા મોકલવાનો ઇરાદો છે

કઇ પ્રશ્ન પૂછવા જેવુ જણાય તો પૂછશો

મોહનદાસના
વંદેમાતરમ્

મોતીહારી ચમ્પારણ
સંવત ૧૯૭૩

'જન્મભૂમિ'

*

# પ્રથમ માનવી પછી ધર્મ

ગિરિરાજ–ભારતીય

સંસારની સંકુચિનતા નિહાળી વિરાટનો આત્મા ક્યારેક ખળભળી ઊઠે છે. ધર્મ, સંપ્રદાય અને પક્ષાપક્ષની દિવાલો જાણે કે માનવ વ્યક્તિત્વને ગુંગળાવવા મથતી હોય તેવું ડગલે અને પગલે અનુભવાય છે. પરંતુ છેવટે માનવ ક્ષિતિજની સીમા પર બેઠેલા સંસ્કૃતિના ચોકીદાર સમા ધર્મસંસ્થાપકોના જીવન પ્રસંગોને નિહાળીએ છીએ ત્યારે વિરાટનો આત્મા પુનઃ શાંતિનો ચિર શ્વાસ ખેંચે છે. અને માનવ હૃદય પણ પુલકિત બની નાચવા માંડે છે.

મહંમદ પયગંમ્બર પછી મુસ્લિમધર્મના બીજા ખલીફા હજરત ઉમર હતા. ને રાજ્યના વડા હતા અને ધર્મગુરુ પણ હતા. એક વેળા એમના રાજ્ય-કારભારમાં એક વરિષ્ટ હોદ્દા પર કોઈ સારા લાયક માણસની નિમણુક કરવાની જરૂર હતી, એ વખતે છાપાંઓ અને જાહેરખબરોનો જમાનો નહોતો. સામાન્ય રીતે આવી જાહેરાત શહેર ને ચૌટે ચૌટે ઢોલ પીટીને કરવામાં આવતી. શિરસ્તા મુજબ આજે પણ આ જગ્યા માટે અરજદારોને બોલાવવા જાહેર દાંડી પીટવામાં આવી અને પરિણામ રૂપે બીજે દિવસે જાહેર કરેલ સમયે કેટલાક મુસલમાન ઉમેદ-વારો આ જગ્યાની પસંદગી પામવા હજરત ઉમર સમક્ષ હાજર થયા. આશ્ચર્યની વાત એક બની કે આવેલ ઉમેદવારોમાં એક ઈસાઈધર્મી પણ હાજર હતો.

રાજ્યના શિરસ્તા મુજબ આવેલ ઉમેદવારો સાથે એક પછી એક, પ્રત્યેક સાથે વાતચિત અને મસલત થઈ ચૂકી. અને તપાસણીના અંતે રાજ્યના વહીવટની જવાબદારી અને કર્તવ્યપરાયણતા બન્ને ગુણોની દ્રષ્ટિએ હજરત સાહેબની પસંદગી પેલા ઈસાઈધર્મી પર પડી, હજરત સાહેબે જોયું તો એ વેળા રાજ્યના બધા હોદ્દા પર મુસ્લીમધર્મીઓ જ અધિકાર ભોગવતા હતા. પરંતુ હજરત સાહેબે પરંપરાની દરકાર કર્યા વિના પેલા ઈસાઈધર્મીને હોદ્દા પર નિમણુક આપીને વરિષ્ટ અધિકારી તરીકે જાહેર કર્યો.

વાયુવેગે શહેરમાં વાત પ્રસરી ગઈ, ધર્મચુસ્ત મોલવીઓ અને રૂઢિચુસ્ત રાજ્ય અધિકારીઓમાં ભારે હોહા મચી ઊઠી. સૌ, વાત સાંભળતાંવેત હજરત ઉમર પાસે દોડી આવ્યા. જાણે કે ધર્મનો ભયંકર વિનિપાત થઈ ગયો હોય તેમ ધર્માવેગના ઝનૂનમાં આવી હજરત સાહેબને કહેવા માંડ્યા.

"ખુદાવિંદ! ગજબ થયો!! ગજબ થયો!!!"

પ્રથમ તો હજરત સાહેબ કશું સમજ્યા નહિ એણે નવાઈ પામીને પૂછ્યું: "કહો તો ખરા, બન્યું છે શું?"

આવેલ ટોળામાંથી સંયમનો ભાર છોડી મોટેથી ઘાંટો પાડતો એક જણ બોલી ઊઠ્યો.

"નામવર!! આપ જાણો છો કે આપે આજ રાજ્યના હોદ્દા પર જે ઉમેદવારની નિમણુક કરી છે તે માણસ મુસ્લિમ નથી."

શાણો સંગીતકાર જેમ આલાપના પ્રથમારંભી સ્વરને પરખીને જ ગાયકની પરિક્ષા કરી લે તેમ હજરત ઉમર ટોળાની ઉશ્કેરાએલ લાગણીને પારખી ગયા પણ એ કશું પણ બોલ્યા વિના ખડગ પેઠે અડગ બનીને ઊભા જ રહ્યા.

હજરત સાહેબને મૌન બનેલા નિરખી ફરી એક મોલવી બોલી ઊઠ્યો. "માલિક! આપ જાણતા ન હો તો જાણી લો કે આપે જાહેર કરેલ ઉમેદવાર ઈસાઈ ધર્મી છે!!"

માનવ મહિમાનું મહાસંગીત ગાતા હોય તેમ હજરત સાહેબ મોલવીઓને મંજુલ સ્વરે સંબોધતા બોલ્યા! "મારા મોમીન બિરાદરો! હું જાણું છું કે તે એક માનવ છે અને એ પણ જાણું છું કે કોઈ પણ માનવી માનવ મટીને મુસલમાન કે ઈસાઈધર્મી *બની શકતો નથી."*

મેઘધારા પર વિજળી પડે તેમ મોલવીઓની સાંપ્રદાયીક સંકુચિનતાને ભેદવા માટે હજરત સાહેબના આટલા શબ્દો બસ થઈ પડ્યા. સૌ શરમીંદા બની પીઠ ફેરવી પાછા વળ્યા.

એ વખતે આકાશનો સૂર્ય જાણે સંધ્યાના અવનવા રંગોથી મોલવીઓને ઉપદેશ આપતો કહી રહ્યો હતો.

"પ્રથમ માનવી પછી ધર્મ."

## ચાચાજીની વાતો (પ્રસંગ ચિત્રો) — વિમળા પટેલ

મહાશિવરાત્રીનો દિવસ છે

ભાવ પ્રેમ નો પ્રદેશ જ જેણે પોતાનો કરી જાણ્યો છે. સદા ય એમા એનો વાસ છે. એવા ચાચાજી હાથમા પાત્ર લઈને નીકળી પડે છે ઘેર ઘેર ભીક્ષા માગવા. 'ભીક્ષા આપો મા' બારણે ઊભા રહે છે મંડે છે બોલાવવા. કોઈને દીકરી, કોઈને મા, કોઈને વહુરાણી એવા એવાં જુદાં જુદા મીઠા ને પટામણા સંબોધને સંબોધે છે. ફળાહાર લે છે.

ફળાહાર ભેગું કરે છે. એક કુટુંબમા બેસીને ફળાહાર સૌની સાથે જમે છે માતપીનુ મન છે. ભાતભાતની કલ્પના, ભાતભાતની દૃષ્ટિ અને ભાતભાતની વિચારસરણી. એ પ્રમાણે એના મનોયુદ્ધ જામતા હોય છે જેવો કસાન, તેવો એ યુદ્ધનો રંગ જામે છે

વિશ્રાન્તિનો થોડોક ગાળો છે

મેં પોતે જ કંઈક પ્રશ્નો પૂછ્યા.

જેવા પ્રશ્નો સરળતાથી ઊઠે છે, તેવા જ તેના જવાબ મળે છે મનોગત ભાવ, મનોગત મથન સદા ય ઊઠતા હોય છે એના અશરૂપે કંઈક અકાર આવે છે. ચાચાજી એને સન્માને છે જરા ય ઉચાટ કે અભાવો બતાવ્યા વગર

પ્રશ્ન 'ચાચાજી, ઘરમા ઘણી વાર અકળામણ થાય છે. ગુસ્સે થઈ જવાય છે એ ગમતું નથી તો ય થઈ જાય છે.'

ગણપતિ (ગણનો પતિ) જેવું એમનુ સ્થાન ઝીણી આંખ કરીને દૂર દૂરનું ભાળી લેવું. લાંબુ નાક રાખીને ભકલની ગંધ પારખી લેવી. મહત્ત્વની, માવ વિનાની ગમે તેવી નાના ..... ", સ્વજન પરજનની વાતો પેટમા સંઘરવી, એવું એમનું મોટું પેટ. બેઠા છે સામેની ખાટે. વિચારે છે જવાબ સંબંધે.

"જે માણસ ખૂબ જ કામ કરે છે એટલું જ નહિ પણ એકે એક કામને એ મહત્તા આપે છે પોતાને હાથે જ કરવાનો આગ્રહ રાખે છે. એવાં જે છે તેને ખૂબ ઘર્ષણ રહ્યાં કરે છે. ભીંસ રહ્યા કરે છે એ શાન્તિ લેવા ઇચ્છે છે. શાન્તિ મળતી નથી શરીર થાકે છે મન થાકે છે પરિણામે જેની પાસે અપેક્ષા રાખી શકાય તેવાની પાસેથી મદદની સ્વભાવિક ઇચ્છા એને રહે છે. એ ઇચ્છા સંતોષાતી નથી તેનો અસંતોષ મનમા ઉમેરાય છે એટલે ગુસ્સો થાય છે 'Sensitive' માણસોને આવું ઘણે ભાગે થતુ હોય છે એટલા માટે તો ગાંધીજી શું કરતા, આખા દિવસ દરમ્યાન પાચ મિનિટ એવી જરૂર જ કાઢતા કે એ સમયે તદ્દન શાતિ કામકાજ બધ પ્રાર્થના એ જ લક્ષ અઢાર અઢાર કલાક કામ એમને રહેતુ પણ પ્રાર્થના માટે પાચ મિનિટ જરૂર કાઢતા. એમાથી એમને નવુ બળ મળ્યા કરતુ એમ કરીને તે પોતાની શાન્તિ અને આનંદ જાળવી શકતા. બાકી કામ તો થયા જ કરવાનુ."

"પણ મને હમણા હમણાથી ગુસ્સો પ્રમાણમા વધી ગયો છે તેનું નિવારણ બતાવો" મેં કહ્યું. (એ દિવસે મારા મનની અપ્રસન્નતા ઠીક ઠીક પ્રમાણમા હતી. એનું કારણ અસ્પષ્ટ હતું આધીઘેર્યો આકાશમાં એક પતગ ઝોલા ખાતો હોય, ગુલાટ લેતો હોય, દોર હાથ ન રહેલો હોય, એવી મારા મનની સ્થિતિ હતી) પ્રશ્નો ઠીક ઠીક સૂઝતા હતા

"ગુસ્સો તો સૌને હોય છે વ્યક્ત થવાની રીતેર નોખી હોય છે. મન અને પ્રકૃતિની આ રમતો છે કોઈ વાર પ્રકૃતિથી ગુસ્સો ઉદ્ભવે

છે. કોઈ વાર મનથી ઉદ્દભવે છે. જ્યારે બંને એક સાથે મંડે છે નૃત્ય કરવા ત્યારે એની વિષમતાનું પ્રમાણ વધી જાય છે. તે વખતે આપણે જોવું. જેમ કે, એક બાળક તોફાને ચડે છે. ત્યારે આપણે એને રોકવું પડે છે. કહેવું પડે છે હવે, ચૂપ બનીને એક ખૂણે બેસ. બાળક નથી માનતું, ત્યારે ઊઠીને આપણે તેને જોરથી ખૂણે બેસાડવું પડે છે એ જ રીતે આપણે ત્યારે મનને કહેવાનું છે: "બહુ નૃત્ય કર્યું. બસ. હવે મને કરવા દે." ના માને તો પરાણે મનાવવાનું રહ્યું .."

કોઈક આવી ચડયું. અમારી વાત અધૂરી રહી. જીવન સમસ્ત બહુ રસથી ભરપુર છે. વિજ્ઞાનથી ભરપુર છે. ચાચાજી એમાં ઊંડા ઉતર્યાં છે. જીવનના વિજ્ઞાનને પામ્યા છે. અનેકના સંસર્ગમાં આવ્યા છે. અનેકને પોતાના પેટમાં સમાવ્યા છે. ઘણાંયના જીવનની કૂંચીઓ લઈને ફરે છે. ઘણાંયના પિતા છે, માતા છે. બંને છે. ત્યારે યાદ આવે છે શાકુન્તલના કણ્વ પિતા સાથે એમને સરખાવવાનું કદિ નથી બનાવતા એ કંટાળો કદિ નથી બતાવતા એ અણગમો. પણ ત્યારે આપણે ભૂલાવામાં ય પડી જઈએ છીએ. એક પ્રસંગ નોંધુ છું. એ નહાવા આવે. નાહીને એક ક્ષણ એમની ન બગડે એની મને સતત ચિંતા રહે. ચંપલ એમનાં ત્યારે પોલીશ બ્રશ કરીને બારણે તૈયાર રાખવાની મને તમન્ના રહે. પણ બને શું, રસોડામાં તે જ વખતે મારે હાજરીની જરૂર ઊભી થાય. ચંપલ સાથે લઈ જાઉં. (વિચારતા લાગે છે કે શું ભક્તિભાવ જ એવો હોય છે કે નાના બાળકની જેમ ઝાઝો વિવેક ખ્યાલ રહેતો નથી! ગમે એમ હોય, મારે માટે એવું બન્યું.) ચાચાજીએ ટકોર કરી 'રસોડામાં લાડુ હોય. ખાસડાં હોય?' તે ટકોરને મેં વિનોદમાં ગણી કાઢી. બીજી વારની ટકોર આવી: 'ખાસડાં જ ખાવા આપવાં છે શું?'. અબોધ હું, એટલેથી ય ન સમજી, ન ચેતી. ત્રીજી વાર તો ખરેખર બોલી ઊઠયા: 'નહિ નહિ. ચંપલ રસોડામાં આવે, એ મને નથી ગમતું." હું સમજી ગઈ. અને અત્યાર લગી ટકોરને ન સમજવાની પાછળ મારી ગમે તેવી સારી માન્યતા ભલે હતી, પણ તેમાં મારે 'વિવેક'ની જરૂર સમજવી જોઈતી હતી એમ સ્પષ્ટપણે ભાન થયું. મેં જવાબ આપ્યો: 'તમે નાહીને નીકળો છો. મુલાકાતીઓને ભેટવા. ચંપલ ધૂળ ભર્યા રહી જાય છે. મને તે નથી ગમતું. તમારી બરદાસ્તમાં એટલી કમીના હું સહી નથી શકતી ...' મારું હાર્દ તેઓ સમજી ગયા: 'નહીં નહીં'. જરૂર ઊભો રહીશ. બે મિનિટનું જ કામ હોય છે, એમાં શું?' વાત પતી ગઈ.

પથારીમાં એ પડે ત્યાં લગી અમે એમની સાથે લાડ કરીએ અમારી વાતો તે જરૂર પ્રેમથી સાંભળે. જવાબ આપે. સલાહ આપે. એવું તો એમનું સરળ હૈયું. છતાં ય બધાંની વાતો પેટમાં સમાવી શકે છે. એમની માન્યતા છે. દરેક વ્યક્તિને પોતાનાં આગવાં વ્યક્તિત્વ હોય છે. કોઈને કાંઈ પસંદ. કોઈને કાંઈ પસંદ એક જ વાત કે વિચાર, એકને ગમે છે. બીજાને તે નથી ગમતો. કારણ એ છે કે એના સંસ્કાર પ્રમાણે તે જીવવા માગે છે. આપણે એટલું સમજીને ચાલીએ; તો કયાં ય ઘર્ષણ ના થાય. સંવાદના સૂર સાંભળવા મળે. જીવનનો આનંદરસ અખંડિત રેલાયાં જ કરે. અમને આ જ શીખ તે આપતા હોય છે.

## પ્રકરણ ૮—ચન્દ્રાવતી ચટ્ટી

બપોરે બે વાગે આવીને જમ્યો ડુંગરાઓ ધગીને એવા ગરમ થયેલા કે બધાની આંખો બળવા માંડી કેટલાકે બળતરામાંથી બચવા કાળા કાચના ચશ્મા પહેર્યા રોઢાટાણે એક ઝાપટું આવ્યું ત્યારે જ શાંતિ થઈ

ગંગાના ઘાટ ઉપર નહાતી વેળાએ યાત્રીઓ પૈસાનું બરાબર ધ્યાન રાખે છે હરદ્વારમાં કપડામાં પૈસા મૂકીને સ્નાન કરવા જનારને સ્નાનના જ સમાચાર મળે છે પરંતુ હવે તો ચોરો દૂરના યાત્રા સ્થળોમાં પણ હાથ મારે છે રુદ્રપ્રયાગ હરદ્વારથી પકડમાં બહુ દૂર હોવા છતાં ત્યાંની ધર્મશાળામાં એક ચોર ભરાયેલો મધરાતે બાબા કાલીકમલીવાળાની ધર્મશાળામાં 'ચોર' 'ચોર' એવી બૂમો પડી થોડી મારઝૂડ થતી સાંભળી અને પછી દાદરો ઊતરીને કોઈ નાસી જતું હોય તેમ પગના સંભળાયા કોઈક ચોર યાત્રાળુના વેશમાં આવેલો અધરાતે બાજુની પથારીના યાત્રીના ખીસા તેણે ફંફોળ્યા પેલો જાગી જતા ચોર પકડાયો અને ખોખરો પણ થયો પણ આ દ્વંદ્વયુદ્ધ અંધારામાં થવાથી બીજા યાત્રીઓ વાલીસુગ્રીવના યુદ્ધમાં રામની જેમ ચોર અને માલિકનો ભેદ પારખી નહિ શક્યા હોય તેનો લાભ લઈ ચોર નાઠો અને સંગમની દિશામાં છટકી ગયો

બીજી સવારે મંદાકિનીને તીરે હું ફરવા ગયો રસ્તામાં કંઈક અવાજ થયો ડુંગર ઉપરથી માટી અને પથરાઓ પડતા હતા હિમાલયના કેટલાક ડુંગરો કેવળ માટીના બનેલા હોય છે માટીના ડુંગરો સાંભળીને નવાઈ લાગે પણ સાચે જ આખો ડુંગર માટીનો હોય છે! તેમાં વચ્ચે નાના મોટા ગોળ પથરાઓ જડાઈ ગયેલા દેખાય છે જાણે માળા બિના વાગી તરબુચની વાત ચીર! ક્યાંક તો આવા પથરાઓ એટલા બધા હોય છે કે કડિયાઓ ઈંટોને જોડવા જેમ વચ્ચે ચૂનો પૂરે છે તેમ આ ગોળમટોળ શકરોને જોડવા માટે તેમાં માટી પૂરી જણાય છે યુગો પહેલાં આ ડુંગરાઓ અહીં નદીપાત્રને સ્વરૂપે હતા તેમની ઉપર ગંગા વહેતી હતી પછી એક દિવસ ધરતીકંપથી હિમાલય પણ ઊંચો નદીના નીચા પાળો ઉપસીને ડુંગરા બની ગયા ઉપર વહેતી ગંગા બેસી ગયેલા ડુંગરાઓ ઉપર કે ખીણોમાં ફેંકાઈ ગઈ માછલાઓ ડુંગરના અંદરની કાંગીઓમાં અટવાઈ ગયા હશે આમ નવા બનેલા ડુંગરો દેખાવના જ ડુંગરો થયા એકાદ શિલાને પણ ધારણ કરવાનું તેમનામાં સામર્થ્ય નથી વરસાદના મારથી કે ઠંડી ગરમીના સંકોચવિસ્તારથી અંદરના ભારેખમ પથરાઓ પથ્થરમાટીના સમવાયતંત્રમાં રહેવાની ના પાડે છે અને પોતાના નાતીલાઓને જઈ મળે છે કોઈકવાર પહાડોના આખા પ્રચંડ પડખા તૂટીને ગજબના પ્રાકૃતિક પરિવર્તનો નિપજાવે છે એકવારનું નદીતળ આજે નદીતટ નહીં પણ પર્વત બની બેઠું છે! અને છતાં ય તેના લક્ષણો તો નદીતળના જ રહ્યા તેમાં ડુંગરાઓની ઘનતા દૃઢતા કે સ્થિરતા ક્યાંથી મળે? કુદરતની દયા ઉપર તે નભે છે અને કુદરતનો પ્રહાર આવતા તે ધરાશાયી થાય છે આવા ડુંગરાઓ પ્રાકૃતિક મહાભારતના શિખંડીઓ જ લેખાય

રુદ્રપ્રયાગના સંગમતીર્થે સોમવતી અમાવાસ્યાને દિવસે ભગવાન રુદ્રનાથ અને ગંગાજીના મંદિરોમાં દર્શન કરી બીજે દિવસે બપોરે અમે મોટર બસમાં ઉપડ્યા જૂનો પગપાળો યાત્રામાર્ગ તો બરાબર સંગમતટ ઉપરથી જ જાય છે પણ હવેના નવા બસ

માર્ગોને માટે એ જોખમ ગણાય. તેથી સંગમથી એક ફર્લાંગ દૂર ભૂશિરઆકૃતિના ડુંગરાને કોરીને તેમાં સુરંગ બનાવેલ છે. દસેક માઈલ દૂરની અગસ્ત્યમુનિની ચટ્ટી વટાવીને આગળના એક પડાવે મોટરબસ અટકી. અહીંથી આગળ મોટરમાર્ગ ન હતો (હવે થયો છે). હવે પછીની આખી યાત્રાની વાહનવ્યવસ્થા સર્વે યાત્રાળુઓએ પોતાને ખર્ચે કરવાની હતી. ઘણાખરાએ હરદ્વાર–હૃષીકેશથી જ દલાલો મારફત ડંડી–કંડી ભાડે કરી લીધી હતી. ડંડી એ દેવદારના હલકા લાકડામાંથી બનાવેલી હોડીના આકારની આરામ ખુરશી હોય છે. તેને આગળ પાછળ ધૂંસરીઓ લગાડીને ચાર મજૂરો ઉઠાવે છે. બહુ ભારે યાત્રી હોય તો છ મજૂરો પણ જોઈએ. કંડી એટલે કરંડિયો. નેતરના ગૂંથેલા ઊંડા ટોપલી જેવા કરડિયાની અંદર ચાદરો વગેરે મૂકી બેસવા યોગ્ય કરીને અંદર હળવા વજનનાં ડોસાડોસીને કે બાળકોને બેસાડે છે. તેની એક બાજુ ઊભી કાપેલી હોય છે ત્યાંથી પગ બહાર કાઢે છે અને લટકતી પાવડી ઉપર પગને ટેકો મળે છે. આખા કરંડિયાને મજૂર પીઠ ઉપર ઉંચકે છે. બોજાથી વળીને મજૂર ધરતીને જોતો ચાલે છે અને યાત્રી તેની પીઠ ઉપર ત્રાસો પડ્યો હોવાથી ધોળે દિવસે આકાશદર્શન કરે છે. આ સિવાય બહુ કઠણ ચઢાણો હોય ત્યા ઘોડાઓ પણ ભાડે મળે છે, તેમ જ એટલા ભાગ પૂરતી ડંડીકંડી પણ ક્યારેક મળી જાય છે. પૈસા અને ગરમ કપડાં એ બે અત્યાવશ્યક વસ્તુઓ હોય તો યાત્રી દુઃખી થતો નથી.

અમારામાં બે ત્રણ જણા જ પદયાત્રા કરવા તૈયાર હતા. એટલે અમે રસ્તો માપવો શરૂ કર્યો. પહેલો વિચાર મને એ આવ્યો કે હિમાચ્છાદિત શિખરો ક્યારે દેખાશે. દસપંદર મિનિટ પછી સાથેના એક અનુભવી યાત્રી સદ્ગૃહસ્થે કહ્યું: 'જુઓ બરફ દેખાય!' મેં આતુરતાથી જોયું તો ઉત્તરમાં દૂર દૂર કાળમીંઢ પથ્થરની ભીંતમાં ચૂનાનાં ધોળાં છાંટણાં પડ્યાં હોય તેવું લાગ્યું. આવો તે હિમાલય હોય! બરફના પર્વતો વિષે મેં અનેક જાતની કલ્પના કરેલી. ચૂના વડે જેમ આખા ઘરને ધોળવામાં આવે છે તેમ આખા યે પહાડને નખશિખ કુદરતે બરફથી ધોળી નાખ્યો હશે એમ મેં ધારેલું. પરંતુ આ રંગારી કલ્પના ઠગારી નીવડી. કોઈ શિખાઉ સ્વયંપાકીની ઉતાવળથી લોટની થાળીને ઠેસ વાગતાં જેમ રસોડામાં ચારે બાજુએ લોટ વેરાઈ જાય તેમ ઉન્નત અદ્રિશિખરો ઉપર તથા વચલી ખીણોમા બરફની ચપટીઓ વેરાયેલી પડેલી!

આવો તે હિમાલય હોય? મહાકવિને અકલ્પ્ય હિમરાશિનો બચાવ કરવા માટે ખાસ શ્લોક રચી ક્ષમા માગવી પડી હતી. વિનીત કાલિદાસ સૌજન્યપૂર્વક કહે છે:–

અનન્તરત્નપ્રભવસ્ય યસ્ય
હિમં ન સૌભાગ્યવિલોપિ જાતમ્।
એકો હિ દોષો ગુણસંનિપાતે
નિમજ્જતીન્દોઃ કિરણેષ્વિવાંકઃ॥

[નિરવધિ રત્નોની ખાણરૂપ હિમાલયના સૌંદર્યનો લોપ હિમ થકી થતો નથી. ચન્દ્રકિરણોમાંના લાઞ્છનની જેમ ગુણોના સમુદાયમાં એક દોષ ઢંકાઈ જાય છે.]

પણ કાલિદાસે આવી ક્ષમા માગી જ શા માટે? ગઈ કાલે હિમના ધામ રૂપ હિમાલયની પહાડી ગરમીથી આંખો બળતી હતી. ઊનાળામાં શીતળતા માણવા આવેલા યાત્રીઓને મરુભૂમિનો અનુભવ થઈ ગયો હતો. આજે પ્રકૃતિદર્શન માણવા આવેલાં નેત્રોને બીજી નિષ્ફળતા મળી! આમ ને આમ નિરુત્સાહિત ચિત્તે થોડા માઈલો ચાલ્યા પછી ચંદ્રાવતી ચટ્ટી આવી. ચટ્ટી એટલે પહાડી ધર્મશાળા. ત્યાં પાંચ દસ દુકાનો હોય ચા દૂધ અને રસોઈનું સીધું ખરીદવાની વ્યવસ્થા હોય. ત્યાં મેં ધર્મશાળામાં ઓરડામાં બિસ્તરો

ખિછાવ્યો સંધ્યાકાળે સૂર્યકિરણો ધરતી ઉપરથી ઊંચા પર્વતો ઉપર ગયા અને ઘણો વખત ત્યા જ રહ્યા આજુબાજુના જામતા અંધકારમા હિમશૃંગો ઉપર તેજ અંગારા મારવા લાગ્યુ ભગવાન સૂર્યનારાયણનુ સકલ તેજ આ ઉન્નત શિખરોને અસ્તાચળની પદવી અર્પતુ હતુ અનેક યાત્રીઓએ ક્ષણે ક્ષણે નવતા પામતી આ હિમઉજ્જ્વલ રમણીયતાને એકીટસે જોયા જ કરી હિમાલયના આપાતદર્શને ઉપજેલી ખિન્નતા આખરે પ્રસન્નતામા પરિણમી

સાંજે મંદાકિનીના તટ ઉપર ગયો શ્રીનગરની જેમ જ મોટા ગોળ પથરાઓ ઉપર પગ મૂકીને ઠીક દૂર ચાલવાનુ હતુ મંદાકિનીના શીતળ જળપાનથી સ્ફૂર્તિ આવી અંધારૂ થતા ઉતારે આવ્યો ચટ્ટીના આંગણામા બેસીને મજૂરો વાતો કરતા હતા કોઈ રાંધતા હતા આ મજૂરોમા બે ભેદ છે પહાડી અને નેપાળી પહાડીઓ ડંડીકંડી ઉપાડે છે નેપાળીઓ ભારે બોજો ઊંચકે છે પહાડીઓ ડંડીને ખભા ઉપર ઉંચકે છે નેપાળીઓ બોજાને પીઠ પર લાદીને તેના દોરડાને કપાળે ટેકવે છે કપાળની જગ્યાએ દોરડાને બદલે જાડી મજબૂત ખાદતા પાટી હોય છે આમ કપાળ, ડોક, વાંસો અને કેડનો ઉપયોગ કરીને, પાકો દોઢ મણ બોજો ઉપાડીને, તેઓ ગમે તેવા આકરા ચઢાણો ચડે છે તેમા ય વળી ટૂંકી કેડીઓ પસંદ કરે છે પહાડીઓ સહેજ સંસ્કારી અને કોમળ બાંધાના જણાય છે નેપાળીઓ કસાયેલા, ખડતલ, સોમડી શરીરના લાગે છે નેપાળી મજૂરની પગની પીંડી બે મૂઠીમા માઉ આવે પહાડીઓ જરા સુઘડ લાગે નેપાળીઓ જરા અણઘડ, ભલાઈમા બને સરખા ભોટિયાઓની સરખામણીમા વળી નેપાળીઓ સુઘડ અને સંસ્કારી લાગે ભોટિયાઓને સારા કહેવરાવનારા કોણ છે તેની ખબર નથી

આવા પહાડીઓ અને નેપાળીઓ પરસ્પરની ભાષા સમજે છે રસોઈ જુદી જુદી પોતાના જૂથમા જ કરે છે રાતે તેઓ પોતાની ભાષાના ગીતો ગાતા હતા તેમના ગીતોના સૂરો વિચિત્ર લાગ્યા કોઈ બહેરો માણસ પોતાનો જ અવાજ સાંભળી ન શકવાથી બેસૂરૂ, કર્કશ, બોખરૂ બોલે તેવુ તેમનુ ગાયન પ્રથમ શ્રવણે ભાસ્યુ વધારે અનુભવ અને ધ્યાનથી સાંભળતા તેમા પણ લોકસંગીતનુ સૌંદર્ય સમજાય છે લોકસંગીતની જેમ તેમા સ્વરવૈવિધ્ય ઓછુ હોય છે, અને ટેકના પ્રબળ સૂરો વધારે હોય, છે ગુરખા ચોકીદારોને દેશ સાંભરે ત્યારે આવા સૂરો ક્યારેક છેડે છે ખરા પણ તે બીજાને કાને ન પડે તેવી કાળજી રાખીને જ. પહાડી સાહિત્યનુ આ અમૂલ્ય ધન ગણાય છે

આવુ પહાડી સંગીત સાંભળતા જ ઊંઘ આવી ગઈ તેથી લાગે છે કે તેમા હાલરડાની શક્તિ પણ હોવી જોઈએ

— —

સુધારો

ગયા અંકમા અગિયારમા પાનાના બીજા કૉલમમા શ્લોકની ત્રીજી પંક્તિમા 'હિમવન' નહિ પણ 'હિમવત' જોઈએ

☆

નીતિશિક્ષણ અને કળાનુ શિક્ષણ છેક નાનપણથી આપવુ ઇષ્ટ અને હિતકર છે. પણ તે કૃતિ દ્વારા જ પહેલ આપવુ જોઈએ એના મૂળમા રહેલા તત્ત્વો પાછળથી ધીમે ધીમે પ્રગટ થાય છે અથવા કરી શકાય છે —કાકાસાહેબ

### આગળ વધો

એક કઠિયારો જંગલમાં લાકડાં કાપવા ગયો હતો. એકાએક તેને એક સાધુનો મેળાપ થયો. તેણે કઠિયારાને કહ્યુ: 'આગળ જા.' કઠિયારો ઘેર આવીને વિચાર કરવા લાગ્યો કે એ સાધુએ મને આગળ જવાનું શા માટે કહ્યું હશે?

એ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ તે ઘરમાં બેઠો હતો તેવામાં પેલા સાધુનું વચન સાભરી આવ્યું. તે એકલો એકલો બોલ્યો: 'ચાલ, આજે તો જરા આગળ જઉ જોઉં તો ખરો કે ત્યાં શું શું છે?' પછી પોતે હમેશ લાકડાં કાપતો હતો ત્યાંથી જરા આગળ જઈને જુએ છે તો સુખડનાં ઝાડનું મોટું જંગલ હતું. ત્યાં જઈને તે ગાડાં ભરી ભરીને સુખડ ગામમાં લાવ્યો અને તેને વેચતાં એટલું બધું કમાયો કે એ પૈસાદાર ગણાવા લાગ્યો. એ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો. વળી એક દિવસ સાધુનું વચન યાદ આવ્યું અને તેણે ઠરાવ કર્યો કે હજી યે આગળ જવું. આગળ જઈને જોયું તો નદીને કાંઠે રૂપાની ખાણ! આ વાતનો તેને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો. પછી તો સુખડને બદલે રૂપાનો જ વેપાર કરવા લાગ્યો, અને મોટો ધનાઢ્ય થઈ ગયો.

એમ કરતાં વળી કેટલાક વખત પછી સાધુનું વચન ફરીથી યાદ આવતા તેણે વિચાર કર્યો કે સાધુએ મને રૂપાની ખાણ સુધી જવાનું કહ્યુ ન હતું પણ આગળ ને આગળ જવાનું કહ્યું હતું. તેથી તે નદીને સામે કિનારે ગયો અને જોયું તો સોનાની ખાણ! તે કહેવા લાગ્યો કે આટલા માટે મને સાધુએ આગળ જવાનું કહ્યું હશે.

થોડા વખત પછી ને વધારે આગળ ગયો એટલે હીરાની ખાણ તેની નજરે પડી અને તે કુબેરના જેવો દ્રવ્યવાન થયો.

માટે તમને કહું છું કે તમે જે પ્રકારની સાધના કરતા હો તેમાં જ બંધાઈને રહો; પરંતુ આગળ ને આગળ વધો. જેમ જેમ આગળ જશો તેમ તેમ ઉત્તમોત્તમ પદાર્થ પામતા જશો. જરાતરા જપ કરતા ભક્તિનું ઉદ્દીપન થયું એટલે સંતોષ પકડીને બેસી ન રહો. એ તો થવાનું તે થઈ ગયું. કર્મ કંઈ

જીવનનો ઉદ્દેશ નથી. માટે આગળ જાઓ, એટલે નિષ્કામ કર્મ કરવા શક્તિમાન થશો. છતાં નિષ્કામ કર્મનો માર્ગ ઘણો જ મુશ્કેલ છે. ભક્તિપૂર્વક વ્યાકુળતાથી ઈશ્વરની પ્રાર્થના કરો કે 'હે ઈશ્વર! મને તમારા ચરણકમળની ભક્તિ આપો. મારાં કર્મ ઓછાં કરો, અને જેટલાં કર્મો રહેવા દો તે સઘળાં મારાથી નિષ્કામ ભાવે થાય એવી મને સદ્બુદ્ધિ આપો.'

આનાથી પણ આગળ જજો. એટલે ઈશ્વરની પ્રાપ્તિ થશે, તેનાં દર્શન થશે અને એમ કરતાં કરતાં તેની સાથે વાર્તાલાપ કરી શકશો.

### તીવ્ર વૈરાગ્ય

તીવ્ર વૈરાગ્ય કોને કહેવાય? એક દૃષ્ટાંત સાંભળો. એક દેશમાં એક વાર દુષ્કાળ પડ્યો. ખેડૂતો નહેરો ખોદીને દૂરની નદીમાંથી પાણી વાળીને ખેતરમાં લાવતા હતા. એક ખેડૂત ખૂબ ટેકવાળો અને આગ ઝુસ્સાવાળો હતો. તેણે સવારમાં ઊઠીને નિશ્ચય કર્યો કે જ્યાં સુધી ખેતરમાં પાણી નહિ આવે, જ્યાં સુધી નદી અને નહેરની સપાટી એક નહિ થાય ત્યાં સુધી અન્નપાણી હરામ છે. બપોર થઈ ગયા. નાહવાની વેળા થઈ. તેની સ્ત્રીએ છોકરીના હાથમાં તેલની વાડકી આપીને તેને ખેતરમાં મોકલી. છોકરી બોલી: 'બાપા! ખાવાનો વખત થયો. આ તેલ શરીરે ચોળીને નાહી લો.' ખેડૂત કહે: 'તું અહીંથી ચાલી જા, મારે હજી કામ છે.' પાછલો પહોર થવા આવ્યો પણ ખેડૂત તો ખોદતો જ ગયો. ખાવાનું તેને યાદ જ આવ્યું નહિ. અંતે થાકીને તેની સ્ત્રી જાતે ખેતરમાં આવી અને કહેવા લાગી: 'હજી તમે નાહતા નથી! ખાવાનું ટાઢું થઈ ગયું, ચાલો, ખાઈ લો. ખાઈને કામ કરજો. તમારે લીધે જ બધું ઘર ને બાર છે, આજ ન થાય તો કાલે કરજો!' ખેડૂત ખિજવાઈ જઈને બોલ્યો: 'તને અક્કલ નથી, વરસાદ પડ્યો નથી, ખેતરમાં કશું વવાયું નથી, છોકરાં ખાશે શું ધૂળ? ભૂખે મરવાનો વખત આવ્યો છે. જા. ઘેર ચાલી જા. મેં તો ઠરાવ કર્યો છે કે ખેતરમાં પાણી આવે નહિ ત્યાં સુધી મારે નાહવું યે નથી, અને ખાવું યે નથી.' એમ કહી પાછો તે કામે વળગ્યો. સાંજ સુધી તનતોડ મહેનત કરી અને નહેર તથા નદીનું જોડાણ કરી નાખ્યું. નદીનું પાણી ખળખળ કરતું ખેતરમાં દાખલ થવા લાગ્યું. એ જોઈને તેનું મન શાંત થયું, તેને ભારે હર્ષ થયો. હવે તેણે કોદાળી-પાવડો ફેંકી દીધા. પછી

તેણે ઘેર જઈ સ્રીને કહ્યું: 'ચાલ, તેલ લાવ, હુકકો લાવ' પછી નિશ્ચિંત થઈને તે નાહ્યો, અને ઘસઘસાટ ઊંઘી ગયો. એનું નામ તે તીવ્ર વૈરાગ્ય.

### મંદ વૈરાગ્ય

બીજો એક ખેડૂત હતો. તેને પણ પોતાના ખેતરમાં પાણી વાળવું હતું. તેની સ્રી જ્યારે ખેતરમાં જઈને કહેવા લાગી કે, 'ચાલો ને, ખાવાનું તૈયાર થયું છે, કામ તો થશે, તેની એવડી શી ઉતાવળ છે?' ત્યારે પેલા ખે તે એક-દમ કોદાળી પાવડો પડતાં મૂક્યાં અને કહ્યું કે: 'તું કહે છે ત્યારે ચાલ, રહેવા દઈએ.' એના ખેતરમાં પાણી આવ્યું જ નહિ. એનું નામ મંદ વૈરાગ્ય. જો જુસ્સા વગર—નિશ્ચય વગર ખેડૂતના ખેતરમાં પાણી પણ ન આવ્યું તો પછી ઈશ્વરની પ્રાપ્તિ તો થાય જ ક્યાંથી?

### ઈશ્વરનું કર્તાપણું

જેમને ચૈતન્યની પ્રાપ્તિ થઈ છે તેઓ પાપપુણ્યથી પર છે. તેઓ જુએ છે કે કર્તા તો ઈશ્વર જ છે એક ઠેકાણે સાધુઓનો મઠ હતો. મઠના સાધુઓ રોજ ભિક્ષા માગવા જતા હતા. એક દિવસ એક સાધુ ભિક્ષા માગવા જતો હતો ત્યાં તેણે જોયું કે એક જમીનદાર એક માણસને ખૂબ મારતો હતો. સાધુ ઘણો દયાળુ હતો તે વચ્ચે પડ્યો અને જમીનદારને અટકાવ્યો. તે ઉપરથી પેલાને ઘણો ક્રોધ ચડ્યો. અને તેણે પોતાની બધી રીસ તે સાધુ ઉપર કાઢી. તેણે સાધુને ખૂબ મારવા માંડ્યો. એવો માર્યો કે તે બિચારો બેહોશ થઈને જમીન પર પડી ગયો. કોઈએ જઈને મઠના સાધુઓને ખબર કરી કે તમારામાંના એક સાધુને જમીનદારે ખૂબ માર્યો છે. સાધુઓ દોડી આવ્યા અને જોયું તો પેલો બેભાન અવસ્થામાં પડેલો છે. બેચાર જણ તેને ઊંચકીને મઠમાં લઈ આવ્યા. અને સુવાડ્યો. હજી તેને શુદ્ધિ આવી ન હતી. મઠના સાધુઓ તેની આસપાસ ચિંતાતુર થઈને બેઠા હતા. કોઈ તેને પંખો નાખતા હતા. એક કહે કે જરા એના મોંમાં દૂધ રેડી જુઓ. તેના મોંમાં જરા દૂધ રેડયું. ત્યાર પછી થોડી વારે તેને શુદ્ધિ આવી અને તેણે આંખ ઉઘાડી. લોકોએ પૂછયું: 'કેમ ભાઈ! હવે તને ભાન આવ્યું કે? તું હવે કોઈને ઓળખી શકે છે કે?' એ પ્રમાણે લોકોએ તે સાધુને ખૂબ મોટેથી બૂમો પાડી પાડીને પૂછયું: 'મહારાજ! તમને દૂધ કોણે પાયું?' સાધુએ તે ઉપરથી ધીરે ધીરે ઉત્તર આપ્યો: 'જેણે મને માર્યો હતો તેણે જ દૂધ પાયું છે. બીજો કોણ પાનાર હતો?'

ઈશ્વરને ઓળખ્યા સિવાય આવી અવસ્થા થાય જ નહિ.

[ ગતાંકથી ચાલુ ]

(કવિ કલ્પનાની અદ્‌ભુત પાંખે ઊડે છે આમ યાત્રી ને તે બંનેનો જ છે એવી તીક્ષ્ણ નજર ક્યાંની ક્યાંય પડે છે અને એના મને સાન્ત્વના આદાનતેથી એને કંઈ કંઈ સૂઝે છે એમ કરતાં કરતાં તે 'પિનાંગ' બંદરે પહોંચે છે)

૫

૨૯ વૈશાખ નમતે પહોરે જ્યારે પિનાંગ બંદરે અમે પ્રવેશ કરીએ છીએ ત્યારે અમારી સાથે આવેલો એક બાળક જેનું નામ મુકુલ હતું. તે બોલી ઊઠે છે "શાળામાં અત્યાર સુધી મોઢે પાઠ કરીને મરી ગયા, એ જ આ પિનાંગ કે!" ત્યારે મારા મનમાં થયું કે શાળાના નકશામાં પિનાંગ જોવું જેટલું સહજ હતું, એટલું એને શોધવું ય અઘરૂં ન હતું શિક્ષક નકશામાં આંગળીથી દેશ દેખાડતા, એ જ હવે જહાજથી જોવા મળ્યો

આ રીતે ભ્રમણમાં ખાસ હકીકત તો ખૂબ સામાન્ય જણાય બેઠે બેઠે જાણે સ્વપ્ન જોવા જેવું થઈ પડે કોઈ જાતનો શ્રમ જ વેઠવાનો નહિ આંખ સામે જ એક પછી એક દૃશ્યો ઊભા થાય છે. આ પાકો રસ્તો અહીં થઈને લોક આવતા જતા હોય આ રસ્તો જ એવો છે કે જે ઠીક કરવાની જરૂર વાળો ગણાય વગેરે વગેરે. આમ અનેક માણસ ભ્રમણદ્વારા સાહસિક થતા હોય છે અમે બેઠા બેઠા કલ્પનાની જીભે સુરબ્બાની બરણીઓ ભરી ભરીને રસાસ્વાદ માણવા લાગ્યા

કાંઠાની માઝા મૂકેલો સાગર ઉછળી રહ્યો હતો અભેદ દિશાઓના બંધ પડદા ઉંચકાઈને પ્રચંડ મૂર્તિના દર્શન થતા હતા એ મૂર્તિની ભીષણતામાં મનોહરતાનો અનુભવ થતો હતો

અમે એક જગાએ બેઠા હતાં અરે જગ્યા જ અમારી સામે આવીને પડી હતી! મને એક અનુભવ થાય છે એવો કે, અમે ભ્રમણ કરીએ છીએ અને સાગરને માર્ગે આવતા આવતા, વચમાં વચમાં એક પહાડ દેખા દે છે આગળ પાછળ લીલી ઝાડીથી તે ઢંકાએલો છે. જાણે દાનવલોકનું પ્રચંડ જંતુ એનાં ગંદા લીલાશ પડતા રૂંવાડાને પહોળા કરી, સમુદ્રની ધારે તડકો ખાતું તંદ્રાવસ્થામાં પડ્યું ના હોય! આ જોઈને મુકુલ બોલી ઊઠ્યો "અહીં ઊતરી જવાની ઇચ્છા થાય છે આ ઇચ્છા સાચી રીતે તો ભ્રમણ કરવાની ઇચ્છા છે"

આ પહાડવાળા બેટોના નામ જાણતો નથી શાળાના નકશામાં આ બધું મોઢે કર્યું નથી દૂરથી તો એમ જ લાગે કે એકદમ તાજું છે ફરતા પુસ્તકાલયોના પુસ્તકો જેમ એકબીજાના હાથમાં જાય છે એ રીતે આ બધું યાદ રહેતું હોય તો? કેવું સરસ?

સૂર્ય જ્યારે આથમતો હતો તે વખતે જ અમારૂં જહાજ પિનાંગના બંદરે પહોંચ્યું. મનમાં થયું કેવી સુંદર આ પૃથ્વી જળની સાથે સ્થળનું જાણે પ્રેમ મિલન જોઈ રહ્યો છું. ધરતી એના બે હાથ પસારીને સમુદ્રને આલિંગન કરી રહી છે જળભર્યાં વાદળોમાં નીલાંજ પહાડોની ઉપર એક સુકોમળ પ્રકાશ પડતો જોઈને સોનાવરણું પાનેતરથી મો ઢાંકીને શરમેલી નવવધુ જાણે ઊભી હોય એમ લાગ્યું. જળ અને સ્થળમાં આકાશ ભળે છે ત્યારે એ સંધ્યાવેળાની સ્વર્ગીય નોબતો વાગતી સમજાય છે

સઢ ફાડી નાખે એવા તોફાની સમુદ્રમાંની નાવડીઓની જેમ માણસની સુંદર સૃષ્ટિ સાવ અલ્પ હોય છે. પણ જ્યાં પ્રકૃતિના છંદે માણસને ચાલવાનું હોય છે, ત્યાં માણસની સૃષ્ટિ સુંદર થયા વિના રહેતી નથી. સઢવાળા જહાજ અને કળવાળા (યંત્રવાળા) જહાજમાં ફરક છે. કળવાળા જહાજમાં બેશક સગવડ છે. એમાં સૌન્દર્ય નથી. જહાજ જ્યારે ધીમે ધીમે બંદરને અડે છે, ત્યારે પ્રકૃતિ કરતાં માણસની હુશ્યેણ સૌથી મોખરે જણાય છે. યંત્રની ચિમનીઓ પ્રકૃતિમાં ભંગ કરતી હોય છે ત્યારે જોવા મળે છે. માણસનું આટલું મોટું જગત એમાં તે કદરૂપી સૃષ્ટિ ઊભી કરે છે. અને એમ કરીને તે પોતાને સ્વર્ગમાંથી નિર્વાસિત કરે છે.

'તોસા મારુ,' પિનાંગ બંદર.

૬

દ્વિતીય જ્યેષ્ઠ. ઉપર આકાશ. નીચે સમુદ્ર અમારી બે આંખો મા-ધરતીનાં વહાલ પામીને અકરાંતી થઈ ગઈ હતી. એટલા માટે તો વચ્ચે વચ્ચે આ અકરાંતી આંખોને માટે ઉપવાસ સારા. એમ લાગે છે.

અમારી સામે બે મોટા રસથાળ હતા. એ આકાશ અને સાગર. અભ્યાસના અભાવે પહેલાં તો મનમાં એ થાય કે આ બંને થાળ તદ્દન શૂન્ય છે. પણ નજર ખોલતાં કાંઈક જુદું જ લાગે છે. બીજી બાજુ મેઘ નવાં નવાં રૂપ ધારણ કરે છે.

આ વિરાટ રંગશાળામાં આકાશ અને સમુદ્રના જે રંગ જોવા મળે છે તેને ખરેખર જોવાની આપણી ટૂંકી નજરને વિકસવાની જરૂર છે. દિવસ રાત આપણે આ ધરતીના ખોળામાં, તેની ગોદમાં વસીએ છીએ, તેની સામે આપણે જોતાં ય નથી. એટલું જ નહિ પણ તેની આપણે ઉપેક્ષા જ કરીએ છીએ. જગતની મહાનતા જ એ છે કે તેની ચારેકોર જે વિરલતા છે, એની પટ ભૂમિકા (Background) તદ્દન સાદી સીધી હોય છે. એને પોતાની ઓળખ ક્યાં ય આપવા ઇચ્છા નથી રહેતી. અસીમ અંધકારે નિશીથની નક્ષત્ર સભા આકાશમાં પોતાના પ્રકાશથી તે ઉજ્જવળ રહે છે. આ સમુદ્ર આકાશમાં જે બૃહદ પ્રકાશ જણાય છે એમાં એ જ હકીકત છે. સમુદ્ર પોતાનો પ્રકાશ જાળવી રાખે છે. અને પોતાની મર્યાદાને નષ્ટ થવા દેતો નથી.

અમારે એક સારી સગવડ હતી. સામે આડું કશું આવતું નહિ. વિલાયતનું યાત્રી-જહાજ જ્યારે લંગરાય છે ત્યારે યાત્રીઓનું જ એક દૃશ્ય બને છે. તેઓનું નાચવું, ગાવું, ખેલવું એ જ અનંતને અજ્ઞાનમાં ઢાંકેલું રાખે છે. એક મુહૂર્ત માટે પણ તેઓને નવરાશ નથી હોતી અનંત ભણી નજર નાખવાની. જહાજના તૂતક સાથે આકાશ સમુદ્રનો કોઈ પણ જાતનો મેળ રહેતો નથી. અમારા ચાર જણ સિવાય બીજા કોઈ ઉતારૂ હતા નહિ. બેત્રણ જણ હતા પણ તે તદ્દન ધીરપ્રકૃતિના. અમે મનફાવે એવા વેશે ફરીએ છીએ, જાગીએ છીએ, ખાઈએ છીએ, પીએ છીએ. કોઈને કશી જ પીડા નથી. એનું મૂળ કારણ જેમની મર્યાદા રાખવી પડે, એવી કોઈ બહેન નહતી. એટલે તો હંમેશાં એવી જ સમજ રહે છે કે સૂર્યોદય અને સૂર્યાસ્ત એ સામાન્ય વ્યાપાર નથી પણ સ્વર્ગ મૃત્યુનો એ રાજકીય સમારોહ છે. પ્રભાતે પૃથ્વી પોતાનો ઘુમટો ખોલીને ઊભી રહે છે. એની વાણી કોઈ અદ્ભુત સૂરે જાગી ઊઠે છે સાયંકાળે સ્વર્ગલોકનો પડદો ઉંચકાઈ જાય છે. અને દેવલોક સ્વયં જ્યોતિથી રોમાંચ ખડાં કરી નિઃશબ્દ-દ્વારા પૃથ્વીના સંભાષણનો પ્રતિઉત્તર આપે

છે. સ્વર્ગમૃત્યુનો આ મોઢેમોઢનો વાર્તાલાપ કેટલો ગંભીર અને મધુરવાણી છે, તે આ આકાશ અને સમુદ્રની વચ્ચે ઊભા રહીને સાંભળવાથી તે અનુભવ થાય છે.

ઉપર નજર નાખતાં ખબર પડી કે વાદળો વીખેરાયાં છે અને આકાશમાં દોડાદોડ કરી રહ્યાં છે. સૃષ્ટિકર્તાના આંગણામાં જાણે ફુવારા ઊડતા હોય એમ એમના મો ઉઘડી ગયા હતા. બીજું તો ઠીક, પણ જુદા જુદા આકાર થતા હતા એ જોવાની મજા આવતી હતી એક સીધી લીટી ન મળે. સીધી લીટી એ માનવીના હાથનું કામ. એના ઘરની દિવાલ, કારખાના વગેરેમાં માણસ જયસ્તંભ એકદમ ખડો કરવાનો.

સૂર્યાસ્ત વખતના આકાશમાં રંગનું ઐશ્વર્ય એક પાગલની જેમ બે હાથે વિના પ્રયોજને ખોબલે ખોબલા છંટાય છે તે જ રીતે પૂર્વ આકાશમાં જ્યાં શાન્તિ ને સંયમ હોય છે, ત્યાં ત્યાં પણ રંગની મિલાવટ માટે આશ્ચર્ય થાય છે પ્રકૃતિની મહત્તા અવર્ણનીય છે. સૂર્યાસ્ત અને સૂર્યોદય વખતે ડાબે જમણે પડખે એકી વખતે તે દેખા દે છે એનાં ગાન, એના સંગીતના સૂર, અર્થાત્ એનો મહિમા કોઈ રોકી શકતું નથી.

વળી જળભર્યા રંગોની તો વાત જ શી કરવી? એનું વર્ણન જ થાય કેવી રીતે? એના જળતરંગમાંના રંગોના સૂરનાં વાજીંત્રમાં સૂર કરતાં ધ્વનિ અસંખ્ય હોય છે એ વખતે આકાશ એની પ્રશાન્ત સ્તબ્ધતા ઉપરના ઉત્તમોત્તમ રંગોમાં દેખાય છે, સમુદ્ર તે વખતે એની નાની નાની લહરીઓમાં ઘુમરી આપીને વળી જે અદ્વિતીય રંગોમાં દેદીપ્ય થાય છે, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહેતો નથી.

સમુદ્ર આકાશની ગીતિનાટ્યલીલામાં ભીષણ પ્રકારો કેમ કરીને નાખે છે, તે પહેલાં કહેવાયું છે (ફરી વાર) કાળ પણ એનું ડમરૂ વગાડીને અટ્ટહાસ્ય કરતો હોય છે સવારે આકાશ ભૂરા રંગના રૂપેરીભર્યાં વાદળોમાં ફૂલીફાલી ઊડયું ને પછી પાછો મૂસળધાર વરસાદ પડવા મંડયો. વીજળીએ અમારા જહાજની ફરતે એની તલવારો ફેરવવા માંડી એની પાછળ પાછળ વજ્ર જેવી ઘોષણા શરૂ થઈ. એક વજ્ર ઠીક અમારી સામે જ પાણીમાં પડયું અને એમાંથી બાષ્પરેખા સાપની જેમ ચઢ લઈને ઉપર આવી. અને એક વજ્ર પડયું અમારી સામે 'માસ્તુલ' (કૂવાસ્તંભ—mast) ઉપર એનું રૂદ્રસ્વરૂપે સ્વીટ્ઝરલેંડના ઈતિહાસમાં વિલિયમ ટેલની અદ્ભુત ધનુર્વિધારી વાતો આવે છે તેની યાદ અપાવી બરાબર 'માસ્તુલ'ની ટોચે તેનું બાણ વાગ્યું પણ અમને જરાય સ્પર્શ ના થયો! આ વંટોળમાં અમારો સંગાથી 'માસ્તુલ' તૂટી પડયો. માણસો અમે કેમ બચી ગયાં એ જ આશ્ચર્ય છે. (ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

■

ઓરડીમાં ઢગલાબંધ રાચરચીલું ખડકી દેવાથી સગવડ સચવાતી નથી અને કળાએ ખીલતી નથી, જેમ રસોઈમાં તમામ જાતના મસાલા મૂકી મૂકી નાખવાથી સ્વાદ સંતોષાતો નથી અને તબિયતને જળવાતી નથી. ગામના બધા જ લોકોને એકસામટા મળવા બોલાવવાથી પરિચય કેળવાતો નથી અને કોઈની કદર કરાતી નથી. એવી રીતે ચોવીસે કલાક સંગીત, દરેક લખાણમાં હાસ્ય, ડગલે ને પગલે દીવાઓ, જ્યાં ત્યાં વખાણ—એવું કરવાથી કળા સચવાતી નથી —કાકાસાહેબ

## નમસ્કારનો નશો

સમી સાંજે મંદિરના પ્રાંગણમાં એક નવયુવાને પ્રવેશ કર્યો, ને દેવદર્શન કરીને બહાર બેઠેલા પંડિત પાસે જઈને તે ઊભો રહ્યો.

'અરે, તેં મને નમસ્કાર પણ ના કર્યા?' પંડિત તરત બોલી ઊઠ્યા; 'તને ખબર નથી કે ગામના મોટા મોટા લોકો પણ મને નમસ્કાર કરે છે?'

''પણ તમે આટલા બધા ઉતાવળા કેમ થઈ ગયા?' યુવાને ઉત્તર આપ્યો; 'હું તમારી ધીરજ, નમ્રતા, સમતા ને મહાનતાની કસોટી કરતો હતો.'

ને બે હાથ જોડી મસ્તક નમાવીને તે રવાના થયો.

*

## બાળકની માગણી

પ્રેમભક્તિથી ભરેલા એક શિશુની પાસે પ્રભુ પ્રગટ થયા, ને એનાં આંસુ લૂછીને એને પૂછવા માંડ્યા, 'બેટા, તારે શું જોઈએ છે? તારા પર મારી કૃપાનો વરસાદ વરસાવવા હું પ્રગટ થયો છું. તારા મનમાં કયી વસ્તુની કામના છે?'

બાળકના રોમેરોમમા પ્રસન્નતા ફરી વળી. 'મને કોઈ વસ્તુની તૃષ્ણા નથી, પ્રભો!' તેણે કહેવા માંડ્યું; 'પણ તમારી ઇચ્છા જ હોય તો એવી કૃપા કરો કે સારા સંસારને સદાચારથી સંપન્ન કરીને પ્રભુપરાયણ બનાવી શકું: સંસારને સુખી કરીને તમારા નામથી ભરી દઉં.'

'તે તો મુશ્કેલ છે.' પ્રભુએ કહેવા માંડ્યું.

'મુશ્કેલ નથી મારા પ્રભુ! તમારા માટે કાંઈ યે મુશ્કેલ નથી. તમે તો સમર્થ છો.' બાળકે યાદ દેવડાવ્યું.

'તો પણ ધાર કે તારી ઇચ્છા પૂરી ના કરું તો?'

'તો પછી મારે બીજું કાંઈ જ નથી ચાહવું. તમે તમારાં બાળકોના મનોરથ પૂરા કરવાની શક્તિવાળા નથી એટલું ભલે જાહેર કરી દો.'

પ્રભુએ સ્મિત કરતાં કહ્યું: 'બેટા, તારી ઇચ્છા હું પૂરી કરીશ, જરુર પૂરી કરીશ.'

*

## કિશોર અને કામિની

દરિયાકિનારે માણસોનો મેળો ભરાયો હતો. સ્ત્રી, પુરુષો ને બાળકો સુંદર પોષાક પહેરીને ફરવા નીકળી પડયાં હતાં. દરિયાકિનારે જાણે મેળો ભરાયો હતો.

એક અતિશય સુંદર યુવતી પણ તેમાં ફરી રહી હતી દરિયાના પાણીમાં ઊભી રહીને તે અંજલિ આપતી ને ગીત ગાતી.

માણસો તેના તરફ એકીટસે જોયા કરતાં. કોઈ કહેતા કે આવી સુંદરી આ શહેરમાં ભાગ્યે જ બીજી હશે. તો કોઈ તેના કોમળ સ્વરની પ્રસંશા કરતા. મેળામાં એક કિશોર પણ આવ્યો હતો. તે પણ એ યુવતી તરફ તાકીને જોયા કરતો. આશ્ચર્ય એ હતું કે તેની આંખ ભીની હતી.

યુવતીએ તેનું કારણ પૂછ્યું તો તેનો ખુલાસો કર્યો: તમારું રૂપ ખરેખર અજોડ છે. મારી જેમ કેટલાયની આંખનું એ આકર્ષણ બન્યું છે. પણ આંસુ મને એ વિચારથી આવે છે કે આ ઉત્તમ રૂપ પણ આખરે તો કરમાઈ જશે: આ સુંદરતમ શરીર પણ એક દિવસ રાખમાં મળી જશે: કાળ આના પર પણ કૃપા નહિ કરે.

હિંદુસ્તાનના એક કટોકટીના સમયમા આપણે જન્મેલા હોવાથી દેશસેવા કરવાના પ્રસગ જોઈએ તેટલા છે અને તેને માટે આપણે ઈશ્વરનો ઉપકાર જ માનવો જોઈએ આપણે ભાગે આવેલુ કાર્ય લોકોત્તર કવિને પણ સ્ફૂર્તિ આપનારૂ અને ક્રાંતિકારક છે કહેવત છે કે જે ખૂબ ઊંઘે છે તે સપૂર્ણ તાજા થઈને ઊઠે છે હિંદુસ્તાનને મહા ગાઢ નિદ્રા આવી હતી તેથી તેની જાગૃતિ પણ તેવી જ લોકોત્તર થવાની છે હિંદુ લોકોમા આપણે જે ઉત્પન્ન કરવુ છે તે આ જાગૃતિ જ છે દોષ શોધવાની દૃષ્ટિ દૂર કરીને ગુણગ્રાહકતા વધારવી બધુભાવ કાર્ય કરવાની વૃત્તિ, એકત્ર થવાની ટેવ, અને મહેનત ભરેલા કાર્યો કરવાના ઉત્સાહને માટે હિંદી ઓને જાગૃત કરવા એ હાલ ઘણુ આવશ્યક છે

* * *

અરે રે! એક પથવાળાઓ બીજા ઉપર ટીકા કરવામા અને તેનુ ખડન કરવામા દેશની કેટલી બધી શક્તિનો બેપરવાઈથી દુરુપયોગ કરે છે? હવે આપણામા જે કઈ બાબતોમા મળતાપણુ છે તે આપણે જોવુ જોઈએ અને તેને જ વધારે મહત્વ આપવુ જોઈએ કેટલાક લોકો પર આર્યસમાજ અસર કરે છે પરતુ સનાતન ધર્મની તેના ઉપર કઈ જ અસર થતી નથી કોઈને બ્રહ્મોસમાજ ગમે છે તો કોઈને વૈષ્ણવપથ સારો લાગે છે મારા પથથી મને આનદ અને આત્મબળ પ્રાપ્ત થાય છે તો પણ તેના પર અશ્રદ્ધા રાખનાર મનુષ્યોને દોષિત ઠરાવવાનો મને શો અધિકાર છે? તેમને સૌને આવવા દો, પછી તે રહે કે જાય તેની મને શી પરવા છે? જે થાય તે હુ થવા દઉં છુ હુ કોઈના કાર્યમા હાથ ઘાલતો નથી મારે કે તમારે બધા માણસોની લાગણીનો ઈજારો લેવાનો પ્રયત્ન શા માટે કરવો જોઈએ? મારો અધિકાર પ્રેમ રાખનાર અથવા દ્વેષ રાખનાર ગમે તે હોય-સૌની સેવા કરવાનો છે અશક્ત અને દુર્ગુણી છોકરાઓ જ માતાને વધારે પ્રિય હોય છે જેઓ તમારા મતને મળતા નથી તે સઘળા શુ ખોટા છે? તેમ હોય તો તેમની પણ દેશને જરૂર છે એકલા જમણા પગે કૂદકા મારીને ચાલતો માણસ ખરેખર દયા ખાવા યોગ્ય છે ઈશ્વરની દૃષ્ટિથી (ગુણ દૃષ્ટિથી) સર્વ વસ્તુઓ તરફ જોતા શીખવુ એ જ ખરુ શિક્ષણ છે

* * *

- આપણા વ્યક્તિવિષયક અને સ્થાનિક ધર્મને રાષ્ટ્રીય ધર્મ કરતા વધારે મહત્વ આપવુ ન જોઈએ સર્વ બાબતો યોગ્ય પ્રમાણમા રાખવા થી સુખ અને કલ્યાણ થાય છે રાષ્ટ્રહિત સાધવાને બનતો પ્રયત્ન કરવો એ વિશ્વની શક્તિઓ અથવા દેવદેવતાઓની પૂજા કર્યા બરોબર જ છે હિંદુ દેવતાને માટે એવો યજ્ઞ દરેક જણે કરવો જોઈએ

* * *

ઈશ્વરપ્રાપ્તિ કરવી હોય તો સન્યાસવૃત્તિ ધારણ કરો, એટલે કે સ્વાર્થનો પૂર્ણ ત્યાગ કરીને તમારુ ક્ષુદ્ર વ્યક્તિત્વ હિંદમાતાના વિરાટ સ્વરૂપમા મેળવી દો આનંદ અથવા ઈશ્વર મેળવવો હોય તો રાષ્ટ્રોન્નતિના વિચારોમા પોતાની સર્વ વૃત્તિઓનો ભોગ આપનાર બ્રહ્મણ સ્વભાવ ધારણ કરો આનદપ્રાપ્તિ કરવી હોય તો પ્રત્યેક ક્ષણે પોતાના જીવનનો ભોગ આપવાની ક્ષત્રિયવૃત્તિ ધારણ કરો ઈશ્વર પ્રાપ્તિને માટે પોતાની સર્વ સપત્તિ રાષ્ટ્રના ભડાર તરીકે સાચવી રાખનારી ખરી વૈશ્યવૃત્તિ ધારણ કરવી જોઈએ આ લોકમા કે પરલોકમા આનદ અથવા રામ-અનદઘન રામ-નો સાક્ષાત્કાર કરવો હોય અને તમારા મનમાના

અમૂર્ત ધર્મવિચારને મૂર્ત અને દૃશ્ય સ્વરૂપ આપવું હોય તો કોઈ કાળે પુણ્યશાળી શૂદ્રોને નીમી આપેલાં શારીરિક કષ્ટ દ્વારા તમારે તમારા હાથપગ વડે આ સંન્યાસવૃત્તિ તથા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની વીરવૃત્તિઓ ઉત્પન્ન કરવી જોઈએ. સંન્યાસવૃત્તિનો અંત્યજોના કર્તવ્યપાલનમાં સંયોગ થવો જોઈએ. એ એક જ માર્ગ અત્યારે રહ્યો છે. ઊઠો ને જાગૃત થાઓ.

* * *

બીજા દેશો પણ અત્યારે આખા જગતની બ્રહ્મભૂમિ હિંદુસ્તાનને પોતાના દૃષ્ટાન્તથી આ ધર્મ શીખવે છે. જ્યારે એક જાપાની તરુણને પુત્રધર્મ પાળીને માતાની સેવામાં રહેવાને (ગૃહધર્મ) માટે સૈન્યમાં દાખલ કરવાની ના પાંડવામાં આવી ત્યારે તેની માતાએ આત્મહત્યા કરીને ઉચ્ચ રાષ્ટ્રીય ધર્મને માટે ઓછા મહત્ત્વના ગૃહધર્મનો ત્યાગ કર્યો. અતુલ પ્રતાપી ગુરુ ગોવિંદસિંહે રાષ્ટ્રીય ધર્મને માટે વ્યક્તિ વિષયક, સાંસારિક અને સામાજિક ધર્મોનો જે ત્યાગ કર્યો તેમની બરોબરી કરનારાં બીજાં કયાં કર્મો મળી આવશે? લોકોને સત્તાની મહત્ત્વાકાંક્ષા હોય છે. જ્યારે તમારું વ્યક્તિત્વ આખા રાષ્ટ્રના વ્યક્તિત્વ સાથે તાદાત્મ્ય પામે છે ત્યારે એવી કઈ પ્રચંડ અમર્યાદ શક્તિ છે કે જે તમારા હાથમાં આવી શકશે નહિ? છેવટે હજરત મહંમદ પેગંબરના સુંદર શબ્દોમાં એ શક્તિનો મને દાખલો આપવા દો:

**"સૂર્ય મારા જમણા હાથ ઉપર અને ચંદ્ર ડાબા હાથ ઉપર આવીને બેસે અને બંને મને પાછો ફરવા કહે તો પણ હું તેમનું સાંભળવાનો નથી."**

* * *

પ્રાચીન કાળમાં જ્યારે હિંદમાં પુષ્કળ ધન હતું ત્યારે તે મારા ડાબા ખીસામાં હતું. હવે જ્યારે તે પશ્ચિમમાં ઘસડાઈ ગયું છે ત્યારે તે મારા જમણા ખીસામાં આવ્યું છે. હું સમુદ્ર છું. ભરતી અને ઓટ બંને મારામાં જ થાય છે. શત્રુતા રાખવાથી અને વેર લેવાથી આપણું કલ્યાણ થશે નહિ પણ કર્તવ્ય બજાવવાથી–પ્રેમ રાખવાથી જ–કલ્યાણ થશે. પ્રેમ સર્વને જીતે છે એવું જે કહેવાય છે તે કાંઈ ખોટું નથી. વસ્તુની પાછળ દોડવાથી તેના ખરા માલિક થઈ શકાતું નથી. "કપૂર, કપૂર, ઊભું રહે! મારે તને રાખી મૂકવું છે." એમ કહેવાથી કપૂરનો એક ટુકડો પણ તમારા હાથમાં રહેશે નહિ; પણ પ્રેમથી આખી દુનિયા તમારી છે એવો અનુભવ તમને મળી શકશે. માત્ર પ્રેમથી જ ખરા માલિક થઈ શકાય છે. બીજી માલિકીઓ ચોરી, લૂંટફાટ અને દૈવી નિયમના ઉલ્લંઘનની કક્ષામાં આવી જાય છે; જો કે મનુષ્યો સ્વાર્થપરાયણતાથી તેને યોગ્ય અને કાયદેસરની માલિકી એવું નામ આપે છે.

* * *

ધર્મસંસ્થાપકો, કવિઓ, હુન્નરકળાના શોધકો અને તત્ત્વજ્ઞાનીઓ આદિ સર્વેની પ્રેરણાનું મૂળ પ્રેમ જ છે. ફેર માત્ર એટલો જ છે કે કેટલાકમાં તેનો વિશેષ પ્રાદુર્ભાવ જણાય છે અને કેટલાકમાં થોડો. કૃષ્ણ, ચૈતન્ય, તુલસીદાસ, શેકસપિયર, જિસસ અને રામકૃષ્ણ એટલા બધા તલ્લીન થઈ ગયા હતા કે તેઓ પ્રેમસ્વરૂપ જ બની ગયા હતા. પ્રેમમાંથી વિષયાસક્તિ બાદ કરીએ તો એ જ પ્રેમ પરમાત્માની જ્યોતિ છે.

* સ્વાદનુ ખરુ સ્થાન જીભ નથી પણ મન છે

* જેને રામ રાખે તેને કોણ ચાખે?

* દુનિયામા ઘણા ઝઘડા કેવળ કરારના અર્થથી ઉત્પન્ન થાય છે સ્વાર્થ સહુને આધળા ભીત કરી મૂકે છે રાજાથી માંડીને રક, કરારોના પોતાને ઠીક લાગે તેવા અર્થ કરીને દુનિયાને, પોતાને અને પ્રભુને છેતરે છે આમ જે શબ્દ અથવા વાક્યના પોતાને અનુકૂળ આવે એવા અર્થ પક્ષકારો કરે છે તેને ન્યાય શાસ્ત્ર દ્વિઅર્થી મધ્યમપદ કહે છે

* સુવર્ણન્યાય તો એ છે કે સામા પક્ષે આપણા બોલનો જે અર્થ માન્યો એ જ ખરો ગણાય, આપણા મનમા હોય તે ખોટો અથવા અધૂરો

* અને એવો જ બીજો સુવર્ણન્યાય એ છે કે, જ્યા બે અર્થ સભવિત હોય ત્યા નબળો પક્ષ જે અર્થ કરે તે ખરો મનાવો જોઈએ

* આ બે સુવર્ણમાર્ગનો ત્યાગ થવાથી જ ઘણે ભાગે ઝગડા થાય છે ને અધર્મ ચાલે છે અને એ અન્યાયની જડ અસત્ય છે જેને સત્યને જ માર્ગે જવુ છે તેને સુવર્ણમાર્ગ સહેજે જડી રહે છે તેને શાસ્ત્રો શોધવા નથી પડતા

* જે નવો ધર્મ સ્વીકારે છે તેની તે ધર્મના પ્રચારને લગતી ધગશ તે ધર્મમા જન્મેલાના કરતા વધારે જોવામા આવે છે

* સત્યના પૂજારીએ મૌનનુ સેવન કરવુ ઘટે છે જાણ્યે અજાણ્યે પણ મનુષ્ય ઘણી વેળા અતિશયોક્તિ કરે છે અથવા જે કહેવા યોગ્ય હોય તે છુપાવે છે કે જુદી રીતે કહે છે આવા સકટોમાથી બચવાને ખાતર પણ અલ્પભાષી થવુ આવશ્યક છે થોડુ બોલનાર વગર વિચારે નહિ બોલે પોતાના દરેક શબ્દને તોળશે

* ઘણી વેળા માણસ બોલવાને અધીરો બને છે 'મારે પણ બોલવુ છે' એવી ચિઠ્ઠી કયા પ્રમુખને નહી મળી હોય? પછી તેને વખત આપવામા આવ્યો હોય તે તેને સારુ પૂરતો નથી થતો, વધારે બોલવા દેવા માગણી કરે છે, ને છેવટ રજા વિના પણ બોલ્યા કરે છે! આ બધાના બોલવાથી જગતને લાભ થયેલો ભાગ્યે જ જોવામા આવે છે તેટલા વખતનો ક્ષય થયેલો તો સ્પષ્ટ જોઈ શકાય છે.

* ભગવદ્‌ગીતા અમૂલ્ય ગ્રથ છે એમ મને તે વેળા (વિલાયતમા વિદ્યાભ્યાસ વેળા) ભાસ્યુ તે માન્યતા ધીમે ધીમે વધતી ગઈ અને આજે તત્ત્વજ્ઞાનને સારુ તેને હુ સર્વોત્તમ ગ્રથ ગણુ છુ મારા નિરાશાના સમયે તે ગ્રથે મને અમૂલ્ય સહાય કરી છે

* મારુ ધર્મ જ્ઞાન કઈ જ નથી તેથી હુ કોઈ પણ પથમા ભળી જવા નથી ઇચ્છતો

* આપત્તિ વેળા જે વસ્તુ મનુષ્યને બચાવે છે તેનુ તેને તે વેળા નથી ભાન હોતુ, નથી જ્ઞાન હોતુ નાસ્તિક જ્યારે બચે છે ત્યારે કહે છે કે પોતે અકસ્માતથી બચી ગયો. આસ્તિક એવે પ્રસગે કહેશે કે મને ઈશ્વરે બચાવ્યો

* ધર્મોના અભ્યાસથી, સયમથી ઈશ્વર તેના હૃદયમા પ્રગટ થાય છે એવુ અનુમાન પરિણામ પછી તે કરી લે છે એવુ અનુમાન કરવાનો તેને અધિકાર છે પણ બચતી વેળા તે જાણતો નથી કે તેનો સયમ બચાવે છે કે કોણ બચાવે છે

* જે પોતાના સયમબળનુ અભિમાન રાખે છે તેનો સયમ રોળાઈ ગયેલો કોણે નથી અનુભવ્યો? શાસ્ત્રજ્ઞાન તો એવે સમયે ફોતરા સમાન લાગે છે

* જ્યારે બધી આશા છોડીને બેસીએ, બને હાથ હેઠા પડે, ત્યારે ક્યાક ને ક્યાકથી

મદદ આવીને પડે છે એમ મેં અનુભવ્યું છે.

* સ્તુતિ, ઉપાસના, પ્રાર્થના એ વહેમ નથી, પણ આપણે ખાઈએ છીએ, પીએ છીએ, ચાલીએ છીએ, એ બધું જેટલું સાચું છે તેના કરતાં યે એ વધારે સાચી વસ્તુ છે. એ જ સાચું છે, બીજું બધું ખોટું છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

* આવી ઉપાસના, આવી પ્રાર્થના, એ કંઈ વાણીના વૈભવ નથી તેનું મૂળ કંઠ નથી પણ હૃદય છે. તેથી જો આપણે હૃદયની નિર્મળતાને પહોંચીએ, ત્યાં રહેલા તારોને સુસંગઠિત રાખીએ, તો તેમાંથી જે સૂર નીકળે છે તે સૂર ગગનગામી બને છે. તેને સારુ જીભની આવશ્યકતા નથી, એ સ્વભાવે જ અદ્ભુત વસ્તુ છે વિકારો રૂપી મળોની શુદ્ધિ કરવાને સારુ હાર્દિક ઉપાસના જડીબુટ્ટી છે, એ વિષે મને શંકા જ નથી. પણ તે પ્રસાદીને સારુ આપણામાં સંપૂર્ણ નમ્રતા જોઈએ.

* હિંદુધર્મે ગુરુપદને જે મહત્ત્વ આપ્યુ છે તેને હુ માનનારો છું. ગુરુ વિના જ્ઞાન ન હોય એ વાક્ય ઘણે અંશે સાચુ છે. અક્ષર-જ્ઞાન આપનાર અપૂર્ણ શિક્ષકથી ચલાવી લેવાય, પણ આત્મદર્શન કરાવનાર અપૂર્ણ શિક્ષકથી ન જ ચલાવાય. ગુરુપદ તો સંપૂર્ણ જ્ઞાનીને જ અપાય. ગુરુની શોધમાં જ સફળતા રહેલી છે, કેમકે શિષ્યની યોગ્યતા પ્રમાણે જ ગુરુ મળે છે. યોગ્યતા પ્રાપ્તિને સારુ સંપૂર્ણ પ્રયત્ન નો દરેક સાધકને અધિકાર છે, એ તેનો અર્થ છે. એ પ્રયત્નનું ફળ ઈશ્વરાધીન છે.

* મારા જીવન ઉપર ઊંડી છાપ પાડનાર આધુનિક મનુષ્યો ત્રણ છે: રાયચંદભાઈએ તેમના જીવંત સંસર્ગથી, ટૉલ્સ્ટોયે તેમના 'વૈકુંઠ તેમના હૃદયમાં છે' નામના પુસ્તકથી ને રસ્કિને 'અનટુ ધિસ લાસ્ટ'–'સર્વોદય' નામના પુસ્તકથી મને ચકિત કર્યો.

* ગરજને જ્ઞાન ક્યાંથી હોય?

* વકીલનું કર્તવ્ય પક્ષકારો વચ્ચે પડેલી તૂટ સાંધવાનું છે.

* મારા જીવનમાં આગ્રહ અને અનાગ્રહ હમેશાં સાથે ચાલતા આવ્યા છે. સત્યાગ્રહમાં આ અનિવાર્ય છે એમ મેં પાછળથી અનેક વેળા અનુભવ્યું છે. આ સમાધાનવૃત્તિને સારુ મારે જીવનું જોખમ અને મિત્રોનો અસંતોષ ઘણી વેળા ખેડવાં પડયાં છે. પણ સત્ય વજ્ર જેવું કઠણ છે ને કમળ જેવું કોમળ છે.

* જાહેર કામ કદી કરજ કરીને કરવું નહીં. લોકોનો બીજાં કામો વિષે ભલે વિશ્વાસ કરાય, પણ પૈસાના વાયદાનો વિશ્વાસ ન કરાય.

* જાહેર કામ ચલાવતાં ઝીણો ખર્ચ ઘણા પૈસા લઈ જાય છે. કરકસર દરેક સંસ્થામાં આવશ્યક છે, છતાં એ હમેશાં નથી જળવાતી એમ હું જાણું છું.

* હરકોઈ સંસ્થાનો ઝીણવટથી રખાયેલો હિસાબ તેનું નાક છે. તેના વિના તે સંસ્થા છેવટે ગંદી ને પ્રતિષ્ઠા રહિત થઈ જાય છે. શુદ્ધ હિસાબ વિના શુદ્ધ સત્યની રખેવાળી અસંભવિત છે.

* બીજાને નામોશ કરી મનુષ્યો પોતે કેમ માન માની શકતાં હશે એ કોયડો હજુ લગી હું ઉકેલી નથી શક્યો.

* જ્યાં જ્યાં ઉદારતા, સહિષ્ણુતા અને સત્ય છે ત્યાં ભેદો પણ લાભદાયક નીવડે છે.

* જુઓને ગૌતમની દયા. તે મનુષ્ય-જાતને ઓળંગી બીજાં પ્રાણીઓ સુધી ગઈ. તેના ખભા ઉપર રમતા ઘેટાનો ચિતાર આંખો સામે આવતાં જ તમારું હૃદય પ્રેમથી નથી ઊભરાતું ?

# તાલીમુદ-તાલીમ

દેસાઇ વાલજી ગોવિન્દજી

૧ યોહાનન બિન ઝકાઈનો અન્તકાળ હતો ત્યારે શિષ્યો કહે ગુરુદેવ અમને જીવ્યા સુધીનો આશીર્વાદ આપો ' એટલે એ બોલ્યો 'ભગવાન્ કરે ને તમે જેટલી માણસની બીક રાખો છો એટલી ભગવાનની બીક રાખો '

શિષ્યો 'માણસથી ડરિએ તેના કરતા ભગવાન થી વધારે ન ડરવુ ઘટે?'

યોહાનન 'માણસથી ડરો છો એટલુ ભગવાનથી ડરો એટલે હાઉં તમારે કાંઈ દુષ્કર્મ કરવુ હોય તો તમે પહેલા આમ તેમ આંખ ફેરવો છો ને કોઇ માણસ દેખતુ તો નથી ને એટલુ નક્કી કરો છો ભગવાન્ જે સદા સર્વદા સર્વત્ર સર્વ વસ્તુઓ દેખે છે તેની એટલી બીક રાખો એટલે બસ ' (બેરા ચોથ ૨૮–૨ )

૨ ધનઢ્ય માણસ દાન કરે તો તે નરકથી બચી જાય

બે ઘેટા હતા તે નદી ઉતરતા હતા તેમા એકની ઊન ઉતારેલી હતી તે સામે કાંઠે પહોંચ્યો ને બીજો બૂડી ગયો (ગિટ્ટિન ૭–૧)

૩ તે બિયા કહે નવખંડ ધરતીના ધનનો કોઇ મારી આગળ ઢગલો કરે તો યે હુ ખોટુ ન બોલુ એકવાર હુ કુશ્તા ગયો હતો ત્યાના લોકો સત્યવાદી હતા એટલે જુઠા પહેલા મરતા નહિ. હુ ત્યા પરણ્યો ને મારે ઘેર બે પુત્ર અવતર્યા એક દિવસ મારી પત્ની બેઠી બેઠી માથુ ઓળતી હતી ત્યા એક પાડોશણ એને મળવા આવી એને માથુ ઓળતી કોઇ જુએ તે ઠીક નહિ એમ કરીને મે કહ્યું બાઈ ઘરમા નથી ' આ પછી તરત મારા બેય છોકરા મરી ગયા. આથી કુશ્તાગામના રહેવાસી પૂછવા મળ્યા કે આમ કેમ બન્યુ? નાનપણમા છોકરા કેમ બગડી ગયા?' મે પત્નીને મળવા આવેલી બાઈની ઉડામણી કરી હતી એની વાત કરી એટલે કુશ્તાવાસીઓએ મને કહ્યુ 'બાપ્રસાહેબ તમે કુશ્તા છોડીને બીજે જાઓ નકર કદાચ તમારા વર્તનથી તમે આખા ગામને માટે એવુ જ સકટ આણી દેશો અને મૃત્યુ આ ગામમા ઘરઘર લાવ્યું જાશે ' (સાનહેડ્રિન ૯૭–૧).

૪ ચારે દિશાએ તમારુ ઘર ઉઘાડુ રાખજો અયુબે પોતાના ઘરને ચાર બાર રાખ્યા હતા જેથી કરીને રાંક માણસ ગમે ત્યાથી આવે તો યે તરત પ્રવેશ કરી શકે (અવોથ દ–રાબ નાથન ૪૭)

૫ ધર્મગુરુ અકીબા કાલ્બા નામે સાહૂકારના ઘેટા ચારતો ત્યાર કાલ્બાની દીકરી રાહેલ એના ઉપર મુગ્ધ થઈને એને વરી પરણ્યા પછી રાહેલે વરને ભણવા પરગામ મોકલ્યો. ભણી ગણીને અકીબા તા કાલેજમા પ્રોફેસર બન્યો ને બાર વર્ષે શિષ્યો સહ વર્તમાન યેરુસલેમ આવ્યો ઘર બહાર પોતે ઊભો છે ત્યા ઘરમા વાતચીત ચાલતી હતી તે તેણે સાભળી તેમા રાહેલ બોલી 'મારા વર અહિ હોય ને મારી વાત સાભળે તો કેવુ સારુ? જો તેથી કરીને એને લાભ થાય એમ હોય તો હુ મારા વરને બીજા બાર વર્ષ પરદેશ રહેવા દઉં ' એટલે અકીબા રાહેલને મળ્યા વિના જ પાછો ગયો અને ફરીને પાછો આવ્યો ત્યારે ૧૨૦૦૦ શિષ્યો એના ભેગા આવ્યા ને આખા યેરુસલેમ ગામે એને માન આપ્યુ

૬ કોઈ માણસ તારું બગાડે તો તુ એને ક્ષમા કરજે કેમ કે તારો તારા પોત ઉપર પ્રેમ છે એટલો પ્રેમ તારે તેના ઉપર રાખવો ઘટે છે એક હાથને કીધે બીજા હાથને વાગી જાય તો ઘાયલ થયેલો હાથ બીજા હાથ ઉપર ઘા કરે ખરો કે? તારે માથે જે દુખ પડયુ તે ભગવાને પાડેલુ છે અને તે કોક પાપની શિક્ષારૂપે અથવા તો ભગવાનના બેધિયા રૂપે આવ્યુ છે

૭ 'મારા હૃદયને નિર્મલ કરો' (સામ ૫૧ ૧૦) તમારે હૃદયમાથી દુષ્ટ વિચાર કાઢી નાખવા જોઇએ એમ ન કરો તો તમારુ શરીર આ મારામનુ મન્દિર બનવુ જોઇએ તેને બદલે તમે તેને ચોરનુ ઘર બનાવશો

૮ રબ્બી સાઇમન કહે છે એક રાજાનો માનીતો અધિકારી હતો એને રાજા કહે માગ માગ જે કાંઈ હુ તને આપી શકુ તે તારુ બનશે.' અધિકારી વિચાર કરે છે કે સોનુરૂપુ હીરામાણેકમોતી જે હુ માગુ ને રાજા આપે વધારે માન કે ઉચ્ચતર પદ માગુ તો તે ય આપે પણ એના કરતા હુ એની

કુંવરી જ માગું, કેમ કે જો એ કુંવરી આપે તો તેમાં બીજું બધું પણ આવી જાય.'

સલેમાનને ભગવાન સ્વપ્નામાં આવ્યા ને પૂછ્યું, 'તને હું શું આપું?' સલેમાને વિચાર કર્યો, કે 'સોનુંરૂપું માગું તો તે ભગવાન આપે, પણ તેના કરતા સન્મતિ માગું, કેમ કે ભગવાન સન્મતિ આપે તો તેમાં બીજી શુભવસ્તુમાત્રનો સમાવેશ થઈ જાય.' એમ વિચાર કરીને એ કહે, 'હે પ્રભો, તારા દાસને સુમતિ દે.'

૯. સંસારમાં ભગવાન આટલો બધો અધર્મ કેમ રહેવા દેતા હશે? આનો રબ્બી ઇસ્માઇલે આમ જવાબ આપ્યો: 'ભગવાન નહિ પણ તમ પોતે જ અનીતિના કર્તા છો. ખેતરમાં ઝાંખરા ફેલાઈ જાય તો ખેડૂત ભગવાન આગળ રાવ ખાવા જાય ખરો કે? ના, ના; તેમાં દોષ એનો પોતાનો જ છે. કાં એણે પ્રમાદી થઈને ખેતર સંભાળ્યું નહિ!'

૧૦. 'તારા પ્રભુની પાછળ પાછળ તું ચાલજે.' પ્રભુની પાછળ પાછળ કેવી રીતે ચાલવું? તેના ગુણ તથા આચારનું અનુકરણ કરીને. પ્રભુ નગ્નને વસ્ત્ર આપે છે, માંદાની ખબર કાઢે છે, શોકગ્રસ્તને આશ્વાસન આપે છે, એટલે આપણે પણ એમ જ કરવું.

૧૧. ઇબ્રાહિમ આવના જાના વટેમાર્ગુને માટે પોતાનું ઘર ઉઘાડું રાખતો ને એનો આદરસત્કાર કરતો. વટેમાર્ગુ એનો પાડ માને તો કહે, 'મારો પાડ માનો મા, કેમ કે હું આ ઘરનો ધણી નથી. જેણે પૃથ્વી તથા આકાશ સર્જ્યાં છે તે પ્રભુનો પાડ માનો.'

૧૨. માર ઝુત્રા સૂતી વેળાએ આમ પ્રાર્થના કરતો: 'હે નાથ મારું જેણે બગાડ્યું હોય તે સૌને ક્ષમા કરજે.'

*૧૩. દુઃખ આવી પડે જો, તો ઈશ્વરનો પાડ માનજે (થેંક ગૉડ ફૉર પેઇન).

(હગીન ને પોલાનોના અંગ્રેજી ઉપરથી.)

* વિશ્વસંહિતાના આગામી ત્રીજા મંડલનો એક અધ્યાય.

## સુધારો

જૂનના અંકમાં ચોથે પાને છઠ્ઠા પરિચ્છેદની છેલ્લી લીટીમાં 'બતાવત'ને ઠેકાણે 'બનાવત' વાંચવા વિનતી છે.


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૧, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન કાગકામ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ........................................ ૧૨, જુલાઈ ૧૯૬૧




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧, ૨, ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ .... | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ .... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .... | ,, |



|ખર ટળવળિયો નહીં, રોટી કજ રેણાક;
જ્યે) બેઠો ઘરમાં બાપ, (તો) શીદ સોસાવું શામળા?

ખી મોખી દૂર થયાં, પાંહે રીયલ [illegible] મંડ્ય;
બપાળી ગીયું ઓળિયું, સમરણ કરવા [illegible] મંડ્ય.

પાયે પેર્યાં ભૂંગળાં, શિર પર ધરિયા ટોપ;
પણ) ઈસર ઉભિયા સોત, ઉરથી આળસિયા નહીં.

રસિયા રીઝે રંગથી, શૂરા જન સમશેર;
મંગેરી જન ભંગથી, સંતનં માળા મેર.

દ્રાક્ષ સમા રુદ્રાક્ષ ને, તુલસી લસી સમાન;
માળા લાગે મીઠડી, (જે) મનવો થ્યો મસ્તાન.

ચાહને ચિતમાં ઘર કર્યું, દામોદર ને દુવો;
તૃપત કરે, તારે નરાં, (તે) કામણગારો હુવો.

: ગયા અંકમાં, સુક્તોની પહેલી લીટીમાં 'કુબજા' નહિ પણ 'રબજ્ન' વાંચો

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [ ૧૨ - ઓગસ્ટ - ૧૯૬૧ ] અંક ૬ ઠો

માનવીના હૃદયમા હંમેશાં બે વાતનું ઘર્ષણ રહે છે તે અંધકાર અને પ્રકાશ. આ બે વસ્તુ જો ન હોત તો જીવન જ ન હોત

ગાંધીજી



[ ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક ]

# ગ્રાહક બંધુઓને

'પ્યારા બાપુ' માસિક હાથકાગળમાં છાપવાનું શરૂ કર્યું ત્યારે અમે માનેલું કે ગ્રાહકોના સહકારથી ગ્રાહક સંખ્યા વધશે અને માસિક ખોટમાં ચાલશે નહીં. કેટલાક ગ્રાહકોનો સહકાર તો મળ્યો. આમ છતાં 'પ્યારા બાપુ' માસિકને અમે પગભર કરી નથી શકયા. ત્રણેક વર્ષથી ગ્રાહક સંખ્યા ઘણી ઘટી જવાથી અમારે આખરે અધવચથી જ બંધ કરવાનો નિર્ણય લેવો પડ્યો છે. ૧૩ વર્ષ પછી આમ એકાએક બંધ કરતાં ઘણી મૂંઝવણ અનુભવીએ છીએ પણ બીજો રસ્તો ય દેખાતો નથી. કેટલાક ગ્રાહક બંધુઓએ તો 'પ્યારા બાપુ' શરૂ થયું ત્યારથી એકલુ નિયમિત લવાજમ મોકલ્યું છે કે એમની સાથેનો આ સંબંધ તૂટી જતા દુઃખ પણ થાય છે. આ સૌ ભાઈઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

લેખક મિત્રોએ પણ બધી રીતે અમને અનુકૂળ થઈ મદદ કરી છે તેમને ય અમે કેમ ભૂલી શકીએ ?

'પ્યારા બાપુ' માસિકનો આ છેલ્લો અંક છે. ગ્રાહક બંધુઓને તેમનું બાકી રહેલું લવાજમ મેળવવાનો હક છે.

બાકી રહેલુ લવાજમ પરત કરવા માટે નીચેના ત્રણમાથી એક માર્ગ પસંદ કરવાની અને તે પ્રમાણે અમને જણાવવાની ગ્રાહકોને વિનંતી છે.

(૧) રૂપાયતન તરફથી પ્રસિદ્ધ કરવામા આવેલાં એટલી કિંમતના પુસ્તકો ખરીદવા.

(૨) 'પ્યારા બાપુ'માં પ્રગટ થયેલા ફોટાઓ (હાથકાગળ ઉપર માઉન્ટ)નો સંગ્રહ.

(૩) મનીઓર્ડરથી લેણી રકમ પાછી મંગાવવી.

આ છેલ્લો અંક મળતાં જ ગ્રાહકો અમને પોતાની પસંદગીનો નિર્ણય જણાવે એવી વિનંતી છે.

દરેક ગ્રાહકનું કેટલું લેણું બાકી છે તે તરત જણાવવામાં આવશે.

સંગીતના સૂર કોને ના ગમે? ચાચાજી પોતે જ સંગીતનો સૂર એને સાંભળવા ક્યાં ક્યાંથી તેડાં આવે છે આ વખતે બાપુનો નિર્વાણદિન સર્વોદયની વાતો કહેવાનાં નોતરાં આવ્યાં મૂરે ગાંધીગુરુનો ભક્ત સર્વોદયની ભાવનાનો સંદેશો પહોંચાડવા ઉમંગભેર દોડી જાય છે શરીરનીયે પરવા કર્યા વગર "પ્રભુના પ્રકાશનો દીવો બનીએ" એ છે શીર્ષક વડોદરા ગયા'તા ત્યાંથી એ સંદેશો આપે છે

'સત્સંગ એ પ્રભુની કૃપા અને પ્રેમનું અનોખું પ્રતીક છે જ્યાં લોકો ભેગા થાય છે કે ઇક એવો ઉદ્દેશ લઈને, જેમાં સ્વાર્થની દુર્ગંધ નથી, જેમાં ઇશ્વરના ચરણસ્પર્શ મળવાની આશા છૂપી રીતે રહી છે એવો છે સત્સંગ

સત્યનો સંગ તો જ્યારે માલિકની કૃપા ઉતરે ત્યારે જ થાય છે અને પછી સત્ય ગ્રામી મળે, એને સમજીએ, જીવનમાં ઉતારીએ એ વિરલ ભાગ્ય છે પણ આપણા જેવા સાધારણ માણસો માટે મહાપુરુષે એ સરળ પદ્ધતિ બતાવી છે અને તે બધાની સાથે હળી મળીને રહેવાની

'સબમેં રામ રહો એકાકી' દરેકમાં રામ વસે છે દશરથનો બેટો રામ? ના એ રામ જેનો પસારો ઘટઘટમાં છે એ અનુભવ થયા પછી જે સૂત્રે આપણે બંધાયા છીએ તેનો વિચાર આવ્યા વિના રહેતો નથી વર્ણના કે જ્ઞાનના એવા કોઈ પણ ભેદભાવ વિના એ આપણામાં વસે છે

એ પ્રેમમય છે ને? પ્રેમની દૃષ્ટિ સમદૃષ્ટિ છે પ્રાર્થના દ્વારા, મૌન દ્વારા ભેદભાવ રહિત સૌમાં પ્રભુનો વાસ અનુભવાય છે જ્યાં એ પ્રેમની દૃષ્ટિ જોવામાં આવે છે—પરિવારથી લઈને સચિવાલય સુધી કે નિશાળથી લઈને વેપારી સંસ્થા સુધી ત્યાં અનુભવને આધારે એમ કહેવાય છે કે ત્યાં પ્રભુનાં પગલાં પડ્યાં છે જો આપણું દિલ શુષ્ક ન બન્યું હોય જો સ્વાર્થની દુર્ગંધથી એ સડી ન ગયું હોય તો દિલમાં એવી ભાવના જાગે છે

સર્વોદયનો સંદેશો આપણા યુગમાં વિશેષ રૂપે વ્યવહારનો આકાર આપીને બાપુએ આપણી સમક્ષ રાખ્યો એની પાછળ પ્રભુની ઇચ્છા રહી છે એમ હું માનું છું આપણા યુગમાં ભણેલા ગણેલા ખાસ કરીને રાજનીતિના રંગે રંગાયા હતા—એમાં પૈસાદ્વારા, સ્થાનદ્વારા, જ્ઞાનદ્વારા બીજા પર સત્તા મેળવવાની વાત છે નીતિના ક્ષેત્રમાં બીજાની સેવા કરવાની ભાવના જાગે છે એમાં આપણા અહંકારનો વિસ્તાર દિવસે દિવસે ઓછો થતો જાય છે એમાં પ્રભુને આગળ અને પોતાને પાછળ રાખવાનું હોય છે

સર્વોદયની સાધનાનો પાડોશીની સેવાથી આરંભ થાય છે પાડોશીના જીવનમાં આપણે એટલા તો ઓતપ્રોત થઈ જઈએ કે એનું સુખ એ આપણું સુખ બને એનું દુઃખ એ આપણું દુઃખ બને, એનો અભાવ એ આપણો અભાવ બને

અને આ કંઈ સરલ નથી એ સારુ ઉગ્ર સાધના કરવી પડે છે, ઘણું બરદાસ્ત કરવું પડે છે, ખમવું પડે છે પોતે ભૂખે સૂઈને બીજાને ખાવા આપવું પડે છે સર્વોદયનું સત્ય તો સૂર્યસમાન છે એનો પ્રકાશ આખા જગતમાં સૂર્યના પ્રકાશની જેમ ફેલાય એવો આપણો સંકલ્પ છે પણ દરેક ઘરમાં એક માટીનો દીવો તૈયાર રાખવો પડશે એ દીવામાં જ્યારે જ્યોત આવશે ત્યારે સર્વોદયનું સત્ય કેવું છે, એનો મર્મ શો છે એ સમજીશું

માનવ સાથે તાદાત્મ્ય ન કેળવી શકે તો પ્રભુની નજરમાં તે ખોખલો છે પછી ભલેને

હજારો ભાષણો આપે, ફૂલોના હાર મેળવે, છાપામાં નામ આવે કે પુસ્તકો લખે, એ બધું શબ્દોની જાળ છે. પ્રભુ સમજશે કે જેમ પ્રજાને ફસાવે છે. તેમ મને પણ ફસાવશે. તો સર્વોદય સારુ, દરેકે આંતરિક વૃત્તિ કેળવવી પડશે. ભલે એક બે કે પાંચ વર્ષ લાગે પણ એ સિવાય બીજો રસ્તો નથી.

સૌ પ્રથમ પરિવારને જીતી લેવો જોઈએ. જે સત્ય સિદ્ધાંત આપણે અપનાવ્યા છે તે તેઓ સમજે, અપનાવે ભલે નહિ મતભેદ હોઇ શકે છે. પણ સમજે એય ઘણું છે. નિરાશ કે હતાશ થઈ ઘર છોડીને ચાલ્યા જવું એ કેટલી હદ સુધી યોગ્ય છે એ હું કહી શકતો નથી.

સત્યની એક બીજી ખાસિયત છે. સત્યની દૃષ્ટિ વિરોધીઓને સાચવી શકશે. પોતાનામા સમાવી શકશે. Truth reconciles the opposites–સત્યનો ઉપાસક વિરોધી દૃષ્ટિબિંદુઓનુ સામંજસ્ય સત્યના પ્રકાશમા કરી શકે છે અને જીવનમાં ઉતારી શકે છે.

અમે બધાં જો પક્ષી હોત તો રોજ સવારે એક ગીત, એક જ રીતે ગાઇને સંતોષ પામત. એમને સા...રે...ગ...મનો ખ્યાલ નથી; માણસને છે. બધાં 'સા' હોય તો ગીત ન થાય. શબ્દ થાય. જેમ સંગીતમાં જુદા જુદા સ્વરોમાં સંવાદિતા જાળવીને ગીત પેદા કરવું પડે છે, તેમ સર્વોદયમાં પણ સંવાદિતાનું સંગીત ગુંજાવવું છે.

હું મારા ઢાંચામાં સૌને ઢાળવાનો પ્રયત્ન નહિ કરું. પ્રભુની ઇચ્છા એવી હોત તો સર્વને એકસરખા ઘડ્યા ન હોત? પ્રભુ ઇચ્છે છે કે દરેકનો જીવન-વિકાસ એવો જે ધ્યેય તે વ્યક્તિનું રાખ્યું હોય એ રીતે થાય. એવરેસ્ટ એકનો એક હોય પણ દરેક એનું દર્શન પોતપોતાના દૃષ્ટિકોણથી કરે.

સર્વોદયનું કાર્ય કાયદા કાનૂનથી નહીં થાય. કેમકે સર્વોદય સત્યનો પાયો પ્રેમમાં છે. દમદાટીથી પ્રેમ કરવાનું કદી શીખવી શકાય કે? પ્રેમ તો અંદર બીજ રૂપે છે.જ; એનું પ્રમાણ? બચ્ચાનો જન્મ થયો છે માના ખોળામાં. આંખ ઉઘડતાંની સાથે મા સાથે એનો પરિચય થઈ ગયો. પરિચય-પત્ર લાવવાની એને જરૂર નથી પડી! એવી દૃષ્ટિ થઈ જશે કે વ્યક્તિને જોતાં જ પ્રેમ ઉભરાઈ આવશે. કેમકે, મારામાં યે રામ છે અને તેનામાં પણ રામ છે.

આ માટે કોઈ દબાણ ન હોય. સહજ સમાધિ થઈ જાય. પ્રેમ કરનાર જાણતો નથી કે પોતે પ્રેમ કરી રહ્યો છે. પ્રેમ કરવો એટલે જાતને ભૂલી જવી. એવો છે પ્રભુનો પ્રેમ. એ બધાં સાધનો આપણને આપે છે પણ પોતે દેખાતો નથી.

દરેકે એ નક્કી કરવું પડે છે કે હું સોનાના ઢગલા જેવો બનીને રહું કે પ્રગટાવેલા પ્રદીપ જેવો બનીને રહું. સર્વોદય સત્ય જવાબ આપે છે કે પ્રગટાવેલો પ્રદીપ જેવો બની રહે. પ્રભુના ચરણમા એ જ પ્રાર્થના કે આપણને એવી સદ્‌બુદ્ધિ ને શક્તિ આપે કે જીવનદ્વારા જ્યાં અંધકાર છે ત્યા પ્રભુના પ્રકાશનો દીવો બનીએ, જ્યા દ્વેષ છે ત્યા પ્રભુના પ્યારા પોસ્ટમેન બનીએ, જ્યા અજ્ઞાન છે ત્યાં આત્મજ્ઞાનનો આલોક પ્રતિબિંબિત થાય. એવો આશીર્વાદ પ્રભુ આપણને આપો."

*

કવિના કવિત્વમાંથી નવનીત ઉલેચીને જેનું હૈયું ગાંધી ગુરુની ભક્તિમાં લીન થયું છે. કૃષ્ણે ગોપ ઘરોમાં ઘૂસી જઈને દહીંમાખણની ગોરસીઓ ખાલી કરી નાખી હતી. અને ઉપરથી ગોપીઓનો છૂપો હૈયાપ્રેમ મેળવીને મસ્ત બનીને સારા યે જગતનો કૃષ્ણ (આકર્ષણ) રૂપ બની બેઠો હતો. એવા એ ગુરુપ્રેમની જ્યોત જેના હૈયામાં રાત ને દિવસ પ્રગટેલી છે અને એની સામે હૈયાની ગાદી બિછાવીને જે સદાય

સાન્નિધ્ય પામી રહ્યા છે તેવા તે ચાચાજી ક્યારેક ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકૂર સબધમા ઉદાહરણો આપે છે ક્યારેક જગતમા મહાન કળાકાર તરીકે પ્રખ્યાતિ પામેલા શ્રી નદલાલ બસુ સબધમા બોલે છે ને વિદ્યાર્થીઓને ગુરુપ્રેમનો નશો આપે છે

કવિવર ગુરુદેવ સબધમા તે કહે છે કે 'વિદ્યાર્થીને જ્યારે કશાથી રસ નથી પડતો ત્યારે તેને એવી સૂચના કરવામા આવે કે જેમા વધારે રસ પડે છે તેનો રસ વધાર પડી જશે કે જ્યા રસ નથી પડતો તેમા પણ રસ પડવા લાગે છે દરેક બાળકને રસ હોય છે પૃથ્વીમાથી પણ તે સ્વર્ગ રચતા હોય છે જડ ચીજ પણ તેને પ્રાણવાન લાગે છે અને પ્રાણવાન હોય તેમ તેની જોડે રમે છે ઢીગલીને તાવ આવે છે નવા કપડા પહેરાવે છે વગેરે આ સઘળી પ્રભુની યુક્તિઓ છે જ્યાથી માણસ આનદ પામે, શાન્તિ પામે ગુરુદેવ સુદર ચિત્ર સુદર વિચાર, ગીત વાર્તાથી પોતે આનદ અનુભવતા અને જોનારને સાભળનારને પણ આનદ મળે તે રીતે વ્યક્ત કરતા આમ ગુરુદેવને ચિત્ર, શિલ્પ, સાહિત્ય કે સગીત દ્વારા આનદ પરોપકારી ગાધીજીને સત્યની સેવાથી આનદ બનેનો ધ્યેય એક આનદ મા છે તે સેવા કરતા કદિ નથી થાકતી ગુરુદેવને જીવનમા કદિ કદિ એમ પણ બનતુ કે મહિના ઓના મહિનાઓ વીતવા છતા ગીત, વાર્તા કાઈ ન સ્ફુરે ત્યારે તે નિરાશ નહિ થતા વિદ્યાર્થીઓને નિબધો વાચી સભળાવે કઈ કઈ નવુ શીખવે અને તેમને રસ જગાડે પત્રોના જવાબ પોતાને હાથે આપે અને એમ કરીને જીવનમા રસ રેડવાનો પ્રયત્ન કરતા એ માનતા કે રસ આનદ વિના માણસ જીવી શકતો નથી ગુરુદેવ બધામા રસ લેતા ખાવાની નવી ચીજ હોય તેમા તે રસ લેતા હતા ગુજરાતીઓ કઢી કેમ બનાવે છે તે તેઓ જાણતા ન હતા નરસિહભાઈને ત્યા જ્યારે જ્યારે કઢી થાય ત્યારે એમને માટે એક વાડકો જરૂર મોકલવામા આવતો તેમને શેમા રસ ન હતો તે કહેવુ મુશ્કેલ છે વિદ્યાર્થી ઓને કહેલુ આખો, કાન ખૂલ્લા રાખો જુઓ તે ધ્યાનથી જુઓ કુદરતમા છે તે આનદ માટે છે ફૂલ, સૂરજનો પ્રકાશ વગેરેથી આનદ મળે છે જ્યા પ્રકાશ છે ત્યા આનદ અને રસ છે તેથી તો શાન્તિનિકેતનમા ૧૫ મિનિટ સવાર સાજ શાન્ત બેસવાનો રિવાજ હતો જ્યાથી પક્ષીના ગીત, પ્રકાશના કિરણોના સ્પર્શમાથી બાળકોને અવનવો આનદ મળે પ્રકૃતિ નિરીક્ષણમા રસનુ ભાથુ મળી જતુ હૈયુ અને મન કુદરતની જેમ સરળ રહી શકે તો દરેક વ્યક્તિ અને વસ્તુમા રસ પડી શકે છે

શાન્તિનિકેતનમા લાયબ્રેરી ખુલ્લી જ્યારે ઈચ્છા થાય ત્યારે વાચી શકાય જેમા રસ પડે તે વાચે ચિત્રનો એ રડો બે કલાક માટે ખુલો જેમને જે દોરવુ હોય તે દોરે એવી સૂચના સાથે આમ સગીત કલા વગેરે રસના વિષયોનુ આનદકેન્દ્ર સદા ખુ લુ રાખી બાળકમા રસનુ સ્થાન ખીલવવાના પ્રયત્નો થતા છાત્રાલયમા દર બુધવારે સૌ પોતપોતાના ખાના અમુક રીતે ગોઠવે બીજી વાર બીજી રીતે ગોઠવે એમ નવુ નવુ કર્યા કરે ગુરુદેવ પણ તેમ જ કરતા. જન્મદિવસે આશીર્વાદ આપતા "જે સદા નવો છે (પ્રભુ) તેનો સ્પર્શ તમને મળે" ૮૦ વર્ષના નદબાબુ કલાકો કલાકો સુધી ગધેડાને રોકી શકે નીરખ્યા કરે કોઈકે પૂછ્યુ "દાદા ગધેડામા શુ જોવાનુ હોય?" "ગધેડાને–ભગવાનને–જોઇ રહ્યો છુ એમા જે દર્શન થશે ત્યારે ચિત્ર સુદર થશે"

ગુરુદેવના શાન્ત જીવનથી એટલુ તો જાણવા મળ્યુ છે કે વિશ્વાસ રાખો પ્રભુ ઇચ્છે છે જગત આનદ આપવા માટે છે અનેક કષ્ટોમા ય જો અદરનુ રસ ઝરણુ સૂકાઈ ગયુ

નહિ હોય તો આનંદ ઝરણું વહેતું જ દેખાશે. જીવન ભાર રૂપ નહિ પણ ફૂલ સમાન સુગંધિત બની જશે. આપણે એવો પ્રયત્ન જરૂર કરીએ કોઇ પણ કામ કરતાં હોઈએ એમાં આપણી તલ્લીનતા હોય. પછી તે કામ રસોઇનું હોય, પીરસવાનું હોય, કોઇને મળવાનું હોય, કોઈની વાત સાંભળવાનું હોય યા તો બીજું કોઈ કામ હોય. એમાં આંખો ખુલ્લી રાખવી જોઇએ. એક વાર ધ્યાનપૂર્વક કામ કરવાની ટેવ કેળવીએ પછી તો એ કોઠે પડી જશે.

આ જીવન એક સંગ્રામ છે. પણ એથી કરીને એમાં મુશ્કેલીઓ, વિરોધો સાથે લડવાનું છે એમ નથી. જે અંદરમાં આનંદ-રસ અનુભવે છે અને રસ સર્જવાનું કામ કરે છે એને માટે બધું જ સરળ છે. આનંદ રસ પામવાની કળા એ છે કે જે કરીએ તે કોઈને સમર્પણ કરીએ. એ ભાવના જાગૃત થઈ જાય તો આનંદ. પ્રભુ આનંદની ચાવી આપવા ઇચ્છે છે. તેથી તો તે સવાર સાંજ આનંદમય છે. આપણે પણ કદિ દુઃખ અસહ્ય થઈ જાય તો તારા જડિત આકાશ નીચે જઈને બેસી, આકાશ સામે જોઈને શાન્તિ, આનંદ મેળવવાં. પછી જુઓ કે એકવારનાં આંખમાંનાં આંસુ કલાક બે કલાકમાં શાંત. આમ કુદરતના વાતાવરણમાં આનંદરસ પડેલો છે. એમાંથી આપણે મેળવી શકીએ છીએ.

☆

## બાળકો સાથે

બહાર જવાનું હતું. ચાચાજી ઓટલે આંટા મારતા'તા. સંગે અમારી ટોળી હતી. કંઈક વાતો ચાલી રહી હતી. એમાં એ ટહુકા આપતા'તા બાજુમાં નાના બાળકો રમતાં'તાં. એમાં એક બાળ આવ્યો. આંખે બરાબર સૂઝે નહિ. બીજી રીતે પણ અશક્ત નબળો પોચો દેહ એનો ચાચાજીને પ્રણામ કરવા માટે એ આવ્યો'તો. પહેલાં એણે પોતાના પગના પગરખા કાઢયા. પછી નીચા નમીને પગે લાગ્યો. આજુબાજુ અમને ય એણે નમસ્કાર કર્યા. પછી પાછો પગરખાં પહેરવા લાગ્યો. આંખે પૂરું સૂઝે નહિ. પગરખાંની જોડ આડી અવળી થઈ ગઈ. તે ઠીક થઈ, ત્યારે દોરી બંધાય નહિ. વગેરે ઘણું ઘણું નડતર થવા લાગ્યું ..બાજુમાં રમતાં બાળકોની નજરે આ દૃશ્ય ચડી ગયું. ગુજરાતી કહેવત પ્રમાણે "ઊંટનાં અઢારે ય વાંકા." એમ ભાઈ મૂળે પૂરું દેખે નહિ, ત્યાં આવું થાય એટલે બાળકોને મન તમાશારૂપ થઈ પડયું. એકબીજાને સૂચીસંચાર કરીને છાનાંમાનાં હસવાં લાગ્યાં. ચાચાજીની ચકોર નજરે એમને હસતાં જોયાં. હોઠને આંગળીઓથી દબાવી સંજ્ઞા કરવા લાગ્યા: "હસો નહિ." મસ્તીએ ચડેલાં બાળકો એમ સાનથી ઓછાં જ સમજે? પાછો ઈસારો કર્યો ને છેવટ બોલ્યા: "હસો નહિ. હસો નહિ." આટલું જ માત્ર શબ્દોથી ઉચ્ચાર્યા પણ એમાં દર્દ ઊંડું જણાતું હતું: "સરજનહારની કૃતિની ઉપેક્ષા, મશ્કરી, મજાક કરવાનો આપણને અધિકાર નથી. શોભતું નથી, બાળકો, આટલેથી સમજી જાઓ."

બાળકો સમજી ગયાં. શાણા થઈને પોતાની પ્રવૃત્તિમાં પડી ગયાં.

પશ્ચિમની સંધ્યાના આકાશેથી આવતા લાલસુરખી રંગની છાંટે ચાચાજીના મોં પરના ભાવોની ભાષામાં પ્રાગટ્ય પ્રકટાવ્યું: "કોઈની ઉપેક્ષા ન કરો. ભગવાને જે ઘડયાં તે ખરાં. આપણાથી તેને કેમ તરછોડાય? આપણાથી કેમ હસા થાય?"

વિ. પ.

☆

## પ્રકરણ– ૫ ગૌરીકુંડ

હિમાલયના પહાડી પ્રદેશોમા અને હિંદી ભાષી પ્રદેશોમા સર્વત્ર પાચ વાગે ત્યારે આપણા છ વાગ્યા જેટલુ અજવાળુ થઈ જાય છે યાત્રીઓ વહેલા ઊઠીને ટાઢે પહોરે જ ચાલવાનુ પસદ કરે છે એટલે પાચ વાગે તો તૈયાર થઈને પદયાત્રીઓ રવાના થાય છે ડડીકડી વાળાઓ જરા મોડા નીકળે છે અને વહેલા પહોચે છે દૂર ઉત્તરમા હિમાચ્છાદિત શિખરો ઉપર પ્રકાશ ચમકવા લાગ્યો માર્ગ સીધો હતો એટલે ચદ્રાવતીથી ઉપડીને આઠ માઈલનુ અતર અઢીચાર કલાકમા કાપ્યુ કુડચટ્ટી આવતા એક દુકાનદારે આવકાર આપી કહ્યુ કે હવે બે માઈલની 'ખડી ચડાઈ' આવે છે માટે પૂરો આરામ લઈને જાઓ ચાદૂધ પીવા હોય તો પીઓ મદિરજીર્ણોદ્ધાર માટે ફાળો કરવા બેઠેલા અન્ય સજ્જને તેને ટેકો આપ્યો અમે બેઠા એટલે તેણે વગર બોલ્યે અમારી સામે પાર્વતીકુંડ ધરી યાત્રીઓએ અદવામા પત્રપુષ્પ ધર્યો ભલુ થજો દુકાનદારનુ કે તેણે ઠીક આરામ લેવરાવ્યો કારણ કે પહેલા સો ગજ ચડતા, આ ચડાઈ 'ખડી' હોવાની સાથે 'કડી' પણ છે તે સમજાઈ ગયુ શ્વાસ ચડવા લાગ્યો સાથેના માયાળુ પદયાત્રીઓએ વચ્ચે વચ્ચે થાક ખાવાનો આગ્રહ કર્યો પણ શરીરને જેમ વધારે કષ્ટ દઈએ તેમ વધારે ધર્મ પાળ્યો કહેવાય તેવી 'ધર્મબુદ્ધિ' સૂઝવાથી મે થાક ન ખાધો સાથેના યાત્રીઓ મારી 'સહનશક્તિ' થી અચરજ પામ્યા પણ બે માઈલનુ ચડાણ પૂરુ થતા મને થયુ કે આજનો પ્રથમ પ્રહરે ગુપ્તકાશીનો અનુભવ કદી નહિ વીસરાય

ગુપ્તકાશીમાં કાશીવિશ્વનાથનુ મદિર છે ગામ પ્રમાણમા મોટુ ગણાય મદિર પાસે મણિકર્ણિકા નામે કુડ છે તેમા બે ઝરણાઓનુ પાણી ગોમુખ દ્વારા અને ગજમુખ દ્વારા નીચે પડે છે. યાત્રીઓ અહી સ્નાન કરે છે કુડ રોજ ખાલી થાય છે

સ્નાનભોજનાદિથી નિવૃત્ત થઈને આજુ બાજુનો પ્રદેશ જોવા નીકળ્યો. ગામ બહાર ટેકરી ઉપર પ્રાથમિક શાળા જોવી જોઈ ત્યા જતા મકાનની ઓસરીમા બેઠેલા બે પ્રાથમિક શિક્ષકોએ આવકાર આપ્યો હુ બેઠો. સહેજે શાળા વિષે વાત થઈ ગઢવાલ જિલ્લા લોકલ બોર્ડ તરફથી પહાડી બાળકો માટે તે શાળા ચાલે છે થોડી વારમા ઉત્તર પ્રદેશના ધારાસભ્ય શ્રી ગગાશરણસિંહ અન્ય સજ્જન સાથે ગામમાથી આવ્યા તેમની પાસેથી આ પ્રદેશની દરિદ્રતા વિષે જાણ્યુ આખો ગઢવાલ જિલ્લો પહાડી છે પહાડો ઉપર જ ગામો વસેલા છે બધી વસ્તી ગરીબ છે શિક્ષકનો પગાર ચાળીસ રૂપિયા અને મોઘવારી સાથે ચુમાળીસ રૂપિયા હતો બને શિક્ષકોને પદર દિવસની દાઢી વધી ગયેલી ઊનના જાડા દોરાઓના વણેલા કોટ પાટલૂન તેમણે પહેર્યા હતા તેની ઉપર થીગડા માર્યા હતા તેમના કરતા બાળકોની દશા વધુ રાક હતી તેમના કપડા ગંદા, ફાટેલા હતા શરીર સ્વચ્છ ન હતા શ્રી સિંહે કહ્યું કે બહારની મદદ વિના અહીની પ્રજાનો ઉત્કર્ષ થવો અશક્ય છે મે તેમના મુબઈ–કલકત્તા ગયેલા શ્રીમત દેશવાસીઓની મદદ મેળવવા કહ્યુ તેમણે કહ્યું મુબઈ–કલકત્તામા મારવાડીઓ શ્રીમત છે, ગઢવાલીઓ નહિ અહીનો એક પણ માણસ અન્યત્ર જઈને ધનવાન નથી થયો કેદારનાથ જતા યાત્રાળુઓ તરફથી જે કઈ મદદ મળે તેથી કોઈ કોઈ સસ્થા ચાલે છે ગુપ્તકાશી પાસે નીચે ગગાતટે એક વિદ્યાપીઠ પણ શરૂ કરી છે વગેરે વગેરે

શાળામાથી નીચે ઊતરીને એક વૃક્ષને

છાંયડે હું આ પ્રદેશની દરિદ્રતા ઉપર વિચાર કરતો બેઠો હતો ત્યાં ડંડીવાળો કોઈ પહાડી મજૂર બળતણ માટે કરગઠિયાં વીણવા આવ્યો. તેણે બળતણ એકઠું કર્યું પછી અમે વાતો શરૂ કરી. મેં આ પ્રદેશની ખેતીની પેદાશ પૂછી, તેણે ઘઉં, ચોખા, અડદ તથા બીજાં થોડાં અજાણ્યાં નામ પણ ગણાવ્યાં. પ્રાણીઓમાં વાંદરાં, રીંછ, વાઘ બઘેરા (નાનો વાઘ–દીપડો ?) હરણ અને બીજાં અજાણ્યાં નામો આપ્યાં. કસ્તૂરીમૃગ તિબેટના દુર્ગમ પહાડોમાં થાય છે. ત્યાં પહાડીઓ પણ પહોંચી શકતા નથી. મેં ગુજરાતનાં ઘઉંચણા, જુવારબાજરી, ડાંગર-તુવેર, મગફળીકપાસ, મકાઇતમાકુ વગેરે નામો આપ્યાં. કપાસની વાતમાં તેને રસ પડ્યો અને તે કેમ ઊગે, વીણાય, પીંજાય, કંતાય, વણાય, વગેરે બાબનો ખૂબ રસથી પૂછી. પોતાના ગામની અને ધંધાની વાતો કરી મન મોકળું થતાં તેનો ઊભરો ઉપર આવ્યો. તેણે કહ્યું કે યાત્રાના ધર્મકાર્યથી પ્રભુ તમારી ઉપર પ્રસન્ન થશે પણ અમે ડંડી ઉપાડીને માઇલો સુધીની એક મજલ કરીએ છીએ ત્યારે અમને શું થતું હશે તેનો વિચાર કરો. સાડાત્રણ મણની કાયાનો બોજો ખભા ઉપર ઊંચકીને આકરા ચડાણો ચડતાં આવી કેદારનાથની ઠંડીમાં પણ અમને પરસેવો વળે છે. આ મજૂર ભાંગીતૂટી પહાડીમિશ્રિત હિંદીમાં બોલતો હતો. તેના થોથરાતા શબ્દોમાં દુઃખ અને ક્રોધ હતાં. અવાજ કંપતો હતો અને બોલતા શબ્દો જડતા ન હતા. પરંતુ તેની આંખો અને મુખમુદ્રા બધું જ વર્ણવતાં હતાં. બળતણ લઈને એ ચાલતો થયો અને મારા મનમાં બળતણ બાળતો ગયો. ત્યાર પછી મેં ચોમેર નજર કરી. પહાડોની શોભા નિરખવાનો યત્ન કર્યો. પરંતુ દસ માઈલનો પગપાળો પ્રવાસ, તેમાંના આખરી બે માઇલની 'ખડી ચડાઇ' અને પછી મળતા આરામને લીધે તંદ્રા જેવું વરતાવા લાગ્યું. પહાડોની શોભા, શિક્ષકોનાં દાળદરી મોઢાં, પહાડી જુવાનની વ્યથાપૂર્ણ આંખો, એ બધું એકબીજામાં ભળવા માંડ્યું. ઝોકું આવવા જેવું લાગ્યું એટલે ઉતારે આવ્યો.

ગુપ્તકાશીથી રામપુરનો માર્ગ આવતાં હવે સૂકા ડુંગરાઓને બદલે લીલાં વૃક્ષો દેખાવા લાગ્યા. પાંચથી દસ હજાર ફીટની ઊંચાઇએ હિમાલયમાં સર્વત્ર વનો હોય છે. જેમ ઊંચે ચડીએ તેમ તે લીલાંછમ અને ગાઢ બનવા લાગે છે. હવા શીતળ બનતી જાય છે. તડકો ચાંદની જેવો સૌમ્ય બનતો જાય છે. ઝરણાંઓ વધતાં દેખાય છે. સામેના પહાડો ઉપરથી ધોધ પણ પડે છે. હવે હિમાલયના પ્રદેશમાં ખરેખર વિચરીએ છીએ તેની ખાત્રી થાય છે.

માર્ગમાં કેદારનાથના પર્યટને જઈને પાછી વળતી પહાડી વિદ્યાર્થીઓની એક ટુકડી મળી. બધા જ દસથી પંદર વર્ષના હતા. તેઓ ગુપ્તકાશીની આજુબાજુના પહાડી ગામડાંઓમા રહેતા હતા. તેઓ ઉત્સાહથી વાતોએ ચડ્યા. યાત્રાની કઠિનતા વિષે તેમણે કહ્યું કે દર વરસે હજારો યાત્રીઓ જાય છે તેમ તમે પણ જશો. તકલીફ તો પહાડોમાં રહેવાની. પણ જુઓને! અમારી ટોળીમાં આ દસ દસ વરસના છોકરાઓ પણ છે જ ને! એમ કહી તેમણે પેલા છોકરાઓ તરફ આંગળી ચીંધી. આવા બાળકો રમતાં રમતાં પહાડ ચડીને પાછા ઊતર્યો છે ત્યારે તમે તો મોટા છો, અનુભવી છો, ધીરજવાન છો. આ બધા છોકરાઓ કૂદતા કૂદતા ચડતા હતા. ખરી ચડાઈ તો સાત માઇલની જ છે. થાક લાગે ત્યાં આરામ લેવો, ચાદૂધ લેવાં, ઠંડી હવા ફેફસામાં બહુ પેસે નહિ માટે બહુ હાંફવું નહિ.

આ કુમારો તો વાતોમાં ખીલ્યા! હિમાલયની જડીબુટ્ટીની વાતોએ વળગ્યા. તેમણે કહ્યું કે હિમાલયમાં કોઇ કોઇ સ્થળે એવાં વિષવૃક્ષ હોય છે કે તેની ઉપરથી આવેલો પવનનો

સપાટો નીચે ચાલતા મનુષ્યને લાગતા માણસ બેભાન થઈને ઢળી પડે છે સદ્ભાગ્યે આવા વૃક્ષો યાત્રામાર્ગમા નહિ પણ સઘન વનોમા વસ્તીથી દૂર હોય છે મારી પાસેના નાનકડા દૂરબીનથી બધાએ વારાફરતી કેદારનાથના હિમધવલ શિખરો જોયા એક નાના બાળકને દૂરબીન એટલું ગમી ગયુ કે તેણે ખરીદવા ઇચ્છા દર્શાવી મારે તેનો ઉપયોગ હવે જ કરવાનો હતો એટલે મે દુખપૂર્વક ના પાડી નાના દેખાતા શિખરો મોટા કેમ થઈ જાય છે એવુ કુતૂહલ દરેકના ચહેરા ઉપર વરતુ હતુ વારવાર એકબીજા પાસેથી લઇને તેમણે હિમશિખરો વનરાજિ ગગાતટ વગેરે નિરખ્યા કર્યા

રામપુરથી ગૌરીકુડના માર્ગમા પશ્ચિમ દિશાએ ત્રિજુગીનારાયણનુ તીર્થ આવે છે ત્યા જવા માટે મુખ્ય માર્ગને મૂકીને પશ્ચિમમા ફટાવુ પડે છે માર્ગ સાધારણ ચઢાઈનો છે, પરતુ લીલા વૃક્ષો અને છાયડો વારવાર આવે છે પહાડોની તળેટીમા તે વસેલુ છે ગગોત્રીથી સવાસો માઈલના દુર્ગમ અરણ્યો ભેદીને એક કેડીમાર્ગ અહી આવે છે એમ સાભળ્યુ

ત્રિજુગીનારાયણ પણ ગુપ્તકાશી અને રામપુર જેવડુ જ ગામ છે ત્યા નારાયણનુ મદિર છે બહાર પાચ કુડો છે મદિરમા મૂર્તિ નારાયણની છે અને પાસે જ એક યજ્ઞકુડ છે તેમા લાકડાના ખોડસા કાયમ બળતા જ રહે છે અહી ઉમાનો મહાદેવજી સાથે વિવાહ થયો ત્યારથી તે અગ્નિકુડની ધૂણી પ્રજ્વલિત રહે છે શિવપાર્વતીના લગ્નની સાથે જ ઉમાનું નિશ્ચળ મનોબળ, લીન તપ અને પ્રસન્ન થયેલા શકરનુ પ્રાકટ્ય કલ્પનાચક્ષુથી નિરખાય છે છે તપમા અને ભક્તિમા દેહભાન વીસરી લીન બનેલી ઉમાને ભગવાન શકર એવા આશ્વાસન અને શાતિપ્રદ વચનો કહે છે કે ભગવતી હૈમવતી માતા પોતાનો ક્લેશ ભૂલી ગઈ આશુતોષ ભોળાનાથ કહે છે —

અદ્યપ્રભૃત્યવનતાઙ્ગિ તવાસ્મિ દાસઃ
ક્રીતસ્તપોભિરિતિ વાદિનિ ચન્દ્રમૌલૌ ।
અહ્નાય સા નિયમજં ક્લમમુત્સસર્જ
ક્લેશઃ ફલેન હિ પુનર્નવતાં વિધત્તે ॥

[હે ચારુગાત્રિ! આજથી હું તારો દાસ છુ તારા તપથી તે મને ખરીદી લીધો છે ભગવાન ચદ્રમૌલી જ્યારે આમ બોલ્યા ત્યારે તપથી થતો ક્લેશ ઉમાના ચિત્તમાથી અદૃશ્ય થઈ ગયો ફળપ્રાપ્તિ થતા તેને માટે સહેલો ક્લેશ ક્લેશરૂપે રહેતો નથી પરતુ પૂર્વની પ્રસન્નતા જ ધરે છે ]

માતા ઉમાનો ક્લેશ તો અદૃશ્ય થયો પણ તડકો થયો હતો અને હજી સાતેક માઈલ બીજા કાપવાના હતા એટલે ત્રિજુગીનારાયણમા એકાદ કલાક ગાળીને આવ્યા હતા તે જ રસ્તેથી ચાર માઈલ ચાલીને કેદારનાથના મુખ્ય માર્ગે પહોચ્યા માર્ગમા સુવર્ણપ્રયાગ આવ્યુ ત્રિજુગીનારાયણના પહાડોમાથી આવતી સુવર્ણ ગગા (સોનગગા)નો મદાકિની સાથે સગમ થાય છે પૂલથી સગમ દૂર હોવાથી દેખાતો નથી રુદ્રપ્રયાગ પછી આજે નદી મળી એટલે મે સુવર્ણગગામા વસ્ત્રો ધોયા સ્નાન કરવા અદર ઊતર્યો પણ કેડ સુધી ઊતરતા અગ બહેરુ થઈ જતુ લાગ્યુ મે નક્કી કર્યું કે નહાવુ નથી સ્નાનને બદલે આચમન ચાલશે પણ પુણ્યના પોટલા બાધવા આવેલા પુત્રને સહેલાઈથી છટકવા દે તેવી સુવર્ણગગા કાચી ન હતી કેડ સમાણા પાણીમા ઊભો હતો ત્યા જ જળના વેગને લીધે પગ લપસી ગયો અને સ્નાન થઈ ગયુ

કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ ।
[છોરુ કછોરુ થાય પણ માવતર કમાવતર ન થાય.]

૬

નહાઈને ભીનું પહેરણ ખભે નાખ્યું અને ગૌરીકુંડની વાટ પકડી. પાંચ હજાર ફીટની ઊંચાઈએ ખરે બપોરે તડકો ટાઢો હતો. શીતળ હવાને લીધે ઉઘાડે શરીરે કંપારી આવતી હતી. પરંતુ ચાલવાથી તરત ગરમી આવી. ત્રણેક માઈલની સાધારણ ચડાઈ પછી ગૌરીકુંડ ગામ આવ્યું. ગરમ પાણીના કુંડમાંથી વરાળ નીકળતી હતી. ધર્મશાળા પાસે જ મંદાકિનીના સાવ તટ ઉપર દસ હાથ જ દૂર છે. નીચે મંદાકિની ધોધમાર વહેતી હતી તેનો ઘેરો નાદ વાતાવરણમાં વ્યાપી જઈને બધા અવાજને ગૌણ બનાવતો હતો. નિર્મળ જળ, ધોળા ફીણ, પ્રવાહના મારને શાંતિથી ઝીલતા નાના મોટા પથરાઓ, સામેનો ઊભો તટપ્રદેશ, ઉપરની વનરાજિ, વિવિધ પ્રાંતના યાત્રાળુઓ, સાધુનાં જૂથો, ધર્મશાળાના ધજાગરા જેવાં સૂકાવા નાખેલાં રંગીન વસ્ત્રો, ચાહ્દૂધ, સીધુંસામાન, મીઠાઈફરસાણની દુકાનો, એ દરેક ચટ્ટીનું રોજનું દૃશ્ય છે. ડંડીકંડીના પહાડી મજૂરો, નેપાળી બોઝીઓનાં ટોળાંઓ બેઠેલાં દેખાય છે. તેઓ વાતો કરે છે, બીડી ફૂંકે છે, ક્યારેક ગાય છે, રોટલા ઘડે છે, એક ચૂલે વારાફરતી રાંધી લે છે અને ઠંડી હવામાં પરસેવો પાડીને હકની કમાણી કરે છે. અજ્ઞાન, દીનતા, દરિદ્રતા અહીંની જનસૃષ્ટિમાં જડે છે. સૌન્દર્ય, પવિત્રતા, ભવ્યતા એ અહીંની વનસૃષ્ટિમાં વિલસે છે.

(ક્રમશઃ)

*

સાંજની વેળા હોય.

સૂરજ ક્ષિતિજમાં ચાલ્યો ગયો હોય: ઘંટ વાગે સૌ પોતપોતાનાં આસન હાથમાં લઈને દોડી જાય, પોતાની જગા શોધીને બેસી જાય બધાં જ છૂટક છવાયાં મનફાવે તે જગાએ બેસે. એટલું કે આશ્રમને ફરતાં ચોગાનમાં જ બેસવાનું. ઘણે દૂર નહિ. બીજો ઘંટ વાગે. પલાંઠી વળાય. આંખ મીંચાય. અદબવાળીને ધ્યાનમાં બેસાય. અને કાર્યક્રમ શરૂ થાય.

ગુરુદેવ બિલાડી પગે નીકળે. ચૂપચાપ ફરે. સૌને જુએ. આ કાર્યક્રમને એક જીવન શિક્ષણનું એક ખાસ અંગ ગણી લઈને સૌને નિહાળતા ફરે.

એક વાર બન્યું એમ કે, હું અને મારી બહેન સામસામી કાંકરીઓ મારીએ. તે જોઈ બીજાંઓએ પણ રમતો માંડી અને કાગળની કાપલીઓ ઊડવા લાગી. ગુરુદેવ આવી ચડ્યા. જોઈ ગયા. ઘડીક ઊભા રહ્યા. અમે થરથરી ગયાં પણ ગુરુદેવે અમને જરા પણ ઠપકો ન આપ્યો. માત્ર નાક ઉપર આંગળી મૂકી હસતાં હસતાં સંજ્ઞા કરી કે "આમ રમત ના થાય. બીજાંઓને ખલેલ થશે." પછી ચાલ્યા ગયા. બસ એ પાઠ જ અમને એવો શીખવતા ગયા કે આજે પણ કોઈનું ય ધ્યાનભંગ ન થાય એની ચિંતા સ્વભાવમાં વણાઈ ગઈ છે. —વિ.

*

## ઝૂપડી ને મહેલ

મહેલે ઝૂપડીને કહ્યુ 'તારી દીનતાનો તે કાંઈ પાર છે? જો મારુ ઐશ્વર્ય રૂપ બળ સુખ ને જો તારી જનમોજનમની દરિદ્રતા! મારી પાસે શુ તુ શોભે છે?'

ઝૂપડીએ શાતિથી ઉત્તર આપ્યો 'ભાઈ મહેલ, આપણે આજ સુધી ભાઈબેન બનીને જીવ્યા છીએ એકમેકના સુખમા સુખી ને દુખમા દુખી હતા આજે તને આ અભિમાન ક્યાથી થયુ? ભાઈ, તારુ ઐશ્વર્ય અજોડ છે એ વાત ખરી પણ મારા વિના તારી કિમત કોણ કરત? તારી મહત્તાની ખબર પણ કોને પડત? મારી એવી સેવા પણ તુ સમજી શકતો નથી એનો મને અફસોસ છે વળી તારી દૃષ્ટિ ટૂકી છે તેનુ મને દુખ છે વાત એમ છે કે તારુ ને મારુ મૂલ કાળની પાસે સરખુ જ છે સસારને સુશોભિત અને સુવાસિત કરનારા જ્યોતિર્ધરો મારી જ સોડમા જન્મ્યા છે, ને મારા જ હૃદય પર રમીને મોટા થયા છે તને તેવુ સૌભાગ્ય ભાગ્યે જ એકાદ બે વાર મળ્યુ છે પ્રભુના નામના રણકારથી હુ સુખી ને વૈભવી જ છુ'

એ પછી મોડી રાતે ઝૂપડીમા કીર્તન શરૂ થયુ ત્યારે મહેલમા મદિરાપાનની મહેફિલ ઉડવા માડી

બીજે દિવસે ઝૂપડીમા એક બાળકનો જન્મ થયો

એકાદ મહિનામા તો ભયકર ધરતીકપ થયો ને મહેલ ને ઝૂપડી બને ધરાશાયી થઈ ગયા પણ ઝૂપડીનુ જયગાન કરનારો પેલો બાળક આગળ જતા પયગબર બન્યો ને બધે વિચરવા માડ્યો

## આશા ને નિરાશા

બે મુસાફરો મારગ કાપી રહ્યા હતા રસ્તામા એક ગામ આવ્યુ ગામની પાદરે એક માણસ ઊભો હતો મુસાફરે તેને પોતાને પહોચવાના આગલા ગામનુ અતર પૂછ્યુ, તો તેણે ઉત્તર આપ્યો કે આગલુ ગામ ચાર માઈલ જતા આવી પહોચશે

પહેલા મુસાફરે એ સાભળી કહ્યુ હજી તો ચાર માઈલ ચાલવાનુ બાકી છે

બીજા નાના મુસાફરે શાતિથી ઉત્તર આપ્યો હવે ચાર જ માઈલ બાકી છે બસ ચાર જ માઈલ

*

## પ્રાર્થના

પ્રેમ સૌના પર થાય પણ મોહ કોઈના ય પર ના રહે એવી કૃપા હે અતર્યામી એવી કૃપા કરો!

સબધ ભલે સૌનો સચવાઈ રહે, પણ સસક્તિ કોઈની ય ના થાય, એવો આશીર્વાદ આપો, હે] અમૃતમય એવો આશીર્વાદ આપો!

સેવા સૌની થાય ને દયાથી દિલ દ્રવી જાય પણ મમતા કોઈનામા ન થાય એવી કૃપા કરો, હે અતર્યામી એવી કૃપા કરો

—સાધના સઘળા પ્રકારની ને સપૂર્ણપણે કરવામા આવે, પણ સ્વાર્થ સદાને માટે દૂર રહે એવો આશીર્વાદ આપો, હે અમૃતમય, એવો આશીર્વાદ આપો!

સૌમા તમારુ દર્શન કરીને અતર આનદ અનુભવે, ને સૌને સુખી કરવાનો પ્રયાસ કરે, એવી કૃપા કરો, હે અતર્યામી એવી કૃપા કરો!

*

### કપટ સાધનાનું પરિણામ

એક વખત એવું બન્યું કે એક માછી કોઈ ગૃહસ્થની વાડીમાં તળાવ હશે તેની અંદર જાળ નાખીને માછલી ચોરી જવા પેઠો. પેલા ગૃહસ્થને ખબર પડી ગઈ એટલે એણે પોતાનાં માણસોને મોકલીને વાડીમાંથી બહાર નીકળવાના રસ્તા ઉપર સખત પહેરો બેસાડાવ્યો. પછી મશાલ સળગાવીને ચોરને શોધવા માટે વાડીમાં પેઠા. માછીને પણ આ વાતની ખબર પડી ગઈ હતી, તેથી તેણે શરીરે રાખોડી ચોળીને બાવાનો વેશ લીધો અને એક વાડ નીચે ચુપચુપ બેસી ગયો. પેલા શેઠે અને તેનાં માણસોએ ચોરને ખૂબ શોધ્યો પણ કોઈ ઠેકાણે પત્તો લાગ્યો નહિ. માત્ર શરીરે ભસ્મ ચોળીને ઝાડ નીચે ધ્યાનસ્થ થઈ બેઠેલા એક સાધુને તેમણે જોયો. બીજે દિવસે સવારે ગામમાં વાત ચાલી કે અમુક બાબુની વાડીમાં એક મહાત્મા પધાર્યા છે. લોકો તો દર્શન કરવા આવવા લાગ્યા કોઈ ફૂલ લાવે, કોઈ ફળ લાવે, કોઈ મીઠાઈ લાવે અને મહારાજને સાષ્ટાંગ પ્રણામ કરે. પૈસાનો પણ એકાદ નાનો સરખો ઢગલો થઈ ગયો. આ જોઈને પેલો માછી વિચાર કરવા લાગ્યો: 'આ કેવું અજાયબ જેવું છે! હું ખરેખરો સાધુ તો છું જ નહિ; માત્ર મેં સાધુનો વેશ લીધો છે તો પણ લોકો મારી આટલી બધી સેવા કરે છે, ત્યારે જો હું ખરેખરો સાધુ જ થાઉં તો જરૂર મને ઈશ્વરની પ્રાપ્તિ થાય.

જોયું! કપટસાધનાથી તેના હૃદયમાં ચૈતન્યનો ઉદય થયો, ત્યારે ખરેખરી, સાચા દિલની સાધનાથી શું ન થાય? શું સત્ય છે અને શું અસત્ય છે તે બધું તેને સમજાઈ ગયું. ઈશ્વર જ સત્ય છે અને સંસાર અનિત્ય છે એ વાતનો તેને સાક્ષાત્કાર થઈ ગયો.

*

### નિત્ય અને લીલા

જે માત્ર જ્ઞાની જ છે તે લગભગ એકતરફી વિચાર કરે છે આ બ્રહ્મ નથી, તે બ્રહ્મ નથી, એવો વિવેક કરીને તે તમામ અનાત્મ જણાતા પદાર્થોની બરબાદી કરી નાખે છે, અને જગતને સ્વપ્નવત્ ઠરાવે છે. હું તો બેઉ હાથ છોડી દઉં છું અને બધા—નિત્યને અને તેની લીલાને બેઉને—સત્ય માનું છું.

બેઉ હાથ છોડી દઉં છું એનો અર્થ સમજ્યા? એક વાર એવું બન્યું કે એક

વણકર બીજા વણકરને મળવા ગયો હતો. પેલો વણકર તે વખતે રેશમ કાંતતો હતો. તેની પાસે નાના પ્રકારનું રંગ બેરંગી રેશમ હતું. તે પોતાના મિત્રને જોઈને ઘણો ખુશ થયો અને બોલ્યો: 'ભાઈ તું આવ્યો તેથી મને એટલો બધો હર્ષ થયો છે કે કાંઈ કહેવાની વાત નહિ. બેસ, તારે માટે હું જરા ખાવા પીવાનું લઈ આવું.' એમ કહીને તે બહાર ગયો. આ બાજુએ પેલો મળવા આવેલો વણકર રંગબેરંગી રેશમ જોવા લાગ્યો. એમ કરતાં કરતાં તેનું મન લલચાયું અને રેશમનું એક ગૂંચળું તેણે બગલમાં સંતાડી દીધુ. એટલામા ઘરધણી ખાવાનું લઈને આવી પહોંચ્યો. બેઉ જણ ઘણા જ આનંદથી અને પ્રેમપૂર્વક સાથે બેસીને ખાવા લાગ્યા. ઘરધણીએ જ્યારે પોતાના રેશમ તરફ નજર કરી ત્યારે રેશમનું એક ગૂંચળું ઓછું થયેલું માલૂમ પડ્યું. અને બીજી બાજુએ તેણે પોતાના મિત્રને બગલમાં કાંઇક સંતાડતો દીઠો. આથી તેને સંદેહ દૃઢ થયો અને પોતાનો ચોરાયેલો માલ પાછો મેળવવાને તેણે એક તદબીર રચી.

તે બોલ્યો: 'દોસ્ત! આપણે આજે ઘણે દિવસે એકઠા થયા છીએ આજે તો ઘણા આનંદનો દિવસ છે. મને એવું મન થાય છે કે જાણે આપણે બેઉ જણ જરા નાચીએ.' પેલો કહે: 'મને પણ તારા જેટલો જ હર્ષ થયો છે.' એમ કહીને બેઉ જણ નાચવા લાગ્યા. ઘરધણીએ જોયું કે પેલો માણસ હાથ ઊંચા કર્યા વગર એમ ને એમ જ નાચે છે તેથી તેણે કહ્યું' 'દોસ્ત! એમ શું કરે છે? આજે તો આનંદનો દિવસ છે. જરા બેઉ હાથ ઊંચા કરીને તો નાચ ' પણ પેલા માણસે તો એક જ હાથ ઊંચો કર્યો ત્યારે પેલાએ કહ્યું: 'અરે! એક હાથ શું ઊંચો કરે છે? બેઉ હાથ ઊંચા કરીને તો નાચ' જો હું કેવો બેઉ હાથ ઊંચા કરીને નાચું છું! પણ પેલો તો બગલમાં સંતાડેલું રેશમનું ગૂંચળું વધારે દબાવીને હસવા લાગ્યો અને બોલ્યો: 'મને તો એક જ હાથ ઊંચો રાખીને નાચતાં આવડે છે!'

માટે હું (શ્રી રામકૃષ્ણ) તો બેઉ હાથ ઊંચા રાખીને નાચું છું. મારી પાસે બગલમાં સંતાડવા જેવું કશું નથી. મને લેશ માત્ર પણ ભય નથી. માટે જ હું નિત્ય અને તેની લીલા બેઉને સત્ય માનું છું.

આત્મસમર્પણ

દેહના સુખદુઃખ તો સર્વને છે જ;

પરંતુ જેને ઈશ્વરપ્રાપ્તિ થઈ ચૂકી છે, તે પોતાના મન, પ્રાણ, દેહ, આત્મા બધું તેને જ સમર્પણ કરી દે છે.

પંપા સરોવરમાં સ્નાન કરતી વખતે રામલક્ષ્મણે સરોવરની પાસે એક ઠેકાણે જમીનમાં પોતાનાં ધનુષ્ય દાટી રાખ્યાં સ્નાન કરી રહ્યા પછી લક્ષ્મણે ધનુષ્ય બહાર કાઢ્યાં ત્યારે તે લોહીથી ખરડાયેલ દીઠાં. રામે એ જોઈને કહ્યું: 'ભાઈ, જુઓ તો જરૂર કોઈ બિચારો જીવ માર્યો ગયો હશે.' લક્ષ્મણે થોડી માટી ખોતરી જોયું તો એક મોટો દેડકો મરવાની તૈયારીમાં હતો. રામે કરુણ સ્વરે તેને કહ્યું: 'તેં અવાજ શા માટે ન કર્યો? તેમ કર્યું હોત તો અમે તને બચાવી લેત. સાપ તને પકડે છે ત્યારે તો ખૂબ બૂમો પાડે છે!' દેડકાએ કહ્યું: 'જ્યારે સાપ મને પકડે છે ત્યારે તો હે રામ! મારું રક્ષણ કરો! મારી વહારે ધાઓ! એવી ચીસો હું પાડું છું. પણ અત્યારે તો તમે મને મારનાર રામ જ હતા! હવે મારે કોને વહારે બોલાવવા?'

*

### સોઽહમ્

રાજા પોતાના આસન પર બેઠો હોય અને તેનો રસોઇયો રાજાના યોગ્ય આસન પર જઈને બેસે અને કહે કે, 'હે રાજા! તું જે છે તે જ હું છું.' તો લોકો તેને ગાંડો ગણશે કે નહિ? રસોઇયો અને રાજા કદી એક હોઇ શકે? પણ એ જ રસોઈયાની સ્વામીભક્તિથી સંતુષ્ટ થઇને રાજા તેને બોલાવીને કહે કે, "અહીં આવ. મારી પાસે બેસ. એમાં કશી હરકત નથી, 'જે તું છે તે જ હું છું'" એમ રાજા કહે અને પછી રસોઇઓ તેની પાસે જઇને બેસે તો ચાલે. તેવી જ રીતે સાધારણ માણસ, કશું સાધન કર્યા વગર માત્ર મોઢેથી બોલે કે, 'સોઽહમ્—હું તે જ છું' એમ બોલે તો તે ન ચાલે. જળના તરંગ કહેવાય છે પણ તરંગનું જળ નથી કહેવાતું.

*

### મૂર્ખાઓની ખાતર

વિભીષણને લંકાની ગાદી લેવાની ઇચ્છા ન હતી. તેણે કહ્યું: 'હે રામ! તમે મને મળ્યા. હવે મારે રાજપાટનું શું કામ છે?' રામ કહે: 'વિભીષણ! તમારી ઇચ્છાથી નહિ તો પણ મૂર્ખાઓની ખાતર રાજા થાઓ. લોકો કહેશે કે તમે રામની આટઆટલી સેવા કરી પણ તમને શો ફાયદો થયો? કાંઈ ઐશ્વર્યની પ્રાપ્તિ થઈ? એવા મૂર્ખાઓને ઉપદેશ આપવાની ખાતર તમે રાજ્ય સ્વીકારો.'

*

[ ગતાંકથી ચાલુ ]

[ કવિ છે કલ્પનાની આંખે કંઈ કંઈ જુએ છે મુગ્ધતા અને છે દૃશ્યને નિહાળે છે કેટકેટલે ઠેકાણે છે એમાંથી કંઈ કંઈ પામે છે ને અંતરના ખોળામાં સમવિસ્મય બનીને બેસી જાય છે એને પહોંચવું એ તો પામર કલમને એના જેવું થવું પડે! ક્યાંથી થવાય? ત્યારે જ્યાં ફાવટ ના આવી ત્યાં ભાવાનુવાદનો આધાર લેવો પડ્યો છે

હવે આ પ્રકરણમાં કવિ જહાજની વાતો કરે છે ને તેના કર્મચારીઓના ગુણગાન ગાય છે સાથે સાથે સમીપવર્તી દેશ સંબંધેના વિચારો પર પણ પ્રકાશ પડે છે લિ. ]

૭

આ કેટલાય દિવસ આકાશ અને સમુદ્રને ખૂબ ધરાઈને જોઉં છું અને મનમાં થાય છે કે અંતરમાંનો રંગ તો શુભ્ર નથી કાળો અથવા નીલો હોય છે આ આકાશ ફક્ત થોડુંક જેટલું છેડું, આકાશ—અર્થાત્ પ્રકાશ—એટલું તે સાફ છે અને જ્યારે તે દૃષ્ટિગોચરથી દૂર જાય છે ત્યારે તે છેક ભૂરું દેખાય છે આ અસીમ અંધકારમાં એક નાનું બાળક જેમ માની છાતીએ વળગતું આવે છે એમ આપણી આ પૃથ્વી દિવસ ને રાત્રિને છૂટાં મૂકીને તેને બાઝેલી રહે છે

આ ગૌરાંગી પ્રકાશનું જગત ચિત્રવિચિત્ર રંગોમાં સાજ સજીને અભિસારની ચાલે ચાલ્યું જાય છે પેલા શ્યામલ તરફ અનિર્વચનીય અવ્યક્ત કોઈ કોઈ દિશા તરફ જડ નિયમોના બંધને બંધાયેલા રહેવું એને ગમતું નથી એમાં મૃત્યુ સમજે છે અને એ નિયમોની પાળને સર્વસ્વ ગણીને એનાથી મૂંગા બેસી રહેવાતું નથી કદીક એ પાળ તૂટી જાય છે અને એ પાળ તૂટતાં વિપદના વાદળોને નોતરવા જેવું થાય છે અવ્યક્ત પ્રકાશની અસીમતામાં આવેલી આ પાળ એ અભિસાર યાત્રા છે એમાં પ્રનયના કાંટા ભર્યા માર્ગે ડગલે ને પગલે કુમકુમશા રંગના ચિન્હ અંકિત હોય છે

પણ કોણ કઈ દિશાએ જાય છે એની તો એંધાણી કશી નથી હોતી? ના બધું જ અવ્યક્ત પરંતુ શૂન્યકાર તો નથી કેમકે પેલી દિશાએથી વાસળીના સૂર સંભળાય છે આપણી ચલન ગતિ એ કોઈ આંખના ઈસારાવાળી નથી એ તો એ પેલા સૂરના તાણવાળી છે આંખના ઈસારાથી જેટલું ચલાય છે તે, તો બુદ્ધિના દોરવ્યા દોરવાય છે એમાં તો માપ હોય છે, હિસાબ હોય છે ફરી ફરીને મર્યાદાની પાળમાં તે રહે છે એમાં કંઈ ખાસ ગતિ નથી હોતી અને વાસળીના સૂરમાં જે પાગલ થાય છે એમાં જીવવા મરવાનું ભાન નથી રહેતું એવા એ પાગલોથી જગત દૂર રહે છે એમાં નિંદાનો, બંધનોનો દોર હોય અને એમાંથી ચાલવાનું હોય છે પડખે કોઈ શેભુ નથી રહેતું રહે છે એને સહન કરવું પડે છે

જ્યાંથી અંધકારની વાસળીના સૂર કાને પડે છે એ તરફથી માણસની સઘળી આરાધના સઘળી શિલ્પકળા સઘળા કાર્ય સારુ પે વીરત્વ, સારો ય આત્મત્યાગ મોં ફેરવીને બેસી જાય છે માણસ ત્યારે રાજ્યસુખને પાણીમાં વહેતું મૂકી વૈરાગી બની જાય છે

માનવજાતિમાં જેણે બંધન તોડ્યા છે તે લોક જ આગળ મોખરે આવી ગયા છે જેઓ ભયમાં અભય પામ્યા છે વિપદમાં સંપદ પામ્યા છે જે હતભાગી વાસળીના સૂર સાંભળવા પામ્યા નથી તેઓ એક જડ પેટલાની જેમ બંધનમાં બંધાઈ રહ્યા છે અને શાસન એ જ એમના માટે રહે છે તેઓ વૃથા આનંદલોકમાં જન્મ્યા છે જ્યારે મહાઆનંદનો ઉપભોગ કરી શકતા નથી અસીમની સાથેની નિત્ય લીલા એ જ છે જીવનયાત્રા એમાં ભળી જવું એ જ છે મુખ્ય વિધિ

ફરી પણ નજરે પડે છે પેલો શ્યામ અનંત, દોડી આવે છે પોતાની શુભ્ર જ્યોતિર્મયી આનંદમૂર્તિ તરફ અસીમની સાધના છે આ સુંદર આનંદમૂર્તિમે કાજે એને કાજે જ એની વાસળી વિરાટ અંધકારમાં રહીને આટલી વ્યાકૂળ બનીને વાગી રહી છે અસીમની સાધના છે આ સુંદરી—મૂર્તિ—ને નવાં નવાં વસ્ત્રોમાં સજાવવા માટે.

કથાને થોડી વધારે સ્પષ્ટ કરીએ.

એક જણ વેપાર કરે છે. તે શું કરે છે? તેના મૂળ ધનને અર્થાત્ કમાણીને ખોટ ખાતે માંડી વાળે છે. મેળવેલું ધન એ દેખીતી કમાણીનું છે. ખોટ એ અસીમ અને અવ્યક્ત. થએલી કમાણી બેશક અદૃશ્ય હોવા છતાં એની વાંસળી વાગે છે એ જ ખરી વાંસળી છે. જે વણિક એ સાંભળે છે, તે પોતાની બેંકમાં જમા કરાવીને કંપની પાસે કાગળિયાં ભેગાં કરાવે છે. આ સ્થળે શું જોઈએ છીએ? મળેલી કમાણીની સાથે મળેલી ખોટ એ પણ સંપતનો એક લાભયોગ છે. એ યોગમાં બેવડો આનંદ છે. કેમકે, આ યોગમાં મળ્યાને ના મળ્યાં મળે છે. ના મળ્યાને મળ્યાની મધ્યમાં પોતાને જ પામે છે.

પણ મનમાં થાય છે જવા દે. વણિક કેવળ પોતાની કમાણીનો હિસાબ રાખે છે. એનો અંત હોતો નથી.

ચીન સમુદ્ર, તોસા મારુ,
પમી જેઠ, ૧૩૨૩.

૮

સાંભળ્યું છે કે પારસ્યના રાજા જ્યારે ઈંગ્લાંડ ગયા હતા ત્યારે હાથે ખાવાના પ્રસંગે તેમણે અંગ્રેજને કહ્યું હતું કે કાંટાચમચાથી તમે લોક ભલે ખાઓ પણ ખાવામાં એક જાતનો આનંદ સમાયો છે તેનાથી તમે વંચિત રહો છો. હાથના સ્પર્શમાં અન્નરસ છૂટવાનો આરંભ થાય છે. અને આંગળીઓથી સ્વાદની મજા આવે છે. તે જ રીતે મને પણ જહાજમાંથી જ જાપાનના સ્વાદની મહેકમહેક શરૂ થઈ ગઈ. કદિ બીજા (ફરાસી) જહાજમાં જાપાન જવાનું થયુ હોત તો આંગળીઓ બોળીને અન્નની મજા લૂંટાય છે તેવી રીતે મજા લૂંટી શકાત નહિ.

આ પહેલાં ઘણી વાર વિલાયતના જહાજમાં સમુદ્રયાત્રા કરી છે. એની સરખામણીમાં આ જહાજ બહુ મોટું ગણાય. એમના કપ્તાનો બહુ જ અક્કડ ને અતડા. યાત્રીઓ સાથે ખાવું પીવું, ખેલવું કૂદવું બીલકુલ બંધ. પણ કપ્તાની બહુ જ રંગીલી હોય છે. આટઆટલાં જહાજોમાં હું ફર્યો છું પણ એમાંથી કોઈ કપ્તાન મારી નજરમાં વસ્યો નથી. કેમકે, તેઓ બધા માત્ર જહાજનું અંગ બની ગયા છે. અમારી સાથે નહીંવત્ સંબંધ એમનો હોય છે. જહાજના સુકાન ભણી જ તેમનું લક્ષ રહે છે.

હોઈ શકે છે, હું કદિ યુરોપીય હોત તો મારો અનુભવ જુદો હોત. માણસમાં કદિ મને લેખત ખરા. પણ આ જહાજમાં હું વિદેશી. જેવો એક યુરોપીયન તેવો હું. બધા સૌ સરખા.

આ જહાજમાં બેસીને મેં જોયું કે અમારો કપ્તાન એની કપ્તાનીથી માંડી સૌ ઉપર ધ્યાન આપી શકતો હતો. એકદમ સરળ માણસ હતો, એના હાથ નીચેના કર્મચારીઓ, તેમની સાથે તેમનાં કામ સંબંધેનો સખત વ્યવહાર રાખતો. પણ યાત્રીઓ સાથે તો કંઈ જ નહિ! ભારે વટોળિયા વખતે પણ તેના રૂમમાં જઈ શકાય, એવો એનો સહજ ને સરળ સ્વભાવ. વાતચીતના વ્યવહારથી જ તેની સાથે અમારો મેળ જામી ગયો. એ કપ્તાનના હિસાબે નહિ પણ એક ઈન્સાનના હિસાબે. આ યાત્રા અમારે માટે આખરી ગણાશે. એની સાથેનો વ્યવહાર અમારો અટકી જશે. પણ તેને તો અમે ભૂલી શકીશું નહિ. અમારા મનમાં તે વસીને રહેશે.

અમારી કેબિનનો જે સ્ટુઅર્ટ હતો તે પણ તેનાં કામકાજની સીમામાં રહીને જરા ય સખત થઈ શક્યો નહતો. અમે અમારી વાતો કરતાં હોઈએ ત્યાં તે આવીને અમારી વચ્ચે બેસી જાય અને ભાંગીતૂટી અંગ્રેજીમા બોલીને સૌને હસાવે.

અમારા જહાજના જે ખજાનચી હતા, તેઓ એક દિવસ અમારી પાસે આવીને કહેવા લાગ્યા: 'મારા મનમા અનેક તરેહના પ્રશ્નો ઊઠે છે. તમારી સાથે એનો વિચાર કરવા મારી ઇચ્છા થાય છે. પણ મારું અંગ્રેજી એટલું નબળું છે કે એની આલોચના કરતાં ફાવે નહિ. જો તમને વાંધો ના હોય તો વચમાં વચમાં કાગળ પર મારા પ્રશ્નો લખીને આપું તમે તેના ઉત્તર સંક્ષિપ્તમાં બેચાર વાતોથી આપી દો. ત્યાર પછી રાષ્ટ્ર સાથે સમાજનો સંબંધ કેટલો? એ પ્રશ્નોતરી શરૂ થઈ.

બીજા કોઈ ખજાનચીને આવા પ્રશ્નો ઊઠતા જરૂર હશે. પણ પોતાના કાર્યક્રમમાં તેના તરફ દુર્લક્ષ્ય આપતા હશે. એમને જોઈને મારા મનમાં થયું આ બધા નવી જાગૃત જાતિના છે. એ બધાને નવું જાણવાની ઇચ્છા છે. નવીન ભાવના ઉત્સુક છે. બાળકો નવી ચીજ જોઈને જેમ કૂદે છે વ્યગ્ર થાય છે. વિચાર–Idea–સંબંધે આ લોક પણ તેવા જ સમજવા.

એ સિવાય, એક વિશેષપણું એ છે કે એક પક્ષે

જહાજના યાત્રી, અને એક પક્ષે જહાજનો કર્મચારી. બન્ને વચ્ચેની અંતરગાર એટલી બધી મખન નહિ. હું ખજનચીના પ્રશ્નનો જવાબ લખવા બેસીશ, ત્યારે એ વાત યાદ આવશે. માણસ ઉપર માણસનો જે હક છે, એ હક સરળતાથી ઉપસ્થિત કરીએ તો મનમાં કશું લાગતું નથી. ખુશી થઈને મેં મારો આ મન આલોચના માટે નિયુક્ત રાખ્યો.

બીજી પણ એક વાત વિશેષ કરીને મારી નજરે પડી. મુકુલ એક બાળકમાત્ર. ડેકનો એક પેસેન્જર. પણ જહાજના બધા કર્મચારીઓ એની સાથે છૂટથી મૈત્રિ કરે છે. કામ કરતા કરતા તેઓ શીખવતા હોય છે, સમજાવતા હોય છે કે જહાજ કેમ ચાલે છે, કેવી રીતે સમુદ્રમાનો માર્ગ નક્કિ કરી શકે છે, કેવી રીતે ગ્રહનક્ષત્રનું નિરીક્ષણ કરતા રહે છે વગેરે એ ઉપરાન્ત પોતાના કામકાજની વાતો પણ ઉત્સાહથી કરતા રહેતા હોય છે. મુકુલને શોખ થયો જહાજના એન્જિનની કરામત જોવાની. એને કાલે રાત્રે અગીઆર વાગ્યે સ્ટીમરની 'પાતાલપૂરી'–બન્દરીયા–મા લઈ ગયા, એક કનાક સુધી બધુ બતાવીને પાછા લાવ્યા.

કામકાજની સાથેના સંબંધમાથી માણસ માણસની સાથે આત્મીયતાના સબંધો બધાય છે લાગે છે કે આપણા પૂર્વદેશનું આભૂષણ છે. પશ્ચિમમા ધંધાકીય ગાઢ સંબંધ ઊભા થઈ શકે છે, ત્યા માનવ સબંધ કામ નથી લાગતો. બેશક તેથી કામ ખૂબ સારી પેરે થઈ શકે છે એમા સંદેહ નહિ. હુ ધારૂ છુ કે જાપાને તો યુરોપ પાસેથી આ દીક્ષા મેળવી છે. ટૂંકમા, કામની બાબતમા તે પણ ખૂબ પાકા હોય છે. પણ આ જાપાની જહાજમા કામ જોઈ શકાય છે. કામમા ત્રૂટિ જોઈ શકતો નથી. મનમા થાય છે જાણે પોતાને ઘેર છીએ કંપનીના જહાજમા નથી. નહાવા ધોવા વગેરે નિત્યક્રમમા જરા ય ખામી હોતી નથી.

પ્રાચીનદેશના માનવસમાજના સંબંધો બધા જરા વિચિત્ર અને ઊંડા હોય છે. પૂર્વપુરુષ જે અવસાન પામેલા હોય છે, તેમની સાથેના પણ આપણા સંબંધો છિન્ન થઈ જતા નથી. આપણી આત્મીયતાની જાળ બહુ વિસ્તૃત હોય છે આપણા નોકરો ફક્ત પગારદાર જ નથી હોતા પણ આત્મીયતાનો દાવો કરતા હોય છે. જ્યાં આપણો કોઈ જાતનો દાવો ચાલતો નથી હોતો ત્યા કામ પણ થતાં નથી અને આપણને ચેન પણ પડતું નથી ઘણીવાર અંગ્રેજ માલિક સાથે બંગાળી કર્મચારીઓને બનતું નથી. અથવા તો માલિક અને નોકરનો જોઇએ એવો સંબંધ રહેતો નથી. એનું કારણ આ હોઈ શકે. અંગ્રેજ માલિક બંગાળી નોકર (કર્મચારી)ને સમજી શકતો નથી. બંગાળી નોકર (કર્મચારી) અંગ્રેજ માલિકનું કડક શાસન સમજી શકતો નથી. કારખાનાનો માલિક કેવળ માલિક જ થશે તો તે ના ચાલે. એણે મા બાપ બનવું જોઈએ લાંબા અભ્યાસને વશ બંગાળી કર્મચારી આટલી આશા રાખે. જ્યારે એ મુશ્કેલીમા મૂકાય છે ત્યારે એને આશ્ચર્ય થાય છે અને મનમા મનમા માલિકને દોષ દીધા વિના તે રહી શકતો નથી. અંગ્રેજ કામનો દાવો કરવાને ટેવાઈ ગયો છે. બંગાળી માણસને માનતો ટેવાઈ ગયો છે એટલા માટે ઉભયપક્ષે ઠીક ઠીક મેળાપ રહી શકતો નથી

પણ કામનો સબંધ અને માણસનો સબંધ એ એ બંનેનો વિચ્છેદ થવાનુ જરૂરી છે. એ વાત મનમા આવ્યા વિના રહેતી નથી. કેમ કરીને યોગ્ય થઈ શકે એનો કોઈ બાંધેલો ચોક્કસ નિયમ નથી. સાચી વાત, સાચુ યોગ્ય તો પ્રકૃતિમા પડેલું છે આપણા દેશની પ્રકૃતિમા અંદર જે પડેલુ છે તે કાઢવું કઠણ છે. કેમકે જેઓ આપણા કાર્યકર્તા, તેમના નિયમ અનુસાર કામ કરવુ એ જ બાધક છે.

જાપાનના પૂર્વજોએ પશ્ચિમ પાસેથી કામધંધાનો શિક્ષાલાભ લીધો પરતુ કર્તા તો પોતે જ રહ્યા. એટલા માટે મનની અંદર એક આશા રહે કે જાપાનમા વખતે પાશ્ચાત્ય કામોની સાથે પ્રાચ્યભાવનું એક મેળ થઈ શકે અને જો તે મેળ થાય તો સંપૂર્ણ આદર્શ થઈ બેસે. શિક્ષણની પ્રથમ અવસ્થામા અનુકરણ અઘરૂં છે. પણ અંદરની પ્રકૃતિ આસ્તે આસ્તે પોતાનું કામ કરતી થાય ત્યારે શિક્ષણ ગમે એટલું કડક હોય પણ તેને પોતાનું કરી લે છે. પણ આ કામ માટે થોડો સમય રાહ જોવી પડે છે. એટલા માટે પશ્ચિમનું શિક્ષણ જાપાનમાં કેવું સ્વરૂપ ધારણ કરે છે તે હજી યે જોવા મળતું નથી. અંતમાં જહાજમાથી હુ આ બંને ભાવનાં મિલનનાં ચિન્હ પામી શક્યો.

(ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

## જીવન સાફલ્યની ચાવી–વિરોધ _____ ગિરિરાજ–ભારતીય

મોગરાનાં પુષ્પસમી રૂપેરી તારાઓની ફૂલ-વાડી તિમિરના ગગન ગોખે વિકસી હતી. ચોમેર નિરવતા વસુંધરા પર મોડતાણીને સૂતી હતી. શાંત વાતાવરણમાં નિર્જનતા છવાઈ હતી. અગાધ અંધકારની આહ્‌લાદકતા ગાઢ નિદ્રામાં પોઢેલ નગરજનોને માધુર્યમય માદકતા અર્પે જતી હતી. એ સમયે કોઈ બે નિશાચરો નગરની સાંકડી ગલીઓમાં ઇમારતોની ઓથે-ઓથે લપાતાલપાતા છૂપવાનું સ્થાન શોધતા અહિ તહિ અટવાતા હતા. એમની પાછળ પોલીસનો ધીમો પગરવ સંભળાયો અને એ ભયના માર્યા કોઈ નમેલા ઝરૂખાની ઓથે અંધાર ખૂણાનો આશરો લઈને છુપાયા. બન્નેના હૃદય શ્વાસોશ્વાસની ધમણ પેઠે હાંફી રહ્યા હતા. થોડી વારે શ્વાસનો હુસકો હળવો પડતાં એક નિશાચરે બીજાને સંબોધતા કહ્યું,

'દોસ્ત! જગતમાં પોલીસ ન હોત તો આપણો ધંધો કેવો ધીકતો ચાલત?'

પેલા નિશાચરનું વાક્ય સાંભળી બીજાએ ઉત્તર આપતા કહ્યું.

'અરે મૂર્ખ! પોલીસના કારણે જ આપણો ધંધો સુંદર ચાલે છે. દુનિયામાં પોલીસનું નામ ન હોત તો ચોરીના ચટકે કેટલાય લોકો ચડયા હોત ને?'

ઉપર ઝરૂખામાં સુતોસુતો એક ચિંતક આ તસકરોનો વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. નિશાચરોના શબ્દો એના ધ્વનિગૃહ પર પડતાં જ એ ઊંડા ચિંતન સાગરમાં સરી પડયો. એણે નિશાચરોના શબ્દોને વિચારની એરણ પર કસવા માંડયું.

"પંખી પવનના અસ્તિત્વનો ઇન્કાર કરીને આકાશનું ઉડ્ડયન કરી શકે ખરું?"

"અંધકારનો અભાવ પ્રકાશને પ્રશસ્તી વળી શી રીતે અર્પી શકે?"

"નૈયા નીરની હસ્તિની અવજ્ઞા કરે તો એ પ્રગતિના પથે પ્રયાણ શી રીતે કરી શકે?"

એને નિશાચરનું કથન યથાર્થ લાગ્યું. લાંબા વિચારના અંતે એણે પ્રગતિનો નવોદિત નિયમ શોધી કાઢયો.

"પ્રગતિના અવરોધક તત્ત્વો જ જીવન-ઉન્નતિમાં પ્રેરક બળ સમા બની રહે છે."

દુનિયામાં સંઘર્ષ, મુશ્કેલીઓ અને આપત્તિઓએ જ ઇતિહાસ સર્જ્યો છે. વિરોધના ઝંઝાવાતોએ જ ક્રાંતિની મશાલો ચેતાવી છે. વિપત્તિઘેરા વાદળોની વર્ષા થકી જ જીવન ઉપવન નવપલ્લવિત બન્યાં છે. સાચું કહીએ તો દુનિયાનો વિકાસમાર્ગ વિવાદો–વિકારો–વિરોધો અને વિપત્તિઓના કંટક પર જ રચાયો છે સંસારમાં જીવનસાફલ્યની ચાવી મિત્રો કે સ્નેહીઓના હાથમાં નહિ પણ વિરોધી પરિબળોના હાથમા જ રહી છે. અને એટલે જ કહેવાયું છે કે જીવનનું મૂલ્ય ચાંદીના સિક્કાઓ કે સુવર્ણની લગડીઓ વડે નહિ પણ મુશ્કેલી અને વિઘ્નો સામે વિજયશ્રી મેળવીને જ ચૂકવી શકાય.

કલાકો પછી તિમિરના વાદળ વિખરાયા. ઊંડા ચિંતન સાગરમાં લહેરીયા લેતો ચિંતક જ્યારે સપાટી પર આવ્યો ત્યારે પ્રભાતનું પરોઢ આકાશની અટારી પર ડોકીયા કરી રહ્યું હતું. ઉષાના નવરંગી કિરણો ચિંતકને મહાભારતના જીવનમંત્રની સ્મૃતિ આપીને કહી રહ્યા હતાં કે—

"દુઃખેન સાધ્વી લભતે સુખાનિ"

(અર્થાતઃ–દુઃખ સહ્યા વિના સુખ સુલભ નથી જ)

*

* ધર્મ અને નીતિ એક જ વસ્તુના વાચક છે

* નાનુ દુખ પણ દૂરથી જોતા મોટું જણાય છે

* સ્મૃતિકારોએ બાહ્યાંતર શૌચ ઉપર ખૂબ ભાર મૂક્યો છે

* શત્રુ કહેવાતા તે દગો જ કરે એમ કેમ માની લેવાય? શત્રુ મન્યા તે ખોટા જ હોય એમ કેમ કહેવાય? ઈશ્વરની પાસે તો ન્યાયની જ માગણી કરાય.

* જે સેવામા આનદ નથી મળતો તે નથી સેવકને ફળતી, નથી સેવ્યને ભાવતી જે સેવામા આનદ મળે છે તે સેવા આગળ એશઆરામ કે ધનોપાર્જન ઇત્યાદિ પ્રવૃત્તિ તુચ્છ લાગે છે. આ ગુણો જ્યારે આનદદાયક થઈ પડે છે ત્યારે જ નભી શકે છે તાણીતૂશીને અથવા દેખાવ કે શરમને ખાતર થાય છે ત્યારે તે માણસને કચડી નાખે છે, ને તે કરતો છતો માણસ કરમાય છે

* પ્રેમ કયા બધનોને તોડી શકતો નથી?

* મારો અનુભવ મને કહે છે કે સામા પક્ષને ન્યાય આપીને આપણે ન્યાય વહેલો મેળવીએ છીએ

* હિંદુ સસારમા વિવાહ બાળવયે થતા હોવાથી, અને મધ્યમ વર્ગના લોકોમા મોટે ભાગે પતિ સાક્ષર અને પત્ની નિરક્ષર એવી સ્થિતિ હોય છે તેથી, પતિપત્નીના જીવન વચ્ચે અતર રહે છે અને પતિએ પત્નીના શિક્ષક બનવુ પડે છે

* હિંદુ પત્ની પતિપરાયણતામા પોતાના ધર્મની પરાકાષ્ઠા માને છે, હિંદુ પતિ પોતાને પત્નીનો ઈશ્વર માને છે એટલે પત્નીએ જેમ તે નચાવે તેમ નાચવુ રહ્યુ

* અમુક પ્રસગે અમુક મનુષ્ય શુ કરશે એ નિર્ણયપૂર્વક કહી જ ન શકાય તેમ જ મનુષ્યના બાહ્યાચાર ઉપરથી તેના ગુણની જે પરીક્ષા થાય છે તે અધૂરી હોઈ અનુમાન માત્ર હોય છે

* ઘણી જાહેર સસ્થાઓની ઉત્પત્તિને સારુ તેમ જ તેમના તત્રને સારુ જવાબદાર રહ્યા પછી, મારો દૃઢ નિર્ણય એ થયો છે કે, કોઈ પણ જાહેર સસ્થાએ સ્થાયી ફડ ઉપર નભવાનો પ્રયત્ન ન કરવો જોઈએ તેમા તેની નૈતિક અધોગતિનુ બીજ રહેલુ હોય છે

* જાહેર સસ્થા એટલે લોકોની મજૂરી ને લોકોના નાણાથી ચાલતી સસ્થા એ સસ્થાને જ્યારે લોકોની મદદ ન મળે ત્યારે તેને હસ્તી ભોગવવાનો અધિકાર જ નથી સ્થાયી મિલકત ઉપર નભતી સસ્થા લોકમતથી સ્વતત્ર બની જતી જોવામા આવે છે ને કેટલીક વેળા તો ઊલટા આચરણ પણ કરે છે આવો અનુભવ હિંદુસ્તાનમા ડગલે ડગલે થાય છે

* કેટલીક ધાર્મિક ગણાતી સસ્થાઓના હિસાબકિતાબનુ ઠેકાણુ જ નથી તેના વાલીઓ તેના માલિક થઈ પડ્યા છે ને કોઇને જવાબદાર હોય તેમ નથી જેમ કુદરત પોતે રોજનું પેદા કરી રોજનુ જમે છે તેમ જાહેર સસ્થાઓનુ હોવુ જોઇએ, એ વિષે મને શકા જ નથી જે સસ્થાને લોકો મદદ કરવા તૈયાર ન હોય તેને જાહેર સસ્થા તરીકે નભવાનો અધિકાર જ નથી. પ્રતિવર્ષ મળતો ફાળો તે તે સસ્થાની લોકપ્રિયતાની અને તેના સચાલકોની પ્રમાણિકતાની કસોટી છે અને દરેક સસ્થાએ એ કસોટી ઉપર ચડવુ જોઈએ એવો મારો અભિપ્રાય છે

* બાળક છોકરાંઓ માબાપથી વિછૂટાં ન રહેવાં જોઇએ. જે કેળવણી બાળકો સુવ્યવસ્થિત ઘરમાં સહેજે પામે છે તે છાત્રાલયોમાં ન પામી શકે.

* જ્યાં સ્વતંત્રતા અને અક્ષરજ્ઞાન વચ્ચે જ પસંદગી રહી છે ત્યાં કોણ કહેશે કે સ્વતંત્રતા અક્ષરજ્ઞાન કરતાં હજારગણી વધારે સારી નથી?

* પોતાના બાળકોને યોગ્ય રીતે ઉછેરવાં હોય તો મા અને બાપ બન્નેએ બાળકોના ઉછેર વગેરેનું સામાન્ય જ્ઞાન મેળવી લેવું જોઈએ.

* આપણામાં એવો વહેમ છે કે, પહેલાં પાંચ વર્ષ બાળકને કેળવણી પામવાપણું હોતું નથી. ખરી વાત એ છે કે પહેલા પાચ વર્ષમા બાળક જે પામે છે તે પછી પામતું જ નથી. બાળકની કેળવણી માતાના ઉદરમાથી શરુ થાય છે એમ હું અનુભવથી કહી શકું છુ. ગર્ભાધાન કાળની માતાપિતાની શારીરિક તેમ જ માનસિક સ્થિતિની અસર બાળક ઉપર પડે છે. ગર્ભકાળની માતાની પ્રકૃતિ, માતાના આહારવિહારના સારા માઠા ફળનો વારસો લઇ બાળક જન્મે છે. જન્મ્યા પછી તે માતાપિતાનું અનુકરણ કરતુ થઈ જાય છે, અને જાતે અપંગ હોવાથી તેના વિકાસનો આધાર માતાપિતા ઉપર રહે છે.

* આ વિચારો જે સમજુ દંપતી કરશે, તે તો કદી દંપતીસંગને વિષયવાસના સતોષવાનું સાધન નહીં બનાવે; પણ જ્યારે તેમને સંતતિની ઇચ્છા થશે ત્યારે જ સંગ કરશે. રતિસુખ એક સ્વતંત્ર વસ્તુ છે એમ માનવામાં મને તો ઘોર અજ્ઞાન જ જણાય છે. જનનક્રિયા ઉપર સંસારની હસ્તીનો આધાર છે. સંસાર એ ઇશ્વરની લીલાનું સ્થાન છે, તેના મહિમાનું પ્રતિબિંબ છે. તેની સુવ્યવસ્થિત વૃદ્ધિને અર્થે જ રતિક્રિયા નિર્માયેલી છે એમ સમજનાર વિષયવાસનાને મહાપ્રયત્ને કરીને પણ રોકશે; અને રતિભોગને પરિણામે જે સંતતિ થાય તેની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક રક્ષા કરવાને અંગે મેળવવું જોઈએ તે જ્ઞાન મેળવશે ને તેનો ઉપયોગ પોતાની પ્રજાને આપશે.

* પ્રજોત્પત્તિ અને પ્રજાઉછેર એ જાહેરસેવાનાં વિરોધી છે.

* (કઠણ કૂચો કરતાં મેં જોયું કે) જો મારે લોકસેવામા જ તન્મય થઈ જવું હોય તો પુત્રૈષણા તેમ જ વિત્તૈષણાનો ત્યાગ કરવો જોઇએ, અને વાનપ્રસ્થધર્મનું પાલન કરવું જોઈએ.

* વ્રત બંધન નથી પણ સ્વતંત્રતાનું દ્વાર છે. 'હું પ્રયત્ન કરવામાં માનું છું, વ્રતથી બંધાવા નથી માગતો,' એ વચન નિર્બળતાની નિશાની છે ને તેમાં સૂક્ષ્મ રીતે ભોગની ઇચ્છા છે. જે વસ્તુ ત્યાજ્ય છે તેનો સર્વથા ત્યાગ કરવામાં હાનિ કેમ હોઈ શકે?

* બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન એટલે બ્રહ્મદર્શન તે અસિધારા વ્રત છે એમ વધારે ને વધારે સમજું છું. નિરંતર જાગૃતિની આવશ્યકતા જોઉં છુ.

* બ્રહ્મચર્યનું પાલન કરવું હોય તો સ્વાદેન્દ્રિય ઉપર કાબૂ મેળવવો જ જોઇએ. જ્યારે હું સૂકાં અને લીલા વનપક ફળ ઉપર રહેતો ત્યારે જે નિર્વિકારપણું અનુભવતો તે મેં ખોરાકમાં ફેરફાર કર્યા પછી નથી અનુભવ્યું. ફળાહારને સમયે બ્રહ્મચર્ય સહજ હતું. દૂધાહારને અંગે તે કષ્ટસાધ્ય બન્યુ છે. બ્રહ્મચારીને સારુ દૂધનો આહાર વિઘ્નકર્તા છે એ વિષે મને શંકા નથી. આમાંથી કોઇ એવો અર્થ ન કાઢે કે બ્રહ્મચારી માત્રે દૂધનો ત્યાગ કરવો ઘટે છે.

સુધારાના આશકો! તમારા વિજ્ઞાનશાસ્ત્રો અને કળાઓનો અમે સ્વીકાર કરીએ છીએ, પણ કૃપા કરીને બહુ છાપરે ચડાવશો નહિ જેમ એ સૂર્ય છે અને દુનિયાના ગ્રામો તેની આસપાસ ફરનારા ગ્રહો તથા ઉપગ્રહો છે મનુષ્ય સાથે ઘણો દૂરનું સગપણ ધરાવનાર ખનિજ પદાર્થો અને પથ્થરો વિષે ભૂસ્તરવિદ્યા વિવેચન કરે છે વનસ્પતિશાસ્ત્ર તેથી જરા ઊંચા વિષયનું વિવરણ કરે છે ખગોળવિદ્યા માણસથી ઘણે દૂર રહેલા તારાઓ સબંધી જ્ઞાન આપે છે શરીરશાસ્ત્ર માણસના બાહ્ય હાડપિંજર અને અસ્થિનું જ્ઞાન આપે છે માનસશાસ્ત્રમા સૂક્ષ્મ મનના જુદાજુદા વ્યાપારો જણાવ્યા છે પણ પ્રેમશાસ્ત્ર (મહાત્મા ગાંધીજીના શબ્દોમા અહિંસા શાસ્ત્ર-તંત્ર) તો મનુષ્ય તેમ જ પ્રકૃતિના પરમ તત્ત્વની સમજ આપે છે એ વિદ્યા તો એક કળા અને શાસ્ત્ર બને છે શારીર સૂર્ય તો એક મહાન સૂર્યના પ્રેમરૂપી અગ્નિનો અથવા એકમેવાદ્વિતીયમ્ એ તત્ત્વનો માત્ર તણખો છે

• • •

આ વીસમી સદી છે નામભેદથી મુક્ત થવાનો આ સમય છે 'રામ' કિંવા બીજો કોઈ જે કંઈ તમારી પાસે મૂકે તેને અંતર્ગત યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરો દરેક વસ્તુની તેના નામ ઉપરથી નહિ પણ ગુણદોષ ઉપરથી પરીક્ષા કરતા શીખો તે ઉપયોગી છે કે નહિ તેનો વિચાર કરો અમુક ધર્મ અતિશય પ્રાચીન છે માટે તેનો જ સ્વીકાર કરવો યોગ્ય છે, એમ માની બેસવું જોઈએ નહિ પ્રાચીનતા ઉપરથી જ તેની સત્યતા અને યોગ્યતા સિદ્ધ થઈ શકતી નથી ઘણી વખત જૂનાં ઘર પાડીને નવાં બાંધવા પડે છે તે જ રીતે અમુક ધર્મ નવો છે એટલું જ જોઈને તેનો સ્વીકાર કરશો નહિ નવી વસ્તુઓ હમેશા સારી જ હોય છે એમ પણ નથી, કારણ કે એ સમયની કસોટીએ ચઢેલી નથી બધા મનુષ્યો—લગભગ આખી મનુષ્યજાતિ—અમુક ધર્મ પર શ્રદ્ધા રાખે છે એટલા જ ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ, કારણ કે જનસમાજની મોટી સંખ્યાની સેતાનના ધર્મ પર અંધશ્રદ્ધા હોય છે એમાંદ ધર્મમા અમુક અમુક માણસો છે એટલા ઉપરથી જ તે પર શ્રદ્ધા રાખશો નહિ કોઈ કોઈ વખત એકાદ ધર્મનો સ્વીકાર કરનાર મૂઠીભર લોકો અંધારામા ભૂલા પડેલા હોય છે અમુક મહાન યોગી કે ત્યાગીએ અમુક ધર્મ સ્થાપ્યો કે ઉપદેશ્યો છે એટલા ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ, કારણ કે જેણે સર્વસંગપરિત્યાગ કર્યો હોય એવા ઘણાક યતિઓને પણ કંઈ જ્ઞાન હોતું નથી, તે કેવળ ધર્મઘેલા હોય છે અમુક ધર્મ રાજાનો છે એટલા જ ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ, કારણ કે ઘણા રાજાઓ ધાર્મિક દૃષ્ટિએ જોતા છેક કંગાળ હોય છે અમુક ધર્મ શ્રેષ્ઠ નીતિમાન પુરુષે સ્થાપ્યો છે એટલા ઉપરથી પણ તેનો સ્વીકાર કરશો નહિ, કારણ કે ઘણી વાર અત્યંત સદાચારી લોકો પણ સત્ય પ્રતિપાદન કરવામા થાપ ખાય છે એકાદ ધર્મને કોઈ પ્રખ્યાત મનુષ્યે સ્થાપ્યો છે એટલા જ ઉપરથી સ્વીકારશો નહિ સર આઈઝેક ન્યૂટન એ જગવિખ્યાત પુરુષ થઈ ગયો, પરંતુ તેની પ્રકાશની પરિમાણુરૂપી ઉત્પત્તિ હવે ખોટી સિદ્ધ થઈ છે અને તેની શૂન્યવૃદ્ધિની પદ્ધતિ પણ હવે લાયબનીઝની ચલનપદ્ધતિના જેટલી ઉત્તમ ગણાતી નથી કોઈ પણ વસ્તુને તેના પોતાના ગુણદોષ પરથી જ સ્વીકારજો કોઈ પણ ધર્મ પર તેના પોતાના જ ગુણ જોઈને શ્રદ્ધા રાખજો

બુદ્ધ, ખ્રિસ્ત, મહંમદ કિંવા કૃષ્ણને તમારું સ્વાતંત્ર્ય વેચશો નહિ. બુદ્ધે એક ઉપદેશ આપ્યો, ખ્રિસ્તે બીજો ઉપદેશ આપ્યો, અને મહંમદે ત્રીજો જ ઉપદેશ આપ્યો: એ કાર્ય તેમને પોતાને માટે યોગ્ય જ કર્યું છે. તે જુદા જુદા કાળમાં થઈ ગયા. તેમના વખતની સ્થિતિ ઉપરથી તેમણે માર્ગ શોધ્યા અને ધર્મો સ્થાપ્યા. પોતાની બુદ્ધિ પ્રમાણે તેમણે નિરીક્ષણ કર્યું. તેમનું કર્તવ્ય પ્રચંડ હતું. પરંતુ તમે અત્યારના કાળમાં છો. તમારે પોતે જ તમારી બાબતોનો વિચાર કરીને તમારો માર્ગ નક્કી કરવો જોઈએ સ્વતંત્રતાપૂર્વક તમારી પોતાની દૃષ્ટિથી દરેક બાબત જોતાં શીખો. બીજાના પ્રયત્ન પર આધાર રાખનારી બુદ્ધિને છોડી દો. તમારા પૂર્વજો અમુક ધર્મમાં શ્રદ્ધા રાખતા હતા તે તેમને માટે યોગ્ય જ હતું; કારણ કે તે તેમણે જોઈને જ નક્કી કર્યું હતું. પરંતુ આજ તમારે મોક્ષ મેળવવો એ તમારું પોતાનું કામ છે. તમારો ઉદ્ધાર કરવો એ કામ તમારા પૂર્વજોનું નથી. અમુક ધર્મ ઉપર તેમને શ્રદ્ધા હતી તે પ્રમાણે ચાલીને તેઓ તર્યા હોય કે નહિ પરંતુ તમારો મોક્ષ તમારે પોતે જ મેળવવો જોઈએ. જે જે તમારી સામે આવે તેની યોગ્ય પરીક્ષા કરો; અને તે તમે જાતે કરો. કદાચિત્ તમારા પૂર્વજોને એક જ ધર્મ બતાવવામાં આવ્યો હશે; પરંતુ તમારી સામે સર્વ પ્રકારનાં સત્ય, સર્વ પ્રકારના ધર્મ, સર્વ પ્રકારનું તત્ત્વજ્ઞાન, અને સર્વ પ્રકારનાં શાસ્ત્રો સપ્રયોગ સિદ્ધ કરી બતાવવામાં આવે છે.

* * *

સત્ય કોઈ એક જ જણની મિલકત નથી, એ ઈશુની મિલકત નથી, માટે ઈશુના નામે તે આપી-ઉપદેશી શકાય નહિ. તે બુદ્ધનો વારસો નથી; માટે તે બુદ્ધને નામે પણ ઉપદેશી શકાય નહિ. તેમ તે મહંમદનું ધન નથી, કૃષ્ણનું નથી, તેમ કોઈનું પણ નથી, સત્ય તો સૌનું છે. અને તેના ઉપર સૌનો સમાન અધિકાર છે. તમારા પહેલાં તડકામાં કોઈ બેઠેલો હોય, તો પણ તમે તે જ તડકામાં બેસી શકો છો. વહેતા ઝરાનું એકાદ પ્યાલો તાજું પાણી કોઈ પીતું હોય તો તેમાંથી એકાદ પ્યાલો પીવાનો તમને પણ અધિકાર છે. સર્વ ધર્મ પ્રત્યે તમારી એવી જ સમાન દૃષ્ટિ હોવી જોઈએ. પાડોશીની ઐહિક સંપત્તિ લઈ લેવાનો કિંવા તે પોતાને મળે એવો વિચાર દરેક મનુષ્યના મનમાં ભાગ્યે જ આવ્યા વિના રહેતો હશે. પરંતુ એ ઐહિક સંપત્તિના કરતાં અત્યંત શ્રેષ્ઠ એવી આત્મિક અથવા ધાર્મિક સંપત્તિ આપણા પાડોશીઓ આનંદથી આપણને આપવા આવે છે છતા તે ન સ્વીકારતાં તેની વિરુદ્ધ ઊભા થઈએ એ શું આશ્ચર્યની વાત નથી?

* * *

કારીગરો, શિક્ષકો, તત્ત્વજ્ઞાનીઓ અને તત્ત્વચિંતકો પોતે પોતાના વિષયમાં પ્રેરણા પામે છે; પરંતુ આ પ્રેરણા માત્ર દેહાભિમાનનો નાશ થવાથી જ પ્રાપ્ત થાય છે. આ દુનિયામાં મનુષ્યોને ભોક્તા અગર કર્તા તરીકે રહેવાનું બહુ ગમે છે. પરંતુ કોઈ પણ વસ્તુના ભોક્તા બનવું એ કુદરતના નિયમની વિરુદ્ધ છે. આ ભોગ ભોગવનાર અસત્ય આત્મા—મિથ્યા અહંભાવ—છે. તે તમે પોતે નથી. સર્વ તત્ત્વચિંતકોએ અને તત્ત્વજ્ઞાનીઓએ જાણવું જોઈએ કે તેમનું શરીર, મન અને તેમનો દરેક જીવનવ્યાપાર એ સમસ્ત દુનિયાના ભોગ માટે છે. આજ સત્ય માર્ગ છે. જો તમારે ભોક્તા થવું હોય તો મોક્ષનો માર્ગ, સુખનો રસ્તો, આનંદનો પથ, તમારે માટે બંધ છે. તમે આ દુનિયાનો કદી ઉપભોગ કરી શકતા નથી. તમારે માટે માત્ર એક જ રસ્તો છે અને તે એ છે કે તમારે તમારા દેહને, મનને અને સર્વસ્વને કોઈ દૈવી સત્તા ભોગવે છે એમ જોવાનું છે. ક્રાઈસ્ટે કહ્યું છે કે: "આ મારું માંસ ખાઈ જાઓ, તેનું ભક્ષણ કરી જાઓ. આ મારા લોહીનું તમારે પાન કરી જવાનું છે." તે મનુષ્યને ધન્ય છે અને તે જ મનુષ્ય ખરો સુખી છે, કે જેનું જીવન એક સતત આત્મસમર્પણરૂપ છે—બલિદાનરૂપ છે.

# મારા બાળપણમાં ગુરુદેવની ઝાંખી

વિમળા પટેલ

લગભગ ચાળીસેક વર્ષ તો વીત્યા હશે ત્યારના બાળપણની વાત છે પણ એ સંસ્મરણો આ પ્રૌઢવયે પણ અંદરથી ડોકિયા કર્યા વિના રહેતા નથી

સહેજસાજ અંધારુ થવા આવ્યુ હતુ ઝાખા ઝાખા દીવાબત્તી પણ થયા હતા શાન્તિનિકેતનની, ધરતી પર પહેલવહેલો પગ મૂકાયો હતો આફ્રિકાની શાળા, આફ્રિકાની સહિયરોનો સાથ એ હજી દૃષ્ટિગોચરમાથી આઘા થયા નહતા ત્યા નવી ધરતી આવી મંડાઈ અને એ બંને પડની વચ્ચે નહિ જેવા છએક માસના ગાળા પૂરતી અમારા સોજીત્રા (વતન)ની શાળા અને શાળાએ જતા જતા વચમા આવતા રામજીમંદિર એની હુ કે હુ કે જાણે જીવવા માગતા હોય એવા હનુમાનજીના મંદિરે દર્શન કરવા વગેરે અનેક સંસ્મરણોની વાતો મગજમા ઠાંસીને ભરી હોય ત્યા નવી શાળા, નવી ધરતી, નવુ બધુ આવીને મળ્યુ સમજદારીની વાત તો બાજુએ રાખીએ પણ વતની વાત કરીએ તો બાર ઉતરીને જાણે તેરમુ બેઠુ હોય એમ ઝાખી થાય છે

પિતા હોશમા હતા ફરી ફરીને બધુ બતાવતા હતા દૂરનુ સ્થળ હોય તો લાકડીથી બતાવતા હતા એન્ડ્રુઝ સાહેબની કુટિર વચ્ચે આવતી તે બતાવી અમારી શિક્ષક પત્ની અને આશ્રમ શાળા, છાત્રનિવાસ, અતિથિગૃહ, ભોજનગૃહ, સ્નાનગૃહ, કલાભવન, ઉપાસના મંદિર એ બધાની વચ્ચે અમારુ પાંચદશ મિનિટ જતા આવતા થાય એટલુ છેટુ "છાતિમ તલા" (જ્યા મહર્ષિએ શાન્તિ અને નિરવતામા સમાયેલો અદ્‌ભુત પરમ આનંદ, પરમ શાંતિ અને એથીયે આગળનુ સ્થાન તે 'સમાધિ,' તેને તે પામેલા ) તે સ્થાન પૂર્વમા એક ખૂણે આવી જાય અને 'ઉત્તરાયણ' તે સડકની કોરે રહી જાય આ બધો જ નકશો એક સામટો તો નહિ પણ સાંજની વાળુ કરીને પરવાર્યા છીએ તો ચાલો આશ્રમ ભણી ઘડીક આટો મારી આવીએ કરીને નીકળેલા

એક મોટો કૂવો જેને કોશ ફરે બાજુમા કેટલાય હવાડા. તેમા પાણી ભરાતુ જાય વિદ્યાર્થીઓ બધા નહાતા જાય આ સગવડ અમે જોતા ઊભા હતા ત્યા એક ઊંચી પડછંદ વ્યક્તિ આવી ચડી માથે કાળી ઊભી દિવાલની ટોપી કાળો બંધ કોલરનો ઝભ્ભો છેક ઢીંચણની ય નીચે પહોંચે એવો અને એની નીચે સફેદ દૂધ જેવી પાયજામાની કિનાર દેખાય જાણે કે કાળા વાદળમાથી દેખાતી વિજળીની રેખા!

પાછળ તેમણે હાથ રાખેલા ઘડીક બેઘડી તે વ્યક્તિ ઊભી પિતા સાથે વાત કરીને અંધારામા અદૃશ્ય થઈ ગઈ

પિતાએ ખબર કરી તે જ 'ગુરુદેવ' જે 'રવીન્દ્રનાથ ટાગોર'થી ઓળખાય છે

"તમારી સાથે તે વાત કરે ખરા?" મારી બાએ સાહજિક અહોભાવ બતાવતા પૂછ્યુ.

"કેમ નહિ સૌની આમ જ ખબર અંતર પૂછતા હોય છે! ગમે એવુ એમનુ કામ હોય પણ સાંજના એ થોડોક વખત કાઢતા જ હોય છે ને સડકે ફરવા જતા જે મળે તેની સાથે આમ વાતચીત કરી લેતા હોય છે"

*

શાળાની પ્રાર્થના ઓટલા પર થાય સારો એવો કંઠ હોય, સુંદર ઉચ્ચાર કરી શકતા હોય એવા પાંચેક વિદ્યાર્થીઓ તે ઓટલે ઊભા રહે સામે શિક્ષકગણ, વિદ્યાર્થીગણ અને મહેમાનો આંખ મીંચીને ઊભા હોય ગુરુદેવ પણ એમ જ ઊભા હોય પ્રાર્થના આમ જ પૂરી થતી. સિવાય કે ખાસ દિન હોય, વરસાદના

દિવસો હોય. તો જ ઉપાસના મંદિરમાં પ્રાર્થના થાય. સૌથી વધારે ગમ્મત અને અહોભાવ એ જ ઊભો થાય છે કે સૌની હારમાં ઊભેલા ગુરુદેવ જેમ ઋષિ એક પોતાનાં વત્સગણને લઈને ઇષ્ટદેવતા સામે અરજ કરતો ઊભો હોય એવું એ ચિત્ર હજી યે મનની સૃષ્ટિમાં રમ્યા કરે છે.

*

અમારા વર્ગમાં પીઅર્સન સાહેબ અંગ્રેજી શીખવે અંગ્રેજ લોકના ઉચ્ચાર ગળામાંથી થાય ને તેની પકડ અમને દેશી બાળકોને ઝટ આવે નહિ. શબ્દે શબ્દે અમે હસી પડીએ. સામે પીઅર્સન સાહેબ પણ એવા. તે પણ હસે અને જરા ય કંટાળ્યા વિના, ઉત્સાહ ભર્યો પ્રેમથી શીખવે. સામે અમે જવાબ આપીએ. તેના ઉપર ટોળટીખળ થાય. વિનોદભરી ચર્ચા ય થાય.

સામાન્યતઃ ગુરુદેવ શાળા ચાલતી હોય ત્યારે ફરવા નીકળે. અમારું આ જોઈ ગયા. પીઅર્સન સાહેબને અમે ગાંઠતાં નથી. વર્ગનું નિયમન જાળવતાં નથી. એમ એમને સમજાયું. તરત અમારી વચ્ચે આવીને બેસી ગયા. બધું જ ઠંડું ગાર થઈ ગયું. બધાં જ જાણે ડાહ્યાં ને ડમરાં થઈને અદબથી ભણવા બેસી પડ્યાં. "કેમ. છોકરાં હવે ચૂપ થઈ ગયા? હું દેશી છું માટે? આમ ના થાય તમારાં તોફાનથી પીઅર્સન સાહેબને કેવું લાગે?" અને છેલ્લે બીજી આડીતેડી વાતો કરી હસી, હસાવીને એ ચાલ્યા ગયા. ન તો ધાક, ન ધમકી આપી. પણ તે દિવસથી માંડી આજ લગી વર્ગનું કે બહારનું શિસ્તભંગ જાણે અજાણે ય પોતા થકી ન થાય એની જાગૃતિ મનમાં રહે છે.

*

૭મી ઑગસ્ટ આવે છે ને આવું આવું કાલ ઘેલું બાળપણ ખૂણે ખૂણેથી તાજું થાય છે. તેમ જ એમાંની ઝાંખી આમ ઝબકી ઊઠે છે.

☆


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨. લવાજમ મની ઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ : શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ......................................................................૧૨, ઑગસ્ટ ૧૯૬૧




પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી - રૂપાયતન મુદ્રણાલય - જૂનાગઢ

## 'રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ–૧ ૨ ૩ દરેકના | ૦–૫૦ |
| ગાંધી ગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦–૩૭ |
| મસ્તીની પળોમા | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા . | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| આવા હતા બાપુ–૪ | ૦–૫૦ |
| આવા હતા બાપુ–૫ | (છપાય છે) |
| મીરાંનાં ભજનો | " |



પ્રભાસ કેરે પીપળે, પારધી પીડે પ્રાણ;
(એની) વૈકુંઠના વૈમાન, (ઈ) કરુણા તારી કેશવા!

ઓત્યમ જન જે તારિયા, (ઈ) જશ જપતપને જાય;
(પણ) અધમાધમ ઓધારિયા (ઈ) કરુણા તું કેવાય.

તીરથ સેવે ત્રેવડે, કા પંડિત કા સાધ;
જળ ઝાઝે ઘટ ઘેગ્તા, હીરો ઠીક હાથ.

હું મારું ને હડપવું, ત્રણ્યે ય વાત અકાજ;
તું તારું ને તોળવું, ત્રણ્યે ય વાત મુકાજ.

પૂંછડ્યા પોરો ખાય, (ને) ઘોરિંધર થયા ઢળકતા;
ગોરિયા ગમાણ્ય જાય, (ને) ખોટ્યું બેઠું ખેડમા

રાજની રીત્યું દોયલી, ઠેલમઠેલા (ને) ઢાંઢો;
ગાંધી ગરુ ગુપત થિયા, (હવે) ડખો કરે કયો ડાહ્યો?

વનસુખ ભટ્ટ

# [illegible]

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [ ૧૨–સપ્ટેમ્બર–૧૯૬૧ ] અંક ૭ મો

જ્યાં સુધી 'ક્ષમાભાવના' નહીં
કેળવીએ ત્યાં સુધી માનવજાતનો
કોઈ રીતે ઉદ્ધાર છે જ નહીં'.

ગાંધીજી



[ગાંધીજી અને ગુરુદેવની [illegible] અનુશીલન કરતું માસિક]

# ગ્રાહક બંધુઓને

ગયા અંકમાં 'પ્યારાબાપુ'માં પ્રગટ થયેલું નિવેદન આપ સૌ ધ્યાન પૂર્વક વાંચી ગયા છો એ માટે અમે અતિ આભારી છીએ. 'પ્યારાબાપુ' બંધ થાય છે એવું એ નિવેદનમાં જાહેર કરેલું પણ ત્યાર પછી ગ્રાહક બંધુઓ અને મિત્રો તરફથી અમને સંખ્યાબંધ પત્રો મળ્યા છે. આ બધા જ પત્રોમાં તેઓએ 'પ્યારાબાપુ' માટેની લાગણી વ્યક્ત કરી છે અને ભારપૂર્વક જણાવે છે કે, 'પ્યારાબાપુ' ના પ્રચાર માટે અમે બધી મદદ કરીશું પણ આવું સુંદર માસિક બંધ ન કરશો.

બધા જ ગ્રાહકો તરફથી અમે આવા પત્રોની અપેક્ષા નહીં રાખેલી. લોકરુચિ અને જીવનમૂલ્યો બહુ બદલાઈ ગયેલાં અનુભવીએ છીએ. આમ છતાં મિત્રોના લાગણીભર્યા પત્રોથી અમે 'પ્યારાબાપુ' ચાલુ જ રાખવા પ્રેરાયા છીએ. કેટલાક ગ્રાહક મિત્રોએ તો નવા ગ્રાહકો બનાવી નામોની યાદી પણ મોકલી આપી છે. બધા જ ગ્રાહક બંધુઓ આ જાતની પ્રચાર ઝુંબેશ ઉપાડે તો 'પ્યારાબાપુ' માસિકને વધુ સમૃદ્ધ કરી શકાય અને બંધ કરવાનો પ્રશ્ન જ ઊભો ન થાય.

'પ્યારાબાપુ' માસિકને વધુ સમૃદ્ધ બનાવવા કેટલાક મિત્રો માસિકનું નામ બદલાવવાનું પણ સૂચન કરે છે, આ વિચાર અમને ગમ્યો છે. 'વૈષ્ણવજન' નામ આપી શકાય. આવી જાતના બીજા ઘણા ફેરફારો સૂચવતા પત્રો પણ મિત્રો તરફથી મળી રહ્યા છે. અમે ઘટતા ફેરફારો કરવાનું વિચારી રહ્યા છીએ. ગ્રાહક મિત્રો તરફથી અમે પૂરા સહકારની આશા રાખીએ છીએ. સૌ વેળાસર નવા ગ્રાહકો બનાવી અમને નામો મોકલી આપે એવી વિનંતી છે.

* દૂધના જેવો સ્નાયુ બાંધનારો ને એટલી જ સહેલાઈથી પચનારો ફળાહાર હજુ મારે હાથ નથી લાગ્યો, નથી કોઈ વૈદ, હકીમ કે દાક્તર તેવા ફળ કે અન્ન બતાવી શક્યા તેથી દૂધને વિકાર કરનારી વસ્તુ જાણતા છતા હુ તેના ત્યાગની ભલામણ હાલ કોઈને નથી કરી શકતો

* ઇન્દ્રિયો એવી બળવાન છે કે તેને ચોમેરથી ઉપરથી અને નીચેથી એમ દશે દિશાએથી ઘેરવામા આવે ત્યારે જ અંકુશમા રહે છે

* કેટલાક લોકો ઉપવાસ કરતા છતા નિષ્ફળ જાય છે તેનું કારણ એ છે કે ઉપવાસ જ બધુ કરી શકશે એમ માની તેઓ માત્ર સ્થૂળ ઉપવાસ કરે છે ને મનથી છપ્પનભોગ આરોગે છે ઉપવાસ દરમ્યાન ઉપવાસ છૂટ્યે શુ ખાશુ એના વિચારોનો સ્વાદ લીધા કરે છે, ને પછી ફરિયાદ કરે છે કે નથી સ્વાદેન્દ્રિયનો સયમ થયો ને નથી થયો જનનેન્દ્રિયનો!

* ઉપવાસની ખરી ઉપયોગિતા ત્યા જ હોય જ્યા માણસનુ મન પણ દેહદમનમા સાથ આપે એટલે કે મનને વિષયભોગ પ્રત્યે વૈરાગ્ય આવ્યો હોવો જોઈએ વિષયના મૂળિયા મનમા રહેલા છે ઉપવાસાદિ સાધનોની મદદ જો કે ઘણી છતા પ્રમાણમા થોડી જ હોય છે એમ કહી શકાય કે ઉપવાસ કરતો છતો મનુષ્ય વિષયાસક્ત રહી શકે છે ખરો પણ ઉપવાસ વિના વિષયાસક્તિનો જડમૂળથી નાશ સંભવતો નથી તેથી બ્રહ્મચર્યના પાલનમા ઉપવાસ અનિવાર્ય અગ છે

* સયમીના અને સ્વચ્છદીના, ભોગીના અને ત્યાગીના જીવન વચ્ચે ભેદ હોવો જ જોઈએ સામ્ય હોય છે તે ઉપરથી દેખાતુ જ ભેદ ચોખ્ખો તરી આવવો જોઈએ.

* આંખનો ઉપયોગ બન્ને કરે પણ બ્રહ્મચારી દેવદર્શન કરે, ભોગી નાટકચેટકમા લીન રહે બન્ને કાનનો ઉપયોગ કરે. પણ એક ઈશ્વરભજન સાભળે બીજો વિલાસી ગીતો સાભળવામા મોજ માણે બન્ને જાગરણ કરે. પણ એક જાગૃતાવસ્થામા હૃદયમંદિરમા બિરાજતા રામને વીનવે, બીજો નાચરગની ધૂનમા સૂવાનુ ભાન ભૂલી જાય બન્ને જમે પણ એક શરીરરૂપી તીર્થક્ષેત્ર નભાવવા પૂરતુ દેહને ભાડું આપે બીજો સ્વાદને ખાતર દેહમાં અનેક વસ્તુઓ ભરી તેને દુર્ગંધિત કરી મૂકે આમ બન્નેના આચારવિચારમા ભેદ રહ્યા જ કરે અને અતર દિવસે દિવસે વધે ઘટે નહી

* બ્રહ્મચર્ય એટલે મનવચનકાયાથી સર્વ ઇન્દ્રિયોનો સયમ આવુ બ્રહ્મચર્ય અપ્રયત્ને સાધ્ય નથી કરોડોને સારુ તો એ હમેશા કેવળ આદર્શરૂપ જ રહેશે કેમકે પ્રયત્નશીલ બ્રહ્મચારી પોતાની ઊણપોનુ નિત્ય દર્શન કરશે પોતાનામા ખૂણેખાચરે છુપાઈ રહેલા વિકારોને ઓળખી લેશે ને તેમને કાઢવા સતત પ્રયત્ન કરશે જ્યા લગી વિચારો ઉપર એવો કાબૂ નથી મળ્યો કે ઇચ્છા વિના એક પણ વિચાર ન આવે ત્યા લગી સપૂર્ણ બ્રહ્મચર્ય નથી વિચારમાત્ર વિકાર છે તેને વશ કરવા એ ને મનને વશ કરવુ અને મનને વશ કરવુ તે વાયુને વશ કરવા કરતા યે કઠિન છે આમ છતા જો આત્મા છે તો આ વસ્તુ પણ સાધ્ય છે જ આપણને મુશ્કેલીઓ આવી નડે છે તેથી તે અસાધ્ય છે એમ કોઈ ન માને એ પરમ અર્થ છે અને પરમ અર્થને સારુ પરમ પ્રયત્નની આવશ્યકતા હોય એમા શુ આશ્ચર્ય?

* ઈશ્વરસાક્ષાત્કાર કરવાને અર્થે મે વ્યાખ્યા આપી છે તેવા બ્રહ્મચર્યનુ જેઓ પાલન ઇચ્છે છે તેઓ જો પોતાના પ્રયત્નની સાથે જ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખનારા હોય તો તેમને નિરાશ થવાનુ કશુ કારણ નથી તેથી રામનામ ને રામકૃપા એ જ આત્માર્થીને છેવટનુ સાધન છે

* સમાજનુ એક પણ અગ અનાવૃત રહે એ મને હમેશા ખૂચ્યુ છે પ્રજાના દોષો ઢાકીને તેનો બચાવ કરવો અથવા દોષો દૂર કર્યા વિના હક મેળવવા એ મને હમેશા અરુચતુ લાગ્યુ છે

# સંગીતનાં સંભારણાં

ચિત્તરંજન રૂ. રાળ



## (૧)

## 'કામિલ' ઉસ્તાદ

સંગીતનાં સંભારણાં કરવા બેસું છું અને ઘણા ય ઉસ્તાદોની યાદ આવી જાય છે. એમ થાય છે કે કોને યાદ કરું અને કોને મૂકી દઉં! સંભારનાં સંભારતા એક ઊંડું દુઃખ પણ થાય છે કે આ મસ્ત દુનિયામાંથી ઘણા ખરા તો ગયા અને સંભારવા સિવાય કંઈ જ ન રહ્યું. ઘણાખરાએ તો નથી પોતાની યાદ કોઈના ગળામાં મૂકી કે નથી મૂકી આંગળીમાં. અને રેકર્ડ ઉતરાવવાથી તો કેમ જાણે ભડકતા હોય કે પાછળની પેઢી માટે કંઈ જ ન મૂક્યું, સિવાય કે સંભારણાં. અને આખા–ઘરાણાંઓ લોપ થઈ ગયા. એક બીજું પણ દુઃખ થાય છે કે લગભગ હરિદાસજીથી માંડી આજ સુધી આ મસ્ત દુનિયામાં ઘણા ઉસ્તાદો થઈ ગયા પણ જૂની પેઢીથી ચઢિયાતાં ન જ થયા. એક જ ઘરાણા-ની બે પેઢીઓ સાંભળીએ ત્યારે સહેજે આ પ્રતીતિ થાય. આજે તો એ મસ્ત દુનિયા તો ન રહી પણ તમાશો જ રહ્યો. સંગીતની વાત કરું છું ત્યારે એક વાતની પ્રતીતિ થાય છે કે આ ખાંસાહેબો ભલે હાલતના તો હતા મિસ્કીન, પણ દિલના તો બાદશાહો જ હતા. મહોબત સિવાય તેને કોઈ જીતી ન શક્યું અને બધા જ ધૂની.

સહેજે જ જૂનાગઢના ઉસ્તાદ કામિલની યાદ આવી જાય છે. કામિલ તો એમનું તખલ્લુસ અને એ નામથી એ શાયરી કરતા. એમનું ખરું નામ તો ગુલામઅલી. પણ એ નામથી ભાગ્યે જ એમને કોઈ ઓળખતું. એમની સિદ્ધિઓની તો ગણ્યાંગાંઠ્યાંને જ ખબર હતી. એમના બાપદાદાઓ ભરતપુર નવાબના ગાયકો અને જૂનાગઢમાં એમના બાપ દુસેનખાંથી આવેલા. કામિલ ઉસ્તાદ 'તીલવડી ખંડાર' બાનીના ગાયક હતા. આ બાની તાનસેનનાં પુત્રી સરસ્વતિના વંશની છે. ખંડાર કુટુંબ મૂળ રજપુત અને પાછળથી મુસલમાન થયેલું. આ ઘરાણા પાસેથી શીખેલા પંજાબના ગાયકોએ સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં 'તાન-સેની ખંડાર' બાની શરૂ કરી અને આ ગાયકો તીલવડીના હતા એટલે આ બાની 'તીલવડી ખંડાર' બાનીના નામથી ઓળખાય છે. આ બાનીમાં ચલત શરૂઆતથી જ એટલે કે ચીજમાં શરૂ થાય છે. ચીજ ભરતાં જ બાનીમાં અંગ શરૂ થાય છે અને પછી ચીજના બહેલાવામાં, ઉપજમાં, ગાયક હલક, લહક વગેરે અલં-કારોથી પુષ્ટિ પામતા હોય છે. આ ઘરાણામાં જેમ ઘણા વિલંબિત ધ્રુવપદો છે તેમ દ્રુત ધ્રુવપદો પણ છે.

'ઝઝક ઊઠી' એ મિયાંમલ્હારનો ધ્રુવપદ.

'અહો રાજા રામ' એ શુદ્ધ બિલાવલનો ધ્રુવપદ.

'કરે મોરી ગલીઅનમેં સાજન ફેરા' એ છાયાનટનો ધ્રુવપદ.

'અહો ધર્મ રાજા' એ જયજયવન્તિનો ધ્રુવપદ.

એ એમના ચટેલા ધ્રુપદો હતા. એમણે આ ધ્રુવપદો નવાબ બહાદુરખાનના દરબારમાં

* સુધારાની ગરજ રહી સુધારકને પોતાને; જે સમાજમાં તે સુધારો ઇચ્છે છે ત્યાંથી તો તેણે વિરોધની, તિરસ્કારની ને જાનના જોખમની પણ આશા રાખવી રહી. સુધારક જેને સુધારો માને તેને સમાજ કુધારો કાં ન માને? અથવા કદાચ કુધારો ન માને તો પણ તે તરફ ઉદાસીન કાં ન રહે!

* સત્ય એક વિશાળ વૃક્ષ છે. તેને જેમ સેવે તેમ તેમાંથી અનેક ફળો નીપજતાં જોવામાં આવે છે તેનો અંત જ હોતો નથી. જેમ જેમ તેમાં ઊંડે ઊતરીએ તેમ તેમ તેમાંથી રત્નો મળ્યાં કરે છે, સેવાના પ્રસંગો જડયાં કરે છે.

* જાહેર સેવકને અંગત બેરો ન હોય.

* સેવાની આવડત કંઈ બિચારીના રોપની પેઠે ઊગી નીકળતી નથી. તેને સારુ ઇચ્છા જોઈએ ને પછી મહાવરો.

* ધન, સત્તા અને માન મનુષ્યની પાસે કેટલાં પાપો ને અનર્થો કરાવે છે!

* ગમે તેવાં કામ છતાં જેમ આપણે ખાવાનો સમય કાઢીએ છીએ તેમ જ વ્યાયામનો કાઢવો જોઈએ. તેથી દેશની સેવા વધારે થાય પણ ઓછી નહીં, એવો મારો નમ્ર અભિપ્રાય છે.

* આ ઘાતકી રિવાજ (કાલીમાતા આગળ ઘેટાંના બલિદાનનો) બંધ થવો જોઈએ એમ લાગ્યું. પેલી બુદ્ધદેવવાળી કથા યાદ આવી. મારે મન ઘેટાંના જીવની કિંમત મનુષ્યના જીવના કરતાં ઓછી નથી. મનુષ્યદેહને નિભાવવા હું ઘેટાંનો દેહ લેવા તૈયાર ન થાઉં. જેમ વધારે અપંગ જીવ તેમ તેને મનુષ્યના આશ્રયનો વધારે અધિકાર છે એમ હું માનું છું. પણ તેવી યોગ્યતા વિના મનુષ્ય આશ્રય આપવા પણ અસમર્થ છે. ઘેટાંને આ પાપી હોમમાંથી બચાવવા, મારી પાસે છે તેના કરતાં અતિશય વધારે આત્મશુદ્ધિની અને ત્યાગની આવશ્યકતા છે. એ શુદ્ધિ અને એ ત્યાગની અત્યારે તો ઝંખના કરતાં જ મારે મરવું રહ્યું છે એમ માનું છું. એવો કોઈ તેજસ્વી પુરુષ કે એવી કોઈ તેજસ્વિની સતી પેદા થાઓ, જે આ મહાપાતકમાંથી મનુષ્યને બચાવે, નિર્દોષ પ્રાણીઓની રક્ષા કરે, ને મંદિરને શુદ્ધ કરે, એવી પ્રાર્થના તો નિરંતર કરું છું. જ્ઞાની, બુદ્ધિશાળી, ત્યાગવૃત્તિવાળું, ભાવનાપ્રધાન બંગાળ કેમ આ વધ સહન કરે છે?

* જેમ મુંબઈ હિંદુસ્તાન નથી તેમ રંગૂન બ્રહ્મદેશ નથી.

* ત્રીજા વર્ગના ઉતારુ એટલે ઘેટાં, ને તેમની સગવડ એટલે ઘેટાંના ડબ્બા. યુરોપમાં તો મેં ત્રીજા જ વર્ગમાં મુસાફરી કરેલી. અનુભવને ખાતર પહેલા વર્ગની મુસાફરી એક વાર કરેલી. ત્યાં મેં પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે અહીંના જેવું અંતર ન જાણ્યું. દક્ષિણ આફ્રિકામાં ત્રીજા વર્ગના ઉતારુઓ મોટે ભાગે હબસીઓ જ હોય છે. છતાં, ત્યાંના ત્રીજા વર્ગમાં પણ વધારે સગવડ છે. કેટલાક ભાગમાં તો ત્યાં ત્રીજા વર્ગના ડબ્બામાં સૂવાની સગવડ પણ હોય છે. અને બેઠકો ગાદીથી મઢેલી હોય છે. દરેક ખાનામાં બેસનાર ઉતારુઓની સંખ્યાની હદ જાળવવામાં આવે છે. અહીં તો ત્રીજા વર્ગમાં સંખ્યાની હદ જળવાયાનો મને અનુભવ જ નથી.

* રેલખાતા તરફની આ અગવડો ઉપરાંત, મુસાફરોની કુટેવો સુઘડ મુસાફરને સારુ ત્રીજા વર્ગની મુસાફરી સજારૂપ કરી નાખે છે. ગમે ત્યાં થૂંકવું, ગમે ત્યાં કચરો નાખવો, ગમે તેમ ને ગમે તે વખતે બીડી ફૂંકવી, પાનજરદો ચાવવાં ને તેની પિચકારીઓ બેઠા હોય ત્યાં જ મારવી, એંઠવાડ ભોંય ઉપર નાખવો બરાડા પાડીને વાતો કરવી, જોડે બેઠાની દરકાર ન કરવી, ને ભાષાની ગંદકી — આ તો સાર્વત્રિક અનુભવ છે.

* આ મહાવ્યાધિનો ઉપાય મેં એક જ જાણ્યો છે. તે એ કે શિક્ષિત વર્ગે ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરવી, ને લોકોની ટેવો સુધારવા પ્રયત્ન કરવો. સિવાય, રેલખાતાના અમલદારોને ફરિયાદોથી પજવી મેલવા, પોતાની સગવડ મેળવવા કે જાળવવા લાંચરુશ્વત ન આપવાં, ન એક પણ ગેરકાયદે વર્તણૂક જતી કરવી. આમ કરવાથી ઘણો સુધારો થઈ શકે એવો મારો અનુભવ છે.

✿

## પ્રકરણ ૬ — કેદારનાથ

ગુપ્તકાશીની જેમ જ ગૌરીકુંડમાં પણ બપોર પછી ગામ બહાર ફરવા નીકળ્યો દૂરની ટેકરી ઉપર શાળાનું મકાન જોયું ઓસરીમાં છોકરા રમતા હતા શાળા તરફ આવતો જોઈને "આઇયે આઇયે" કહીને મને આવકાર્યો આથી મારો ઉત્સાહ વધ્યો બાળકોને પૂછતા ખબર પડી કે નિશાળના મકાનને ધોળવું હોવાથી શિક્ષક આવ્યા ન હતા બાળકો મારી આસપાસ ગોળ કુંડાળું વાળીને બેસી ગયા. મારા ખિસ્સામાં હતા તેટલા કાજુદ્રાક્ષ મેં સૌને વહેંચી આપ્યા ૭ થી બાર વરસના ભૂલકાઓ તે લેવા માટે કુમળી હથેળીઓ ધરતા હતા હિમાલયના આ નાના બાળકો રૂપકડા રમકડા જેવા લાગતા હતા તેમની કુમળી હથેળીઓ જોઈને દુષ્યન્તપુત્ર ભરતે રમકડું લેવા ધરેલી હથેળી સાંભરી —

પ્રલોભ્ય વસ્તુ પ્રણય પ્રસારિતો
વિભાતિ જાલગ્રથિતાંગુલિ કર ।

અલક્ષ્ય પત્રાન્તરમિદ્ધરાગયા
નવોષસા ભિન્નમિવૈક પંકજમ્ ॥

[લોભામણી વસ્તુની લાલચોથી આગળ ધરેલો ગૂંથેલી આંગળીની હથેળીવાળો હાથ એવો લાગે છે કે જાણે સમૃદ્ધ રક્તવર્ણવાળી ખીલતી ઉષાએ ઉઘડતી પાંખડીઓવાળું કમળ વિકસાવ્યું ન હોય']

પરંતુ તેમની લાલ હથેળીઓ જોઈને થતો હર્ષ તેમના ગંદા વદનકમળો જોતા ઊડી ગયો. મેં આમ તેમ વાતો કરી હું ક્યા પ્રદેશમાંથી આવું છું તે કહ્યું નાના ભોળા નિર્દોષ ગોરા મુખે તેઓ મારી વાતો એકાગ્રપણે સાંભળતા હતા વચ્ચે વચ્ચે ટાપસી પૂરતા હતા એકાદ બે જણે વિશ્રાંતિ પાડવા વચ્ચે મારામારી પણ કરી લીધી કોઈ બાળકનો બાપ ભાડે ઘોડા ફેરવતો હતો. કોઈનો બાપ ઘાસ કાપતો હતો એક બે છોકરાના બાપ ગોરપદું કરતા હતા ઘણા ખરા છોકરા શરીરે ગંદા અને બુદ્ધિમાં જડ હતા. મેં તેમને વાતો અને વારતાઓ કહી. એકાદ કલાક ગાળ્યો એટલામાં તો બાળકો દોસ્ત બની ગયા અને વધારે બેસવાનો આગ્રહ કરવા લાગ્યા શિક્ષક નહોતા આવવાના એટલે આજે નિશાળમાં બાળકોનું રાજ હતું હું પણ વધારે બેઠો જે સૂઝી તે વાતો કરી અને આખરે નવા દોસ્તોની રજા લઈને ધર્મશાળામાં આવ્યો

સવાર પડતા જેને માટે હૃદય ઝંખતું હતું, જ્યાં પહોંચવાથી હિમાલયની એક પવિત્ર દુર્ગમ તીર્થયાત્રા કરી ગણાતી હતી તે કેદારનાથના ધામ માટે ઊપડ્યો અહીંથી કેદારનાથ સાત માઈલ દૂર છે વચ્ચે ત્રણેક માઈલે રામવાડાચટ્ટી આવે છે ત્યાં રાતવાસો રહેવાની ધર્મશાળા છે ગૌરીકુંડથી જ માર્ગની ચડાઈ યાત્રીને કઠિન વરતાય છે અને રામવાડા પછીની ચડાઈ તો કષ્ટકર છે અત્યાર સુધીના પ્રવાસમાં હું વચ્ચે બેસીને થાક ખાતો ન હતો મને એનું અભિમાન પણ થયું હતું પણ આજે પ્રથમ વાર પહેલી કલાકે બેઠો પછી અરધી કલાકે અને પછી દર પા કલાકે થાક ખાવો ગયો મારો જુસ્સો નશાની જેમ ઊતરી ગયો

તદા મૂર્ખોઽસ્મીતિ જ્વર ઇવ મદો મે વ્યપગત ।

[ત્યારે હું મૂર્ખ છું એવું ભાન થતા તાવની જેમ મારો મદ ઊતરી ગયો.] \

આમ શરીરબળ ક્ષીણ થતું હતું ત્યારે કુદરત તેનું વૈવિધ્ય પ્રકટ કરતી હતી ધોધ અને ઝરણાંઓ વારંવાર આવવા લાગ્યા તેમને ઓળંગવા નાના પુલો બાંધ્યા હતા ઠંડી વધતી જતી હતી ચાલવાથી અને હાંફવાથી ગરમી થતા છતા ગરમ કોટ, ગરમ કાન ટોપી મફલર વગેરે કાઢવાનો વિચાર પણ આવતો ન હતો ઉષ્ણપ્રદેશના વૃક્ષો જઈને હિમ પ્રદેશમાં થતા શંકુ આકારના પ્રચંડ તરુવરોના વનો શરૂ થયા તે પણ પૂરા થતા મંદાકિનીના સામા તીરના પહાડ ઉપરથી હિમસરિતાઓ ઊતરતી દેખાઈ આવી ચાર છ હિમસરિતાઓની સામે એક હિમસરિતા યાત્રીઓના ચાલવાના માર્ગમાં પણ દેખાઈ પરંતુ તેને કાપીને માર્ગ સાફ કરવામાં આવેલો. કાપેલા હિમમાંથી શીતળ વારિબિન્દુઓ ટપકીને માર્ગને કાદવિયો કરતા હતાં તેનો બરફ મેલો ધૂળિયો કાંકરાવાળો હતો

ગાયેલાં. તેઓ એક સિદ્ધ સિતારિયા પણ હતા. સિતાર તેઓ બહાદુરસેન અને અમીરસેન બન્ને સેનિયાઓ પાસેથી શીખેલા. સેનિયાઓની બાંધા અંગની જાણીતિ નિભંગી ઉપર એમનો વિશિષ્ટ કાબુ હતો તેમજ અનોહ પણ પણ ઉત્તમ હતું. એવી જ રીતે દેહનાના ઉલટ સુલટના જવાબ પણ એમની પાસે વિશિષ્ટ પ્રકારના હતા

કોણ જાણે કેમ છેલ્લા વીસ પચ્ચીસ વર્ષથી એમણે સંગીત છોડી દીધેલુ અને પૂછતા કોઈ દિવસ કારણ કહેતા નહિ. છેવટમા તો જૂનાગઢ સ્ટેટના શાયર તરીકે પગાર ખાતા અકવાર મને યાદ છે કે નવાબ સાહેબની શાહજાદીઓને સિતાર શીખવવા માટે ધમકીઓ સુધી વાત પહોંચેલી પણ એમણે ન જ શીખવ્યો તે ન જ શીખવ્યો. એક વાર મેં એમને પૂછેલુ કે. 'અમને તો ઉસ્તાદ, સામેથી આવી બતાવો છો તો આ શાહજાદીઓને કેમ નથી શીખવતા?' એમણે કહ્યું કે, 'યે તો મહોબતકી બાત હૈ, દિલ નહિ લગતા.'

એમને એમની માતા માટે અગાધ પ્રેમ હતો. એમ કહીએ તો ચાલે કે માતા માટે જ એ જીવતા. સને ૧૯૪૭ માં એમના માતા ગુજરી ગયાં અને ઉસ્તાદે પણ જૂનાગઢ છોડયું. એમનો વિદાય પ્રસંગ આજ પણ નથી ભૂલાતો. એક વહેલી સવારે આવ્યા અને કહે કેઃ

'બચુભાઈ, આ બસરે પડી ઔર મેંહે બહોત સાલોકી ખ્વાઈશ પૂરી કરના ચાહતા હૂં. ફકીરી લે રહા હૂ. ઔર આપકી બિદાય લેને કે લિયે આયા હૂં. ઔર મેરા એક કામ કરના યે મેરા ઘરકા સનદ હે વો આપ રખો. ઘર ખીક કે ખેરાત કર દેના.'

મારી આંખમાં પાણી આવી ગયાં. મેં જોયું કે ઉસ્તાદનો નિર્ણય ફરી શકે એમ નથી. તેમના ચહેરા ઉપર કોઈ અગમ્યનો સાદ દેખાતો હતો. મેં કહ્યું:

'ઉસ્તાદ યે સનદ આપ આપકી જમાતકો દે કર જાઈએ વોહી અચ્છા હૈ. ઔર કહી બાદમેં મુશ્કેલાત હોગી ઔર શાયદ આપ મિલોગે નહી.'

મહામુશ્કેલીએ એ હું એમને સમજાવી શક્યો એમના હાથમા એક અત્તરની શીશી હતી. એ હતી એમની મને ભેટ. આંસુભરી આંખે છેલ્લે છેલ્લે સિતાર ઉપર આંગળી ફેરવી. એ જ એમની આખરી ભેટ હતી. એ ગયા ગાયબ થઈ ગયા. -

☆

.... હિંદમા વસતા અંગ્રેજ અને અમેરિકન મિશનરીઓએ આજીને અમારી ઘણી જ સેવા નથી કરી. જો કે તેઓની વ્યાખ્યા એ છે કે તેઓએ માનવ દયાનું કામ કર્યું અને ગરીબોની સેવા કરી. પરંતુ દવાખાનાઓ, નિશાળો અને એવી સંસ્થાઓ સ્થાપી અમારા બાળકોને અને માણસોને આકર્ષ્યા. પરિણામે અમારી પ્રજાએ ધર્મભ્રષ્ટ થઈ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો. અમારો ધર્મ ખ્રિસ્તી ધર્મ કરતાં કોઈ રીતે ઉતરતો નથી, પણ આવા અનેક દાખલાઓ ગણાવી શકું છું કે, અમારું કેટલી હદ સુધી ભોંડી નુકશાન થયું છે. ઈશ્વરમાંથી શ્રદ્ધા ઊઠી જાય એટલે દારિદ્ર્ય જ રહે ને! અમે અત્યારે એ દયા ભોગવી રહ્યા છીએ પણ મારી આશા છે કે અમે જરૂર પાંચપંદર વર્ષમાં તંદુરસ્તી પાછી મેળવીશું.

—[illegible]

મોરસ ખાંડની કણીઓ બાઝી હોય તેવો તે બરફ દેખાતો હતો. એક સ્વચ્છ જગ્યાએથી થોડો બરફ મેં ચાખી જોયો પણ તે જરાય સારો લાગ્યો નહિ. ઠંડીને લીધે કંતાનના બુટમાં પગનાં આંગળાં સંકોડાતાં હતાં. નાકમાંથી પાણી ગળતું હતું કયારેક ઊધરસ આવતી હતી. થાક ખાતા છતાં યે એવી આશંકા જાગતી હતી કે કેદારનાથ પહોંચાશે કે નહિ. શરીરનું બળ પ્રથમ ઢીલું થયું. પછી નષ્ટ થયું અને છેવટે શરીરયંત્ર ખોટકી ગયું. એક લાંબી શિલા ઉપર ઢગલો થઈને હું પડ્યો અને ભગવાનને કહ્યું કે હું કેદારનાથ પહોંચી શકવાનો નથી તારે પહોંચાડવો હોય તો પહોંચાડ. મનમાં ગણગણવા લાગ્યો.—

સુને રી મૈંને નિર્બલકે બલ રામ
પિછલી સાખ ભરું સંતનકી આડે સંવારે કામ—
જબલગ ગજ બલ અપનો વરત્યો નેક સર્યો
નહિ કામ
નિર્બલ હ્વૈ બલ રામ પુકાર્યો આયે આધે નામ—
દ્રુપદસુતા નિર્બલ ભઈ તા દિન ગહ લાયે
નિજ ધામ
દુ:શાસનકી ભુજા થકિત ભઈ વસનરૂપ ભયે શ્યામ—
અપબલ તપબલ ઔર બાહુબલ ચૌથા હૈ બલ દામ
સૂર કિશોર કૃપાસે સબ બલ હારેકો હરિનામ—

'હારે કો હરિનામ'નો મર્મ સમજાયો. પ્રાર્થના ફળી હોય એમ લાગ્યું. આરામ લઈને હું ઊઠ્યો. પગમાં જોર આવ્યું. એક પણ સ્થળે બેઠા વિના ચાલતો ગયો—ચડતો ગયો. પહેલાં નીચેના યાત્રાળુઓ 'જય કેદારનાથ જી' કહેતા ત્યારે લથડતે અવાજે સામું અભિવાદન કરતો. હવે સહમાર્ગીને બોલવા લાગ્યો. બારેક વાગે કેદારનાથનું મંદિર દૂરથી દેખાયું. મંદાકિનીનો નાનો પુલ ઓળંગી બાર હજાર ફીટ ઊંચાઈ દર્શાવતો ખાંભો વટાવ્યો અને કેદારપુરીમાં દાખલ થયો. પંડાનું ઘર શોધી કાઢ્યું. ત્યાં જઈને સૂતો. બીજા યાત્રીઓએ ધાબળી ઓઢાડી દીધી.

બે કલાક સૂઈને ઊઠ્યો. સંઘના યાત્રીઓ મંદિરમાં પૂજા કરવા ગયા હતા. ત્યાં જવા તૈયાર થયો. સાધારણ રીતે કેદારનાથનું મંદિર બે વાગે બંધ થઈ જાય છે. પણ આજે પચાસેક યાત્રીઓ પૂજા કરવાના હોવાથી મુખ્ય દરવાજો બંધ કરી બાજુને દરવાજેથી અંદર દાખલ કર્યા હું ઉતારેથી નીકળ્યો. ઉત્તરમાં ઊંચા હિમશૃંગો ઉપર બરફનું તોફાન જામ્યું હતું. ધીમે ધીમે તે નીચે ઊતરતું ગયું. થોડી મિનિટો પછી મધપૂડાની માખીઓ ઊડતી હોય તેવો ગણગણાટ સંભળાયો સાથે ઠંડા પવનનો સપાટો આવ્યો. વગડામાં આકોલિયું રૂ ઊડે અથવા પીંજારાની પીંજણમાંથી રૂના તાંતણા ઊડે તેવી બરફની હલકી કરચો કે ઝીણી હિમસૂચિઓ આકાશમાં ઊડવા લાગી પીંછાં જેવી પતંગીઓને પવન ગમે તે દિશામાં ઉડાડતો હતો પણ બધી ઉત્તર દિશામાંથી આવતી હતી. છત્રી ઉઘાડી પંડા પાસે ગયો અને પૂજાપાની થાળી મંગાવી પચાસ યાત્રીઓમાં સૌથી છેલ્લો જઈને ઊભો. બહાર બરફનું તોફાન વધ્યું એટલે બધા યાત્રીઓ હાથમાં પૂજાસામગ્રીની થાળીઓ રાખીને પાણીથી પચપચતી કાથાની ઠંડી સાદડી ઉપર ઉઘાડે પગે ઊભા. તેની ઠંડીથી જ કેટલાકને કળતર ચડી ગઈ.

બે કલાક પછી તપસ્યા પછી સૌથી છેલ્લો મારો વારો આવ્યો. સવારના આઠથી સાંજના ચાર સુધી ગર્ભાગારમાં રહેતા દ્રાવિડી પુરોહિતે કશી પણ ઉતાવળ વિના શાંતિથી ધૂપ, દીપ, મધ, ઘૃત, પુષ્પ, ચંદન વગેરે વિવિધ સામગ્રીથી ભગવાન કેદારનાથજીનું યથાવિધિ પૂજન કરાવ્યું. છેવટે જ્યોતિર્લિંગની પ્રદક્ષિણા કરાવી. તેમણે થોડું ઘી બાજુએ રખાવ્યું હતું તેનાથી શંકર ભગવાનના બાહુને મર્દન કરવાનું કહ્યું. શિવલિંગ ગોળાકાર નથી પણ ચારેક હાથ ઊંચી ત્રિકોણી શિલા છે. અનેક યાત્રીના મર્દનથી લિંગ ખૂબ લીસું બન્યું છે. તેમાં છેલ્લો પુષ્પક્ષેપ મેં કર્યો. બસ પૂજન પૂરું થયું. હવે ભગવાનને ભેટીને મનના મનોરથ માગવાના હતા. ભગવાન કેદારનાથના જ્યોતિર્લિંગને બે હાથમાં લઈને ઉપર માથું મૂકી મેં સ્તુતિ કરી. હૃદયમાં અપૂર્વ ધન્યતા લાગતી હતી. હે ભગવાન! તારું દર્શન થયું હવે શું માગવાનું હોય? એમ છતાં માગવાનું જ હોય તો તારા ચરણકમળની અવિચળ ભક્તિ માગું છું:

મહેશ્વરે વા જગતામધીશ્વરે
જનાર્દને વા જગદન્તરાત્મનિ ।
તયો ર્ન ભેદપ્રતિપત્તિરસ્તિ મે
તથાપિ ભક્તિસ્તરુણેન્દુશેખરે ॥

[1] મહેશ્વર, કે જગદીશ્વર, જનાર્દન કે જગતના

એટલે ગૌરીકુંડમાં પડતા ગરમ પાણીના નળ નીચે સ્નાન કર્યું. અંગો શેકાતાં ખૂબ આરામ લાગ્યો. પાછી સ્ફૂર્તિ આવી ગઈ નહાઈને રામપુરને પંથે પડ્યો. આ માર્ગ વિવિધ વન્ય વૃક્ષોને લીધે મનોહર હતો. વનપંખીઓના કૂંજનો સંભળાતાં ક્યાંક ક્યાંક ફૂલો પણ ઊગેલાં જોયાં. એક હોલું જોયું. કાગડાઓ ઊડતા હતા પણ તે દેશના જેવા નહિ કિંતુ સર્વાંગે મેશ જેવા કાળા સુંદરસ્યામ હતા. ખીણમાં ગાજતી મંદાકિનીને નાનાં મોટાં ઝરણાંઓ મળતાં હતાં. સૂરજના તડકામાં સેંકડો મણ બરફ પીગળતાં તેના જળધોધ ક્યારેક સીધી કરાડો ઉપરથી તો ક્યારેક બે ત્રણ ટેકા લઈને નીચે પડતા હતા. આવા જળ સ્તંભો શિયાળાની ઠંડીમાં એકાએક ઠરી જઈને હિમસ્તંભો બની જાય છે એમ પણ સાંભળ્યું. ક્યાંક મંદાકિની પ્રકટ થતી, ક્યાંક વનરાજિમાં લુપ્ત થતી. મંદાકિનીનો ઘુઘવાટ, વૃક્ષોનો મર્મરધ્વનિ, પંખીઓનો કિલકિલાટ અને કરુણામય કેદારનાથની સફળ યાત્રાથી ચિત્ત ખૂબ હળવું અને પ્રફુલ્લિત થયું હતું. રામપુર પહોંચ્યો ત્યારે બે ત્રણ વાગ્યા હશે.

બીજે દિવસે રામપુરથી નીકળી ગુપ્તકાશીને માર્ગે નાલાચટ્ટી પહોંચ્યો. અહીંથી ગુપ્તકાશીનો દક્ષિણાભિમુખ માર્ગ પડતો મૂકીને તુંગનાથનો પૂર્વાભિમુખ માર્ગ લીધો. નીચે જ મંદાકિની વહેતી હતી એટલે રસ્તો સારી પેઠે ઢાળવાળો હતો. મંદાકિનીને તીરે ઉત્તરાખંડ વિદ્યાપીઠ આવી. તેના દ્વાર આગળ થઈને જ માર્ગ જાય છે. ત્યાં ઊભેલા અધ્યાપકોએ અંદર આવીને સંસ્થા જોવાનો ખૂબ આગ્રહ કર્યો પણ ઊખીમઠ પહોંચવાને ચારેક માઈલ ચડવાના હતા અને મારી ગતિ ધીમી હતી. એટલે એ સંસ્થા જોવાની ઇચ્છા જતી કરવી પડી. આ વિદ્યાપીઠમાં સંસ્કૃત વ્યાકરણ, સાહિત્ય, આયુર્વેદ અને ફલજ્યોતિષ શિખવાય છે. એક એમ. એ. થયેલા આચાર્ય તેનું સંચાલન કરે છે. સાડાત્રણસો છાત્રો સ્થાનબદ્ધ છે અને દોઢસો જેટલા બહારથી—એટલે ગંગોના પહાડી ગામોમાંથી—રોજ ભણવા આવે છે. હિમાલયના ગામડાંઓમાં સર્વત્ર ઘરોનાં છાપરાં તરીકે પથરાની લાદીઓ હોય છે. અહીં પતરાંનાં છાપરાં છે. વિશાળ મેદાન બનાવી તેમાં લાંબાં મકાનો બાંધ્યાં છે. આ વિદ્યાપીઠને સફળ કરવા ગુપ્તકાશીના લોકો ખૂબ યત્નશીલ છે એમ લાગ્યું.

મંદાકિનીમાં સ્નાનાદિ કરીને ઊખીમઠનો માર્ગ લીધો જેટલું નીચે ઊતર્યા તેટલું જ પાછું ઊંચે ચડવાનું હતું. સાંજે ચારેક વાગ્યે ઊખીમઠ પહોંચ્યો. ગુપ્તકાશી અને ઊખીમઠ બંને મંદાકિનીને સામસામે તીરે સરખી ઊંચાઈએ આવેલાં છે. ઊખીમઠ એટલે ઉષામઠ. અહીં આજુમાં શોણિતપુર ગામ છે. પુરાણકાળમાં આ ગામ બાણાસુરની રાજધાની હતું. બળિયા બાણાસુરની પુત્રી ઉષા સ્વપ્નમાં શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધને જોઈને મોહ પામેલી. ઉષાની સખી ચિત્રલેખા પોતાની અલૌકિક શક્તિ વડે આકાશમાર્ગે દ્વારિકા જઈને રાત્રે સૂતેલા અનિરુદ્ધને હિંડોળાખાટ સાથે હરી લાવેલી. બંનેએ ગાંધર્વલગ્ન કર્યાં જે આ ઊખીમઠમાં થયાં હતાં.

ઊખીમઠ સંપન્ન લાગ્યો. અંદર પહાડી ઊનનાં કોટ-પાટલુન પહેરેલા એક પંડિતજી બેઠા હતા. તેમણે યાત્રાળુઓનો સત્કાર કર્યો. પુરાણોના આધારે ઉષા—અનિરુદ્ધનાં ગાંધર્વલગ્નની, માંધાતા રાજાની, કેદારખંડાંતર્ગત પંચકેદારનાં તીર્થની કથાવાર્તા તથા મહાત્મ્ય સંભળાવ્યાં. પછી મઠના બ્રહ્મચારીજી આવ્યા. મઠની ગાદીની આરતી થઈ. શિયાળામાં જ્યારે આખી કેદારપુરી ખાલી થાય છે ત્યારે કેદારનાથજીની ગાદી અહીં આવે છે. બ્રહ્મચારીજીએ સ્વલ્પ પ્રવચન કર્યું અને યાત્રાળુઓને આશીર્વાદ આપ્યા. આ પછી મુખ્ય મંદિરના દર્શન કર્યાં.

અહીં એક સરકારી હિસાબનીશ મંદિરના ચોપડા તપાસવા આવેલા. તેમણે કહ્યું કે યાત્રીઓના દ્રવ્યથી ચાલતાં આ બધાં દેવસ્થાનોનો વહીવટ એક જાહેર પંચ (પબ્લિક ટ્રસ્ટ)ના હાથમાં હોય છે. તેમણે છાપેલા હિસાબનાં ચોપાનિયાં પણ જે માગે તેને આપ્યાં. રાત્રે સૂવાટાણે નીચેની વિદ્યાપીઠમાંથી બે અધ્યાપકોને લઈને ધારાસભ્ય શ્રી. ગંગાશરણસિંહજી ફીનારે આવ્યા. અને યાત્રીઓ પાસે વિદ્યાપીઠ માટે દ્રવ્યની સહાયતા માગી તથા અભિપ્રાય માટેની નોંધપોથી ધરી. યાત્રીઓમાંથી કોઈએ દ્રવ્ય અને અભિપ્રાય બંને આપ્યાં. કોઈએ કેવળ દ્રવ્ય અને કોઈએ કેવળ અભિપ્રાય આપ્યાં. (ક્રમશઃ)

*

# પ્રેમ–આંસુની ભેટ

વિમળા પટેલ

'બહેન મોહનલાલ ગાંધીનું આ મકાન કે?' બુઝર્ગ એક લાંબો આદમી કેડેથી જરા નમેલો આંખો એની કોઈને શોધતી હોય એવી અને પાણી એ આંખોમાં કેટલી યે ખટમીઠી જોવાઈ હોય એવા અનુભવથી નમેલ એના પોપચામાંથી જણાતા લાલ લાલ નેત્રો કપાળે પડેલી કરચલીઓ દાઢી મૂછ બધા જ શ્વેત ઉજળા, હાથમાં નાની સુંદર લાકડી લઈને પગથીઆ ચડતો તે બુઝર્ગ મોટો એની પાછળ એક બાઈ હતા તે પણ એમના જેવા જ જણાતા હતા નારીસુલભ મર્દવતા સાહજિક પ્રેમાળતા છાના રહી શકતા નથી. બીજી એક કર્ષક યુવાન એવી સ્ત્રી હતી લાગતી હતી બુઝર્ગની દીકરી અને એક યુવાન હતો તેને પણ થોડા થોડા સફેદ વાળ જણાતા હતા એની દાઢી અંગ્રેજ રાખે છે એવી ઢબમાં કાપેલી અને બોલવામાં અંગ્રેજોને જ મળતો જણાતો હતો એના ઉચ્ચારમાં તો ખાસ એની બોલીમાં કેટલા ય અંગ્રેજી શબ્દો ભળી ગએલા હતા એમના પહેરવેશ જોતા લાગ્યુ કે આ કોઈ ખોજા કુટુંબ છે અમીરી એમની તરી આવતી હતી અને જૂની પેઢીના કોઈ ગાંધીજી સબંધી હોય એમ પણ આગાહી થતી હતી ઊભા થઈને મે આવકાર આપ્યો સૌથી પહેલી "ગાંધીજીકા પિતા" વાળી છબિથી જોવાની શરૂઆત થઈ દરેક છબિનો પરિચય આપતી લાકડાની તકતીઓ વાંચવા ચશ્માને ઉંચાનીચા કરીને જોતો બુઝર્ગ આગળ ચાલે છે પાછળ નહિ અને સાથે ય નહિ એમ હું જોડે જોડે ચાલતી હતી જરૂર પડે ત્યાં છબિમાંની ઓળખ આપ્યે જતી હતી.

'બહેન શું તમને કહું? આ ગાંધી સાથે તો અમે ઘણા વરસો ગાળ્યા છે અમે તો દિનેજનન મિત્રો હતા આ બધી લડત તો શું પણ ત્યાંની–આફ્રિકાની–લડત વખતે અમે સાથે જેળા હતા એમને માર પડ્યો છે એમણે અપમાન વેઠ્યા છે એ ગવાના અમે સાક્ષી છીએ " કહેતા કહેતા "દર્શન મે હિંદીઓકી સાથ" વાળી છબિ પાસે પહોંચ્યા મઠી પ્રબળ પોતાની પત્નીને ઓળખાવેલ આ પેલો રુસ્તમજી પારસી. આ પેલો કાછો અને આ પેલો એમ કરી કરીને શું નામે શું નામે વાત જ શું કરવી? બહેન આ બધા જ અમારી આંખ આગળના છે ' કહેતા કહેતા આગળ ચાલ્યા મને વિવેક સૂઝ્યો લાવ અમારા નિયામકજી પાસે લઈ જાઉં એમની પાસેથી ઉપયોગી માહિતી મળશે બુઝર્ગ મુરબ્બીને વિશેષ આનંદ થશે સંતોષ થશે '

લઈ ગઈ જ્યાં તેઓ (નિયામકજી) બેઠા હતા ત્યાં ઓરડીમાં તેમને મળ્યા. ખૂબ આનંદ થયો ખૂબ વાતો થઈ ઘણી બધી વ્યક્તિઓની ખબર અંતર પૂછાઈ છેવટે આંસુભીની આંખે બુઝર્ગ બહાર આવ્યા. બહાર પગથીએ વાટ જોતા બાઈ ઊભા હતા મે પૂછ્યું આફ્રિકાથી હમણાં આવો છો? દેશમાં કેટલું રહ્યા કેટલું રહેવાના છો વગેરે '

અમે મક્કા હજ માટે ? એના ત્યાંથી ખાસ ગાંધીજીના આશ્રમ માટે જ આવ્યા છીએ " અતિશય પ્રેમ નમ્રતા અને સૌજન્યશીલ વાણીથી બાઈએ જવાબ આપ્યો

'હવે પાછા ક્યાં જશો?' મને મનમાં જિજ્ઞાસા ભાવ હતો.

બસ પાછા ડર્બન જુઓને અમારી ઉંમર થઈ ગઈ છે મારી પંચ્યાશીથી ય વધારે છે અને એની (પત્નીની) પણ ઉંમર થઈ છે મનમાં એક હોંશ હતી કે મક્કા હજ કરવી અને મોહનલાલના મકાનના દર્શન કરવા બંને તે હાજર તો નથી પણ જ્યાં એ રહ્યો એ મકાનને જોઈને ય આંખો ઠારી શકાશે કરીને ખાસ એરોપ્લેનમાં આવ્યા પાછા એરોપ્લેનમાં જ ચાલ્યા જઈશું હવે તો ખુદા બોલાવે ત્યારે ખરૂ '

બુઝર્ગની આંખો સજળ થઈ ગઈ હતી પરાણે શ્વાસ લઈ રહ્યા હતા બહેન આવજો બહુ તકલીફ આપી હો ' કહીને એ બધા જ નમસ્કાર કરીને એક પછી એક ચાલવા લાગ્યા હું તો બાઘી જોતી જ રહી! રોજની સરેરાશ અઢીસોની સંખ્યામાં મુલાકાતીઓ આવતા હોય છે બધા જ ભાવના લઈને આવતા હોય છે પણ આવી–પ્રેમ–આંસુની ભેટ તો કો'ક જ આપી જાય છે!

ખરી એકાગ્રતા

એક શિકારી એક પક્ષીનો શિકાર કરવાને માટે નિશાન તાકતો હતો. તેની પાસે જ થઇને વરઘોડો ગયો, સાબેલાઓ અને જાનૈયાઓ ગયા, રોશની, વાજાં અને ગાડીઘોડાની હારની હાર તેની પાસે જ થઇને ચાલી ગઈ; પણ તે શિકારી પોતાના લક્ષ્યના ધ્યાનમાં એવો મશગૂલ થઈ ગયો હતો કે આટલી બધી ધામધૂમ સાથે વરઘોડો પસાર થઈ ગયો છતાં તેને કશી ખબર જ પડી નહિ! તેને બાહ્યજગતનું કશું ભાન જ રહ્યું ન હતું.

એક માણસ તળાવકિનારે માછલી પકડવા બેઠો હતો. પાણીમાં નાખેલા ગલ માછલીએ પકડ્યો અને તેને બાંધેલી દોરી માછલીના ભારથી ખેંચાવા લાગી. તે સોટી હાથમાં લઈને એકાગ્ર ચિત્તે સોટી સાથે બાંધેલી દોરી ખેંચવા લાગ્યો. એવામાં તેને એક વટેમાર્ગુએ પૂછ્યું: 'ભાઇ, ફલાણા બૅનરજીનું ઘર ક્યાં આવ્યું?' પણ પેલો જવાબ જ શાનો આપે? તે તો હાથમાં સોટી પકડીને માછલીને ખેંચી કાઢવાના કામમાં જ લીન થઇ ગયો હતો. પેલો મુસાફર વારે વારે તેને મોટેથી પૂછે: 'ભાઈ, ફલાણા બૅનરજીનું ઘર ક્યાં આવ્યું? તે જરા મને બતાવશો? પણ પેલાને તો કશાનું ભાન જ ન હતું. તે કાંઈ સાંભળી શકતો જ નહિ. આખું શરીર નિશ્ચેષ્ટ હતું. દૃષ્ટિ પાણી ઉપર જ હતી. અને માત્ર તેનો એક હાથ જ હાલતો હતો. પેલો વટેમાર્ગુ ચિડાઈને ચાલતો થયો અને તે કેટલેક દૂર ગયો ત્યાર પછી ગલ ડૂબ્યો. અને તેણે માછલીને પાણીમાંથી ખેંચી કાઢી. પછી રૂમાલથી મોં લૂછીને તે પેલા વટેમાર્ગુને. બૂમો પાડીને બોલાવવા લાગ્યો: 'અરે ભાઈ! સાંભળો છો કે? સાંભળો છો કે?' પણ વટેમાર્ગુ ચિડાઈ ગયેલો તે પાછો આવે નહિ. ઘણી વાર પેલાએ બૂમો પાડી ત્યારે તે વટેમાર્ગુ પાછો આવ્યો અને બોલ્યો: 'મહાશય! શા માટે બોલાવો છો?' ત્યારે પેલા માણસે પૂછ્યું: 'તમે મને તે વખતે શું કહેતા હતા?' વટેમાર્ગુ કહે: 'મેં તમને પચાસ વાર પૂછ્યું અને હવે તમે કહો છો કે શું પૂછતા હતા?' પેલો માણસ કહે: 'મારો ગલ પાણીમાં ડૂબ્યો હતો; તેથી મેં તમારું કહેવું જરાયે સાંભળ્યું નથી!'

ધ્યાન કરતી વખતે આવી એકાગ્રતા થવી જોઈએ ધ્યેય પદાર્થ સિવાય બીજું કાંઈ દેખાય જ નહિ — બીજું કાંઈ સંભળાય જ નહિ. સ્પર્શેન્દ્રિય પણ બહેરી

થઈ જાય. શરીર પર સાપ ચાલે તો પણ જણાય નહિ! અને સાપ પણ એમ જ જાણે કે કોઈ જડ પદાર્થ ઉપર જ ચાલે છે.

### અહંભાવની દુર્જયતા

આપણામાં (દૂષિત) અહંભાવ રહ્યા છે તેથી જ આપણને ઈશ્વરનું દર્શન થતું નથી. એક માણસે પિશાચની સાધના કરી હતી. જ્યારે એ પિશાચ તેને વશ થયો ત્યારે તે તેની આગળ આવીને હાજર થયો અને બોલ્યો : 'મારી પાસે શું કામ કરાવવું છે તે કહે. જો તું મને કામ નહિ સોંપી શકે તો તારી ગરદન ભાંગી નાખીશ.' પેલા માણસને જે જે કામ કરાવવાની ઇચ્છા હતી તે બધાં એક પછી એક કહ્યા અને પેલા પિશાચે બધાં કામ પૂરાં કરી નાખ્યાં. જ્યારે તેની પાસે એક પણ કામ સોંપવાનું રહ્યું નહિ ત્યારે પિશાચે કહ્યુ : 'હવે હું તારી ગરદન ભાંગ્યા વગર રહેવાનો નથી.' પેલો માણસ કહે : 'જરા વાર સબૂર કર; હું આ આવ્યો.' એમ કહીને તે પોતાના ગુરુની પાસે દોડી ગયો અને બોલ્યો : 'મહારાજ હું તો મોટા સંકટમાં આવી પડ્યો છું. આમ આમ બન્યું છે. હવે મારે કરવું શું?' ગુરુ કહે : 'તું એક કામ કર, તે પિશાચને કૂતરાની પૂંછડી સીધી કરવાનું કામ સોંપજે. તે એવી સ્થિતિસ્થાપક છે કે ગમે તેટલી સીધી કરશે તો પણ વાંકી ને વાંકી જ થઈ જશે.' પેલો પિશાચ રાતદિવસ મથ્યો પણ તે સીધી થાય જ નહિ. અહંભાવનું પણ તેમ જ છે.

### આત્માર્પણ દ્વારા ઈશ કૃપા

જ્યાં સુધી એ અહંભાવનો ત્યાગ કરી સર્વ ચિંતા ઈશ્વરને સોંપાય નહિ ત્યાં સુધી ઈશ્વરની કૃપાને માટે યોગ્યતા થતી નથી.

એક વાર વૈકુંઠમાં લક્ષ્મીજી તથા નારાયણ બેઠાં હતાં. એવામાં નારાયણ એકાએક ઊઠીને ઊભા થયા. લક્ષ્મીજી તેમના પગ ચાંપતાં હતાં તેથી તેમણે પૂછ્યુ : 'મહારાજ! ક્યાં જશો?' નારાયણે કહ્યું : 'મારો એક ભક્ત વિપત્તિમાં છે તેથી તેનું રક્ષણ કરવાને હું જાઉં છું.' એમ કહીને નારાયણ ચાલતા થયા. પણ થોડી જ વારમાં પાછા આવ્યા. તેથી લક્ષ્મીજીએ પૂછ્યું : 'તમે ગયા શું અને આવ્યા શું? આટલા જલદી કેમ પાછા આવ્યા?' નારાયણે હસીને જવાબ આપ્યો : 'મારો એક ભક્ત પ્રેમથી ચકચૂર બનીને અલમસ્ત હાલતમાં રસ્તે ચાલ્યો જતો હતો. રસ્તામાં ધોબીએ કપડાં ધોઈને સૂકવ્યાં હતાં. તેના ઉપર પેલા ભક્તના પગ પડ્યા અને તે ખરાબ થયાં. ધોબી તેને લાકડી લઈને મારવા દોડ્યો તેથી હું તેનું રક્ષણ કરવા ગયો હતો. પણ બન્યું એવું

કે એ ભક્ત પોતે જ પોતાનો બચાવ કરવા તૈયાર થયો અને ધોબીને સામો મારવા દોડ્યો! આમ બનવાથી હું તો રસ્તામાંથી જ પાછો આવ્યો!

ત્રણ ચોર

કેટલાક માણસો વનમાં થઈને જતા હતા. તેવામાં તેમને ત્રણ ચોરે ઘેરી લીધા અને સર્વસ્વ લૂંટી લીધું. એક ચોર બોલ્યો: 'આ લોકોને જીવતા શા માટે રાખવા જોઈએ?' એમ કહીને તલવાર ઉગામી. ત્યારે બીજો ચોર બોલ્યો: 'ના, એમને મારવા તો નહિ જ, પણ મુસ્કેટાટ બાંધીને અહીં જ રહેવા દેવા.' પછી ચોરો એ તેમના હાથપગ બાંધી દીધા અને તેમને જંગલમાં મૂકીને ચાલતા થયા. થોડી વાર પછી એ ત્રણમાંનો એક ચોર પાછો આવ્યો અને કહેવા લાગ્યો: 'તમને બહુ દુઃખ થતું હશે. આવો હું તમને છૂટા કરું' એમ કહીને તેણે પેલા લોકોનાં બંધન છોડી નાખ્યાં. પછી તે ચોરે કહ્યું: 'ચાલો, હું તમારી સાથે આવીને તમને રાજમાર્ગ સુધી સલામત પહોંચાડી આવું.' ઘણી વાર ચાલ્યા પછી તેઓ બધા રાજમાર્ગ આગળ આવી પહોંચ્યા; એટલે તે ચોર બોલ્યો: 'આ તમારો રસ્તો, આ પેલું તમારું ગામ દેખાય.' ત્યારે લોકોએ ચોરને કહ્યું: 'ભાઈ તેં અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે. અમારા ઘર સુધી આવે તો કેવું સારું?' ચોરે કહ્યું: 'ત્યાં લગી મારાથી ન અવાય, વખતે પોલીસ પકડે!'

સંસાર પણ એક પ્રકારનું અરણ્ય છે. એ અરણ્યમાં સત્ત્વ, રજ અને તમ નામના ત્રણ ચોર છે, અને તેઓ જીવ પાસેથી તત્ત્વજ્ઞાન છીનવી લે છે. તમોગુણ જીવનો વિનાશ કરવા જાય છે રજોગુણ તેને સંસારમાં બાંધી રાખે છે. સત્ત્વગુણની મદદથી કામ, ક્રોધ, વગેરે તમોગુણનાં હથિયાર સામે જીવનું રક્ષણ થાય છે વળી એ સત્ત્વગુણ જીવને સંસારબંધનમાંથી મુક્ત કરે છે. આટલું છતાં પણ સત્ત્વગુણ એ પણ એક ચોર જ છે. તે જીવને તત્ત્વજ્ઞાન પાછું નથી આપતો, પણ તેને પોતાના અસલના સ્થાન પર જવાનો માર્ગ બતાવીને કહે છે: 'આ તમારું ઘર દેખાય,' પણ એ પરમ ધામમાં પોતે આવી શકતો નથી. જ્યાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે ત્યાંથી સત્ત્વગુણને ઘણે દૂર રહેવું પડે છે.

*

# કાકાસાહેબની વિચારકલિકાઓ

* કલા એ કાંઈ મોજશોખની વસ્તુ નથી તે મનુષ્યના સ્વભાવ અને અભિલાષનો પરિચય આપે છે માણસને પોતાના કાર્યમા અને જીવનમા કેટલો અને કેવો આનદ પડે છે તેનો નિર્ણય તેની કલા ઉપરથી થાય છે

* કલા એટલે પ્રેમથી, આનદથી, પ્રસન્નતાથી કરેલુ કામ પ્રસાદ વગર કલા સભવની નથી.

* મદિરો, મસ્જિદો, તળાવો વગરે ઉપરથી આખા સમાજની સસ્કૃતિ કેવી છે તે જણાઈ આવે છે

* કોઈ પણ સમાજની ગૃહરચના જોઈને તે સમાજની મનોરચના પારખી શકાય છે

* માણસ ભાષા મારફતે પોતાનુ અતર છુપાવી શકે પણ કલામા એ પ્રતારણા થઈ શકતી નથી

* વાણી એ વિચારનુ અને ભાવનુ પરોક્ષ વાહન છે સગીત અને કલા એ પ્રત્યક્ષ વાહન છે—લગભગ કહી શકાય કે સાર્વભૌમ વાહન છે

* વાણી એ વિચારની ભાષા કલા એ હૃદયની ભાષા આચાર એ ધાર્મિકતાની એટલે કે જીવનની ભાષા

* જીવવુ કેવી રીતે તે સમજવુ એ જ સૌથી મોટી કલા છે

* સર્વાંગસુંદર રીતે જીવી જાણવુ એ જ ઉત્તમ કલા છે

* મોક્ષ મેળવવો એ ઉચ્ચતમ કલા છે એ ઉન્ય કલા દ્વારા અતે કળાતીત થવુ એ જ આપણુ ધ્યેય છે

* એક લેખકે કહ્યું છે 'મને કવિતા કરવાની છૂટ આપો પછી કાનદાઓ ભલે તમે ઘડો' તેમ જ આમ પણ કહી શકાય કે 'લોકોની કલાવિષયક અભિરુચિ મારા હાથમા સોંપો અને પછી સમાજને નીતિના પાઠ ભલે તમે ભણાવતા રહો'

* પગમા કાંટો, ધોતિયામા ડાઘોળિયું, દાતમા શકતુ જેમ સહન નથી થતા, તેમ ભાષામા ગ્રામ્યતા, હૃદયમા શકા અને જીવનમા કલાવિહીનતા અથવા નીરસતા સહન ન જ થવા જોઈએ

* અઘટિત રીતે વર્તવાથી શિષ્ટજનો પ્રત્યે કે મુરબ્બીઓ પ્રત્યે બેઅદબી થાય છે એમ આપણે માનતા હોઈએ તો ઘરમા ન શોભે એવી વસ્તુઓ રાખવથી કુટુબ પ્રત્યે અને મહેમાન પ્રત્યે બેઅદબી થાય છે એમ પણ આપણે માનવુ જોઈએ

* માણસની કિંમત જેમ એના વર્તન પરથી થાય છે તેમ એણે પસદ કરેલા ઘરના વાસણકૂસણ ખુરશી બાજઠ વગેરે રાચરચીલા પરથી પણ થાય છે

* દીવાનખાનામા કલાકૌશલ્યની વસ્તુ અને ઘરના વપરાશમા એલ્યુમિનિયમના મેલા વાસણ,

સભામા જતા સુદર પોશાક અને ઘરમા ઘાચીનો વેશ,

બોલવામા સાધુની ભાષા અને હૃદયમા હળાહળ વિષ,

—આ બધા કૃત્રિમ જીવનના લક્ષણો છે, અને મિથ્યાચાર તો ખરો જ.

* જર્મન રગ અને ઈસ્ત્રીના કપડા વાપરનાર સમાજમા કોઈ પણ કવિ 'હૌમં કેનચિદ્ હિન્દુપાણ્ડુકુલા' જેવો શ્લોક લખી શકે ખરો?

* કોઈ વસ્તુ સુદર છે એટલા જ ખાતર એને વાપરતા નહિ. વાપરવાની વસ્તુ સુદર જોઈને લો અથવા સુદર બનાવો

* જીવનમા નિર્ધનતા એ દુખ કે હાની નથી પણ નીરસતા સહન થવી એ જ મહા હાનિ છે

* કુરુચિ સામે અખંડ ઝુમાટ ઉઠાવવો એમાં જ આપણી કુરુચિ જણાઈ આવે છે. સુરુચિનો પાઠ પોતે બેસાડવો એમાં જ સ્વારસ્ય છે.

* જગતમા દરેક માણસમાં થોડુઘણું બીકણપણું છે તેથી જ કુરુચિ જગતમાં આટલી ફાવી શકે છે

સહિષ્ણુતા અને બીકણપણું એમાં સમાધિ અને મરણ જેટલું અંતર છે. બહારથી બેમા સમાનતા ભલે દેખાય.

* કેટલાક કવિઓ ફૂલમા માનવી ભાવના જોઈ શકે છે તો કેટલાક કવિ મનુષ્યમા ફૂલનુ સૌન્દર્ય નિહાળે છે.

* કળાની ઉપાસના કરતાં અહંકારનો લય કરવો એ એક કળાનો મહદાનંદ છે — વિગલિતવેદ્યાન્તરં પરમાનન્દમ્।

* પરિચિત વસ્તુ જોઈને થતો આનંદ તે સાચો આનંદ. અપરિચિતપણાનો - વિચિત્રતાનો - આનંદ પ્રૌઢ નથી હોતો, એ ચિરસ્થાયી પણ નથી હોતો

* કવિતાને જેમ છન્દ (વૃત) તેમ કળાને શિષ્ટ સકેત.

* જીવનમા શું કે કળામાં શું, અનુકરણ એટલે મરણ.

* ઉપાસના વિના કોઈ પણ કળા અવગત કે હસ્તગત કરવાની આશા રાખવી વ્યર્થ છે.

* કળા કંઈ યદૃચ્છાપ્રાપ્ય વસ્તુ નથી. તેને માટે તપસ્યા કરવી જોઈએ, પવિત્રપણે તેની ઉપાસના કરવી જોઇએ

* શ્રદ્ધા અને શુશ્રુષા વિના કળાનું રહસ્ય સમજવું અને અનુભવવું અશક્ય છે.

* સૌન્દર્યોપાસના અને ભોગવિલાસના પરિણામમાં સ્વર્ગ અને નરક જેટલું અંતર છે.

* મોક્ષના માર્ગમાં જેમ સિદ્ધિ આડે આવે છે તેમ કળાની પ્રાપ્તિની આડે વિલાસિતા આવે છે.

* મરોડદાર અક્ષર કાઢવાની કળા નષ્ટપ્રાય થઈ છે એ શોચનીય વસ્તુ છે. આ આંધળા યાંત્રિક યુગમાં સમાજની એકેએક કળાનો નાશ થતો ચાલ્યો છે.

* કવિતામા કે ચિત્રમાં શુભ ભાવ હોય એટલું બસ નથી? બોધ પણ હોવો જ જોઈએ એ આગ્રહ શા માટે? બોધના ભારથી કળા ચગદાઇ ન જાય?

* નીતિશિક્ષણ અને કળાનું શિક્ષણ છેક નાનપણથી આપવું ઇષ્ટ અને હિતકર છે; પણ તે કૃતિ દ્વારા જ પહેલું આપવું જોઈએ. એના મૂળમા રહેલા તત્ત્વો પાછળથી ધીમે ધીમે પ્રગટ થાય છે અથવા કરી શકાય છે.

* બાપ જે પ્રમાણે કન્યાદાન કરતાં સુધી છોકરીને પ્રેમપૂર્વક પાળેપોષે છે; અને એને આપી દીધા પછી પણ તેના ભવિષ્યની કાળજી રાખે છે, તે જ પ્રમાણે કળાધરે કળાયુક્ત વસ્તુ નિર્માણ કરીને તે યોગ્ય માણસના હાથમાં પડે તેની સભાળ રાખવી જોઈએ અને પછી પણ તેની ખબરઅંતર પૂછવી જોઈએ. કળાધર અને તેની કૃતિનો સબધ દુકાનદાર અને ઘરાકોને વેચાતી વસ્તુ જેવો ન હોવો જોઈએ.

* કળાધર પોતાની કલ્પના દ્વારા યોગક્ષેમની ઇચ્છા કરે તેની હરકત નથી, પણ કળા વેચીને ધનવાન થવાનો પ્રયત્ન કરવો એ કળાને જોખમમાં નાખવા જેવું છે.

* કળાધરે કોઈના નોકર ન બનવું જોઈએ.

* જેમનું જીવન પરસ્પર ઓતપ્રોત છે તેમની વચ્ચે જ સહકાર ધર્મ્ય અને ઇષ્ટ છે. બીજી રીતનો સહકાર પ્રાણઘાતક છે. કળા વિષે આ અક્ષરશઃ સાચું છે.

* શ્રેય અને પ્રેયના ઝગડામાં આપણા સમાજનેતા અથવા કળાધરો પોતાની શક્તિ કઇ બાજુએ ખર્ચે છે તેના ઉપર સમાજની ઉન્નતિ અથવા અવનતિનો આધાર નથી શું?

અસ્ત્યેવમેવમ્ ॥ ૨૦ ॥

આત્મનિવેદનભક્તિના દાખલાઓ લોકમા જોવામા આવે છે.

યથા વ્રજગોપિકાનામ્ ॥ ૨૧ ॥

વ્રજની ગોપીઓએ પોતાના સર્વ કર્મો ભગવાનને સોંપી દીધા હતા; અને સસારમા રહીને પણ ગોપીઓ ભગવાનને ભૂલતી નહોતી.

તત્રાઽપિ ન માહાત્મ્યજ્ઞાનવિસ્મૃતિ – અપવાદઃ ॥ ૨૨ ॥

આત્મનિવેદન ભક્તિમા સર્વ પદાર્થો કરતા ભગવાન જ મહાન આત્મા – મોટા છે એ સમજણને ભક્તજન વિસારી શકતો નથી.

તદ્વિહીનં જારાણામિવ ॥ ૨૩ ॥

જેમ કોઈ સ્ત્રી પોતાનો સ્વાર્થ સાધવા અન્ય પુરુષ (જાર)ને ભજે છે, છતા સ્ત્રી જાર માટે બહુ માન ધરાવતી નથી, તેવી રીતે ભક્તજન ભગવાનની મોટાઈ ભૂલી જાય અને ભક્તિ કરે તો તે ભક્તિ સ્વાર્થ માટેની ગણાય.

નાઽસ્ત્યેવ તસ્મિન્ તત્સુખસુખિત્વમ ॥ ૨૪ ॥

પરપુરુષ (જાર)ને ભજનાર સ્ત્રી જારના સુખ દુઃખને જોતી નથી. તેને તો સ્વાર્થ સાથે મતલબ છે. ભક્તજનને સ્વાર્થ નથી. ભગવાનને અનુકૂળ રહી ભગવાનનાં સુખદુઃખને પોતાના ગણી ભક્ત પોતાનાં સુખદુઃખને ભૂલી જાય છે

સા તુ કર્મ – જ્ઞાન – યોગેભ્યઃ અપિ અધિકતરા ॥ ૨૫ ॥

ભક્તિ કર્મ, જ્ઞાન અને યોગથી ચડી જાય તેમ છે.

ફલરૂપત્વાત્ ॥ ૨૬ ॥

કારણ કે કર્મનું ફળ સંપત્તિ, જ્ઞાનનું ફળ મોક્ષ અને યોગનું ફળ સમાધિ છે; પરંતુ ભક્તિનું ફળ ભક્તિ જ છે, જુદું ફળ નથી.

ઈશ્વરસ્ય અપિ અભિમાન દ્વેષિત્વાદ્ દૈન્યપ્રિયત્વાત્ ચ ॥ ૨૭ ॥

કર્મ, જ્ઞાન અને યોગમા વિઘ્ન આવતા સાધક અસહાય બને છે. ભક્તિ કરનારને તો ભગવાન સહાય છે. ભગવાનને અભિમાન ગમતું નથી અને દીનતા રુચે છે, એટલે તે ભક્તનુ અભિમાન લઈ લે છે અને તેની નમ્રતામા વધારો કરે છે.

તસ્યાઃ જ્ઞાનમેવ સાધનમ્ ઇતિ એકે ॥ ૨૮ ॥

ભક્તિ મેળવવા માટે જ્ઞાનની ખાસ જરૂર છે, જ્ઞાન વિના ભક્તિ થઈ શકતી જ નથી, એવું કેટલાક આચાર્યોનું માનવું છે.

અન્યોન્યાશ્રયત્વમ્ ઇતિ અન્યે ॥ ૨૯ ॥

ભક્તિમા જ્ઞાન ઉપયોગી છે અને જ્ઞાનમા ભક્તિ ઉપયોગી છે એક બીજા વિના બંને અધૂરાં છે; તે બંને એકમેકના પૂરક છે એમ બીજા આચાર્યો માને છે.

સ્વયં ફલરૂપતા ઇતિ બ્રહ્મકુમારાઃ ॥ ૩૦ ॥

ભક્તિથી જ ભક્તિ પ્રગટે છે; અને ભક્તિનું ફળ પણ ભક્તિ છે; એટલે ભક્તિ માટે બીજા સાધનોની જરૂર નથી એવો બ્રહ્મકુમાર નારદનો મત છે.

રાજગૃહભોજનાદિષુ તથૈવ દૃષ્ટત્વાત્ ॥ ૩૧ ॥

જેમ રાજમહેલમાં રહેવાથી જ રાજાને તેની ખૂશી સમજાય છે; જેમ ભોજન કરવાથી જ તેનો સ્વાદ જણાય છે, તેવી રીતે ભક્તિ જ્ઞાનથી સમજાતી નથી. તેનો અનુભવ જ તેના સાચા સ્વરૂપને ઓળખાવે છે

ન તેન રાજપરિતોષઃ ક્ષુધાશાન્તિર્વા ॥ ૩૨ ॥

રાજમહેલના વખાણ સાંભળવાથી રાજાને સંતોષ થતો નથી, તેમ જ ભોજનનાં વર્ણન વાંચવાથી ભૂખ શાંત થતી નથી; તેવી રીતે ભક્તિ કેવળ જ્ઞાનથી પ્રગટતી નથી

તસ્માત્ સૈવ ગ્રાહ્યા મુમુક્ષુભિઃ ॥ ૩૩ ॥

સાધન તરીકે પણ જ્ઞાન વગેરે અધૂરાં છે; એટલે સર્વ બંધનોથી છૂટવા અને ભગવાનને મેળવવા એ મોક્ષમાર્ગની ઇચ્છા રાખનાર ભક્તે તો ભક્તિને જ સાધન બનાવવું.

તસ્યાઃ સાધનાનિ ગાયન્તિ આચાર્યાઃ ॥ ૩૪ ॥

ભક્તિ પ્રાપ્ત થાય તેવાં સાધનો આચાર્યોએ બતાવ્યાં છે.

તત્તુ વિષયત્યાગાત્ સંગત્યાગાત્ ચ ॥ ૩૫ ॥

વિષયનો ત્યાગ કરવાથી અને વિષયની સાથેનો સંબંધ છોડી દેવાથી હૃદયમા ભક્તિભાવ પ્રગટ થાય છે.

અવ્યાવૃત્તભજનાત્ ॥ ૩૬ ॥

ભગવાનનું નિરંતર ભજન કરવાથી ભક્તિભાવ પ્રગટે છે. દંભ, કુટિલતા, વેશ વગેરે ભજનમાં આવરણ લાવે છે.

લોકે અપિ ભગવદ્ગુણશ્રવણ કીર્તનાત્ ॥ ૩૭ ॥

સંતનો સમાજ ભેગો થાય ત્યા ભગવાનના ભજનકીર્તન થયા કરે, તેથી પણ ભક્તિ પ્રગટે છે.

મુખ્યતસ્તુ મહત્કૃપા એવ ભગવત્કૃપાલેશાત્ વા ॥ ૩૮ ॥

ભક્તિનું મુખ્ય સાધન તો સંતજનોની કૃપા છે, જે ભક્તને ભગવાનની થોડી શી દયાથી મળે છે.

મહત્સંગસ્તુ દુર્લભઃ અગમ્યઃ અમોઘઃ ચ ॥ ૩૯ ॥

સંતોનો સમાગમ થવો દુર્લભ છે—અચાનક થાય ત્યારે પણ સંતની ખબર પડતી નથી. સંતનો સમાગમ સફળ બને છે.

લભ્યતેઽપિ તત્કૃપયા એવ ॥ ૪૦ ॥

ભગવાનનાં દર્શન પણ સંતજનની કૃપાથી જ થાય છે.

તસ્મિન્ તજ્જને ચ ભેદાભાવાત્ ॥ ૪૧ ॥

ભગવાનમાં અને ભક્તજનમાં કોઈ ભેદ નથી; એટલે ભક્તજનની મુલાકાત થતાં ભગવાનનો ભેટો થાય છે.

તદેવ સાધ્યતાં તદેવ સાધ્યતામ્ ॥ ૪૨ ॥

સંતની કૃપા મેળવો અને ભગવાનની દયા મેળવો.

દુઃસંગઃ સર્વથા એવ ત્યાજ્યઃ ॥ ૪૩ ॥

જેનાં દોષ રહેલ છે એવા સંગનો તો સર્વ રીતે ત્યાગ જ કરવો.

કામ–ક્રોધ–મોહ–સ્મૃતિભ્રંશ–બુદ્ધિનાશ–
સર્વનાશ–કારણત્વાત્ ॥ ૪૪ ॥

દુષ્ટ વિષયોનાં સંગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી મોહ, અને મોહથી સ્મરણશક્તિ ઘટે છે, સ્મરણશક્તિ ઘટતાં બુદ્ધિનો નાશ થાય અને બુદ્ધિ જતાં સર્વસ્વ ચાલ્યું જાય. આ હાનિમાં વધારો કરનાર દુષ્ટનો સંગ જ છે.

તરંગાયિતા અપિ ઇમે સંગાત્ સમુદ્રાયન્તે ॥ ૪૫ ॥

વિષયો આરંભમા તરંગ જેવડા હોય છે પણ ધીરે ધીરે સંગથી વધી જતા સમુદ્ર જેવડા બની જાય છે.

કસ્તરતિ માયા? કસ્તરતિ માયાં? યઃ સંગાન્ ત્યજતિ, યો મહાનુભાવં સેવતે, નિર્મમો ભવતિ ॥ ૪૬ ॥

યો વિવિક્તસ્થાનં સેવતે, યો લોકબન્ધમ્ ઉન્મૂલયતિ, નિસ્ત્રૈગુણ્યો ભવતિ, યોગક્ષેમં ત્યજતિ ॥ ૪૭ ॥

જે એકાંત સ્થાન સેવે છે, જે લોકનાં બંધનોને જડમૂળથી ઉખેડી નાખે છે, જે ત્રણે ગુણોથી પર થાય છે અને જે પોતાનાં આયવ્યયની ચિન્તામાં રહેતો નથી, તે આ સંસારની માયાને તરે છે.

યઃ કર્મફલં ત્યજતિ, કર્માણિ સંન્યસ્યતિ
તતો નિર્દ્વન્દ્વોભવતિ ॥ ૪૮ ॥

જે કર્મના ફળને છોડી દે છે, જે ભગવાનને પોતાનાં કર્મો સોંપી દે છે, અને જે રાગદ્વેષ વગેરે જોડકાંથી પર થાય છે તે આ સંસારની માયાને તરે છે.

કામ કરવું. તેની પાછળ પડવું એ જ વિજય મેળવવાનું મુખ્ય સાધન છે એ હવે જગજાહેર થઈ ગયું છે. 'મંડયા રહો, મંડયા રહો' એ જ ઉત્કર્ષનું પ્રથમ સાધન છે. ઉદ્યોગ—પુરુષાર્થ સિવાય તમે કદી વિજયી થઈ શકશો નહિ. આળસુ મનુષ્ય જીવન-કળહમાં મરે છે જ, તે મરવો જ જોઈએ. (ઉત્કર્ષનું બીજું તત્ત્વ—ત્યાગ) તમારું કર્મ કર્મને માટે જ હોવું જોઈએ. તમારું સાધ્ય કર્મ જ હોવું જોઈએ. અને એમ કરવાથી જ તમને વ્યાકુળ અને સંતપ્ત કરનારી વાસનાઓથી (વેદાન્ત) મુક્ત કરશે. પરિણામની ચિંતા કરશો નહિ. લોકો તરફથી કશાની યે અપેક્ષા રાખશો નહિ અને તમારાં કર્મો ઉપરની અનુકૂળ કિંવા પ્રતિકૂળ ટીકાઓથી છલકાશો પણ નહિ, અને ગભરાશો પણ નહિ. આપણાં કર્મને ફળ આવશે કે નહિ તેનો વિચાર કે ચિંતા કરતા બેસી રહેશો નહિ. એ પ્રમાણે વાસનાથી તમારે મુક્ત થવું જોઈએ. તમારે કર્મથી નહિ પણ તેના પરિણામ વિષેના અશાંતિયુક્ત વિચારોથી મુક્ત થવું જોઈએ આમ થવાથી તમારું કામ કેટલું બધું ઉત્તમ થશે!

ઉત્કર્ષનું ત્રીજું તત્ત્વ પ્રેમ છે—વિશ્વની સાથે ઐક્યભાવ અને પરિસ્થિતિને અનુરૂપ થવું એ છે. પ્રેમનો અર્થ શું? પ્રેમનો અર્થ એ છે કે આપણા પાડોશીઓ અને જેની, જેની સાથે આપણો સંબંધ થાય તે સર્વની સાથે એકતા અને અભિન્નતાનો અનુભવ કરવો. જો તમે દુકાનદાર હો તો તમારા ઘરાકોનું હિત એ જ તમારું હિત છે એમ જ્યાં સુધી સમજશો નહિ ત્યાં સુધી તમારા વેપારમાં તમને લાભ—બરકત જણાશે નહિ અને તમારો ધંધો ખરાબ થઈ જશે.

ઉત્કર્ષનું ચોથું તત્ત્વ ઉત્સાહ છે. ઉત્સાહ અથવા ઉલ્લાસ કેવી રીતે ટકે છે? આનંદી રહો, ચિત્તવૃત્તિ શાંત રાખો અને પ્રસંગને સમજનારા બનો એમ કહેવું સહેલું છે પરંતુ ગમે તેવી સ્થિતિમાં આનંદી ઉત્સાહી અને શાંત રહેવું કઠિન છે. જ્યારે આપણે સચ્ચિદાનંદ સ્વરૂપને શિખરેથી દેહાભિમાન અને વાસના ઇત્યાદિના પ્રદેશમાં નીચે ઊતરીએ છીએ ત્યારે ચિત્તવૃત્તિ ચંચળ બને છે, આપણે ખિન્ન અને ઉદાસ બનીએ છીએ. એવે વખતે જ આપણા મનની સ્થિરતા નાશ પામે છે. જ્યારે આપણું આધ્યાત્મિક આરોગ્ય બગડે છે ત્યારે જ આપણને આપણા વ્યક્તિત્વનું, ક્ષુદ્ર અહંકારનું અને શરીરનું ભાન થાય છે. શારીરિક અધ્યાસનુ ભાન થતા જ આપણે નંદનવનથી નીચે પડીએ છીએ.

હવે આપણે ઉત્કર્ષના પાંચમા તત્ત્વ નિર્ભયતા તરફ વળીએ. નિર્ભયતા એટલે શું? માયા પ્રત્યે અશ્રદ્ધા; પરંતુ આપણા આત્મા વિષે અનુભવપૂર્વક જ્ઞાન અને દૃઢ શ્રદ્ધા. શરીર એ ભયનું સ્થાન છે અને જ્યારે શરીરમા આત્માનું આરોપણ કરીએ છીએ ત્યારે તરત ભય લાગે છે. તેથી આપણા દેહને ચિંતારૂપી કીટકો સદા કોલી ખાય છે. બધી જાતના આધિવ્યાધિને પ્રવેશ કરવાનું અને રહેવાનું તે સ્થાન છે જે ક્ષણે આપણે દેહાભિમાન છોડી દઈએ તે જ ક્ષણે ભયથી મુક્ત થઈએ છીએ. ઈશ્વર બનીને રહો. પછી જુઓ કે તમને દુ:ખ દેવાની કે ઈજા કરવાની કોણ હિંમત ધરી શકે છે? એક વખતે હિમાલયના ઘોર અરણ્યમાં અચાનક પાંચ રીંછ 'રામ'ના શરીર ઉપર ધસી આવ્યા. પરંતુ તેઓ 'રામ'ને બિલકુલ ઈજા કરી શક્યાં નહિ. એનું કારણ શું? ફક્ત નિર્ભયતા. "હું દેહ નથી, મન નથી, હું સર્વેશ્વર છું, પરબ્રહ્મ છું, અગ્નિ મને બાળી શકતો નથી, શસ્ત્ર મને છેદી શકે તેમ નથી" ઇત્યાદિ ભાવનાઓમાં 'રામ' તદ્રૂપ બની ગયો હતો તેથી તે રીંછની સામે એકી ટસે જોતાં જ તે નાસી ગયાં. એક વખત તો ડોળા દેખાડતાં જ એક હિંસક પશુ નાસી ગયું. બીજી એક વેળાએ એક વાઘને પણ એવી જ રીતે નસાડયો. બીશો તો બિલાડી પણ તમને ખાઈ જશે. ગભરાઈશું તો કૂતરાંઓ પણ આપણને ફાડી ખાશે; પરંતુ નિર્ભય રહીશું તો વાઘ-વરુને પણ જીતીને પાળેલા કૂતરા જેવા કરી શકીશું.

ઉત્કર્ષનું છઠ્ઠું તત્ત્વ સ્વાવલંબન છે. તમે જાણો છો કે હાથી સિંહના કરતાં ઘણું મોટું પ્રાણી છે

પ્રકાશ, હવા, આકાશ જે માણસે પેદા નથી કર્યાં એ લોકવાસમાં તેમનું સ્થાન નથી. એ જ નિરાળું આવશ્યક છે.

બાળપણનું કલકત્તા યાદ આવે છે. એ પેલું તળાવ હતું આકાશનું સંગાથી. શહેરની વચમાં દેવલોક અને ભૂલોકને માટે થોડી ઘણી જગા રોકી લેતું હોય છે. આકાશી પ્રકાશના આતિથ્ય માટે પૃથ્વીએ પોતાનાં જળરૂપી આસન પાથરી રાખેલ હતાં.

એક આવશ્યક સુવિધા એ છે કે તેને સીમા છે. એ સંપૂર્ણ બેતાલ થઈ શકતું નથી. એ સૌનો સ્વીકાર કરે છે, તેને પર્વની છૂટી છે, એ રવિવારને માને છે. પોતે સામર્થ્ય પક્ષે છે ગણીને રાત્રિને ઇલેક્ટ્રિક લાઈટથી એકદમ હમી નથી કાઢતું. એ પેલો પવન ખડકીના રસ્તે થઈને પાછો બાજિયામાં આવી ઊભો રહે છે. કામકાજને સમયે દરવાજો ઠોકાય છે. છુટ્ટિને વખતે ધમધમ કરતો આવે. રાત્રે ઉંઘ ઉડાડી દે છે. પણ આવશ્યક કાર્યમાં માપ હોય છે. અનાવશ્યક કામમાં માપ નથી હોતાં. આટલા માટે અમાપના આસને લક્ષ્મી જ ચડી બેસે છે. એને કોઈ ઠેલી શકતું નથી. ત્યારે મનમાં થાય કે દેશ છોડીને ભાગી જાઉં, સંન્યાસી થઇ ફરતો ફરું. પણ સંસારમાં તો ટકી શકાય નહિ.

હશે, જવા દો. જેટલાં ઊંડે ઉતરીએ એટલું વિરાટ વિશ્વ સાથેનો આપણો આનંદ-સંબંધ તૂટે છે. અને એ રીતે એનો અસ્વીકાર કરવામાં બહાદુરી નથી. એને ઠેલાઠેલી કે ઠેસાઠેસી કરવાની ના હોય. એટલે કે દર્પણમાં પોતાના ચહેરાનું પ્રતિબિંબ પૂરેપૂરું જોવા, મળ્યું.. "હું છું" આ વાત ગલીમાં ઘર-વાડીમાં કોઈ વિકૃત સ્વરૂપે દેખાય છે. આ વાતને આ સમુદ્ર ઉપર, આકાશ ઉપર સંપૂર્ણ પણે છોડી દેવાય તો જ, તેનો અર્થ સમજી શકાય. તો જ આવશ્યકને છોડી અનાવશ્યકને પકડી આનંદલોકમાં તેની અભ્યર્થના કરી શકાય. ત્યારે સ્પષ્ટપણે સમજી શકાય છે કે ઋષિએ કોઈ માનવીને 'અમૃતસ્ય પુત્રાઃ' કહીને આવ્હાન કર્યો છે. (ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

☆

પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

અનુક્રમણિકા .................................................. ૧૨, સપ્ટેમ્બર ૧૯૬૧



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ–૧.૨.૩ દરેકના | ૦–૫૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| આવા હતા બાપુ–૪ .... | ૦–૫૦ |
| આવા હતા બાપુ–૫ .... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .... | " |

અને તેનું શરીર પણ સિંહના કરતાં વધારે મજબૂત દેખાય છે. તો પણ એક જ સિંહ હાથીઓના આખા ટોળાને નસાડી શકે છે! સિંહની એ ગુપ્ત શક્તિનું રહસ્ય શું છે? સિંહને દેહનાં કરતાં ઉચ્ચ ચૈતન્ય ઉપર વધારે વિશ્વાસ હોય છે

(ઉત્કર્ષનું) છેલ્લું અને વિજયની ખાતરી આપનારું તત્ત્વ પવિત્રતા છે. એ ખરું છે કે વિચાર એ નસીબનું જ બીજું નામ છે. જેવી જેવી મતિ તેવી તેવી ગતિ. જો તમે અપવિત્ર વિચારો મનમાં લાવ્યા કરશો અને અધોગતિએ દોરનાર અનીતિને તમારા હૃદયમાં સ્થાન આપશો તો તમારી એ સ્વાર્થી વાસનાઓ તૃપ્ત થતાં જ હૃદય વિદીર્ણ કરનારી વેદના, તીવ્ર પીડા અને ચિત્તક્ષોભ કરનારાં દુઃખો તમને પ્રાપ્ત થશે અને શોક તમારા આત્માનો ગ્રાસ કરશે. દેહની વાસનાઓ તમને આડે માર્ગે દોરે છે અને કામવાસના તમને સતાવે છે એમ તમને જણાય તો બ્રહ્મમય સ્થિતિ પ્રાપ્ત કરીને તે કાયમ રાખવાને માટે તમારી પ્રચંડ ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવાનો આ જ વખત છે. આ દેશમાં કામવાસનાને પ્રેમના પવિત્ર નામ નીચે ઢાંકવામાં આવે છે! પ્રેમનો કેવો ઉપહાસ! ખોટી કલ્પનાઓ દૂર કરો. સર્વ કુટિલતા બાળી નાખો અને પછી જુઓ કે તમારી પાદુકાઓ ઊંચકવાનો લાભ મળતા પોતાને ભાગ્યશાળી ન માનનારી જગતમાં કઈ શક્તિ છે? ઇશ્વરની તમારામાં સ્થાપના કરો અને ક્ષુદ્ર અહંકારનું અસ્તિત્વ જ નહોતું એમ સમજીને તેને એકદમ વીસરી જાઓ. સમુદ્રમાં પરપોટો ફૂટી જાય છે એટલે તે સાગર જ બની જાય છે. તમે પૂર્ણ છો, તમે અનંત છો, તમે સર્વ છો; માટે ખરા તેજથી પ્રકાશિત બનો. હે જીવન્મુક્તો! તમારે જગતમાં કંઈ જ કર્તવ્ય નથી, કંઈ જ કર્મ નથી, કંઈ જ કાર્ય નથી, સર્વ સૃષ્ટિ ઉત્સુકતાથી તમારી સેવામાં તત્પર રહેશે, તમને વંદન કરવા અને તમારી પૂજા કરવાનો લાભ મેળવવામાં સર્વ સૃષ્ટિ પોતાને ભાગ્યશાળી સમજશે. મિત્રો! તમારી સામે હાથ જોડી ઊભેલી આ સિદ્ધિ તરફ તમે ધ્યાન આપશો કે?

* * *

જ્યારે બહુ જ ઘનઘોર થાય છે ત્યારે આપણું વાતાવરણ પાણીથી ભરપૂર થઈ જાય છે અને એવી પરાકાષ્ઠાની હદ આવી રહેતાં આ પૃથ્વી ઉપર વરસાદ વરસશે જ એવું સર્વને જણાય છે. આ પ્રમાણે જ જ્યારે તમારું મન કોઈ એક વિચારમાં છેક ગરકાવ થઈ જાય છે ત્યારે તે એક એવી સ્થિતિમાં હોય છે કે જે સ્થિતિ શાંત અને ઘનતાની સ્થિતિને મળતી સ્થિતિ હોય છે. જ્યારે તમારું મન તમારી કોઈ પ્રિય વસ્તુમાં લાગે છે ત્યારે તમને જણાતું હશે કે એ સમયે તમારું મન તદ્દન શાંત, સ્થિર અને કોઈ અવર્ણ્ય સ્થિતિમાં હોય છે. લોકો તેને અજંપાની સ્થિતિ કહે છે. જ્યારે આ સ્થિતિ એની હદ કરતાં આગળ વધે છે ત્યારે જ તમને અંતઃપ્રેરણા થાય છે અને કાવ્યનાં અવનવાં ઝરણાં સ્ફુરે છે. આ અવસ્થા જ તમને કવિ બનાવે છે. આ અવસ્થા જ સુંદર મધુર કાવ્ય, કાનો અને રમણીય ગીતોનો વરસાદ વરસાવે છે. જ્યારે તમારું મન અંતઃપ્રેરણાની – સ્ફુરણાની – પર સ્થિતિએ જાય છે ત્યારે જ તમારા વિચારો શબ્દરૂપે તમારા કાગળ ઉપર લખાય છે.

* * *

જ્યારે આપણે આવી સંપૂર્ણ પરાકાષ્ઠાની સ્થિતિએ પહોંચીએ છીએ, જ્યારે આપણું મન એક જ વિચારમાં તલ્લીન થઈ જાય છે, જ્યારે આપણને પોતાને પોતાનું પણ ભાન ન રહેતાં એ વિચારમાં આપણે લીન થઈ જઈએ છીએ ત્યારે મહાન દૈવી ગાયક દિવ્ય વાદ્ય – દિવ્યવીણા – પોતાના હાથમાં લે છે અને આ દિવ્ય વાદ્ય દ્વારા હૃદયંગમ અલૌકિક નાદ ઉત્પન્ન કરે છે.

* * *

✿

પ્રભુ મેળવવા માટે આપણે યાત્રા કરવાની જરૂર નથી. આપણે ઘીના દીવાઓ કરવાની જરૂર નથી, પ્રભુની મૂર્તિને નવડાવીને અબીલગુલાલ ચડાવવાની જરૂર નથી. એ તો આપણાં હૃદયમાં જ વસે છે. જો આપણે પોતાને પોતાના દેહને શૂન્યવત્ બનાવી નમ્રપણે તેને શરણે જઈએ તો આપણી આગળ તે ખડો થઈ જાય છે. —ગાંધીજી

(ગતાંકથી ચાલુ)

(કવિ સિંગાપુર પહોંચે છે. એની નજર ક્યાંની ક્યા દોડે છે ને ત્યારે પેલા જિજ્ઞાસુ બાળકની સાથે સરખાવવાનું મન થાય છે. જિજ્ઞાસુ બાળકની નજરમા સર્જનહારની એક એક વસ્તુમા કંઇક મૂલ્ય જણાય છે. એ ઊંડે ઉતરીને અવલોકન કરતું હોય છે. કવિ ડગલે ડગલે, પગલે પગલે માનવદિલની ખોજમાં ઉતરે છે અને એમ કરીને કુદરતના ગાન ગાતાં તે ધરાતો નથી.) દિ.

૯

દ્વિતીય જેઠ.

અમારું જહાજ સિંગાપુર આવી પહોંચ્યુ. થોડા વખત પછી એક જાપાની યુવક મને મળવા આવ્યો. તે હતો અહીંનો એક જાપાની પત્રનો સંચાલક. તેણે કહ્યું કે 'જાપાનના એક સર્વશ્રેષ્ઠ દૈનિક સમાચારના સંપાદક તરફથી તાર દ્વારા ખબર મળી છે કે જાપાન જતાં જતાં એક પ્રવચન આપતા જાઓ એવી વિનંતી મારે કરવાની છે.'

હું બોલ્યો: 'જાપાન પહોંચ્યા વિના આ બાબતમાં સંમતિ આપી શકતો નથી.' આટલેથી વાત પતી ગઈ. અમારો અંગ્રેજ યુવક-બંધુ પિયર્સન અને મુકુલ શહેર જોતાં જ ફરવા ઉપડી ગયા. જહાજ કાંઠે બરાબર જઈને નાંગર્યું. ઘડધડ શબ્દની શરૂઆત થઈ ચૂકી જહાજમાંથી માલ ઉતરાવા લાગ્યો. હું આળસુ માણસ. કેડે ધોતિયાનો છેડો બાંધીને શહેર જોવા જવાનું મને ગમે નહિ. માટે તો દરિયામાં જ્યારે તોફાન ઉઠ્યાં, ત્યારે ડેક ઉપર બેઠો બેઠો મનને પરાણે શાન્ત પાડવા લખવા બેસી ગયો.

થોડી વારમાં કપ્તાને આવીને સમાચાર આપ્યા કે એક જાપાની મહિલા મારી મુલાકાત ઇચ્છે છે. લખવાનું બંધ રાખીને અંગ્રેજી પોશાકમાં આવેલી એ જાપાની મહિલા સાથે વાતોમાં પડ્યો. એ આવી હતી એક જાપાની સંપાદક તરફથી મારા પ્રવચનને નોતરુ આપવા. મહા પરાણે મારી અનિચ્છા હું તેને સમજાવી શક્યો. ત્યારે તે બોલી: 'જો આપની ઇચ્છા આ શહેર જોવાની થતી હોય તો આપને બધું બતાવી આપું.' મનમાં તો ઘણું ય થયું કે, વળી આ નવી પીડા ક્યાંથી આવીને ઊભી થઈ. પણ હું ના પાડી શક્યો નહિ એ મને એની મોટરગાડીમાં બધે ફેરવી લાવી. શહેરને વટાવીને રબ્બરનાં વૃક્ષોમાંથી પસાર થતા માર્ગે થઈને ઊંચાનીચા પહાડોની ય પેલે પાર દૂર દૂર અમે ગયાં. રસ્તાની ધારે એક નાનો ઝરણો કલકલ કરતો ધોધ વહી રહ્યો હતો. એના જળપ્રવાહમાં (નેતર-cane-)ની ડાળી-શાખાઓ ભીંજાતી હતી. રસ્તાની બે ધારે ફક્ત બાગવાડીઓ નજરે પડતી હતી બધે ઘાટે ચીના વધારે દેખાતા હતા, કેમકે ઘણાં કામકાજ એ જ કરતાં હોય છે.

ગાડી શહેરની મધ્યમાં આવી. મહિલા એની જાપાની વસ્તુની દુકાને લઈ ગઈ. સાંજ ત્યારે પડવા આવી હતી. મનમાં મનમાં થતું હતું કે જહાજમાં તો આ વેળા વાણુની ગણાય. પણ અહિં તો એ શબ્દના ઉચ્ચારને જ ગાંસડીમાં લપેટીને માત્ર કલ્પના કરવી રહી. પાછા ફરવાનું મન તો થતું હતું નહિ. મહિલા અમને એક નાના સરખા ઓરડામાં બેસાડીને મારે માટે અને મારા મિત્ર અંગ્રેજ માટે થાળીમાં થોડાં ફળ ગોઠવીને લઈ આવી. અમને તે લેવા કહ્યું. ફળ ખાવાની જો અમને હરકત હોય તો હોટેલમાં જમવા લઈ [illegible]ની એણે ઇચ્છા વ્યક્ત કરી. એની

ઉલ્લંઘન અમે કરી શકયા નહિ. રાતના દશના સુમારે તે અમારા જહાજે આવીને પહોંચાડી ગઈ અને વિદાય લઈ ગઈ.

આ રમણીનો ઈતિહાસ કંઈક વિશેષ છે. એનો પતિ જપાનમાં કાયદાશાસ્ત્રી હતો. પણ એ વ્યવસાયમાં જોઈતો લાભ હતો નહિ એમાં કશો અર્થ જણાતો નહિ પત્નીએ જ પતિને બીજો ધંધો ઉપાડવાની પ્રેરણા આપી. પહેલાં તો પતિએ નારાજી બતાવી. તેણે ત્યારે કહેલું કે: આપણી પેઢીમાં, આપણા વંશમાં કોઈએ ધંધો કર્યો નથી. એ તો આપણે માટે હલકાશ છે. છેવટે થાકીને તે માની ગયો અને જાપાનમાંથી બંને આવીને સીંગાપુર દુકાન ખોલી. એને આજે અઢાર વર્ષ થઈ ગયાં. સહુ સગાઓએ સાદ પૂર્યો કે: "આ વખતે તો આ સ્ત્રીના પરિશ્રમથી, એની હોશિયારીથી, અને સહુ સાથેની વ્યવહાર કુશળતાથી જરૂર આગળ વધશે.' ગયે વર્ષે એનો પતિ મૃત્યુ પામ્યો. હવે એને એકલે હાથે કામકાજ કરવાં પડે છે.

ખરી રીતે વેપાર આખો જ સ્ત્રીઓના હાથમાં હોય છે. હું જેની વાત કરી રહ્યો છું, એમાં ય આ જ દેખાય છે. સામેની વ્યક્તિને સમજી તે પ્રમાણે તેની સાથે સંબંધ જાળવવો –રક્ષા કરવી–એ સ્ત્રીઓ માટે સ્વભાવ સિદ્ધ છે. આ છોકરીમાં ય એ જોયું. કાર્યકુશળતા પણ સ્ત્રીઓ માટે સ્વાભાવિક છે. પુરુષ સ્વભાવે કંઈક પ્રમાદી છે. મનમાં આવે તેનું તે કામ કરી લે છે. સ્ત્રીઓમાં પ્રાણની વિશેષતા છે જેને પરિણામે કાર્યશીલતામાં વિકાસ પામે છે. કાર્યની આંટીઘૂંટીને તે સહી લે છે. એમાં તેમને આનંદ આવે છે. તે સિવાય, લેણાદેણાની બાબતમાં ય તે સાવધાન રહે છે. એટલા માટે મારો વિશ્વાસ છે કે પુરુષો કરતાં તે (સ્ત્રીઓ) હંમેશાં કાર્ય પાછળ તે પોતાનાં શરીર અને મનની દરકાર કરતી નથી. પુરુષો કરતાં એટલે અંશે તે કયાંક ચઢિયાતી છે. આપણા દેશમાં કેટલાંય એવાં પ્રમાણભૂત દૃષ્ટાન્તો છે કે પતિ જ્યાં સંસારથી થાકી જાય છે. સંસાર એને મન ખારો લાગે છે સ્ત્રી એ જ સંસાર સંભાળી લે છે અને એની સાંકળરૂપ બની જાય છે.

સાંભળ્યું છે કે ફ્રાન્સની છોકરીઓ કાર્યકુશળતામાં ખૂબ વખણાય છે. લોકસંપર્કમાં, પરિશ્રમમાં અને કાર્યનીપૂણતામાં જો કોઈ ચઢતું હોય તો ત્યાંની છોકરીઓનાં કામ છે.

તૃતીય જેઠ.

સવારના પહોરમાં અમારા જહાજે અમને પહોંચાડયા. બરાબર એ જ સમયે એક બિલાડી દરિયામા પડી. આ બિલાડીને બચાવવામાં સૌ પડી ગયાં. કોઈ પણ યુક્તિપ્રયુક્તિ કરીને દરિયામાંથી બહાર કાઢી ત્યારે જ જહાજને જંપ વળ્યો. પરિણામે અમારો નક્કી સમયનો ભંગ થઈ ગયો. પણ મને તો એથી ખૂબ આનંદ થયો.

ચીનસમુદ્ર    ૮મી જ્યેષ્ઠ ૧૩૨૩.
તોસામારુ જહાજ

૧૦

પાલાં બાંધેલી એક નાવડીની જેમ અમારા દિવસો વહેવા લાગ્યા. આ નાવડી કાંઈ ઘાટે ઘાટે ફરવાની નહોતી. એમાં કોઈ બોજ પણ ન હતો. એ તો નીકળી છે પવન જોડે, મોજા જોડે, આકાશ જોડે, આલિંગન દેવા. ચંદ્ર જેમ એનું મોં એક સૂર્ય તરફ રાખે છે. બીજું અંધારા તરફ રાખે છે. એ જ રીતે માણસનું બને છે. એક તરફ ચેતનાનો પ્રકાશ તે પામે છે ત્યારે બીજી તરફ એને ભૂલી જાય છે. વિશ્વ જે કેટલાંય માનવોનું બનેલું છે, એનો ખ્યાલ એને આવતો નથી.

જયાંથી સત્યને ભૂલ્યા,, કેવળ ત્યાંજ સ્વાર્થ

છે એમ નહિ, સ્વાર્થ તો બધે જ છે. માણસ જેટલા પ્રમાણમાં સ્વાર્થી છે એટલો જ તે તાપ, ક્લેશે પીડાય છે. એટલા માટે તો માણસમાં ક્ષણે ક્ષણે અવળાં સવળાં આકર્ષણનાં મોજાં આવતાં હોય છે "વૈરાગ્યમેવાભયં"— વૈરાગ્યનું કોઈ પાપ નથી. ત્યારે એ કહે છે: સંસાર કારાગાર છે, મુક્તિની ખોજમાં, શાંતિની ખોજમાં તે વન, પર્વત, સમુદ્ર કાંઠે નાસી છૂટે છે. સંસારના સાથમાં તે વિશ્વનો સાથ છોડી દે છે. પણ ખાસ કરીને પ્રાણનો શ્વાસ લેવા તે વિશ્વ ભણી નજર નાખે છે. આટલી મોટી અદ્ભુત વાત માણસને કહેવી પડે છે એટલું એ. બાકી માણસ પાસે જ મુક્તિ છે. તેનાથી તે દૂર જવાય નથી.

લોકવાસની મધ્યમાં જ્યારે રહીએ છીએ, અવકાશ માત્ર ત્યારે રહેતો નથી. કેમકે લોકવાસ એક કઠણ ચીજ છે. એમાં પોલ માત્ર પોલાણ છે. એ પોલાણને સાધવા આપણો આનંદ, ગંજીફો (રમત), રાજા ને વજીર જોઈએ એ ના હોય તો આપણો વખત જાય નહિ. અર્થાત્ ખાલી સમય આપણે ઇચ્છતાં નથી. એને બાદ રાખવા ઇચ્છીએ છીએ.

પણ અવકાશ વિરાટનું સિંહાસન છે. અસીમ અવકાશમાં વિશ્વની પ્રતિષ્ઠા છે. જ્યાં બૃહત્ છે, ત્યાં અવકાશ પોલાણ નથી, નક્કર છે. સંસારમાં જ્યાં બૃહત્‌ને આપણે આવકારતા નથી ત્યાં જ પોલાણ છે. વિશ્વમાં જ્યાં બૃહત્ વિરાજમાન છે, ત્યાં અવકાશ મનોહર બને છે. નવરો દેહ જેમ આપણને શરમાવે છે તેમ સંસારમાં અવકાશ પણ આપણને શરમાવે છે. કેમકે, આ અવકાશમાં સંદેહ છે. એમાં જડતા છે, આળસ છે. પરંતુ ખરેખર સન્યાસીને પક્ષે અવકાશ એ લજ્જા નથી. તે અવકાશમાં લજ્જા નથી. એમાં પૂર્ણતા છે. ઉદ્ધતતા નાગાઈ નથી.

અમે લોકવાસનાં [illegible] છીએ. કેટલાક [illegible] માટે [illegible] બની છે. આ તો [illegible] સમુદ્રનું વિપુલ અવકાશ—એ [illegible] પૂર્ણ પાત્ર—પૂર્ણ કળશ.

અમૃત—એ શુભ્ર પ્રકાશમાંનું [illegible] એક. શુભ્ર પ્રકાશમાં જે બહુ વર્ણ પ્રકાશ [illegible] છે. અમૃતરસે એ જ બહુરસ બનેલા બન રસનો આસ્વાદ મળે છે. જગતમાં એકલા પ્રકાશ અનેક વર્ણને જેવો વિચિત્ર, સંસારમાં એમ જ એક રસ બીજા રસથી વિખૂટો પડી જાય છે. એટલા માટે અનેકનાં સત્યથી પારખાં લેવાય છે. એ બધાને એક એક કરીને ઓળખવાના હોય છે. વૃક્ષમાંની જે ડાળી કાપવામાં આવે, એ ડાળીનો ભાર માણસને વહેવો પડે છે. વૃક્ષે જે ડાળી છે, તે ડાળી માણસનો ભાર વહે છે. એકમાંથી અનેકનું વિછિન્ન તેનો જ ભાર માણસને પક્ષે બોજારૂપ. એકમાં જે અનેક છે તે જ માણસને સંપૂર્ણ આશ્રય આપી શકે છે.

સંસારમાં એક બાજુ આવશ્યક ભીડ તે જ બીજી બાજુ અનાવશ્યક થઈ પડે છે. આવશ્યકને આપણે અટકાવી શકીએ નહિ. તેને આપણે ખમી લેવું જ પડે છે. જેમ ઘરને દિવાલ ના હોય તો ચાલે નહિ તેમ. પણ બધું કાંઈ દિવાલરૂપ નથી. એક નાની સરખી બારીની તડમાંથી આપણે આકાશ સાથેની મૈત્રી ટકાવી રાખીએ છીએ. પરન્તુ સંસારમાં આ ચાલતું નથી. આ બારિયાને ખમી શકાતી નથી. એને પૂરી દેવા માટેની સાંસારિક અનાવશ્યક સૃષ્ટિ ઊભી થાય છે.

પરન્તુ વાત હતી ફાંક (તડ) પૂરવાની, કેમકે એ ફાંકમાંથી પૂર્ણત્વને પામી શકાય નહિ. ફાંકમાંથી પ્રકાશ આવે છે. હવા આવે છે. પણ

પ્રકાશ, હવા, આકાશ જે માણસે પેદા નથી કર્યા એ લોકવાસમાં તેમનું સ્થાન નથી. એ જ નિરાળુ આવશ્યક છે.

બાળપણનું કલકત્તા યાદ આવે છે. એ પેલું તળાવ હતું આકાશનું સંગાથી. શહેરની વચમાં દેવલોક અને ભૂલોકને માટે થોડી ઘણી જગા રોકી લેવું હોય છે. આકાશી પ્રકાશના આતિથ્ય માટે પૃથ્વીએ પોતાનાં જળરૂપી આસન પાથરી રાખેલ હતાં.

એક આવશ્યક સુવિધા એ છે કે તેને સીમા છે. એ સંપૂર્ણ બેતાલ થઈ શકતું નથી. એ સૌનો સ્વીકાર કરે છે, તેને પર્વની છૂટી છે, એ રવિવારને માને છે. પોતે સામર્થ્ય પહેલું છે ગણીને રાત્રિને ઇલેક્ટ્રિક લાઈટથી એકદમ હગી નથી કાઢતું. એ પેલો પવન બારીના રસ્તે થઈને પાછો બાળિયામાં આવી ઊભો રહે છે. કામકાજને સમયે દરવાજો ઊઘડાય છે. છુટ્ટિને વખતે ધમધમ કરતો આવે. રાત્રે ઉંઘ ઉડાડી દે છે. પણ આવશ્યક કાર્યમાં માપ હોય છે. અનાવશ્યક કામમા માપ નથી હોતાં. આટલા માટે અમાપના આસને લક્ષ્મી જ ચડી બેસે છે. એને કોઈ ઠેલી શકતું નથી. ત્યારે મનમાં થાય કે દેશ છોડીને ભાગી જાઉં, સંન્યાસી થઇ ફરતો ફરું. પણ સંસારમાં તો ટકી શકાય નહિ.

હશે, જવા દો. જેટલાં ઊંડે ઉતરીએ એટલું વિરાટ વિશ્વ સાથેનો આપણો આનંદ-સંબંધ તૂટે છે. અને એ રીતે એનો અસ્વીકાર કરવામાં બહાદુરી નથી. એને ઠેલાઠેલી કે ઠેસાઠેસી કરવાની ના હોય. એટલે કે દર્પણમાં પોતાના ચહેરાનું પ્રતિબિંબ પૂરેપૂરું જોવા, મળ્યું.. "હું છું" આ વાત ગલીમાં ઘર-વાડીમાં કાંઈ વિકૃત સ્વરૂપે દેખાય છે. આ વાતને આ સમુદ્ર ઉપર, આકાશ ઉપર સંપૂર્ણ પણે છોડી દેવાય તો જ, તેનો અર્થ સમજી શકાય. તો જ આવશ્યકને છોડી અનાવશ્યકને પકડી આનંદલોકમાં તેની અભ્યર્થના કરી શકાય. ત્યારે સ્પષ્ટપણે સમજી શકાય છે કે ઋષિએ કોઈ માનવીને 'અમૃતસ્ય પુત્રાઃ' કહીને આવ્હાન કર્યો છે. (ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

☆

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઓર્ડરથી કર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

('પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.)

અનુક્રમણિકા ...................................................................... ૧૨, સપ્ટેમ્બર ૧૯૬૧



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧.૨.૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ ... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ . | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ .... | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ .... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .... | ” |



પંડ્ય વીંધ્યું પસતોલથી, (ને) ધધકે લોહીની ધાર;
(તયે) રામ તણો આધાર, (એવા) શરણાં લઈએ સંતનાં,

સતસંગ નથી સેજડી, (પણ) આગ્ય તણો કટકો;
કળિંગાનો કાળ ને, તેગ તીખો ઝટકો.

સઢ ફાટી થયાં ચીંથરાં, (ને) સાયર ગ્યાં સોખાણ;
નાંગળ નીર ગળી ગ્યાં, (તયેં) ભરોંસલો ભગવાન.

કેને સંપત સાયબી, કે કીરત ભરપૂર;
ધર ધ્રૂજાવે કૈં ધણી, કે હરિરસમાં ચૂર.

ગરવરની શલ્યા તરી, તર્યા ધારના પાણા;
ગાંધીએ ભારત તર્યો, સાંભળ્ય સુંજા શાણા.

સળંગડાયા સેંકડો, ડાપણદાયા થોક;
(પણ) કોઠાવિદ્યા વીજળી, (ઇ) કુળનો દીવો કોક.

(કળિંગો=કળિયુગ; નાગળ=લંગર; સોખાણ=સુકાન).

તનસુખ ભટ્ટ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [૧૨–ઑક્ટોબર–૧૯૬૧] અંક ૮ મો

આપણે જે બીજાના દોષો
જોવાનું છોડી દઈએ તો ઘણું
મેળવીશું અને અનેક વિટંબણા-
માંથી બચી જઈશું.

ગાંધીજી



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

* જ્યાં મનુષ્ય ધ્યાન અને ભગવતચિંતનની આશા રાખે ત્યાં તેમાંનું કશું ન મળે! ધ્યાન જોઈએ તો તે અંતરમાંથી મેળવવું રહ્યું. કાશીવિશ્વનાથની આસપાસ શાંતિ, નિર્મળ, સુગંધી. સ્વચ્છ વાતાવરણ-બાહ્ય તેમ જ આંતરિક—પેદા કરવું ને જાળવવું એ સંચાલકોનું કર્તવ્ય હોય. હું જ્ઞાનવાપી નજીક ગયો. મેં અહીં ઈશ્વરને ખોળ્યો, પણ તે ન જડયો. મેં મૂંગે મોઢે મોઢે દુકાની આપી ને નિઃશ્વાસ મૂકી ચાલતો થયો.

* 'મહાત્મા'નાં દુઃખો તો મારા જેવા 'મહાત્મા' જ જાણે.

* ભગવાનની દયા વિષે જો કોઈને શંકા હોય તો આવાં તીર્થક્ષેત્રો જુએ. તે મહાયોગી પોતાને નામે કેટલાં ધતિંગ, અધર્મ, પાખંડ, ઇત્યાદિ સહન કરે છે! તેણે તો કહી મેલ્યું છેઃ યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્। એટલે કે 'કરણી તેવી ભરણી.' કર્મને મિથ્યા કોણ કરનારું છે? પછી ભગવાનને વચમાં પડવાપણું જ કયાં છે? તેણે તો પોતાનો કાયદો બનાવીને હાથ ધોઈ નાખ્યા છે.

* પંદર રૂપિયાની મહોરના માપવાળાને પાઈનું માપ આપીએ તે કેમ ઝટ ગણતરી કરી શકે? શુભમાં શુભ ઈરાદા છતાં, હાથી જેમ કીડીને સારુ વિચાર કરવા અસમર્થ હોય, તેમ હાથીની હાજતવાળા અંગ્રેજ કીડીની હાજતવાળા હિંદીને સારુ વિચાર કરવા કે નિયમ દોરવા અસમર્થ જ હોય.

* ખરો ખોટો પણ મેં એવો ધર્મ માન્યો છે કે મનુષ્યે માંસાદિક ન ખાવાં જોઈએ. જીવનનાં સાધનોની પણ હદ હોય. જીવવાને ખાતર પણ અમુક વસ્તુઓ આપણે ન કરીએ.

* મારા ભવિષ્યની બાબતમાં મારું ધાર્યું કંઈ જ ઈશ્વરે ભિખવા નથી દીધું. એમ કહીએ તો ચાલે.

* આ જગતમાં જ્યાં, ઈશ્વર કહો કે સત્ય કહો, તે સિવાય બીજું કંઈ જ નિશ્ચિત નથી, ત્યાં નિશ્ચિતપણાનો ખ્યાલ કરવો એ જ દોષમય લાગે છે. આ જે બધું આપણી આસપાસ દેખાય છે ને બને છે તે બધું અનિશ્ચિત છે, ક્ષણિક છે; તેમાં જે એક પરમ તત્ત્વ નિશ્ચિતરૂપે છુપાયેલું છે, તેની ઝાંખી સરખી થાય, તેની ઉપર શ્રદ્ધા રહે. તો જ જીવ્યું સાર્થક થાય. તેની શોધ એ જ પરમ પુરુષાર્થ છે.

* આપણે આપણા કર્તવ્યનું પાલન કર્યું, તેનું ફળ ભલે આપણને જોવાનું ન મળે. પણ શુભ કાર્યનું ફળ શુભ જ છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. ગઈ ગુજરીનો વિચાર કરવા કરતાં હવે આપણું શું કર્તવ્ય છે એ વિચાર કરવો વધારે સારું છે. એટલે આપણે એ વિચારીએ.

* ભાઈ જો બાપ જેવા છે તો નાના ભાઈની વિધવાનો બોજો ભારે ગણશે એમ તેં કેમ ધાર્યું? તું જ પહેલો મરશે એમ પણ કેમ ધાર્યું? પાલન કરનાર ઈશ્વર છે; નથી તું ને નથી ભાઈ. વીમો ઉતરાવીને તેં તારાં બાળબચ્ચાંને પણ પરાધીન બનાવ્યાં. તેઓ કેમ સ્વાવલંબી ન થાય? અસંખ્ય ગરીબોનાં બાળબચ્ચાંનું શું થાય છે? તું તને તેમના જેવો કાં ન ગણે?

* ગીતાવાચનની અસર મારા સહાધ્યાયીઓ ઉપર તો જે પડી હોય તે તેઓ જાણે. મારે સારુ તો તે પુસ્તક આચારનું એક પ્રૌઢ માર્ગ-

દર્શક થઈ પડયું! તે પુસ્તક મારો ધાર્મિક કોષ થઈ પડયું. અજાણ્યા અંગ્રેજી શબ્દની જોડણી કે તેના અર્થને સારુ હું જેમ અંગ્રેજી શબ્દકોષ ખોલતો તેમ આચારની મુશ્કેલીઓ, તેના અટપટા કોયડા ગીતાજી પાસે ઉકેલાવતો. અપરિગ્રહ, સમભાવ વગેરે શબ્દોએ મને પકડયો. સમભાવ કેમ કેળવાય, કેમ જળવાય? અપમાન કરતા અમલદારો, લાંચ લેનારા અમલદારો, નકામો વિરોધ કરનારા ગઈ કાલના સાથીઓ વગેરે, અને જેમણે ભારે ઉપકાર કર્યો હોય એવા સજ્જનો વચ્ચે ભેદ નહીં એટલે શું? અપરિગ્રહ તે કેમ પળાતો હશે? દેહ છે એ ક્યાં ઓછો પરિગ્રહ છે? સ્ત્રીપુત્રાદિ પરિગ્રહ નથી તો શું? પુસ્તકોના ભરેલા કબાટો બાળી નાખવા? ઘર બાળીને તીર્થ કરવું? તુરત જ જવાબ મળ્યો કે ઘર બાળ્યા વિના તીર્થ થાય જ નહીં. અંગ્રેજી કાયદાએ મદદ કરી સ્નેલના કાયદાના સિદ્ધાંતો ની ચર્ચા યાદ આવી. 'ટ્રસ્ટી' શબ્દનો અર્થ ગીતાજીના અભ્યાસને પરિણામે વિશેષ સમજાયો, કાયદાના શાસ્ત્ર વિષે માન વધ્યું. તેમાં પણ મેં ધર્મ ભાળ્યો. ટ્રસ્ટીની પાસે કરોડો હોય છતાં તેમાંની એક પાઈ પણ તેની નથી, તેમ મુમુક્ષુએ વર્તવું રહ્યું એમ હું ગીતાજીમાંથી સમજ્યો. અપરિગ્રહી થવામાં, સમભાવી થવામાં હેતુનું, હૃદયનું પરિવર્તન આવશ્યક છે એમ મને દીવા જેવું દેખાયું. બાળકોની અને સ્ત્રીની રક્ષા તેનો અને આપણો પેદા કરનાર કરશે.

* સ્વભાવને કોણ ફેરવી શકે? બળવાન સંસ્કારને કોણ ભૂંસી શકે? આપણે માનીએ કે, જેમ આપણામાં પરિવર્તન થાય કે વિકાસ થાય તેમ આપણાં આશ્રિતોમાં કે સાથીઓમાં પણ થવો જોઈએ, એ મિથ્યા છે.

* પ્રચારનું કામ મેં એક જ રીતે કરી જાણ્યું છે: આચારથી અને આચારની જોડે જિજ્ઞાસુ સાથે વાર્તાલાપથી.

* સુધારા કરવાને ખાતર પણ પોતાની શક્તિ બહાર ન જવું ઘટે.

* હું ત્રણ વખત પેટ ભરીને જમતો ને બપોરની ચા પણ પીતો. હું કદી અલ્પાહારી નહોતો. નિરામિષાહારમાં અને મસાલા વિના જે જે સ્વાદો કરી શકાય તે કરતો. છ સાત વાગ્યા પહેલા ભાગ્યે ઊઠતો. આ ઉપરથી મને લાગ્યું કે હું પણ જો સવારનું ખાણું છોડું તો માથાના દરદમાંથી અવશ્ય મુક્ત થાઉં. મેં સવારનું ખાણું છોડયું થોડા દહાડા વસમું તો લાગ્યું, પણ માથાનું દરદ તો ગયું જ એ ઉપરથી મેં ધાર્યું કે મારો ખોરાક હાજત કરતા વધારે હતો.

* સાફ ખેતરાઉ લાલ કે કાળી માટી લઈ, તેમાં માપસર ઠંડું પાણી નાખી, સાફ ઝીણા પલાળેલા કપડામા લપેટી, પેટ ઉપર મૂકી ને તેને પાટાથી બાંધી, આ લોપરી રાતના સૂતી વખતે બાંધતો ને સવારે અથવા રાતમાં જાગી જાઉં તો ત્યારે કાઢી નાખતો, તેથી મારી કબજિયાત નાબૂદ થઈ. આ માટીના ઉપચારો મેં ત્યાર બાદ મારા ઉપર ને મારા અનેક સાથીઓ ઉપર કર્યા અને ભાગ્યે કોઈને વિષે નિષ્ફળ ગયાનું મને સ્મરણ છે.

* ઘણે ઘણે વૈદ, હકીમ અને દાક્તરને ત્યાં દોડવાથી ને શરીરમાં અનેક વસાણાં અને રસાયણો ભરવાથી મનુષ્ય પોતાનું જીવન ટૂંકું કરે છે, એટલું જ નહીં પણ પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસે છે, તેથી મનુષ્યત્વ ખોઈ બેસે છે, અને શરીરનો સ્વામી રહેવાને બદલે શરીરનો ગુલામ બને છે.

# વધે છે લાભથી લોભ; લોભ છે મૂળ પાપનું ——— દ. વા.

અબ્દુલ્લાનો બાપ ધન મૂકી ગયો હતો તે એણે ઉડાડયું નહિ, પણ ઉલટો તેમાં વધારો કર્યો, અને ૮૦ ઊંટ વેચાતા લઈને તેને ભાડે ફેરવવાનો ધંધો એ કરવા મંડયો.

એકવાર એણે પોતાના ઊંટ ઉપર સામાન ભરીને બસરા પહોંચાડયો, અને ત્યાંથી બગદાદ પાછા આવતાં વનમાં એક ઠેકાણે એણે લીલું ઘાસ જોયું એટલે ઊંટને ચરવા છોડયા ને પોતે થાક ખાવા બેઠો. એટલામાં એક ફકીર ત્યાં આવી ચડયો. કયાંથી આવ્યા, કયાં જાઓ છો?—એવા પ્રશ્નોત્તર થયા પછી બેય જણે ભાતું કાઢયું ને જમ્યા. પછી ફકીર કહે, 'અહિં પાસે જ એક ઠેકાણે ધનભંડાર છે. તે પણ એટલો મોટો કે આ તમારા ૮૦ ઊંટ ઉપર સોનું ને હીરામાણેક ભરો તોય તે ખૂટે નહિ.'

આ સાંભળીને અબ્દુલ્લા હરખ્યો, કેમ કે એ જાણતો હતો કે ફકીર ખોટું ન બોલે. એ તો ફકીરને લેટી પડયો ને બોલ્યો, 'બાવાજી, પૈસો તો તમારે મન તુચ્છ વસ્તુ છે, એટલે ભંડાર કયાં છે તે મને દેખાડો. હું ધન મારા ઊંટો ઉપર ભરીશ ને તે માહ્યલો એક ઊંટ તમને આપીશ.'

ફકીરે પ્રત્યુત્તર વાળ્યું, 'અબ્દુલ્લાભાઈ, તમે પોતે પણ સમજતા હશો કે તમને મારે લીધે જે લાભ થાય એમ છે તેના પ્રમાણમાં એક ઊંટ એટલે કાંઈ નહિ. તમને મેં વાત ન કરી હોત ને બધો ખજાનો હું ઉપાડી લેત તો તમને શું મળત? પણ મેં સોળે ભાવે વાત કરી એટલે મારું મન કેવું મોટું છે તે તમે સમજ્યા હશો. આપણું બેયનું કલ્યાણ થાય અને તમે મને જીવો ત્યાં લગી સંભારો એવી ગોઠવણ હું કરવા ધારું છું. જેથી આપણને બેયને લાભ થાય અને ન્યાય સરખો તોળ્યો ગણાય એવી સૂચના હું કરું છું. તે માનવી ન માનવી તે તમે જાણો. આપણે આ બધા ઊંટ ત્યાં લઈ જાઈએ, ને એના ઉપર રતનધન ભરિએ. પછી એમાંથી અર્ધા એટલે ૪૦ ઊંટ તમે રાખો ને અર્ધા તમે મને આપો. પછી તમે તમારે ને હું મારે માર્ગે. આમાં તમારે કે મારે, કોઈને કોચવાવાપણું નહિ રહે. તમે મને ૪૦ ઊંટ આપશો, પણ તમને ધન મળશે તેના તમે હજારો ઊંટ વેચાતા લઈ શકશો.'

ફકીરની વાત તો સાંચી હતી, તો પણ પોતાને જે લાભ થાવ તેમ હતું તેનો વિચાર કર્યા વિના, 'હાય, હાય, મારે ૪૦ ઊંટ દેવા પડશે' એમ કરીને અબ્દુલ્લા દુઃખી થઈ ગયો. વળી આ ફકીર મારા જેટલો સાહુકાર થઈ જાય એમ છે તે જાણીને એના દુઃખમાં વધારો થયો. તો પણ શું થાય? નિરુપાય બનીને એણે ફકીરની વાત માની.

બે ઊંચા પર્વતની વચ્ચે સાંકડી ગાળી હતી, જ્યાં બે ઊંટ હારોહાર ન ચાલી શકે. તેમાં થઈને અબ્દુલ્લા તથા ફકીર ચાલ્યા. થોડેક આઘે જઈને ઊંટને નીચે બેસાડ્યા. ફકીરે માંડી લેગી કરીને ચકમકથી દેવતા કર્યો ને તેમાં ધૂપ નાખ્યો. પછી એ કાંઈક મન્ત્ર ભણ્યો, એટલે વાદળી જેવો કાળો ધૂંવાડો થયો ને ઊંચે આકાશમાં ગયો. વાદળીના ફકીરે બે ભાગ પાડ્યા, એટલે જાણે બારણું ન ઉઘડે એવી રીતે પર્વતના યે બે ભાગ પડ્યા, અને સામે એક ભવ્ય હવેલી જોવામાં આવી.

હવેલીમા પાર વિનાનુ ધન હતુ તે જોઈને એક ક્ષણુ પણુ ખમ્યા વિના અબ્દુલ્લા સોનૈયાના કોથળા ભરવા મડયો પછી એણે જોયુ તો ફકીર સોના કરતા હીરામાણેક વધારે લેતો હતો, એટલે એણે પણુ સોનુ ઓછુ ને હીરામાણેક વધારે ભર્યાં, અને ભરેલા કોથળા ઊટ ઉપર ચડાવ્યા હવે તો હવેલીનો દેવો બધ કરીને સૌ સૌનો માર્ગ લેવાનો જ રહ્યો ત્યા તો ફકીર પાછો હવેલીમા ગયો ને સોનાની કોઠી માથી લાકડાની ડબી લેતો આવ્યો ડબીમા કાઈક આજણુ હતુ તે એણે અબ્દુલ્લાને બતા વ્યુ ને તે એણે પોતાના ગૂઆમા મૂકી પછી ઊટ અર્ધા અર્ધા વહેચી લીધા ને ગ ળીમા થઈને જ્યાથી આવ્યા હતા તે જ માર્ગે આવી ચડયા મોટી સડક આવી ત્યા લગી બેય સાથે ચા યા હવે ફકીરને બસરા તથા અબ્દુલ્લાને બગદાદ જવાનુ હતુ, એટલે અબ્દુ લ્લાએ ફકીરનો પાડ માન્યો ને એને સલામ કરીને ચાલતો થયો

અબ્દુલ્લાના ઊ ટ ત્યા થોડેક આઘે હ ટવા ગયા હતા, એની આગળ તે જઈ પહોચ્યો ત્યા તો એના અ તરમા કૃતઘ્નતા ને અદેખાઇની આગ ભભૂકી ઊઠી ચાલીસ ઊ ટ ગયા તેથી એના પેટમા બળવા મડયુ, અને એના ઉપર ચડાવેલુ ધન પોતાને મળ્યુ નહિ એટલે વળી એનો જીવ વધારે બળ્યો એણે વિચાર કર્યો, 'ફકીરને આટલા પૈસાને શુ કરવા છે? એ તો આખા ધનભડારનો ધણી છે એટલે જ્યારે કામ પડે ત્યારે લોઓ એટલુ ધન આણી શકે એમ છે એટલે એની પાસેથી ધન સહિત ૪૦ ઊ ટ હુ લઈ લઉ'

અબ્દુલ્લાએ પોતાના ઊ ટને ઊભા રાખ્યા, ને ફકીરને સાદ કરીને ઊભા રહેવા કહ્યુ પછી એ ફકીર આગળ દોડી ગયો, ને કહે 'સાઈ, આપણે છુટા પડયા ન પડયા ત્યા એક વિચાર મને આવ્યો, તે આપણે પહેલા નહોતો કર્યો તમે રહ્યા સાધુ તે સસારથી વિરક્ત રહીને પ્રભુની બદગી કરો એટલે આ ઊ ટને સભા ળતા તમારે કેટની કાથ કરવી પડે તેની કલ્પના તમને ન આવે તમે ત્રીસ ઊટ રાખો ને દસ મને આપો હુ ચાલીસ ઊ ટ સાચવુ કે પચાસ એમા મને કાઇ ફેર નહિ પડે'

ફકીર કહે તમારી વાત સાચી છે, પણ તે પહેલા મારા ધ્યાનમા નહોતી આવી હવે મને ચિન્તા થાય છે એટલે જે દસ ઊ ટ તમને ગમે તે લઈ જાઓ'

અબ્દુલ્લાએ ફકીરને આપેલા ઊ ટમાથી સારા જોઈને દસ તારવ્યા એણે ધાર્યુ નહોતુ કે ફકીર આમ ઝટપટ દસ ઊ ટ આપી દેશે, છતા આપી દીધા એટલે એનો લોભ વધ્યો, ને એણે વિચાર કર્યો, કે 'આની આગળથી બીજા દસ લઈ લેવા એ કાઈ કઠણ કામ નથી' એટલે દસ આપ્યા તેનો પાડ માન્યા વિના અબ્દુ ના કહે, 'ફકીર બાદશાહ, તમે ત્રીસ ઊ ટ નહિ સાચવી શકો એને સાચવતા તમે દુખીના દાળિયા થઈ જાઓ એ મને બહુ વસમુ લાગે છે એટલે મારી વિનતિ છે કે બીજા દસ મને સોપો આ મને લાભ થાય એટલે નહિ પણ તમને પીડા ન થાય એટલા સારુ કહુ છુ મારે તો એક ઊટ હોય કે સો બધુય સરખુ'

ફકીરને અબ્દુ લ્લાની વાત ગમી ને એણે બીજા દસ ઊટ આપ્યા હવે અબ્દુલ્લા સુલતાન કરતા સાહુકાર થઈ ગયો, ને એને સતોષ થાય એવી સ્થિતિ હતી, પણ એમ સતોષ કયા રેઢો પડયો હતો? ઉલટુ, જલોદરનો રોગી પાણી પી પી કરે ને એને અધિક તરસ લાગે તેમ આ વધારાના વીસ ઊ ટ અબ્દુલ્લાને મળ્યા,

અબ્દુલ્લાનો બાપ ધન મૂકી ગયો હતો તે એણે ઉડાડયું નહિ, પણ ઉલટો તેમાં વધારો કર્યો, અને ૮૦ ઊંટ વેચાતા લઈને તેને ભાડે ફેરવવાનો ધંધો એ કરવા મંડયો.

એકવાર એણે પોતાના ઊંટ ઉપર સામાન ભરીને બસરા પહોંચાડયો, અને ત્યાંથી બગદાદ પાછા આવતાં વનમાં એક ઠેકાણે એણે લીલું ઘાસ જોયું એટલે ઊંટને ચરવા છોડયા ને પોતે થાક ખાવા બેઠો. એટલામાં એક ફકીર ત્યાં આવી ચડયો. કયાંથી આવ્યા, કયાં જાઓ છો?—એવા પ્રશ્નોત્તર થયા પછી બેય જણે ભાતું કાઢયું ને જમ્યા. પછી ફકીર કહે, 'અહિં પાસે જ એક ઠેકાણે ધનભંડાર છે. તે પણ એટલો મોટો કે આ તમારા ૮૦ ઊંટ ઉપર સોનું ને હીરામાણેક ભરો તોય તે ખૂટે નહિ.'

આ સાંભળીને અબ્દુલ્લા હરખ્યો, કેમ કે એ જાણતો હતો કે ફકીર ખોટું ન બોલે. એ તો ફકીરને ભેટી પડયો ને બોલ્યો, 'બાવાજી, પૈસો તો તમારે મન તુચ્છ વસ્તુ છે, એટલે ભંડાર કયાં છે તે મને દેખાડો. હું ધન મારા ઊંટો ઉપર ભરીશ ને તે માહ્યલો એક ઊંટ તમને આપીશ.'

ફકીરે પ્રત્યુત્તર વાળ્યું, 'અબ્દુલ્લાભાઇ, તમે પોતે પણ સમજતા હશો કે તમને મારે લીધે જે લાભ થાય એમ છે તેના પ્રમાણમાં એક ઊંટ એટલે કાંઇ નહિ. તમને મેં વાત ન કરી હોત ને બધો ખજાનો હું ઉપાડી લેત તો તમને શું ગાળત? પણ મેં સોળે ભાવે વાત કરી એટલે મારું મન કેવું ચોકું છે તે તમે સમજ્યા હશો. આપણું બેયનું કલ્યાણ થાય અને તમે મને જીવો ત્યાં લગી સંભારો એવી ગોઠવણ હું કરવા ધારું છું. જેથી આપણને બેયને લાભ થાય અને ન્યાય સરખો તોળ્યો ગણાય એવી સૂચના હું કરું છું. તે માનવી ન માનવી તે તમે જાણો. આપણે આ બધા ઊંટ ત્યાં લઈ જઇએ, ને એના ઉપર રતનધન ભરિએ, પછી એમાંથી અર્ધા એટલે ૪૦ ઊંટ તમે રાખો ને અર્ધા તમે મને આપો. પછી તમે તમારે ને હું મારે મારગે. આમાં તમારે કે મારે, કોઇને કોચવાવાપણું નહિ રહે. તમે મને ૪૦ ઊંટ આપશો; પણ તમને ધન મળશે તેના તમે હજારો ઊંટ વેચાતા લઈ શકશો.'

ફકીરની વાત તો સાંચી હતી, તો પણ પોતાને જે લાભ થાવ તેમ હતું તેનો વિચાર કર્યા વિના, 'હાય, હાય, મારે ૪૦ ઊંટ દેવા પડશે' એમ કરીને અબ્દુલ્લા દુઃખી થઈ ગયો. વળી આ ફકીર મારા જેટલો સાહુકાર થઈ જાય એમ છે તે જાણીને એના દુઃખમાં વધારો થયો. તો પણ શું થાય? નિરુપાય બનીને એણે ફકીરની વાત માની.

બે ઊંચા પર્વતની વચ્ચે સાંકડી ગાળી હતી, જ્યાં બે ઊંટ હારોહાર ન ચાલી શકે. તેમાં થઈને અબ્દુલ્લા તથા ફકીર ચાલ્યા. થોડેક આઘે જઈને ઊંટને નીચે બેસાડ્યા. ફકીરે સાંઠી ભેગી કરીને ચકમકથી દેવતા કર્યો ને તેમાં ધૂપ નાખ્યો. પછી એ કાંઇક મન્ત્ર ભણ્યો, એટલે વાદળી જેવો કાળો ધૂંવાડો થયો ને ઊંચે આકાશમાં ગયો. વાદળીના ફકીરે બે ભાગ પાડયા, એટલે જાણે બારણું ન ઉઘડે એવી રીતે પર્વતના યે બે ભાગ પડ્યા; અને સામે એક ભવ્ય હવેલી જેવામાં આવી.

હવેલીમા પાર વિનાનુ ધન હતુ તે જોઈને એક ક્ષણ પણ ખમ્યા વિના અબ્દુલ્લા સોનૈયાના કોથળા ભરવા મડ્યો પછી એણે જોયુ તો ફકીર સોના કરતા હીરામાણેક વધારે લેતો હતો, એટલે એણે પણ સોનુ ઓછુ ને હીરામાણેક વધારે ભર્યા, અને ભરેલા કોથળા ઊટ ઉપર ચડાવ્યા હવે તો હવેલીનો ઉઘાડ બધ કરીને સો સૌનો માર્ગ લેવાનો જ રહ્યો ત્યા તો ફકીર પાછો હવેલીમા ગયો ને સોનાની કોઠી માથી લાકડાની ડબી લેતો આવ્યો ડબીમા કાઈક આજબ હતુ તે એણે અબ્દુલ્લાને બતા વ્યુ ને તે એણે પોતાના ગૂઝામા મૂકી પછી ઊટ અર્ધા અર્ધા વહેચી લીધા ને ગલીમા થઈને જ્યાથી આવ્યા હતા તે જ માર્ગ આવી ચડ્યા મોટી સડક આવી ત્યા લગી બેય સાથે ચાલ્યા હવે ફકીરને બસરા તથા અબ્દુલ્લાને બગદાદ જવાનુ હતુ, એટલે અબ્દુલ્લાએ ફકીરનો પાડ માન્યો ને એને સલામ કરીને ચાલતો થયો

અબ્દુલ્લાના ઊટ ત્યા થોડેક આઘે હલ્યા ગયા હતા, એની આગળ તે જઈ પહોચ્યો ત્યા તો એના અતરમા કૃતઘ્નતા ને અદેખાઇની આગ ભભૂકી ઉઠી ચાલીસ ઊટ ગયા તેથી એના પેટમા બળવા મડ્યુ, અને એના ઉપર ચડાવેલુ ધન પોતાને મળ્યુ નહિ એટલે વળી એનો જીવ વધારે બળ્યો એણે વિચાર કર્યો, 'ફકીરને આટલા પૈસાને શુ કરવા છે? એ તો આખા ધનભડારનો ધણી છે, એટલે જ્યારે કામ પડે ત્યારે જો એ એટલુ ધન આણી શકે એમ છે એટલે એની પાસેથી ધન સહિત ૪૦ ઊટ હુ લઈ લઉ'

અબ્દુલ્લાએ પોતાના ઊટને ઊભા રાખ્યા, ને ફકીરને સાદ કરીને ઊભા રહેવા કહ્યુ પછી એ ફકીર આગળ દોડી ગયો, ને કહે 'સાઇ, આપણે છૂટા પડ્યા ન પડ્યા ત્યા એક વિચાર મને આવ્યો, તે આપણે પહેલા નહોતો કર્યો તમે રહ્યા સાધુ, તે સસારથી વિરક્ત રહીને ખુદાની બદગી કરો. એટલે આ ઊટને સભા ળતા તમારે કેટલી કાશ કરવી પડે તેની કલ્પના તમને ન આવે તમે ત્રીસ ઊટ રાખો ને દસ મને આપો હુ ચાલીસ ઊટ સાચવુ કે પચાસ એમા મને કાઇ ફેર નહિ પડે'

ફકીર કહે, તમારી વાત સાચી છે, પણ તે પહેલા મારા ધ્યાનમા નહોતી આવી હવે મને ચિન્તા થાય છે એટલે જે દસ ઊટ તમને ગમે તે લઈ જાઓ'

અબ્દુલ્લાએ ફકીરને આપેલા ઊટમાથી સારા જોઈને દસ તારવ્યા એણે ધાર્યુ નહોતુ કે ફકીર આમ ઝટપટ દસ ઊટ આપી દેશે, છતા આપી દીધા એટલે એનો લોભ વધ્યો, ને એણે વિચાર કર્યો, કે 'આની આગળથી બીજા દસ લઈ લેવા એ કાઇ કઠણ કામ નથી' એટલે દસ આપ્યા તેનો પાડ માન્યા વિના અબ્દુલ્લા કહે, 'ફકીર બાદશાહ, તમે ત્રીસ ઊટ નહિ સાચવી શકો એને સાચવતા તમે દુખીના દાળિયા થઈ જાઓ એ મને બહુ વસમુ લાગે છે એટલે મારી વિનતિ છે કે બીજા દસ મને સોપો આ મને લાભ થાય એટલે નહિ પણ તમને પીડા ન થાય એટલા સારુ કહુ છુ મારે તો એક ઊટ હોય કે સો બધુય સરખુ'

ફકીરને અબ્દુલ્લાની વાત ગમી ને એણે બીજા દસ ઊટ આપ્યા હવે અબ્દુલ્લા સુલતાન કરતા સાહુકાર થઈ ગયો, ને એને સતોષ થાય એવી સ્થિતિ હતી, પણ એમ સતોષ ક્યા રેઢો પડ્યો હતો? ઉલટુ, જલોદરનો રોગી પાણી પી પી કરે ને એને અધિક તરસ લાગે, તેમ આ વધારાના વીસ ઊટ અબ્દુલ્લાને મળ્યા,

તેથી એને વધારે લોભ લાગ્યો ને ફકીર આગળ વીસ રહ્યા તેય પોતાને મળી જાય તો કેવું સારું એવો વિચાર એને આવ્યો.

એટલે એણે ફકીર આગળથી વીસ માહ્યલા દસ લીધા. પછી દસ રહ્યા તે લેવા સારુ એ તેને પગે પડ્યો અને બોલ્યો, 'આટલી ભિક્ષા મને આપો ને મારા ઉપર અનન્ત ઉપકાર કરો.' ફકીર કહે, 'ભલે,' એટલે એનો આનંદ મનમાં માય નહિ.

ફકીર બોલ્યો, 'ભાઈ અબ્દુલ્લા, તમે સંભાળજો, ને સદા સર્વદા ધ્યાનમાં રાખજો કે જે માણસ પોતાનું ધન અનાથને સહાયતા કરવામાં ન વાપરે તો તે અલ્લા તેની આગળ રહેવા દેતા નથી. ધન દેવું ને લઈ લેવું તે પરવરદિગારના હાથમાં છે. એણે દુનિયામાં ગરીબાઈ એટલા સારુ રહેવા દીધી છે કે ગરીબને દાન કરીને સાહુકાર તેને પરલોકમાં બોગણું સુખ ભોગવવાનું સાધન કરી મૂકે.'

પણ અબ્દુલ્લાના લોભને થોભ નહોતો. આવી ધરમની વાત એને ક્યાંથી ગમે? એંશી એક ઊંટ એને મળી ગયા, એના ઉપર ચડાવેલું ધન મળ્યું, તોય ભાઈને સંતોષ નહોતો. એટલે એને વિચાર આવ્યો કે પોતાને જે ધન મળ્યું તેના કરતાં પણ ફકીરની આગળ રહેલી ડબીનું મૂલ્ય વધારે હશે, ને ડબીવાળા આંજણમાં અલૌકિક ગુણ હશે. ડબી પણ ફકીર આગળથી લઈ લેવી એવો એણે નિશ્ચય કર્યો.

એ ફકીરને ભેટી પડ્યો ને ચાલી નિકળ્યો. પણ પછી જાણે કાંઈ સાંભર્યું ન હોય તેમ એ પાછો આવ્યો, ને ફકીરને કહ્યું, 'બાવાજી, આ ડબીનું તમારે શું કામ? મને આપો ને. તમારા જેવા ત્યાગી આંજણને શું કરે?'

ફકીરે અબ્દુલ્લાને ડબી ન આપી હોત તો ઘણું સારું થાત. પણ એનાથી તે બળવાન હતો, એટલે સ્વેચ્છાએ ન આપે તો પરાણે લઈ લેવી એવો વિચાર તેણે કરી રાખ્યો હતો.

ફકીરે ડબી દેવાની ના ન પાડી, એટલું જ નહિ પણ તરત કાઢી આપી, ને કહ્યું, 'લ્યો, ભાઈ, હવે તો તમારો મનોરથ પૂર્ણ થયો ને? હજી પણ કાંઈ જોઈએ તો બોલજો, સંકોચ ન રાખતા. મારા હાથમાં જે હોય તે તમને આપ્યું જ જાણો. તમારા મુખમાંથી વેણ નિકળે એટલી જ વાર.'

અબ્દુલ્લાએ ડબી ઉઘાડી, આંજણ જોયું ને કહ્યું, 'બાવાજી, તમે મારા ઉપર આટલો ઉપકાર કર્યો છે, તો કૃપા કરીને કહો કે આ આંજણમાં શું ગુણ છે.'

'ભાઈ અબ્દુલ્લા,' ફકીર કહે, 'એમાં અદ્ભુત ને ચમત્કારી ગુણ છે. થોડુંક આંજણ ડાબી આંખની પાંપણે લગાડો તો પૃથ્વીના ઉદરમાં પડેલા રત્નભંડાર તમે દેખો, પણ જો એ જમણી આંખે સહેજ પણ અડી જાય તો અંધાપો આવે.'

'ઠીક તો હું થોડોક પ્રયોગ કરી જોઉં,' એમ કરીને અબ્દુલ્લાએ ડબી ફકીરના હાથમાં આપીને કહ્યું, 'થોડુંક આંજણ મારી ડાબી આંખે ચોપડો, કેમ કે તમે મારા કરતા વધારે સારી રીતે લગાડી શકશો. ઝટ કરો.'

અબ્દુલ્લાએ ડાબી આંખ બંધ કરી ને ફકીરે આંજણ ચોપડ્યું. પછી એણે આંખ ઉઘાડી તો ફકીરની વાત સાચી નીકળી, કેમકે રત્નભંડાર ને સુવર્ણપર્વત એની દૃષ્ટિએ પડ્યા.

પણ જમણી આંખ બંધ રાખવી પડી તે અબ્દુલ્લાને આકરું લાગ્યું, એટલે તેણે ફરીને કહ્યું, 'મારી જમણી આંખ પરાણે બંધ રાખી, તે દુખી ગઈ. એટલે થોડુંક આંજણ એના ઉપરે ય ચોપડો.'

ફકીર કહે, 'એમાં મને કાંઈ વાંધો નથી,

# ઝેર તો પીધા અમે જાણી

ગિરિરાજ–ભારતીય

માર્સેલ્સની હૉસ્પિટલમાં ચિંતા અને ગ્લાનિનું ઘેરું મોજું ફરી વળ્યું. ડૉક્ટરોના અથાગ પ્રયત્નો પછી એક પણ કેસ સુધરી શક્યો નહિ. ડૉક્ટરો વારંવાર એકઠા થતા અને વિખરાતા છતાં કશાં નિર્ણય પર આવી શકતા નહોતા. દિનપ્રતિદિન ફ્રાંસનું સ્વર્ગ સમુ શહેર સ્મશાનભૂમિ જેવું ઉજ્જડ બની રહ્યું હતું. સારાએ શહેરમાં જાણે યમરાજનું તાંડવ નૃત્ય ખેલાયું હોય તેમ ગલીએ ગલીએ અસંખ્ય મુડદાંઓ દુર્ગંધથી ફોરતાં રઝળતાં હતાં. સ્નેહી સંબંધીના શબને દફનાવાની પણ હિંમત કોઈ કરી શકતું નહોતું. સૌના મનમા ભારે દહેશત હતી.... રખેને— મુડદાને દફનાવાં જતાં અમે પણ મરકીના ભોગ થઈ પડીશું. આવી બેસુમાર હાલત સારાએ નગરમાં વ્યાપી હતી.

એક દિવસ સરકારના વડાઓએ શહેરના વિખ્યાત ડૉક્ટરોને એકઠા કર્યાં અને માનવભક્ષી આ રોગને મહાત કરવા શા શા ઉપાયો લેવા તેનો આખરી નિર્ણય કરવા જાહેર કર્યું. લાંબા વિચાર વિનિમયને અંતે એક વયોવૃદ્ધ અને અનુભવી ડૉક્ટરે કહ્યું: "પ્લેગના જંતુઓ શરીરમાં ક્યાં અને કેવી રીતે કામ કરે છે એનુ પ્રત્યક્ષ કારણ શોધવું જોઈએ. અને એ કારણ પ્લેગના મૃતપાય રોગીને "પોસ્ટમોર્ટમ" કરીને જ શોધી શકાશે."

સૌ ડૉક્ટરોને આ અનુભવી ડૉક્ટરનું કથન હૃદય સોંસરવું ઉતરી ગયું. સૌ એક મત થયા. પણ અરે.... ડૉક્ટર પણ આખરે તો કાળા માથાનો જ માનવી ને? એને દેહ ગગ કેમ છૂટે? સૌ ડૉક્ટરો મનમાં જાણતા જ હતાં કે મુડદાંનું "પોસ્ટમોર્ટમ" કરવા જતાં તો આપણે પોતે જ યમરાજને ભેટવું પડશે. આવી સ્થિતિમાં આવું આમરાંત ઘેલું સાહસ કોણ કરે?

સમુદ્રમંથન કરવા માટે સેંકડો દેવ દાનવ એકઠા મળેલા પરંતુ મંથનમાંથી નિકળેલું હળાહળ ઝેર પીવા કોણ તૈયાર થાય? અહીં પણ એવું જ પરિણામ આવ્યું. "પોસ્ટમોર્ટમ" કોણે કરવું એનો નિર્ણય કર્યા વિના સૌ નીચી મુંડી કરીને વિખરાયા.

ઘેર આવી કોઈ ડૉક્ટરોએ પોતાના હોદ્દાના રાજીનામા લખ્યા, કોઈ ડૉક્ટરોએ રજાના રિપોર્ટો ભર્યા... પણ... એક જુવાન ડૉક્ટરને આ વાત રૂચી નહિ. એને આ પરિસ્થિતિ અસહ્ય લાગી એને રાત્રે લગીરે નિદ્રા ન આવી. એ બેઠો બેઠો વિચારતો હતો. શું માનવજાત ઘાણીની પેઠે ભૂંજાય જશે? શું સમસ્ત માનવીઓ મૃત્યુના મુખમાં જ ઘસડાઈ જશે? પણ આખર.... શો ઉપાય? એટલામાં... એકાએક એની નજર તેના ખંડમાં એક ખૂણામાં બળતા નાનકડા દિવડા પર પડી.... અને..., આ જુવાન ડૉક્ટરને તત્કાળ જીવનની પ્રેરણા જાગી ઊઠી. એના અંતરમાં પ્રકાશ પથરાયો અને એ મનમાં બબડી ઊઠ્યો.

"જાતને સળગાવ્યા વિના જગતને પ્રકાશિત કરી શકાય ખરું કે?'

"પથ્થરને પાયામાં હોમ્યા વિના ઈમારત બાંધી શકાય ખરી કે?" એણે પ્રખર આત્મબળ સાથે જીવન અને મરણનો નિર્ણય કરી લીધો. અને દુનિયા જ્યારે ગાઢ અંધકારમાં ડૂબી ગઈ ત્યારે આ જુવાન ડૉક્ટર એકલો અટૂલો મૃત્યુને હસતે મોંએ ભેટવા ઉપડ્યો.

એણે હાથોહાથ ફાનસ અને જરૂરી સામગ્રી એકઠી કરી લીધી એટલું જ નહિ પણ હૉસ્પિટલના એક વાર્ડમાંથી પ્લેગના રોગથી મૃત્યુ નિપજેલા એક મૃતદેહને ઉપાડી લાવ્યો અને એકલે હાથે એણે પોસ્ટમોર્ટમ શરૂ કર્યું

મહાયોગીઓ જેમ સમાધિમાં ઈશ્વર સાથે સાથે મૂંગો વાર્તાલાપ ખેલે તેમ આ ડૉક્ટર પણ મૃત્યુ સાથે મૌન ગુફ્તેગો ચલાવવા માંડ્યો અસ્ખલિત એકાગ્રતા અને સાવચેતીભરી ચિવટાઈથી એણે પ્લેગના જંતુઓની પ્રક્રિયા જાણી લીધી એટલું જ નહિ પણ કાતીલ કીટાણુઓની ગતિ અને તેના આરોહ–અવરોહના કાર્ય–કારણોને પણ એણે તપાસી લીધા અને બે કલાકના અંતે એમનો આ જીવનસંગ્રામ પુરો થયો મહામહેનતે એણે વિજયનો તાજ મૃત્યુના હાથમાંથી ઝુંટવી લીધો અને આ બધી તપાસની એણે એક વિગતવાર નોંધ પણ સાથેસાથે જ તૈયાર કરી લીધી અને પછી એ ઓપરેશન–થિએટરમાંથી બહાર જવા નિકળ્યો

પણ હાય પ્લેગના જંતુઓ કે જેમણે માર્સેલ્સના નગર પર વિજય સામ્રાજ્ય મેળવ્યું હતું તે આ ડૉક્ટરને એમ તે શાના છોડે? ભલે આ ડૉક્ટર માનવજાતનો મિત્ર હશે પણ પ્લેગનો તો એ દુશ્મન હતો ને? ઓપરેશન થિએટરના દરવાજા પાસે જ ડૉક્ટરને ચક્કરી આવી અને બારણા સાથે અથડાઈને એ ધડામ દેતો ધરતી પર ઢળી પડ્યો

ડૉક્ટરના પછડાટનો અવાજ હૉસ્પિટલના ચોકીદારના કાને અથડાયો એ દોડીને આવ્યો જોયું તો ડૉ હેનરી મરણપાય થઈને પડ્યા હતા

ચોકીદારે હૉસ્પિટલના ડૉક્ટરો, નર્સો અને અન્ય કર્મચારીઓને એકઠા કર્યા જોતજોતામાં આ જગતના અનેક માનવો કે જે મહાપુરુષોના મૃત્યુ પછી જ માનવમહિમાનું મંગળ ગીત ગાઈ શકે છે તેવાઓનું સારું એવું ઝુંડ આ પરોપકારી ડૉક્ટર હેનરીના શબની આસપાસ વિંટળાઈ વળ્યું

પ્રભાત થતા સાથે જગતે જોયું કે માનવજાતનો આ મહાન મિત્ર જીવન જીવ્યો પણ જગતના હિત માટે અને મૃત્યુને ભેટ્યો પણ જગતના હિત માટે

ડૉ હેનરીની પેલી નોંધ પરથી જગતને પ્લેગના ભયંકર રોગથી બચવા માટે એક મહામૂલી સંજીવની વિદ્યા સાંપડી એમના મૃત્યુએ માર્સેલ્સના લાખો નરનારીઓને બચાવી લીધા પણ અફસોસ કે એમની જીવનસિદ્ધિને નિહાળવા તે આ જગત પર હાજર નહોતો રહ્યો

ધન્ય હજો આવા મહામાનવને કે જેમણે સ્વયં ઝેર પીને જગતને અમરત્વ અર્પ્યું

*

પ્રભુને આપણે જોઈ શકતા ન હોવા છતાં તેની દયા અને ભલાઈ તો બધે જ દેખાય છે અને તેની અમર અપાર્થિવ સત્તા સાથે જ છે દા ત. એક સુંદર ચિત્રકારે આકર્ષક ચિત્ર દોર્યું હોય ચિત્રકારને આપણે ભલે ન ઓળખતા હોઈએ પણ ચિત્ર પરથી ચિત્રકારમાં કેવી કલાશક્તિ ભરી હશે તેનો ખ્યાલ તો આવી શકતો હોય તો આ અપાર સૃષ્ટિ પર કુદરતે જે જે સરજ્યું છે તે પરથી કોઈ દિવ્ય શક્તિનું ભાન તો થાય જ છે —ગાંધીજી

ઈશ્વરપ્રાપ્તિને અર્થે જ સંસારમાં જન્મ્યા છીએ એમ માનીને એક હાથ ઈશ્વરના ચરણ ઉપર રાખો અને બીજે હાથે સંસારનાં કાર્ય કરો. અવકાશ મળે ત્યારે બેઉ હાથ ઈશ્વરના ચરણ ઉપર રાખો. સંસારના કાર્યનું રોકાણ ન હોય ત્યારે વખતો વખત એકાંતમા જાઓ અને માત્ર ઈશ્વરનું જ ચિંતન કરો. તમારા જેવા માટે સંસારત્યાગ કરવાની જરૂર નથી. જ્યારે લડાઈઓ ચાલે છે ત્યારે કિલ્લામાં રહીને યુદ્ધ કરવું સહેલું પડે છે. તમારે પણ ઇન્દ્રિયોની સાથે યુદ્ધ કરવાનું છે. ભૂખ, તરસ વગેરે સાથે યુદ્ધ કરવાનું છે. એ યુદ્ધ સંસારરૂપી કિલ્લામાં જ રહીને કરવું વધારે સહેલું પડશે. જુઓ, કળિયુગમાં આપણાં શરીર અન્ન વડે પોષાયેલાં છે ભૂખ લાગે અને અન્ન હાજર ન હોય તો ઈશ્વર બીશ્વર બધું યે ભૂલી જવાય. ઘેર અનેક પ્રકારની સગવડ હોય છે. ખાવાપીવાની ચિંતા જ નથી હોતી. બીજા લોકો ઉપર ભરણપોષણ માટે આધાર રાખવો પડતો નથી. સહવાસ માત્ર પોતાની ધર્મપત્નીનો જ એટલે તેમાં પણ પાપ નથી. શરીરને માટે જે જે ચીજની જરૂર પડે તે બધી પોતાની પાસે જ હોય છે. માંદા પડો તો બરદાસ લેનાર કુટુંબીઓ હોય છે. જનક, વ્યાસ વસિષ્ઠ એ બધા યે જ્ઞાની છતાં સંસારમાં હતા. તેઓ બે હાથે બે તલવાર ફેરવતા: એક હાથે જ્ઞાનની અને બીજે હાથે કર્મની. તમારું કર્તવ્ય કેટલા પૂરતું છે? છોકરાંને ઉછેરીને તેમને સારી કેળવણી આપવી, પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવું: અને પોતાની હયાતી ન હોય તો પણ તેનું ગુજરાન થઈ શકે તેવો બંદોબસ્ત કરી મૂકવો. આટલું જો તમે ન કરો તો તમે નિર્દય કહેવાઓ. શુકદેવ જેવા જ્ઞાની પણ દયાળુ હતા. જેનામાં દયા નથી તે મનુષ્ય જ નથી

*

માની પાસે વ્યાકુળ થઈને આક્રંદ કરો. તેનાં દર્શન થશે એટલે વિષયરસ એની મેળે સુકાઈ જશે. કામિની-કાંચનની આસક્તિ એકસામટી ચાલી જશે. તે આપણી મા જ છે, એમ બરાબર માનો. હમણાં ને હમણાં જ પરિણામ આવશે. તે કાંઈ કહેવાની મા નથી, તે તો સગી મા છે. વ્યાકુળ થઈને માની પાસે હઠ લો. હઠ કરીને માગો તો તે આપ્યા વગર નહિ રહે. એક છોકરો પતંગ લેવાને માના સાડલાનો છેડો પકડીને પૈસો માગે છે. મા પાડોશણો સાથે ગપ્પાં મારવાં બેઠી છે પહેલાં તો

તે છોકરાનું કહેવું કાને ધરતી જ નથી અને વાતો જ કર્યા કરે છે છોકરા સામે જોતી પણ નથી આડું મો રાખીને કહે છે કે 'માગથી નહિ અપાય તે (છોકરાનો બાપ) ના કહી ગયા છે તે આવશે ત્યારે કહીશ હમણા પતંગ લઈને શું કરવાનો હતો?' પણ છોકરો છોડે તેવો નથી તે રડવા લાગ્યો— કકળવા લાગ્યો 'ઓ મા! ઓ મારી મા!'' એમ કહીને માને વળગી પડ્યો તે તો પૈસો લેવાની હઠ લઈને જ બેઠો ત્યારે તે સ્ત્રી પાડોશણને કહે છે 'ઊભા રહો બાઈ! જરા આને ટાઢો પાડું' એમ કહી ઘરમા જઈને ચાવી વડે કટ કટ પેટી ઉઘાડે છે અને પૈસો કાઢીને છોકરાને આપે છે તમે પણ એ રીત મા પાસે હઠ કરીને માગો, અને પછી જુઓ કે તે દર્શન દે છે કે નહિ!

*

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ ના જુદા જુદા સ્વભાવ છે તમોગુણીનું લક્ષણ અહંકાર, નિદ્રા, ખૂબ આહાર, કામ, ક્રોધ, વગેરે છે રજોગુણી લોકો ખૂબ કામધંધો કરે છે કપડાંલપડાં ઠીકઠાક રાખે છે ઘરને રંગાવી ધોળાવી રાચરચીલાથી શણગારે છે દીવાનખાનામા રાજારાણીની તથા મોટા મોટા માણસોની અને શૃંગારી છબીઓ ટાંગે છે પૂજાપૂજા કરવા બેસે ત્યારે પણ રેશમી પીતાંબર અને શાનજોટો ઓઢીને બેસે છે ગળામા સોને ગંઠાયેલી રુદ્રાક્ષ ની માળા પહેરે છે જો કોઈ તેની હવેલી જોવા આવે તો તેની સાથ ફરીફરીને બતાવે છે 'આ તરફ આવો આ આરસપહાણનું ટેબલ આ ફુવારો આ નાચતા પૂતળા'' વગેરે વગેરે જે દાન કરે તો લોકો દેખે તેવી રીતે કરે છે સત્ત્વગુણનો સ્વભાવ ઘણો મધુર અને શાન્ત હોય છે કપડા જેવા મળે તેવા પહેરે છે રોજગાર ગુજરાન પૂરતા જ કરે છે કોઈની ખુશામત કરીને કે લુચ્ચાઈ કરીને પૈસો લે નહિ ઘરની મરામત થાય ન થાય તેની ચિંતા ન કરે નહિ છોકરાના લૂગડાં ઘરેણાની કશી દરકાર રાખે નહિ માન કીર્તિને માટે કદી ઇચ્છા રાખે નહિ ઈશ્વરનું સ્મરણ, દાન, ધ્યાન એ બધુ ગુપ્ત રીતે જ કરે—લોકો જાણવા પામે જ નહિ કોઈ કોઈ વાર એ સૂતો સૂતો ધ્યાન કે જપ કરી લે અને લોકો સમજે કે રાત્રે બરાબર ઊંઘ નહિ આવી હોય તેમા સૂઈ રહ્યો હશે! સત્ત્વગુણ નિસરણી નું છેલ્લું પગથિયું છે તેની ઉપર અગાસી—મા બ્રહ્મ—છે સત્ત્વગુણનો ઉદય થયો એટલે ઈશ્વરનો સાક્ષાત્કાર થવાની તૈયારી થઈ ચૂકી તેનાથી એક પગલું આગળ ગયા કે ઈશ્વર

*

દર્શન વેળા મનોભાવ બદલાઈ જાય છે ચિત્તના રાગદ્વેષાદિ દ્વંદ્વો અદૃશ્ય થઈને અનિર્વચનીય શાંતિ અનુભવાય છે પેલા ભક્તરાજ ગાતા હતા —

તૂ દયાલુ દીન હૌં, તૂ દાની હૌં ભિખારી
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપપુંજ હારી ॥
નાથ તૂ અનાથ કૌ, અનાથ કૌન મો સો?
મો સમાન આરત નહિ, આરતહર તો સો ॥
બ્રહ્મ તૂ હૌ જીવ, તૂ ઠાકુર હૌ ચેરો
તાત માત ગુરુ સખા તૂ, સબ વિધિ હિતુ મેરો ॥
તો હિ મો હિ નાતે અનેક, માનિયે જો ભાવૈ
જ્યો ત્યો તુલસી કૃપાલુ, ચરન સરન પાવૈ ॥

ખરું હતું ક્યા ચૌદભુવનના નાથ અને ક્યા પૃથ્વી ઉપરનું એક માનવ જંતુ' આવા બે હોવા છતા યે તે જ મન્ત્રવ્યાખ્યાન છે અને શરણું છે જગતના દ્વંદ્વો તો તેની તળેટીમાંથી જ અદૃશ્ય થાય છે તો પછી તેમાં દર્શનકાળની શાંતિનું તો પૂછવું જ શું! કેવળ એક જ વાંછના રહે છે —

પ્રશાન્ત શાસ્ત્રાર્થ વિચાર ચાપલ
નિવૃત્ત નાના રસ કાવ્ય કૌતુકમ્ ।
નિરસ્તનિ શેષ વિચાર વિપ્લવ
પ્રપત્તુમન્વિચ્છતિ શંકર મન ॥

[શાસ્ત્રાર્થની ઇચ્છા શાન્ત થઈ છે, વિચારોની ચાપલાઈ ઠરી પડી ગઈ છે કાવ્યના છ રસ અને વિવિધ નવરસમાંથી કૌતુક જતું રહ્યું છે વિચારોના વાવાઝોડા પૂર્ણપણે અદૃશ્ય થયા છે હવે તો આ હૃદય શંકરને મળવાને જ ઝંખે છે ]

દર્શન કરીને મંદિરને ઓટલે આરામ લેવા બેઠો કે તરત જ સામેની ઉત્તરદિશા તરફ દૃષ્ટિ ગઈ અને ત્યાં શું જોયું! ઈશાન્યથી વાયવ્ય ખૂણા સુધીની ઉત્તરદિશાને ભરી દેતી અને આકાશને રોકીને ઊભેલી, તુંગનાથથી અનેકગણી ઊંચાઈની, ધોળી દૂધ જેવી વિરાટ હિમભીંત સેંકડો માઈલોની લંબાઈને રોકીને ખડી છે તેના પૂર્વપશ્ચિમ છેડા દેખાતા નથી આ વિરાટ હિમદુર્ગમાં કોટના કાંગરાને સ્થાને વિશાળ જેવા હિમશૃંગો છે તેમની સંખ્યા કોઈથી નહિ પણ અનાવધિ છે કોઈ જરા નીચા તો કોઈ જરા ઊંચા પણ બધા જ ધોળા બરફથી રસેલા જાણે ભગવાન મહાકાળની શરશય્યા! ગંગોત્રી, જમનોત્રી, બદરીનાથ, કેદારનાથ, નંદાદેવી, નંદાકોટા, જે શિખરોને ઓળખતા હો તેને તારવી લો બરફના પાંચ દસ પર્વતોની કેવળ તળેટી જોઈને જ મુગ્ધ થઈ જનાર ઉષ્ણપ્રદેશવાસીને આ દિગન્તવ્યાપી હિમશૃંગોનો સમૂહ મુગ્ધ નહિ પણ સ્તબ્ધ કરે છે સર્વ દિશાઓના અંતની યે પેલે પાર જતું તેમનું અપૂર્વ દર્શન વિસ્મય નહિ પણ વિસ્મય-ભય પ્રેરે છે કૌતુક નહિ પણ મૂઢભાવ જગાવે છે લાખો ખાંડીના હિમનો ભાર હિમાલય ઉપર નહિ પણ પથિકની છાતી ઉપર પડ્યો હોય એમ અકળામણ, મૂંઝવણ અને ગુંગળામણથી શ્વાસ થંભી જાય છે પ્રચંડ, અનનુભૂત, વિરાટ ભવ્યતાથી જાણે છાતી શરીરમાં અને શરીર પૃથ્વીમાં બેસી જાય છે

અદૃષ્ટપૂર્વં હૃષિતોઽસ્મિ દૃષ્ટ્વા
ભયેન ચ પ્રવ્યથિતં મનો મે ।

[આ અદૃષ્ટપૂર્વ વિરાટ દર્શન જોઈને હું હર્ષિત થાઉં છું અને સાથે જ ભયથી મન વ્યથા અનુભવે છે.]

ઉત્તરદિશાના નગાધિરાજ હિમાલયને બાદ કરતાં બાકીની બધી દિશાઓ અને બધા ખૂણાના પર્વતો તુંગનાથ આગળ બાળક જેવા લાગે છે દૂર પશ્ચિમમાં ગૌરીકુંડથી ત્રિયુગીનારાયણનો માર્ગ ઝીણા દોરા જેવો સ્પષ્ટ દેખાતો હતો. દૂર દક્ષિણમાં પગથિયાની જેમ આડી પડેલી પર્વતમાળાઓ ધીરે ધીરે એકબીજાથી નીચી બનતી અદૃશ્ય થતી હતી. નિરાંતે વાગોળતાં ગાયોના ધણમાં કોઈ કાળો ધણખૂંટ એકલો ઊભો હોય તેમ હિમાલયના ડુંગરાઓમાં તુંગનાથ પર્વત ભૂરો તરી આવતો હતો દિવસ અત્યંત સ્વચ્છ હતો. તેમાં યે મધ્યાહ્ન થવા આવેલો એટલે દૃષ્ટિ અપ્રતિહત બનીને કેટલા માઈલ દૂર પહોંચતી હશે તે સમજાતું ન હતું સાગરના મોજાઓને ઊંચા તુંગ ઉપરથી કોઈ નાવિક જોતા કૂવાથંભથી જોતો હોય. તેવા ગૌરવથી દિગન્તવ્યાપી નીચી પર્વત માળાઓ ઉપર વારંવાર આંખો ફરતી હતી દૃષ્ટિ માત્રની સાથે સ્પર્ધામાં ઊતરવા મથતા હોય તેવા ગરુડો મિનિટની એકાદ લેખે ગિરિપરંપરાને પસાર કરતા આકાશમાં ઊડતા હતા આ જીવતાજાગતા

સ્વયંસંચાલિત, અવકાશયાત્રીઓને શો અનુભવ થતો હશે?

એકાદ કલાક સુધી આ અકલ્પ્ય, અનનુભૂત, અને અવિસ્મરણીય નિસર્ગદર્શન કર્યા કર્યું તેને રમણીય કેમ કહેવાય? ભવ્ય શબ્દ પણ ઓછો પડે છે. મનમાં સ્તબ્ધતાનું જ સામ્રાજ્ય છવાઈ જાય છે. દર્શન, અનુદર્શન અને પુનર્દર્શન પછી યે નેત્રો અતૃપ્ત રહે છે. અરધા ઉત્તરાકાશને આવરી લેતી હિમગિરિમાળાઓનાં વનો, તેનાં શુભ્રશૃંગોનાં ઘણુંનાં ઘણુ, કૈલાસપુરીનો કોટ હોય તેવો ધોળી ખડીથી રંગેલો આકાશી ભીંતોનો દુરધિગમ દુર્ગ— આ વિભૂતિવિસ્તાર જોઈને અવાચક બની ગયેલા જીવને જાણે ભગવાન તુંગનાથે મંદ મંદ સ્મિત કરતાં કહ્યું :—

> મા તે વ્યથા મા ચ વિમૂઢભાવો
> દૃષ્ટ્વા રૂપં ઘોરમીદૃઙ્ મમેદમ્ ।
> વ્યપેતભીઃ પ્રીતમનાઃ પુનસ્ત્વં
> તદેવ મે રૂપમિદં પ્રપશ્ય ॥

[મારું આવું ઘોરરૂપ જોઈને તને વ્યથા ના થાઓ, મૂઢભાવ ના ઊપજો, નિર્ભય અને પ્રસન્ન બનીને પૂર્વનું મારું એ જ પરિચિત રૂપ તું નિહાળ.]

વિદાયવેળાએ વળી ભગવાન તુંગનાથનાં દર્શન કર્યાં અને ચિત્તને સ્વસ્થ કર્યું.

તુંગનાથ વિષે દંતકથાઓ પ્રચલિત છે. આ સર્વોચ્ચ પર્વતની આજુબાજુની ગિરિમાળાઓ શિયાળામાં બરફથી ઢંકાયેલી રહે છે. ત્યાં સિદ્ધો, યોગીઓ અને તપસ્વીઓનો વાસ છે એમ મનાય છે. હિમાચ્છાદિત તુંગનાથના મંદિરમાં શિયાળામાં એક પૂજારી જ રહે છે. તેણે બરફમાં વિચરતી શ્વેતવસ્ત્રધારી ઋષિ જેવી લાગતી ત્રણ વિભૂતિઓને એક વાર જોયેલી એવી લોકવાયકા છે.

એક વાર કોઈ ભાવિક યાત્રાળુ તુંગનાથની નીચેની ચટ્ટીમાં રાતવાસો રહ્યો હશે. ભળભાંખળું થતાં તે ગંગાસ્નાન કરવા ગયો. ત્યાં સ્નાનાર્થે આવેલી એક યોગિનીમાતાનાં તેને દર્શન થયાં. યોગિનીને પ્રણામ કરતાં તેણે પ્રસન્ન થઈને કહ્યું કે "બેટા! પ્રાતઃકાળમાં તને મારું દર્શન થયું છે તો કોઈ વરદાન માગી લે." શું માગવું તેની સૂઝ ન પડવાથી તે પોતાની સ્ત્રીની સલાહ લેવા દોડયો. પાછો આવીને જુએ તો યોગિની ચાલ્યાં ગયેલાં!

એક વાર એક કઠિયારો લાકડાં કાપવા જતાં વનમાં બહુ દૂર નીકળી ગયો. રાત પડી ગઈ. તેણે પાસેના પહાડની ગુફામાં દીવો બળતો જોયો. પોતાના જેવો જ કોઈ પહાડી ઘર બાંધીને રહેતો હશે એમ માનીને રાત ગાળવા તે ત્યાં પહોંચ્યો. જુએ તો એક ઋષિ બેઠેલા! એમણે કઠિયારાને કહ્યું: "બેટા! તેં ત્રણ દિવસ પહેલાં શિકાર ખાધો છે તેથી તારો દેહ અપવિત્ર થયો છે. માટે આજે તું અહીં ન બેસે તો સારું. શ્રાવણ સુદિ પૂનમને દિવસે તું મારી પાસે આવજે." કઠિયારાને પછી તે તિથિ યાદ ન રહી અને ઋષિના દર્શનનું ફળ ન મળ્યું.

આવા ઋષિઓ છ છ મહિનાની સમાધિમાં બેસે છે. જડીબુટ્ટીઓ વિષે અદ્ભુત જ્ઞાન ધરાવે છે. ભૂખ લાગે ત્યારે અમુક જાતનાં મૂળિયાં ખાય છે. આથી છ મહિના સુધી ભૂખ લાગતી નથી. તેમને ટાઢ પણ વાતી નથી કારણ કે અમુક વનસ્પતિમાં અસાધારણ ઉષ્ણતાનો ગુણ હોય છે. તેમની ગુફામાં એવી વૃક્ષશાખાઓ હોય છે જે દિવસે લાકડું લાગે છે અને રાત્રે પ્રકાશ આપે છે. (ઈ.સ ૧૯૫૮ના ચોમાસામાં આવું લાકડું સુરત જિલ્લાના એક કઠિયારાની ભારીમાં આવ્યાના સમાચાર વર્તમાનપત્રોમાં પ્રકટ થયા હતા.) કેદારનાથ અને તુંગનાથની પાછળના પહાડોમાં સરોવરો છે. તેમાં સુવર્ણ કમળો થાય છે. શ્રાવણ માસમાં વનશ્રી અદ્ભુત હોય છે. પહાડો પાણીથી ભરેલા હોઈને ઠેરઠેર ઝરણાં ફૂટી નીકળે છે. સમગ્ર તુંગનાથનો પર્વતવિસ્તાર જાણે ઉદ્યાનનું સ્વરૂપ ધારણ કરે છે. આવી લોકવાયકાઓથી તુંગનાથનું માહાત્મ્ય વધી જાય છે.

તુંગનાથ ઉપર ચડવા માટે તેના ઉત્તરના પૃષ્ઠ પર માર્ગ છે. ઊતરવાં માટે સહેજ દક્ષિણમાં જઈને પછી પશ્ચિમમાં રસ્તો નીચે ઊતરે છે. શિખર ઉપર કોરો ડુંગર છે નીચે ઊતરતાં ઘાસ ઊગેલું દેખાય છે. તેથી નીચે ઊતરતાં હંસરાજ જેવી વનસ્પતિ જોવા મળે છે, ત્યાર પછી શંકુશિરા દ્રુમવરોનું વન આવે છે. તેમાં વાંકોચૂંકો થતો સર્પાકૃત માર્ગ ઠીક

નીચે ઊતરે છે ત્યારે એક મોટી દુકાન ઘાસના છાજથી છાયેલી દેખાય છે શિખર ઉપરથી આ દુકાન દીવાસળીની પેટી જેવડી લાગે છે અહીંથી લીલાછમ વૃક્ષોનું સુંદર વન પૂરું થઈને સૂકું પર્વતપૃષ્ઠ શરૂ થાય છે સાથે જ તુંગનાથની પ્રદક્ષિણા કરતો હોય તેમ માર્ગ પશ્ચિમમાંથી દક્ષિણમાં અને દક્ષિણમાંથી પૂર્વમાં વળે છે તુંગનાથના શિખરરૂપ ભાગને છોડીને તેના પૂર્વાભિમુખ ઢળતા પૃષ્ઠો આવે છે અહીંથી વળી વનરાજિ શરૂ થાય છે માર્ગની બંને બાજુ ઢોળાવ હોઈને શિખરયાત્રા કરતા હોઈએ તેમ લાગે છે આ પછી પ્રદક્ષિણાને પૂરી કરવાને જ ઉત્તર તરફ માર્ગ વળે છે છૂટાછવાયા વૃક્ષોને બદલે વિશાળ વનનો પ્રારંભ થાય છે અને નીચે ઊતરતા તે ગા. બનવા માંડે છે આખી બદરી–કેદારની યાત્રામાં તુંગનાથના પૂર્વપૃષ્ઠના આ સાત માઈલમાં જોયું તેવું નિબિડ એકાંત, રમ્ય અરણ્ય બીજે ક્યાંય જોયું નથી અનેક પ્રકારના વૃક્ષોથી તે શોભાયમાન છે મહાવૃક્ષો એકબીજાની સાથે આકાશમાં પહોંચવાની સ્પર્ધા માંડે છે શંકુશિરા પ્રચંડ વૃક્ષોની ટોચ તરફ ઉપર જોતા આંખો ઓડે આવે છે તેમની ઊંચાઈ બસો ફીટની સહેજે હશે આવા વૃક્ષો મરણશરણ થઈને પડે છે ત્યારે તેને ખસેડનાર કોઈ હોતું નથી તેના અતિ દીર્ઘ પડ માર્ગમાં આડા અવરોધરૂપે અનેક વાર આવે છે અને સતત વર્ષાને કારણે સડીને તણાઈ જાય ત્યારે જ તે અવરોધો દૂર થાય છે તુંગનાથનું આ પૂર્વપૃષ્ઠ એવું ધીમે ધીમે ઢળે છે કે જાણે ગંજું મેદાન તો નહિ હોય એવી શંકા થયા કરે છે વચ્ચે વચ્ચે કુદરતી સમથળ ભાગો પણ દેખાય છે–જાણે નિસર્ગશ્રીના વન્ય રંગમંડપનું સભાસ્થાન! ખરા મધ્યાહ્ન ત્યાંની હવામાં ભેજ અને

શીતળતા હતા વૃક્ષો ઉપર થડથી ડાળ સુધી લીલી શેવાળ બાઝી હતી–જાણે શેવાળનું જ વૃક્ષ ઊગ્યું હોય! નીચે ઊતરતા શેવાળ સુકાઈને શાખાઓ ઉપરથી વડવાઈઓની જેમ લટકતી હતી રોડાદાણુ થયું ગાઢ અરણ્યમાં વનના પક્ષીઓનું કૂજન સંભળાવા લાગ્યું એક પંખી આરોહાત્મક સૂરોમાં પડકાર કરતું હોય તેમ ઉત્તેજક નાદથી વનને અને ખીણને ભરી દેતું હતું વનચકલીઓ સીટી મારતી હતી

નવ માઈલના ઊતારમાં સાતેક માઈલનું તુંગનાથનું આ મહાવન પથરાયેલું પડ્યું છે રસ્તાનો વળાંક વળ્યો કે વૃક્ષો પાછળ યાત્રી અનોપ થાય છે વન પૂરું થતા નીચે સૂકા સાધારણ ડુંગરાઓ શરૂ થયા સવારના પાંચ વાગે ઊપડેલે સાંજે પાંચ વાગે મંડલીની ધર્મશાળામાં પહોંચ્યો પ્રચંડ પર્વતની તળેટીમાં આ ચટ્ટી દરિયામાં ખસખસ જેવી લાગે છે પાસે જ નાનકડી ગંગા વહે છે ઉપર ટચુકડો પૂલ છે ગંગાને કાંઠે ક્યાંક પહાડીઓ ઘાસના ભારા પીઠ ઉપર લઈને આવતા દેખાય છે નાની ગંગા ટચુકડો પૂલ પહાડી ખેડુતવરતી દુકાનો અને યાત્રામાર્ગ–બધું યે તુંગનાથની વિરાટતામાં અલ્પ સ્વલ્પ ક્ષુદ્ર અણુમય લાગે છે માનવસૃષ્ટિ પ્રકૃતિમાં એકરૂપ છે કે ભિન્ન એવો વિચાર આવતો નથી બધી જ સૃષ્ટિ એક સરજનહારની કૃતિ બની જાય છે

પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને
શિવ થકી જીવ થયો એ જ આશે

(ક્રમશ:)

☆

જો આપણે આપણું બધું જ બોલવાનું તપાસીશું તો જણાશે કે આપણે એટલું બધું અતિશયોક્તિભર્યું બોલીએ છીએ કે આપણને એ જાતની ટેવ જ પડી ગઈ છે અને તેથી આપણે શું સાચું ખોટું બોલ્યા તેની તપાસ કરતા નથી મૌનની જો આપણે કિંમત સમજતા થઈએ તોય દેશની ખૂબ સેવા કરીશું ભાષણો કરવાનો હવે જમાનો રહ્યો નથી. હવે તો નક્કર કામ કરી બતાવવું પડશે "મૌનમ્ સર્વાર્થસાધનમ્" જેને સત્યની ઝાંખી કરવી હોય પ્રભુનું શરણું મેળવવું હોય તેણે અઠવાડિયે એક દિવસ મૌન રાખવું જરૂરી છે એ હું મારા સોમવારના મૌનના અનુભવે કહું છું —ગાંધીજી

# કાકાસાહેબની વિચારકલિકાઓ

* કળાધર અને કારીગરને જુદા પાડશો નહિ. તેમ કરશો તો કળાધરની કળા ચીમળાઈ જશે અને કારીગરના કૌશલ્યનો લય થશે. કળા ભૂત જેવી દેખાશે અને કારીગરી મડદા જેવી.

* ચિત્રકાર, શિલ્પકાર, ગાયક અથવા કવિ એમને માત્ર પુરસ્કાર આપવાથી કળાની ઉન્નતિ થવાની નથી. કળાને સમાજે પોતાના હૃદયમાં કુટુંબમાં, મંદિરમા અને સમાજમા સ્થાન આપવું જોઈએ. પોતાના જીવનમાં કળાની પ્રતિષ્ઠા કરો એટલે કળાધરો આપો આપ પેદા થશે.

* સાચો કળાધર સ્વભાવે કળાનો પ્રચારક (મિશનરી) હોય છે. યોગ્ય માણસ આગળ તે કશું છૂપું રાખી શકતો નથી.

* દશ્યસૃષ્ટિ ભાસમાન છે પણ આદર્શસૃષ્ટિ—ધ્યેયસૃષ્ટિ—સત્ય છે એવી કળાધરની માન્યતા હોય છે. તત્ત્વજ્ઞાન પણ એ જ કહેતું આવ્યું છે.

* કલ્પનાતરંગ બે પ્રકારના છે; પ્રાણવાન અને હતપ્રાણ અથવા અલ્પપ્રાણ. કવિ અથવા ચિત્રકાર પવિત્ર હોય તો તેના હૃદયમાં પ્રાણવાન ભાવનાઓ પ્રવેશ કરે, પ્રાણવાન વિચારોના ફુવારા તેની કલમમાંથી કે પીંછીમાંથી ઊડવા માડે અને સમાજ ચૈતન્યથી હાલી ઊઠે. એ જ કવિ અથવા ચિત્રકાર વિલાસી હોય તો એના સમાજને હતપ્રાણ કલ્પનાઓનો કેફ ચડે છે અને સમાજ વેરવો બને છે; અને જો એ કવિ યા ચિત્રકાર પોતે જ અલ્પપ્રાણ હોય તો તેની નિર્માલ્ય કવિતા અથવા કૃતિ તે ને તે જ ઠેકાણે મરણશરણ થાય છે.

* પ્રકૃતિનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનંદ વિષયોપભોગ દ્વારા અનુભવવાનો હોય છે. કળાનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનંદને વિષયવાસનાના સંસર્ગથી દૂષિત ન કરતાં તેને શુદ્ધ સ્વરૂપમાં અનુભવવાનો હોય છે.

* યથાર્થદર્શી કળા, કળા જ ન કહેવાય. એ ...ની વસ્તુની કેવળ નોંધ છે.

* જે ચિત્ર જોતાં મનમા ઉપભોગની, વિષયની કલ્પના આવે છે તે કળાકૃતિ નથી. એવાં ચિત્રો કેટલાંક વરસ પર રજવાડાનાં અન્તઃપુરોમાં ટાગવામાં આવતાં. સંયમ-વિમુખ પાશ્ચાત્ય આદર્શ કે રિવાજને લીધે આજકાલ એવાં ચિત્રો પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં દીવાનખાનાંમાં પણ દેખા દેવાં લાગ્યાં છે.

* અરે, આ દુનિયા પડદાનશીન થઈ છે કે એ તે હીટકી બની છે? જે જુઓ તે કાં તો બુરખા પહેરીને અથવા વેશ કાઢીને જ ફરતા દેખાય છે. જાણે તેને સાચની જાણે લાજ આવે છે. એમની ભાષા જુઓ, એમની રીતભાત જુઓ, એમના ઉત્સવો જુઓ, એમના પોશાક જુઓ કે એમનાં દીવાનખાના જુઓ—સત્ય શોધ્યું ય નથી જડતું.

હજી તો સત્ય માત્ર ઢંકાઈ જ ગયું છે, વખત જતા એ ગૂંગળાઈ મરશે. ધાઓ રે ધાઓ, કોઈ સત્યની વહારે ધાઓ!

* જેમ કપડાના શણગાર માટે 'કિનાર અને પાલવ' હોય છે, તેમ જીવનના આનંદ માટે સાહિત્ય, સંગીત અને કળા હોય છે.

* સાહિત્યની ખિલવણી ધર્મપ્રચારને અર્થે અને કેળવણીના સાધન તરીકે થઈ હોવાથી સાહિત્ય સાથે સામાન્ય અને વિશેષ સંસ્કારિતાનો અનુબંધ રહ્યો. પણ જો 'સાહિત્ય માટે જ સાહિત્ય' કહીને એનું પણ જો સ્વતંત્ર દર્શન કરવામાં આવે તો સાહિત્યકોવિદો પણ કારીગરો અને ઉસ્તાદોની હારમા જઈને પડ્યા વગર રહે નહિ.

* સ્વામી વિવેકાનંદને જીવનદીક્ષા ન મળી હોત તો એકલા સંન્યાસ અને વેદાંતદર્શનના જોરે તેઓ પશ્ચિમને જાગ્રત ન કરી શકયા હોત. સ્વામી વિવેકાનંદે સંન્યાસ અને વેદાંત માટે જે કર્યું તે જ કોઈ જીવનદીક્ષિતે સંગીત માટે કરવું જોઈએ. દિલીપકુમાર રાય જેવા જરા સરખી સંગીતની સેવા કરે તો યે આજે તેની જે સાધારણ અસર થાય છે એનું કારણ એ ભદ્ર પુરુષની વ્યાપક સંસ્કારિતા જ છે.

* જ્યાં સુધી સાહિત્યકારો આગળ ધર્મતેજ, સમાજહિતૈષા અથવા ભક્તિનું રસાયણ હતું અથવા એમની આગળ જ્ઞાનની મૃગયા અને સમાજની સેવા કરવાની ઉત્કટતા હતી, ત્યાં સુધી તેઓ જીવનધુરીણો થયા. આજે પણ જીવનધુરીણો મોટે ભાગે સાહિત્યકુશળ હોય જ છે, જ્યાં જીવન ઉત્કટ છે ત્યાં એમાંથી સાહિત્યશક્તિ ઝરવી જ જોઈએ.

* શુક્રનીતિમાં કળાની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે મૂંગા માણસને પણ જે સાધ્ય હોય તે કળા. સાહિત્ય અને સંગીતથી કળાને જુદી પાડવા માટે આવું વર્ણન કર્યું હશે. પણ લેખનમાં મૂંગા લોકો શીખી જાય છે, એ આ વર્ણનની કે વ્યાખ્યાની ખામી છે. આજ કાલ લલિત સાહિત્ય એ જ કળાનું પ્રધાન અંગ થયું છે. નાટકો, કાવ્યો, લઘુકથાઓ, સરસ શૈલીમાં લખેલા નિબંધો એ બધા કળાકૃતિ જ ગણાય છે અને ગ્રંથકારો હવે પ્રમુખ કળાધરો ગણાય છે

* સૌન્દર્ય સાથે ભાવોનું મિલન થયું કે તરત એમાંથી સર્જનશક્તિ જાગ્રત થાય છે અને એ પોતાની પ્રતિભાથી નવાં નવાં રૂપો, નવી નવી આકૃતિઓ, નવા નવા વર્ણવિન્યાસો અને નવા નવા આલાપો પેદા કરે છે. ભાવોની જાગૃતિ, એમની નવનિર્મિતિ, એમની સંક્રાન્તિ, અને એમાંથી નીકળતી અસ્વસ્થતાને અંતે પ્રાપ્ત થતી તૃપ્તિ – એ બધું કળાનું સ્વરૂપ છે એને માટે વાહન તરીકે કઈ વસ્તુ વપરાય છે એ ગૌણ સવાલ છે.

* વૈરાગી, ત્યાગી કે સંન્યાસી માણસ જીવનની લાલચથી સો ગાઉ દૂર ભાગશે. તપસ્વી એ લાલચો પર કાબૂ મેળવશે. તાન્ત્રિક એ લાલચોને વશ થવા છતાં એમાંથી જ પરમ તત્ત્વની ઝાંખી કરવાના ફાંફાં મારશે; જ્યારે કળા એ લાલચોના વિષયનું અલિપ્તપણે, તટસ્થપણે દર્શન કે શ્રવણ કરી એ વિષયોમાંથી જ અમુકને કેવળ તટસ્થ સાધન બનાવી, એમાંથી બ્રહ્માનંદ–સહોદર એવા રસાત્મક આનંદનો અનુભવ કરશે.

* નરી કળા તત્ત્વજ્ઞાનનું સ્થાન કોઈ કાળે ન લઈ શકે કળા ઘણીવાર અદ્ભુત રીતે તત્ત્વનું સૂચન કરે છે, પણ તત્ત્વનું શોધન ન કરી શકે. એને માટે તો સત્યનિષ્ઠાની સ્વતંત્ર અને તર્કકર્કશ સાધનાની જરૂર છે. સૌન્દર્યદર્શન સત્યશોધનની ગરજ ન સારી શકે.

* સત્ય સુંદર હોય છે; અને સૌન્દર્ય એ પણ એક મહાન સત્ય છે પણ તમામ સત્ય આકર્ષક કે રમણીય હોય જ છે, એમ ન કહી શકાય. અને સૌન્દર્યાનુભવ કેવળ સત્યઘન જ છે એમ પણ ન કહી શકાય એટલું સ્પષ્ટ છે કે સત્ય શિવ અને અને સુન્દર એ ત્રણે એક જ મંગળ તત્ત્વની સ્વતંત્ર વિભૂતિઓ હોઈ એ ત્રણેમાં પરસ્પરાનુકૂલતા અને સુસંગતિ હોવા જ જોઈએ. ત્રણે સ્વતંત્ર છે, સ્વયંભૂ છે, એ વિષે શંકા નથી એકમાંથી બીજાની ઉત્પત્તિ અથવા ઉપપત્તિ સિદ્ધ કરી શકાત તો આપણા તર્કકઠોર પૂર્વજોએ આ ત્રણેને ઈશ્વરની ત્રણ વિભૂતિ ન જ માની હોત

* સત્યની શોધ અને કળાની પ્રતીતિ, એ બન્ને વ્યાપાર જુદા છે. તરસનો ગઢ જીતવાના આ વેગળા વેગળા હુમલાઓ છે બન્નેને પાછળની વૃત્તિઓ જુદી હોઈ એમની ફળપ્રાપ્તિ પણ જુદી જુદી છે. કળારસિક પોતાની વૃત્તિઓને અને લાગણીઓને કોમળ, ઉત્કટ, અને શીઘ્રચેતન બનાવી દે છે, જ્યારે સત્યશોધક પોતાની વૃત્તિ અને લાગણીઓને કાબૂમાં રાખી, બંને એમનો સંયમ કરી પોતાની જિજ્ઞાસા તીવ્ર બનાવી બુદ્ધિને એકાગ્ર, અનન્યનિષ્ઠ અને પારગામી બનાવે છે. મૂળ સાધનામાં જ આટલો ફેર છે. કળાદર્શી જ્યાં વિરામ પામે ત્યાંથી જ સત્યશોધક આરંભ કરે કળાનું દર્શન એ વીજળીના ઝબકારા જેવું હોય છે. જ્યારે સત્યનું શોધન વિજ્ઞાનશાસ્ત્રીના પ્રયોગ જેટલું ઊંડું હોય છે.

* સદાચારને નામે અનેક રૂઢિઓ, અને સમાજના આગેવાનોની જૂની કે નવી જોહુકમી માન્યતાઓ સમાજ પર રાજ્ય કરે છે, એમાંથી નાખી દેવા જેવી વસ્તુઓ જરૂર નાખી દઈએ પણ કળાએ પોતાનું નિર્વિવાદ સ્વાતંત્ર્ય નવેસર સિદ્ધ કરવા માટે સદાચારનો વિરોધ જ કરવો જોઈએ એમ શા માટે માનવું? સદાચાર એ પણ અતિ સર્વોચ્ચ જીવનકળા જ છે.

આપણે જાણીએ છીએ કે ક્રાઈસ્ટ લોકોને પોતાનો ઉપદેશ આપવો શરૂ કર્યો તે પહેલાં સેતાને તેને આ સંસારનાં સુખ ભોગવવા અનેક રીતે લલચાવવા પ્રયત્ન કર્યો હતો, તેના ઉપભોગને માટે સપ્તલોક હતા. ખાવાને માટે અનેક જાતના રસવાળા અને સ્વાદિષ્ટ પદાર્થ હતા. રાજ્ય કરવા માટે મહારાજ્ય હતું. અનેક પ્રકારના ચમત્કારો કરી દુનિયામાં તેને યશ મેળવવાનો હતો. આવી આવી વિવિધ લાલચો અને આકર્ષક વસ્તુઓ તેની સામે હતી. પરંતુ ક્રાઈસ્ટે કહ્યું કેઃ "હે સેતાન! ચાલ, બાજુ પર રહે, મારે તારા હાથનું કશું યે લેવું નથી." કેવાં ઉત્તમ વચનો! હે અમેરિકા અને યુરોપના લોકો! ક્રાઈસ્ટનો આ ઉપદેશ સદા તમારી સન્મુખ રાખો. આ સઘળી બાહ્ય, અસત્ ભૌતિક વસ્તુની મારામારી, ખેંચાખેંચી અને લૂટાલૂટ છતાં ક્રાઈસ્ટનો આ ઉપદેશ તમારે ધ્યાનમાં રાખવો જોઈએ.

* * *

તમારા અંતઃકરણમાં રહેલો અંતરાત્મા દૈવી અને ઈશ્વરી છે. પ્રત્યેક બાળક સ્વભાવથી જ અંતઃપ્રેરિત હોય છે. દરેક જન્મથી જ કવિ હોય છે. જો તમે ઈશ્વરી નિયમાનુસાર તમારું જીવન ગાળો, જો તમે કુદરતના નિયમાનુસાર તમારું વર્તન રાખો તો હંમેશા તમારું જીવન પ્રેરણામય જ રહેશે. જો તમે તમારા આત્માના અનુસંધાનમાં રહેશો તો તે બધો વખત તમને સ્ફુરણા જ થયા કરશે. તમારો દોષ એ છે કે તમારું મન આ દુનિયાની લોહચુંબકના જેવી આકર્ષક વસ્તુઓમાં મસ્ત થાય છે. સંસારના મોહ તમને આકર્ષે છે અને આવી રીતે તમારા પોતાના સત્યપથથી ભ્રષ્ટ થાઓ છો. જો તમને હાલ તમારા હૃદયમાં સ્ફુરણ થતું ન હોય તો તેનું ખરું કારણ એ જ છે કે તમારામાં વિરાગ કે ત્યાગ નથી. તમે ઐહિક વસ્તુઓના મોહમાં ફસાઓ છો, તે વસ્તુઓ સાથે તમે દૃઢ બંધન પામો છો. જો તમે મૂળ શક્તિ અને પ્રેરણા વગેરે પ્રાપ્ત કરવા માગતા હો તો તમે ખરા ત્યાગી અને વિરાગી બનો. ઈશ્વરમાં—સત્ય આત્મામાં—તમે વિલીન થઈ જાઓ. થોડા વખત સુધી તમે એકાંતમાં રહો. તમારા સત્યસ્વરૂપનું ધ્યાન ધરવા માટે દિવસનો થોડો ભાગ તમે એકાંત સેવો. આવી રીતે કરવાથી તમને દૂષિત કરનાર લોહચુંબકના જેવી આ દુનિયાની ભૌતિક અસરો તમારાથી દૂર થશે અને તમારું મન ફરીથી બરાબર સ્થિર થશે તથા તમે પ્રેરણા પામતા થશો.

* * *

તમને અંતઃસ્ફુરણા થાય એવાં પુસ્તકો વાંચો. જે પુરુષોના સંસર્ગમાં રહેતાં તમે ઉન્નત સ્થિતિમાં આવો એવા પુરુષોનો સત્સંગ કરો. અથવા તો સદા એકાંત જ સેવો. તમારો કેટલોક વખત ધ્યાનમાં ગાળો. આવી રીતે તમારી પોતાની નૈસર્ગિક પ્રેરણાથી અદ્ભુત શક્તિ તમને પાછી પ્રાપ્ત થશે. શું દરરોજ તમારે તમારું ઘર વાળીઝૂડીને સાફ કરવું નથી પડતું? આવી જ રીતે તમારે તમારા મનને પણ દરરોજ સ્વચ્છ અને નિર્મળ રાખવાની જરૂર છે. જ્યાં સુધી દુનિયાના વિચારો, દુનિયાની લાલચો અને દુનિયાના વિષયોના ઉપભોગની વાસનાઓ અથવા "હું કરું છું" એવા અહંતાના ખ્યાલો તમારામાં મોજૂદ છે, જ્યાં સુધી તમારું દેહાભિમાન નાશ પામ્યું નથી, ત્યાં સુધી તમારે કોઈ પણ જાતની સંગીન આશા નથી. દેહાભિમાનના નાશ સિવાય અંત પ્રેરણાનો કોઈ રસ્તો નથી.

* * *

ભોગ આપ્યા વિના ઈશ્વરનો સાક્ષાત્કાર થવો કઠિન છે. ભોગ આપ્યા સિવાય તમારો સ્વભાવસિદ્ધ અધિકાર પાછો મેળવી શકાશે નહિ. જગતમાં પવિત્ર મનવાળા, પવિત્ર હૃદયવાળા મનુષ્યો જ સુખી છે; કારણ કે તેમને જ પ્રભુ મળે છે. તેમને જ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. હૃદયની પવિત્રતા એ શું છે? હૃદયની પવિત્રતા એટલે શારીરિક પાપોથી દૂર રહેવું; એટલું જ નહિ પણ તેમાં એથી વિશેષ

રહસ્ય રહેલું છે. દરેક પ્રકારની મમતા—પછી તે ઘર ઉપર હો કે પોતાની ઘડિયાળ ઉપર હો; કૂતરા ઉપર હો કે માતાપિતા સ્ત્રીપુત્રાદિક ગમે તેના ઉપર હો; પરંતુ જેને સત્યનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા છે, જે મનુષ્ય આ ક્ષણે જ સંપૂર્ણ સત્ય જાણવા ઇચ્છે છે તેને તો તે મમતા—અધોગતિએ પહોંચાડનારી, નબળો પાડનારી જ છે. જગતના પદાર્થોના મોહમાંથી છૂટા થવું મુક્ત થવું, એનું જ નામ અંતઃકરણની પવિત્રતા; એનું જ નામ ત્યાગ. આવી પવિત્રતાથી જ ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે.

*      *      *

ઘણા ઘણા મનુષ્યો 'રામ' પાસે આવીને વાર વાર એ જ કહે છે કે "અમને સાક્ષાત્કાર કરાવો, અમારે સાક્ષાત્કાર કરવો છે" હા' આ ક્ષણે જ સાક્ષાત્કાર થાય, પણ તમારી મોહજાળ તોડી નાખો: તેમ જ ઇર્ષ્યા, દ્વેષ વગેરે વૃત્તિઓથી મુક્ત થાઓ. ઇર્ષ્યા અને દ્વેષ શું છે? માત્ર અધોમુખી વાસના, તૃષ્ણા અને મોહ, જ્યારે આપણને બીજી કોઇ બાબતમાં મોહ હોય છે ત્યારે જ આપણે બીજા કોઇનો તિરસ્કાર કરીએ છીએ.

*      *      *

હિંદુસ્તાનમાં એક સદ્‌ગૃહસ્થ રામનો પરમ મિત્ર છે; ને તે માનસશાસ્ત્રમાં પ્રવીણ છે. એક સ્થળે તેની આંખે પાટા બાંધી ગણિતશાસ્ત્રનું પુસ્તક તેની આગળ ધરવામાં આવ્યું. આ પુસ્તક એણે જન્મારામાં જોયેલું નહોતું, છતાં બંધ આંખે તે વાંચી શકતો હતો. ગણિતશાસ્ત્રનાં અમુક ચિહ્નો, જેના નામ તે જાણતો જ ન હતો, તેની એક કોરા કાગળ ઉપર તે પુસ્તકમાંથી એ જ સ્થિતિમાં નકલ કરી ગયો. ચિહ્નોનાં અર્થ નામો તો તે નહોતો કહી શક્યો, પરંતુ નકલ કરી શક્યો. બીજાના વિચારો પણ તે જાણી શકતો અને જોયા વિના તમે જે લખ્યું હોય તે લખી જતો. તે માનસશાસ્ત્રમાં પ્રવીણ હતો. તે જડ જગતનો અનુયાયી હતો, પણ પવિત્ર કે સુખી મનુષ્ય નહોતો.

*      *      *

હિંદુસ્તાનના એક મનુષ્ય વિષે આપણે જાણીએ છીએ કે તે ૭ માસ પર્યંત મૃતપ્રાય જેવો પડી રહ્યો હતો. આ વિદ્યાને ખેચરી મુદ્રા કહે છે ને તેનું વર્ણન હઠયોગમાં આપેલું છે. ૭ માસ પર્યંત જીવનની કોઇ પણ નિશાની તેનામાં જણાતી નહોતી. રગોમાં લોહી પણ વહેતું નહોતું. ૭ માસ પછી તેનું ઉત્થાન થયું. આ ઉપરથી આ પુરુષને બીજો ક્રાઇસ્ટ કહી શકીએ; પરંતુ તે મુક્ત કે સુખી મનુષ્ય નહોતો. તેણે જે જે ગુનાઓ—પાપો કર્યાં હતાં તે કહેવાની જરૂર નથી; પરંતુ જે રાજાના દરબારમાં તે આ પ્રયોગ કરતો હતો તેણે એને ધક્કા મારીને પોતાને ત્યાંથી હાંકી કાઢ્યો હતો.

*      *      *

વળી એક બીજો હતો તે પાણી ઉપર ચાલી શકતો હતો. એક ખરા સાધુએ હસીને તેને પૂછ્યું કે "શક્તિ મેળવતાં કેટલોક વખત લાગ્યો હતો?" જવાબમાં તેણે કહ્યું કે "સત્તર વર્ષો લાગ્યાં" સાધુએ કહ્યું કે "સત્તર વર્ષમાં માત્ર બે જ પૈસા જેટલી કીંમતની શક્તિ તેં મેળવી છે?" (કારણ કે નદીને સામે તીરે જવાને હોડીવાળાને એથી વધારે પૈસા લોકો આપતા નથી.) મતલબ કે આવા પ્રકારની સિદ્ધિઓથી કાંઇ પૂર્ણતા આવતી નથી. જેવા પ્રકારે બીજી સંપત્તિઓ બંધનકારક છે તે જ પ્રમાણે તેનાથી પણ બંધન જ થાય છે. પછી તે બંધન ગમે તો સુવર્ણનું હો કે લોહનું હો, પણ તે અંતે તો બંધન જ છે. બંનેથી ગુલામગીરી તો છે જ. જો આવા પ્રકારની સિદ્ધિઓ જ મનુષ્યને પવિત્ર બનાવતી હોય તો તો કૂતરાંઓ પણ પવિત્ર બને. સૂંઘવાની શક્તિ શ્વાનમાં જેટલી હોય છે તેટલી મનુષ્યમાં હોતી નથી. માટે જો એવી શક્તિઓથી મોટાઇ કે પવિત્રતા આવતી હોય તો કૂતરાંઓ જ મનુષ્યથી અધિક શ્રેષ્ઠ ગણવાં જોઇએ.

આપણે જાણીએ છીએ કે ક્રાઈસ્ટે લોકોને પોતાનો ઉપદેશ આપવો શરૂ કર્યો તે પહેલાં સેતાને તેને આ સંસારના સુખ ભોગવવા અનેક રીતે લલચાવવા પ્રયત્ન કર્યો હતો, તેના ઉપભોગને માટે સપ્તલોક હતા. ખાવાને માટે અનેક જાતના રસવાળા અને સ્વાદિષ્ઠ પદાર્થ હતા. રાજ્ય કરવા માટે મહારાજ્ય હતું. અનેક પ્રકારના ચમત્કારો કરી દુનિયામાં તેને યશ મેળવવાનો હતો. આવી આવી વિવિધ લાલચો અને આકર્ષક વસ્તુઓ તેની સામે હતી. પરંતુ ક્રાઈસ્ટે કહ્યું કે: "હે સેતાન! ચાલ, બાજુ પર રહે, મારે તારા હાથનું કશું યે લેવું નથી." કેવા ઉત્તમ વચનો! હે અમેરિકા અને યુરોપના લોકો! ક્રાઈસ્ટનો આ ઉપદેશ સદા તમારી સન્મુખ રાખો. આ સઘળી બાબ્, અસત્ ભૌતિક વસ્તુની મારામારી, ખેંચાખેંચી અને લૂટાલૂટ છતાં ક્રાઈસ્ટનો આ ઉપદેશ તમારે ધ્યાનમાં રાખવો જોઈએ.

* * *

તમારા અંતઃકરણમાં રહેલો અંતરાત્મા દૈવી અને ઈશ્વરી છે. પ્રત્યેક બાળક સ્વભાવથી જ અંતઃપ્રેરિત હોય છે. દરેક જન્મથી જ કવિ હોય છે. જો તમે ઈશ્વરી નિયમાનુસાર તમારું જીવન ગાળો, જો તમે કુદરતના નિયમાનુસાર તમારું વર્તન રાખો તો હંમેશા તમારું જીવન પ્રેરણામય જ રહેશે. જો તમે તમારા આત્માના અનુસંધાનમાં રહેશો તો તે બધો વખત તમને સ્ફુરણા જ થયા કરશે. તમારો દોષ એ છે કે તમારું મન આ દુનિયાની લોહચુંબકના જેવી આકર્ષક વસ્તુઓમાં મસ્ત થાય છે. સંસારના મોહ તમને આકર્ષે છે અને આવી રીતે તમારા પોતાના સત્પંથથી ભ્રષ્ટ થાઓ છો. જો તમને હાલ તમારા હૃદયમાં સ્ફુરણ થતું ન હોય તો તેનું ખરું કારણ એ જ છે કે તમારામાં વિરાગ કે ત્યાગ નથી. તમે ઐહિક વસ્તુઓના મોહમાં ફસાઓ છો, તે વસ્તુઓ સાથે તમે દઢ બંધન પામો છો. જો તમે મૂળ શક્તિ અને પ્રેરણા વગેરે પ્રાપ્ત કરવા માગતા હો તો તમે ખરા ત્યાગી અને વિરાગી બનો. ઈશ્વરમાં—સત્ય આત્મામાં—તમે વિલીન થઈ જાઓ. થોડા વખત સુધી તમે એકાંતમાં રહો. તમારા સત્યસ્વરૂપનું ધ્યાન ધરવા માટે દિવસનો થોડો ભાગ તમે એકાંત સેવો. આવી રીતે કરવાથી તમને દૂષિત કરનાર લોહચુંબકના જેવી આ દુનિયાની ભૌતિક અસરો તમારાથી દૂર થશે અને તમારું મન ફરીથી બરાબર સ્થિર થશે તથા તમે પ્રેરણા પામતા થશો.

* * *

તમને અંતઃસ્ફુરણા થાય એવાં પુસ્તકો વાંચો. જે પુરુષોના સંસર્ગમાં રહેતાં તમે ઉન્નત સ્થિતિમાં આવો એવા પુરુષોનો સત્સંગ કરો. અથવા તો સદા એકાંત જ સેવો. તમારો કેટલોક વખત ધ્યાનમાં ગાળો. આવી રીતે તમારી પોતાની નૈસર્ગિક પ્રેરણાથી અદ્ભુત શક્તિ તમને પાછી પ્રાપ્ત થશે. શું દરરોજ તમારે તમારું ઘર વાળીઝૂડીને સાફ કરવું નથી પડતું? આવી જ રીતે તમારે તમારા મનને પણ દરરોજ સ્વચ્છ અને નિર્મળ રાખવાની જરૂર છે. જ્યાં સુધી દુનિયાના વિચારો, દુનિયાની લાલચો અને દુનિયાના વિષયોના ઉપભોગની વાસનાઓ અથવા "હું કરું છું" એવા અહંતાના ખ્યાલો તમારામાં મોજૂદ છે, જ્યાં સુધી તમારું દેહાભિમાન નાશ પામ્યું નથી, ત્યાં સુધી તમારે કોઈ પણ જાતની સંગીન આશા નથી. દેહાભિમાનના નાશ સિવાય અંત પ્રેરણાનો કોઈ રસ્તો નથી.

* * *

ભોગ આપ્યા વિના ઈશ્વરનો સાક્ષાત્કાર થવો કઠિન છે. ભોગ આપ્યા સિવાય તમારો સ્વભાવસિદ્ધ અધિકાર પાછો મેળવી શકાશે નહિ. જગતમાં પવિત્ર મનવાળા, પવિત્ર હૃદયવાળા મનુષ્યો જ સુખી છે; કારણ કે તેમને જ પ્રભુ મળે છે. તેમને જ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. હૃદયની પવિત્રતા એ શું છે? હૃદયની પવિત્રતા એટલે શારીરિક પાપોથી દૂર રહેવું; એટલું જ નહિ પણ તેમાં એથી વિશેષ

રહસ્ય રહેલું છે. દરેક પ્રકારની મમતા—પછી તે ઘર ઉપર હો કે પોતાની ઘડિયાળ ઉપર હો; કૂતરા ઉપર હો કે માતાપિતા સ્ત્રીપુત્રાદિક ગમે તેના ઉપર હો; પરંતુ જેને સત્યનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા છે, જે મનુષ્ય આ ક્ષણે જ સંપૂર્ણ સત્ય જાણવા ઇચ્છે છે તેને તો તે મમતા—અધોગતિએ પહોંચાડનારી, નબળી પાડનારી જ છે. જગતના પદાર્થોના મોહમાંથી છૂટા થવું, મુક્ત થવું, એનું જ નામ અંતઃકરણની પવિત્રતા; એનું જ નામ ત્યાગ આવી પવિત્રતાથી જ ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે

* * *

ઘણા ઘણા મનુષ્યો 'રામ' પાસે આવીને વાર વાર એ જ કહે છે કે "અમને સાક્ષાત્કાર કરાવો, અમારે સાક્ષાત્કાર કરવો છે" હા' આ ક્ષણે જ સાક્ષાત્કાર થાય, પણ તમારી મોહજાળ તોડી નાખો; તેમ જ ઈર્ષ્યા, દ્વેષ વગેરે વૃત્તિઓથી મુક્ત થાઓ. ઈર્ષ્યા અને દ્વેષ શું છે? માત્ર અધોમુખી વાસના, તૃષ્ણા અને મોહ, જ્યારે આપણને બીજી કોઈ બાબતમાં મોહ હોય છે ત્યારે જ આપણે બીજા કોઈનો તિરસ્કાર કરીએ છીએ.

* * *

હિંદુસ્તાનમાં એક સદ્‌ગૃહસ્થ રામનો પરમ મિત્ર છે; ને તે માનસશાસ્ત્રમાં પ્રવીણ છે. એક સ્થળે તેની આંખે પાટા બાંધી ગણિતશાસ્ત્રનું પુસ્તક તેની આગળ ધરવામાં આવ્યું. આ પુસ્તક એણે જન્મારામાં જોયેલું નહોતું, છતાં બંધ આંખે તે વાંચી શકતો હતો. ગણિતશાસ્ત્રનાં અમુક ચિહ્નો, જેના નામ તે જાણતો જ ન હતો, તેની એક કોરા કાગળ ઉપર તે પુસ્તકમાંથી એ જ સ્થિતિમાં નકલ કરી ગયો. ચિહ્નોનાં ખરાં નામો તો તે નહોતો કહી શક્યો, પરંતુ નકલ કરી શક્યો. બીજાના વિચારો પણ તે જાણી શકતો અને જોયા વિના તમે જે લખ્યું હોય તે લખી જતો. તે માનસશાસ્ત્રમાં પ્રવીણ હતો. તે જડ જગતનો અનુયાયી હતો, પણ પવિત્ર કે સુખી મનુષ્ય નહોતો.

* * *

હિંદુસ્તાનના એક મનુષ્ય વિષે આપણે જાણીએ છીએ કે તે ૭ માસ પર્યંત મૃતપ્રાય જેવો પડી રહ્યો હતો. આ વિદ્યાને ખેચરી મુદ્રા કહે છે ને તેનું વર્ણન હઠયોગમાં આપેલું છે. ૭ માસ પર્યંત જીવનની કોઈ પણ નિશાની તેનામાં જણાતી નહોતી. રગોમાં લોહી પણ વહેતું નહોતું. ૭ માસ પછી તેનું ઉત્થાન થયું. આ ઉપરથી આ પુરુષને બીજો ક્રાઈસ્ટ કહી શકીએ; પરંતુ તે મુક્ત કે સુખી મનુષ્ય નહોતો. તેણે જે જે ગુનાઓ—પાપો કર્યાં હતા તે કહેવાની જરૂર નથી; પરંતુ જે રાજાના દરબારમાં તે આ પ્રયોગ કરતો હતો તેણે એને ધક્કા મારીને પોતાને ત્યાંથી હાંકી કાઢ્યો હતો.

* * *

વળી એક બીજો હતો તે પાણી ઉપર ચાલી શકતો હતો. એક ખરા સાધુએ હસીને તેને પૂછ્યું કે: "શક્તિ મેળવતાં કેટલોક વખત લાગ્યો હતો?" જવાબમાં તેણે કહ્યું કે "સત્તર વર્ષો લાગ્યાં" સાધુએ કહ્યું કે "સત્તર વર્ષમાં માત્ર બે જ પૈસા જેટલી કીંમતની શક્તિ તેં મેળવી છે?" (કારણ કે નદીને સામે તીરે જવાને હોડીવાળાને એથી વધારે પૈસા લોકો આપતા નથી.) મતલબ કે આવા પ્રકારની સિદ્ધિઓથી કાંઈ પૂર્ણતા આવતી નથી. જેવા પ્રકારે બીજી સંપત્તિઓ બંધનકારક છે તેજ પ્રમાણે તેનાથી પણ બંધન જ થાય છે. પછી તે બંધન ગમે તો સુવર્ણનું હો કે લોહનું હો, પણ તે અંતે તો બંધન જ છે. બંનેથી ગુલામગીરી તો છે જ. જો આવા પ્રકારની સિદ્ધિઓ જ મનુષ્યને પવિત્ર બનાવતી હોય તો તો કૂતરાંઓ પણ પવિત્ર બને. સૂંઘવાની શક્તિ શ્વાનમાં જેટલી હોય છે તેટલી મનુષ્યમાં હોતી નથી. માટે જો એવી શક્તિઓથી મોટાઈ કે પવિત્રતા આવતી હોય તો કૂતરાઓ જ મનુષ્યથી અધિક શ્રેષ્ઠ ગણવાં જોઇએ.

મુકુલને આ સમજાવવા લાગ્યા. એથી સરળતા જળવાઈ નહિ એટલે બોર્ડ પર ખડીથી ચીતરીને સમજાવવા લાગ્યા.

વિલાયતના જહાજમાં મુકુલ જેવા બાળકને પૂછ્યું નથી. હા, ત્યાં એને સમજાવે ખરા, પણ એની જગ્યાએ. એંજિનરૂમ સુધી આવી ન શકે. કાર્યના નિયમથી વિરુદ્ધ જવું એ જાપાની ઓફિસરની સૌજન્યતા. પણ હું પહેલાં ય બોલી ગયો છું આ જાપાની જહાજમાં કામકાજમાં નિયમોની છૂટ રાખી મનુષ્યની શક્તિને ગતિમાન રાખે છે. અર્થાત્ નિયમ ક્યાંક જડ ન થઈ જાય તેની દરકાર રાખવામાં આવતી નજરે પડે છે. જહાજ બંદરે પહોંચ્યું, ત્યારે ઉપરના માળના કામકાજ બંધ થયાં, ત્યારે ત્યાં બેસીને કામ કરવા માટે કપ્તાનની સંમતિ લીધી.

એ દિવસે પીઅર્સનસાહેબે બે અગ્રેજ મુલાકાતીઓને આમંત્રણ આપેલાં. ડેક ઉપર માલસામાન ઉતારવાનો ઘોંઘાટ થતો હોવાથી ઉપલેમાળે જવાનું નક્કી કર્યું. પ્રથમ તો, સંમતિ માટે વડા ઓફિસરને પૂછ્યું ત્યારે તેમણે તરત તો જવાબ આપ્યો: "ના" પણ લઈ ગયા હોત તો વાંધો તો આવત નહિ, કેમકે, કામકાજ બંધ હતું એટલે દખલ પહોંચવા જેવું હતું નહિ. પણ નિયમભંગ માટેની જે મર્યાદા તે તો સગાભાઈ માટે જે પળાય, અપરિચિત માટે પણ તે પળાય. ઉપલા માળના ઉપયોગ માટે મળેલી સંમતિ માટે મને જેટલી ખુશી થવા પામેલી એટલી નાસંમતિમાં ય ખુશી થઈ. સ્પષ્ટ જોઈ શકાયું કે આમાં દાક્ષિણ્ય છે. પણ દુર્બળતા નથી. (ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

✫


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનુ સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ............................................................................૧૨, ઑક્ટોબર ૧૯૬૧




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી - રૂપાયતન મુદ્રણાલય - જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨.૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .. | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .. | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ .... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .. | " |



## શ્રીકૃષ્ણ જન્મ

મથુરામાં સોપો પડ્યો, ફટાક તૂટ્યાં તાળાં;
ભોગળ ભીડી ઊઘડી, વસુદેવ થિયા પાળા.

શ્રાવણ કેરાં સરવડાં, મેઘલી માઝમ રાત્યું;
જમનાજળ બે કાંઠડે, શેષનાગનું છાતું.

સેજલડીમાં સૂંડલો, હાલરડે કડડાટ;
ફણધર રમવા ફૂદડી, કાન રચ્યો છે નાટ.

ડાબેરાં જળ થંભિયાં, જમણેરાં વહી જાય;
ઘોડાપૂર ઘમસાણમાં, મારગ દીધો માય.

જુગતિ જમનાએ કરી, ઉલળી ધોયા પાગ;
અવસર અમુલક આવડો, ધન્ય ભગતિ અનુરાગ.

જોગમાય કર કંસને, ખેલ્યા જશુમતિ સોડ;
કરમ કોય કાનાતણું, રંગ તને રેણકા

# આરોગ્ય

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪   ૧૨ નવેમ્બર–૧૯૬૧ ] અંક ૯ મો

"જોઉં છું તમે નવે વર્ષે કેવા નિશ્ચયો કરો છો તે. ન બોલે તેને બોલાવજો, જે ન આવે તેને ઘેર જજો, જે રિસાય તેને રીઝવજો ને આ બધું તેમના ભલાને સારુ નહિ પણ તમારા ભલાને સારુ કરજો. જગત લેણદાર છે, આપણે તેના કરજદાર છીએ."
—બાપુ



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

* મારો દૃઢ વિશ્વાસ છે કે મનુષ્ય બાળક તરીકે માતાનું દૂધ પીએ છે તે ઉપરાંત બીજા દૂધની આવશ્યકતા નથી. મનુષ્યનો ખોરાક વનપક ફળો લીલાં અને સૂકાં સિવાય બીજો નથી. બદામાદિ બીજોમાંથી અને દ્રાક્ષાદિ ફળોમાંથી તેને શરીર અને બુદ્ધિનું પૂર્ણ પોષણ મળી રહે છે. આવા ખોરાક ઉપર જે રહી શકે તેને સારુ બ્રહ્મચર્યાદિ આત્મસંયમ ઘણી સહેલી વસ્તુ થઈ પડે છે. આહાર તેવો ઓડકાર, માણસ જેવું ખાય તેવો થાય છે, એ કહેવતમા ઘણું તથ્ય છે, એમ મેં અને મારા સાથીઓએ અનુભવ્યું છે. આ વિચારોનુ વિસ્તારપૂર્વક સમર્થન આરોગ્યના પુસ્તકમાં છે.

* ખાવાપીવાની સાથે આત્માને સંબંધ નથી, તે નથી ખાતો, નથી પીતો, જે પેટમાં જાય છે તે નહીં, પણ જે વચનો અંદરથી નીકળે છે તે હાનિલાભ કરે છે વગેરે દલીલો હું જાણું છું. એમાં તથ્યાશ છે. પણ દલીલમા ઊતર્યા વિના અહીં તો મારો દૃઢ નિશ્ચય જ મૂકી દઉં છું કે, જે મનુષ્ય ઈશ્વરથી ડરીને ચાલવા ઇચ્છે છે, જે ઇશ્વરનાં પ્રત્યક્ષ દર્શન કરવા ઇચ્છે છે, એવા સાધક ને મુમુક્ષુને સારુ પોતાના ખોરાકની પસંદગી–ત્યાગ અને સ્વીકાર–એટલા જ આવશ્યક છે, જેટલાં વિચાર અને વાચાની પસંદગી–ત્યાગ અને સ્વીકાર–આવશ્યક છે.

* દૂધનો ત્યાગ સર્વાશે લાભદાયી લાગે, અથવા અનુભવી વૈદ્ય દાક્તરોની તેનો ત્યાગ કરવાની સલાહ હોય તે સિવાય, અનુભવ અત્યાર લગી તો મને એમ જ સૂચવે છે કે જેની હોજરી મંદ થઈ છે ને જે પથારીવશ થયો છે તેને સારુ દૂધ જેવો બીજો હલકો તથા પોષક ખોરાક જ નથી.

* મનુષ્ય અને તેનું કામ એ બે નોખી વસ્તુ છે. સારાં કામ પ્રત્યે આદર અને નઠારાં પ્રત્યે તિરસ્કાર હોવો જ જોઈએ. સારાં નરસાં કામ કરનાર પ્રત્યે હમેશાં આદર અથવા દયા હોવાં જોઈએ. આ વસ્તુ સમજવે સહેલી છે છતા તેનો અમલ ઓછામાં ઓછો થાય છે. તેથી જ આ જગતમાં ઝેર ફેલાયાં કરે છે.

* સત્યની શોધના મૂળમાં આવી અહિંસા રહેલી છે. તે હાથ ન આવે ત્યાં લગી સત્ય મળે જ નહીં એમ હું પ્રતિક્ષણ અનુભવ્યા કરુ છું. તન્નની સામે ઝઘડો શોભે, તંત્રીની સામે ઝઘડો કરવો તે પોતાની સામે કર્યા બરોબર છે. કેમ કે બધા એક જ પીંછીથી દોરાયેલા છીએ, એક જ બ્રહ્માની પ્રજા છીએ. તંત્રીમા તો અનંત શક્તિ રહેલી છે. તંત્રીનો અનાદર–તિરસ્કાર કરવા જતાં તે શક્તિઓનો અનાદર થાય ને તેમ થતાં તંત્રીને તેમ જ જગતને નુકસાન પહોચે.

* જે ક્રિયા મારામાં ચાલે છે તે અંતર્યામીની છે એમ કહી શકાય કે નહીં એ હું નિશ્ચયપૂર્વક નથી જાણતો. પણ ઘણાં વર્ષોથી જે પ્રમાણે મેં મારાં મોટામાં મોટાં કહેવાયાં છે તે અને નાનામાં નાનાં ગણાય તે કાર્યો કર્યાં છે, તે તપાસતાં તે અંતર્યામીનાં પ્રેરાયેલાં થયાં છે એમ કહેવુ મને અઘટિત નથી લાગ્યું.

* અંતર્યામીને મેં જોયો નથી, જાણ્યો નથી જગતની ઈશ્વર વિષેની શ્રદ્ધાને મેં મારી કરી લીધી છે. એ શ્રદ્ધા કોઈ રીતે ભૂંસી શકાય એવી નથી, તેથી તેને શ્રદ્ધારૂપે ઓળ-

ખતો મટી અનુભવરૂપે જ હુ ઓળખું છું. છતાં એને એમ અનુભવરૂપે ઓળખાવવી એ પણ સત્ય ઉપર એક પ્રકારનો પ્રહાર છે. તેથી તેને શુદ્ધરૂપે ઓળખાવનારો શબ્દ માગી પાને નથી એમ કહેવું એ જ કદાચ વધારે યોગ્ય હોય

* આરભેલું કામ અનીતિમય છે એમ જ્યાં લગી સ્પષ્ટ ન દેખાય ત્યા લગી ન છોડવું.

* આસ્તિક મનુષ્યો, જેમણે પોતામા રહેલા ઈશ્વરને બધામા જોયો હશે તેમનામા સહુની જોડે અવિભ્ન થઈને રહેવાની શક્તિ આવવી જોઈએ. અને તે શક્તિ જ્યાં જ્યા અણધાર્યા અવસર આવે ત્યા ત્યા, તેથી દૂર ન ભાગતા, માત્ર નવા નવા સબંધોમા પડીને અને તેમાં પડતા છતા રાગદ્વેષરહિત રહીને જ કેળવી શકાય છે.

* વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે પણ જેમ નિરંકુશ પાણીનો ધોધ ગામના ગામ ડુબાવે છે ને પાકનો નાશ કરે છે, તેમ નિરકુશ કલમનો ધોધ નાશ કરે છે એ અંકુશ બહારથી આવે તો તે નિરકુશતા કરતા વધારે ઝેરી નીવડે છે અંદરનો અંકુશ જ લાભદાયી હોઈ શકે.

* આ વિચારસરણી સાચી હોય તો દુનિયામાં કેટલા વર્તમાનપત્રો નભી શકે? પણ નકામાને બંધ કોણ કરે? કોણ કોને નકામું ગણે? કામનુ ને નકામુ સાથે સાથે ચાલ્યા જ કરવાના, તેમાથી મનુષ્યે પોતાની પસદગી કરવાની રહી

* હિંદુઓની જેમ યહૂદીઓ પોતાને ઈશ્વરના માનીતા ને બીજાને અણમાનીતા ગણીને તે ગુનાની શિક્ષા વિચિત્ર રીતે ને અઘટિત રીતે પામ્યા. લગભગ તે જ રીતે હિંદુઓએ પણ પોતાને સંસ્કૃત કે આર્ય માની પોતાના જ એક અંગને પ્રાકૃત અનાર્ય કે ઢેડ માન્યુ છે. તેના પાપનું ફળ વિચિત્ર રીતે, ને ભલે અઘટતી રીતે, દક્ષિણ આફ્રિકા ઈત્યાદિ સંસ્થાનોમા તેઓ ભોગવી રહ્યા છે, ને તેમા તેમના પાડોશી મુસલમાન, પારસી જેઓ તેમના જ રગના ને દેશના છે તે પણ સડોવાયા છે એવી મારી માન્યતા છે

* શુદ્ધ હાલત હોય તો સકટને પહોચી વળવા સેવકો અને સાધનો મળી જ રહે છે એવો મારો વિશ્વાસ અનુભવ ઉપર બંધાયેલો છે

* મરકીના વાયરા હોય ત્યારે પેટમા જેમ ઓછો ભાર તેમ સારું.

* મને લાગે છે કે જાહેર કામ કરનારે (આવો) વિશ્વાસ ન રાખતા જેની જાતે તપાસ કરી હોય એવી જ વસ્તુ કહેવી જોઈએ સત્યના પૂજારીએ તો ઘણી સાવધાની રાખવી જોઈએ કોઈના મત ઉપર ખરી ખાતરી વિના વધારે પડતી અસર પાડવી એ પણ સત્યને ઝાંખપ પહોચાડનારી વસ્તુ છે

* વિદ્યાભ્યાસના કાળમાં પાઠ્યપુસ્તકો બહાર મારુ વાચન નહીં જેવુ જ ગણાય. કર્મભૂમિમા પ્રવેશ કર્યો પછી સમય થોડો બચ્યો. એટલે આજ લગી પણ એમ જ કહેવાય કે મારું પુસ્તકોનું જ્ઞાન ઘણું જ થોડું છે આ અનાયાસે અથવા પરાણે પળાયેલા સંયમથી મને નુકસાન નથી થયું એમ હું માનુ છુ. પણ જે થોડા પુસ્તકો વાચ્યાં છે તેને હું ઠીક પચાવી શક્યો છુ એમ કહી શકાય એવાં પુસ્તકોમા જેણે મારી જિદગીમા તત્કાળ મહત્ત્વનો રચનાત્મક ફેરફાર કરાવ્યો એવું તો આ પુસ્તક જ કહેવાય તેનો મે પાછળથી તરજુમો કર્યો, ને તે ‘સર્વોદય’ને નામે છપાયેલું છે

*

## વત્સલ કલાકાર



એક ફ્રેન્ચ છોકરાએ સાંભળ્યું કે મેડમ મેલિબ્રાન આજ રાત્રે સંગીત રજૂ કરશે. તેના મનમાં થયું કે હું પણ તે સાંભળું તો કેવું સારું! પણ ઘરમા ખાવાને ટુકડો નહોતો; કશું ખાધેલું નહિ અને માતા માંદી હતી. આ ગરીબ માતાને એકાદ નારંગી આપી શકું તો તેને કેવું સુખ થાય! આવા વિચારથી તેણે એક નાની પેટી-માંથી હાથાવાળો એક કાગળનો કટકો લીધો અને ઊંઘતી માતા તરફ નજર નાખીને ચાલી નીકળ્યો.

* * *

મેલિબ્રાને નોકરને પૂછ્યું: 'એ વળી કોણ રાહ જુએ છે? મને હવે લોકોને મળવા-નો કંટાળો આવે છે.' નોકરે કહ્યું: 'મળવા આવનાર સોનેરી ઝુલફવાળો એક નાનો છોકરો છે. તે કહે છે કે તેને મળવાથી તમારે દિલગીર થવું પડશે નહિ અને વધારે રોકાવું પડશે નહિ.' તે મહાન સંગીત ઉપાસિકા માદામે રમત કરીને કહ્યું: 'વારુ ત્યારે, આવવા દે. છોકરાને હું ના કહી શકું નહિ.'

પછી પિયરે માદામ પાસે જઈને કહ્યું: 'મારી મા બહુ માંદી છે. ઘરમાં ખાવાનું નથી, દવા લેવાના પૈસા નથી. તેથી મને વિચાર આવ્યો કે તમે મારું રચેલું એક સંગીત જલસામાં ગાઓ તો કોઈ તે વેચાતું લઈ લે અને મારી માતાને અનાજ અને ઓસડ મળી શકે.' મેલિબ્રાને તે રાગ મનમાં ગાઈ જોયો અને છોકરા ઉપર ઊંડી નજર નાખીને પૂછ્યું: 'તેં જ આ સંગીત રચ્યું છે? મારા જલસામાં તું આવીશ?'

'હા આવું તો ખરો, પણ માંદી માને મૂકીને, ક્યાંથી અવાય?' છોકરે મુશ્કેલી વર્ણવી.

'તો તારી માની સંભાળ માટે આજ હું કોઈને મોકલીશ. લે આ એક ક્રાઉન, એમાંથી ખાવાનું અને ઓસડ લાવજે. જલસાની આ ટિકિટ લે. એ બતાવવાથી તને મારી પાસે જગ્યા મળશે' વત્સલ કલાકારે કહ્યું.

નારંગી વગેરે માતાને લાવી આપીને પછી રાત્રે પિયરે જલસામાં ગયો. વૃન્દવાદ્યોએ એક નાનો કરુણરસપ્લાવિત રાગ ઉપાડ્યો અને માદામ મેલિબ્રાને પોતાની મીઠી અને હૃદય-દ્રાવક હલકથી સ્વરમંડળ વિસ્તાર્યું. પિયરને ઘણો હર્ષ થયો પરંતુ વિશાળ શ્રોતૃમંડલમાંથી ઘણાની તેજસ્વી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

બીજે દિવસે તે ગરીબ ઘરનાં બારણાં ઊઘડ્યાં અને માદામ મેલિબ્રાને પિયરનાં સોનેરી ઝુલફાં ઉપર હાથ મૂકતાં તેની માતાને કહ્યું: 'સન્નારી! તમારા આ બાળકે સારા પૈસા પેદા કર્યા છે. લંડનના એક સારામાં સારા પ્રકાશકે એના નાના સંગીત માટે ૩૦૦ પાઉંડ આપવાની માગણી કરી છે અને વેચાણમાંથી અમુક રકમ મેળવ્યા પછી પિયર તેના નફાનો ભાગીદાર થશે. ઈશ્વરનો આભાર માનો કે તેણે તમારા બાળકને આવી ઉત્તમ બક્ષિશ આપી

છે.' આ સાંભળી તે છોકરો ધ્રૂસકિયે પડ્યો અને જે માયાળુ હૃદયે ગરીબ માટે આટલી લાગણી બતાવી તેના ઉપર અનુગ્રહ કરવાની ઇશ્વરને પ્રાર્થના કરી. પછી થોડાં વર્ષો બાદ મેલિબ્રાન મરણ પામી ત્યારે રાતદિવસ તેની સેવામાં રહીને છેલ્લી ક્ષણ સુધી તેને આનંદ આપનાર તે આ સંગીત રચનારો અને પૈસાદાર થયેલો પિયર જ હતો

*

## પ્રામાણિક બાળક

એડિનબરોમાં એક દિવસ કડકડતી ટાઢ પડી ત્યારે એક કંગાળ અને ચીથરેહાલ છોકરાએ રસ્તામા એક સદ્‌ગૃહસ્થને કહ્યું: 'સાહેબ! દીવાસળી ખરીદશો?' ગૃહસ્થે કહ્યું: 'મારે જરૂર નથી.' નાના છોકરાએ કહ્યું: 'કિંમત માત્ર એક પેની છે.' ગૃહસ્થે કહ્યું: 'પણ મારે ખપ નથી.' પછી તે છોકરાએ કહ્યું: 'તો એક પેનીની બે લો.'

આ હકીકત લખતાં એ ગૃહસ્થ કહે છે કે તેને દૂર કરવા મેં એક પેટી ખરીદી; પણ છૂટી પેની નહિ નીકળવાથી મેં કહ્યું: 'હું કાલે પેટી લઈ જઈશ.'

તે છોકરો બોલ્યો: 'અરે, આજે જ લો. હું ઘણો ભૂખ્યો છું. લાવો પરચુરણ લાવી આપું.' પછી તે શિલિંગ વટાવવા દોડી ગયો; પણ રાહ જોવા છતાં જણાયો નહિ. તેના ચહેરા પર એવી છાપ હતી કે જેથી તેને વિષે ખોટો વિચાર આવ્યો નહિ

પછી સાંજે મોડા એક નોકરે આવી કહ્યું: 'એક છોકરો તમને મળવા માગે છે.' પછી આવનાર છોકરાને જોતા જ જણાયુ કે શિલિંગ વટાવનાર છોકરાનો તે નાનો ભાઈ હતો. તે એનાથી પણ વધારે ચીંથરેહાલ, દૂબળો અને કંગાલ હતો. તે તેના ચીથરામાંથી કાંઈક કાઢીને બોલ્યો: 'સેન્ડી પાસેથી તમે દીવાસળી લીધી હતી? તો ત્યારે તમારા શિલિંગમના ચાર પેન્સ. સેન્ડીથી અવાય તેમ નથી. તેને અકસ્માત નડવાથી ટોપી, દીવાસળીની પેટીઓ અને તમારા ૧૧ પેન્સ ગુમાવ્યા છે, એનાં બંને પગ ભાગી ગયા છે જરા પણ ઠીક નથી. દાક્તર કહે છે કે તે નહિ બચે. મારાથી આટલું જ અપાય તેમ છે.' આમ કહી તે છોકરો ધ્રુમકે ધ્રુમકે રોવા લાગ્યો. મેં તે છોકરાને ખાવાનુ આપ્યું અને તેની સાથે સેન્ડીને જોવા ગયો. ત્યા જણાયું કે આ બે નાના છોકરાઓ એક કંગાળ અને નશાબાજ ઓરમાન મા સાથે રહેતા હતા. તેમનાં માતા-પિતા મરણ પામ્યાં હતાં.

છોડિયાંના એક ઢગલા ઉપર બિચારા નાના સેન્ડીને મેં પડેલો જોયો. હું ગયો કે તરત જ તે મને ઓળખીને બોલ્યો: 'સાહેબ! શિલિંગ વટાવીને આવતો હતો ત્યારે ઘોડાએ લાત મારી મારા બંને પગ ભાંગી ગયા. રૂબી! ભાઈ રૂબી! હવે હુ બચીશ નહિ. હું જઈશ એટલે તારી સંભાળ કોણ લેશે? રૂબી! તું શું કરીશ.

મેં તે દુઃખી થતા બાળકનો હાથ લઈ કહ્યું: 'હું રૂબીની હંમેશાં સંભાળ લઈશ.' તે મારી વાત સમજ્યો. અને મારો આભાર માનતો જણાયો પછી તેની બૂરી આંખોમાંનું તેજ લુપ્ત થઇ ગયુ બસ એક પળમાં—માતાની છાતી પર સૂતેલા બાળકની પેઠે શાંતિથી પ્રભુના દરબારમા દાખલ થયો.'

# કાકાસાહેબની વિચારકલિકાઓ

* મહાત્મા થવું જેટલું અઘરું છે એટલું જ નિર્ભેળ દુરાત્મા થવું અશક્ય છે. દરેક પાપ અને પતનનું આસક એની સાથે જ જન્મે છે. અને માણસની પોતાના પાપ પ્રત્યેની ધીરજ પણ અંતે ખૂટે જ છે. માટે માણસે એટલું જ જોવાનું કે પાપ–પુણ્ય, સદાચાર–દુરાચાર, સુરુચિ–કુરુચિ વચ્ચેના સનાતન સંગ્રામમાં પોતાનું ખેંચાણ સત્–પક્ષ તરફ જ હોવું જોઈએ.

* અશ્લીલતા શરીર ઉપર નથી પણ મનના ભાવમાં છે. પોતાનું દિગંબર ચિત્ર અશ્લીલ બનાવવું અથવા કલાપૂત બનાવવું એ ચિત્રકારના હાથમાં છે, મૂર્તિકારના હાથમાં છે. આજ કાલ જ્યાં ત્યાં વિકારોનું ઉદ્દીપન કરી સમાજ પાસેથી પૈસા કઢાવવાનો પ્રયત્ન ચાલે છે ત્યાં આ વાત ન સમજાય. સાહિત્યમાં શું અને કળામાં શું, લોકોની ચિત્તવૃત્તિ કામુક અને વિલાસપ્રવણ બનાવવાનો પ્રયત્ન કરનાર 'કળાધરો' અને જૂના વખતમાં વાજીકર ખાઈ ખાઈ નિઃસત્ત્વ બનેલા રાજાઓ અને નવાબોની વિષયવાસના ફરી જાગ્રત કરી આપનાર એમના આશ્રિતો વચ્ચે કાળનો ફેર હોય, પદ્ધતિનો ફેર હોય પણ જાતિનો ફેર નથી જ. સમાજને આવા વિટવર્ગની જરૂર હોય તો સમાજ ભલે એને રાખે પણ એને કળાધર ન કહે.

* શુદ્ધ સૌન્દર્યની દૃષ્ટિ રાખી હિંમતપૂર્વક નગ્નતાને પણ કળાનો વિષય બનાવવો એ જુદું; અને વિકારોને ઉત્તેજન મળે એવાં ચિત્રો કાઢી વિકારલોલુપ લોકોને મોઢે એમને કળાયુક્ત કહેવડાવવાં એ જુદું. વિકારની હસ્તી સિદ્ધ કરવી અથવા વિકારિતાનો કોઈના પર આક્ષેપ કરવો મુશ્કેલ કામ છે. પણ પોતાનું મન વિકારી થાય છે કે નહિ એ પોતાને માટે નક્કી કરવું જરાયે અઘરું નથી. એની મુશ્કેલી દંભી જમાનામાં જ પ્રતીત થાય છે. વિકાર તો આખા શરીરમાં ઓછેવત્તે અંશે એક વિશિષ્ટ રોમાંચ (thrill) પેદા કરે છે. એમાં ક્ષણિક ઉત્તેજના અને અંતે શૈથિલ્ય અથવા નિચોવાવાપણું બંને હોય છે. અને વૃત્તિઓ નિકૃષ્ટ ન થઈ હોય તો શરમાવાપણું પણ અમુક અંશે હોય છે જ.

* કળાના આનંદનું સ્વરૂપ જ એવું છે કે એની આગળ સુખદુઃખ ગમે તે આવે, કળા તો એમાંથી સરખો નિરપવાદ આનંદ જ લઈ શકે છે. કોઈ શોકાંતિકા (tregedy) જોઈને આપણે પીગળીને રડવા જેવા થઈ જઈએ છીએ. અને છતાં એ શોકાંતિકા અનેક વાર જોવાનો કે વાંચવાનો રસ આપણે છોડી શકતા નથી. જે દરિદ્રઅવસ્થામાં એક ક્ષણ પણ રહેવાની આપણી હિંમત ન હોય એનું જ આબેહૂબ વર્ણન જોઈ આપણામાં જે સમભાવ કે પુણ્યપ્રકોપ જાગે છે તે તો આપણને આવકારપાત્ર જ લાગે છે.

* આમ કેમ થતું હશે? માણસને દુઃખ ગમતું નથી છતાં જીવનમાં દુઃખ તો છે જ. દુઃખ છે એટલું જ નહિ, પણ એનો ઉપયોગ પણ છે. દુઃખમાંથી જ આપણે અનુભવસમૃદ્ધ થઈએ છીએ; આપણું વ્યક્તિત્વ, આપણી Personality, અથવા ગીતાની પરિભાષામાં કહીએ તો આપણું અધ્યાત્મ (સ્વભાવોઽધ્યાત્મમુચ્યતે) વધે છે. સમભાવને લીધે આપણું વ્યક્તિત્વ આપણા શરીરમાંથી બહાર નીકળી, ઇન્દ્રિયોનું બંધન તોડી, સંકુચિતતામાંથી ઊગરી જઈ વિકાસ પામે છે; અને આપણા દેહથી ભિન્ન એવી વ્યક્તિઓ, મૂર્તિઓ, ઘટનાઓ, પ્રતીકો, અને તત્ત્વો સાથે એકરૂપ થઈ જાય છે. આ વ્યક્તિત્વનો વિકાસ એ જ આનંદ છે.

* ઇન્દ્રિયો મારફતે સુખદુઃખાદિ લાગણીઓનો અનુભવ કરવો એ પ્રાથમિક દશા છે. એ લાગણીઓને કેળવવા છતાં એમને ગૌણ કરી એમાંથી અધ્યાત્મનો આનંદ સારી રીતે લઈ લેવો એ કળાનું કામ છે. અને એમાં જ કળાની મહત્તા પણ છે. ...પશુપક્ષીઓ વિષય સેવે છે. માણસ પણ વિષય સેવે છે.

એમાં જુગુપ્સિત એવું કશું નથી. પણ એનું દર્શન કરવા, સ્મરણ અને ચિંતન કરવા અનેકોને નોતરવા એ અશિષ્ટ છે. જુગુપ્સિત છે. એમાં કળાનંદ તો નથી જ.

* કાવ્યના આત્માને સાહિત્યકારો રસ કહે છે મારે મન રસ શબ્દ સૃ–સર્ ઉપરથી (વર્ણ-વિપર્યયાત્) આવ્યો છે. ઝાડોમાં રસ સરે છે અથવા ઝરે છે; મોઢામાં રસ છૂટે છે. એ જ રીતે જ્યારે આપણું હૃદય દ્રવીને કોઈ પણ આકર્ષક વસ્તુ તરફ સરે છે, ઝરે છે, રસે છે, ત્યારે રસ પેદા થયો છે એમ આપણે કહીએ છીએ. આમ જ વ્યક્તિત્વનો વિકાસ થઈ શકે છે.

* ઇન્દ્રિયતૃપ્તિ મારફતે જો આત્મવિકાસ થતો હોત તો એને જ સર્વોચ્ચ આધ્યાત્મિક સાધના ગણી હોત. પણ એવું નથી ઇન્દ્રિયસુખ એ આનંદ મેળવવાના ફાંફાં છે. એનો અંત વિરસ ગ્લાનિ, વિષાદ અને પશ્ચાત્તાપ જ છે યુરોપની સંસ્કૃતિનો આચાર્ય અને દરેક જાતના સ્વાદના સ્વાદિયા ગાવટે એંસી વર્ષના અમનચમનની જિંદગી ગાળી, અંતે કહે છે કે: 'હું નથી માનતો કે જિંદગીમાં મેં ખરા સુખના આઠ દસ દિવસો પણ ગાળ્યા હોય!'

* કાવ્યાનંદ, કળાનંદ અને ગાનાનંદ એ બધા ઇન્દ્રિયો મારફતે લીધેલા હોવા છતાં ઇન્દ્રિયનિરપેક્ષ થઈ શકે છે અને જેટલે દરજ્જે એ ઇન્દ્રિયનિરપેક્ષ થાય છે તેટલે દરજ્જે તે પરમાનંદ બની જાય છે, કેમ કે પછી એ સ્થાયી હોય છે, પવિત્ર હોય છે, એ આનંદમાં દુઃખ, વિષાદ, વિકૃતિ કે પશ્ચાત્તાપને અવકાશ હોતો નથી કળાના આ શુદ્ધ આનંદમાં આસક્તિ સંભવે જ નહીં જ્યાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એકી સાથે આપણે કેળવી શકીએ છીએ—અનુભવી શકીએ છીએ—ત્યાં જ આપણને કળાનંદ લાધે છે.

* કળામાં પરસ્મૈપદી (ઑબ્જેક્ટિવ) અને આત્મનેપદી (સબ્જેક્ટિવ) એવા બે ભેદ કોક કોક વાર કરવા પડે છે. જેમાં પોતાના આનંદનો જ વિચાર કેવળ છે, પોતાને માટે જ (સ્વપથી) કળા નિર્મિત કરાય છે તે આત્મનેપદી કળા હોય છે. પોતાને થયેલો અનુભવ બીજામાં જગાડવાની દૃષ્ટિથી, પોતાનો આનંદ બીજામાં સંક્રાન્ત કરવાની આતુરતાથી, જે કળાની નિર્મિતિ થાય છે તે પરસ્મૈપદી છે બધી જ કળા મોટે ભાગે ઉભયપદી હોય છે મૂળ હેતુ ગમે તે એક જ હોય તોયે એ 'ઉભયોઃ વિન્દતે ફલમ્' અને તેથી જ કળા વ્યક્તિગત છે કે સામાજિક એવો પ્રશ્ન કરી વિરોધ જગાડવામાં ખરેખર કાંઈ અર્થ નથી હોતો.

* કળાનો બીજી રીતે વિચાર કરી શકાય. સમાધિસ્થિતિમાં માણસમાં અહંતા–મમતા રહેતી નથી તે વખતનો અનુભવ અપૌરુષેય હોય છે અને અનિર્વચનીય પણ હોય છે. જ્યાં ભેદ જ નથી ત્યાં નિર્વચનનો સવાલ જ ક્યાંથી હોય! પણ એ સમાધિનું વ્યુત્થાન થયા પછી સમાધિકાળનો અનુભવ અને ત્યાર પછીની પ્રાકૃત દશા વચ્ચે જે અંતર પેદા થાય છે અને તે અંતરનું ભાન થાય છે એનાથી કળાનો મનમાં જે જીવનસ્થિતિરૂપી વ્યક્તિત્વ ઉપર આવ્યા પછી પોતાનું બધા સાથેનું ઐક્ય પાછું અનુભવવા માટે કળા મારફતે માણસ પ્રયત્ન કરે છે વિશ્વાત્મૈક્યભાવ, સર્વાત્મૈક્યભાવ, એ જ પરમ આનંદ છે સમાધિમાં જે ક્ષણિક અનુભવ્યો તે આનંદ ઇન્દ્રિયો દ્વારા વ્યક્ત કરી બીજાઓને એની ઝાંખી કરાવવાનો જે પ્રયત્ન તે જ સાચું કાવ્ય છે, તે જ કળા છે

* તેથી જ સાચી કળા હૃદયને ઉન્નત કરે છે, વિમલને ભગાડે છે, ઉન્નત આત્માઓને પાસે આણે છે, અને સમાજના કેટલાય ગૂંચવણભરેલા સવાલો સહેજે ઉકેલે છે, કળાનું આ પ્રયોજન, એનો એ અધિકાર જાણ્યા પછી જો આપણે કહીએ કે કળા એ એક જાતનો સંચાર છે, પ્રચાર છે—પ્રૉપેગૅન્ડા છે—તો એમાં વાંધો નથી. અણઘડ લોકોને પ્રચારની સર્વોત્કૃષ્ટ પદ્ધતિનો ખ્યાલ નથી હોતો. તેથી તેઓ 'પ્રૉપેગૅન્ડા'ને બગાડી દે છે અને કળાને પણ નીચે આણે છે કળામાં પ્રૉપેગૅન્ડા ન હોવો જોઈએ એવી તકરાર કરનાર લોકો આજકાલના બજારુ પ્રૉપેગૅન્ડાથી અકળાઈને તેમ કહે છે ખાનદાન પ્રૉપેગૅન્ડા અને શુદ્ધ કળામાં ભેદ છે જ નહિ. પરસ્મૈપદી કળા સંચાર છે, પ્રચાર છે, પ્રચારનો હેતુ કળાના હેતુ જેટલો જ ઉદાત્ત હોય એટલે બસ.

# રામતીર્થની રત્નમાલા

એક સાધુ હતો. તે રંકને રાય બનાવી શકતો હતો આ શક્તિ કયા પ્રકારે તને મળી હતી એમ પૂછવામા આવતાં તેણે ઉત્તર આપ્યો કે "ઉપવાસ કરી કરીને ગોમૂત્ર વગેરેથી પવિત્ર થવાથી આ શક્તિ પ્રાપ્ત થઈ છે. અમુક વ્રત વગેરે કરીને આ સ્થિતિ પ્રાપ્ત કરી છે." એક મિત્રે તને કહ્યું કે: "તું અન્યને રાજા બનાવે છે ને બીજાને મોટી પદવીએ ચડાવી શકે છે, પણ તારે નસીબે તો ગાયનું છાણ ને મૂત્ર જ રહે ને!"

* * *

એક હઠયોગી હિંદુસ્તાનમા એકાદ રાજા પાસે ગયો ને ત્યા સમાધિ ચડાવીને બેઠો. આ યોગીમા જીવતા હોવાની કાંઈ પણ નિશાની જણાતી નહોતી. લોકોએ તેના શરીરની આસપાસ એક ઝૂંપડી બાંધી દીધી; કારણ કે વરસાદ ને પવનના તોફાનથી યોગીને હરકત ન થાય એક વખત રાત્રિને સમયે સખ્ત તોફાન થયું ને કોટડી પડી ગઈ તેથી કરીને ઈંટો ખરવા માંડી; ને તે યોગીના માથા ઉપર વાગવા લાગી. યોગી સમાધિથી મુક્ત થઈ જાગૃત થયો, ને જાગતાં જ બોલ્યો. "હે રાજા! ઈનામમા મને ઘોડો આપ' મને ઘોડો આપ'" આ પ્રમાણે આવા પુરુષો ધ્યાનસ્થ હોય છે એટલો વખત જ શાંત અવસ્થામા હોય છે. જ્યાં તેમને જગતનું ભાન થયું કે તરત જ સાધારણ મનુષ્યના જેવી જ કંગાલ સ્થિતિમા તેઓ આવી પડે છે.

* * *

તલવાર, કટારી કે મોટાં ચપ્પુઓ મોંમાં નાખી ગળી જવાં, ચામડીની આરપાર સોયા ઘોચવા ને એવા એવા અનેક ખેલો હિંદુસ્તાનમા સામાન્ય છે. વળી ત્રણ ચાર કલાક સમાધિમાં પડી રહેવું, તે પણ સામાન્ય છે. પરંતુ આ રીતથી કાંઈ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અનેક જણ આ પ્રકારે હિંદુસ્તાનમાં કાર્ય કરે છે પણ તે માયાનો પડદો ક્ષણભર જ દૂર કરી શકે છે. તેથી કરીને કાંઈ સ્થાયી સુખની પ્રાપ્તિ થતી નથી. તળાવમાંથી લીલને દૂર ખસેડવાથી નીચે ચોખ્ખું ને મીઠું જળ જણાય છે તેમ મનરૂપી તળાવમાથી કચરો થોડા સમયને માટે દૂર કર્યાથી ધ્યાન કે સમાધિ ધરવાનું બની શકે તેમા નવાઈ નથી. પરંતુ એવી રીતે દુઃખને મૂળમાંથી તો નાશ કરી શકાતું જ નથી. વારંવાર આ કચરો દૂર કરવો જોઈએ. તેથી કરીને ધીમે ધીમે કચરાનો થર પાતળો થતો જશે ને અંતે નિર્મળ ને સ્વચ્છ જળ સ્થાયી જણાશે.

* * *

ધારો કે એક કરડો એવો સર્પ ટાઢને લીધે ગૂંચળું વળીને પડી રહ્યો છે. કોઈ તેને પકડીને અગ્નિ આગળ ઉષ્ણતા લાવવાને મૂકે, તો ગરમ થવાથી તે ગૂંચળું છોડી એકદમ સીધો થઈને કરડશે. ગૂંચળું વળીને પડ્યો હતો તે સમયે પણ ઝેર તો તેનામા રહેલું જ હતું. આ પ્રમાણે મનરૂપી સર્પ જ્યા સુધી ગૂંચળું વળીને પડી રહે છે ત્યાં સુધી કેટલાક ધ્યાન ધરી શકે છે; કારણ કે ઇચ્છારૂપી ફેણ અને મનરૂપી સર્પ એટલો સમય મૃત્યુ પામેલા જણાય છે; બાકી ખરી રીતે કાંઈ મૃત્યુ પામેલાં નથી. માનસિક શક્તિના અભ્યાસીઓ પોતાના મનને ટાઢથી ગૂંચળું વળી પડી રહેલા સર્પ જેવી સ્થિતિમાં લાવી શકે છે અને તેથી કરીને થોડા સમયને માટે આનંદ ભોગવી શકે છે પરંતુ ટાઢથી પીડાતા મનરૂપી સર્પને જ્યારે સગાસંબંધીની ઉષ્ણતા આપે છે કે તરત જ ગૂંચળું છૂટી જાય છે ને ઇચ્છાઓ રૂપી વિષ જાગૃત થાય છે. કારણ કે સર્પને મોહિત કરી તેનાં દાંત કાઢી નાખી ઝેર દૂર કરેલું નથી હોતું અને તેથી વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

* * *

આવી શક્તિ ધરાવનારા ઘણા યે પોતાની શક્તિનો ઉપયોગ પૈસા કમાવામાં કરે છે. મનને ધ્યાનસ્થ

કરવું એ ઘણી સારી વાત છે પરંતુ અંતે તેમાંથી ઇચ્છાઓ રૂપી ઝેર દૂર કરવું જોઈએ. જ્યારે મનની દરેક પ્રકારની નિર્બળતા દૂર થાય ત્યારે જ એ સર્પ વિષ વિનાનો બને છે; અને ત્યાર પછી જ તમારા નિત્યકર્મમાં તથા જગતમાં કોઈ પણ ભય વિના તમે નિશ્ચિંત ફરી શકશો. મનની થોડા સમયની ધ્યાનસ્થ સ્થિતિમાં મનુષ્યો ઈશ્વરને સર્વસ્વ અર્પણ કરી દે છે; પરંતુ એ સ્થિતિથી મુક્ત થતાં વાર જ ઈશ્વરને સમર્પેલું તેની પાસેથી પાછું લઈ લે છે. જગતની તૃષ્ણાઓ મનને નિર્બળ બનાવે છે. અમુક વખત સુધી ધ્યાનસ્થ રહી શકાય તે પણ જો કે છે તો સારું જ; પરંતુ મનની સ્થાયી એવી સ્થિતિ રહે ત્યારે પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે.

* * *

માનસિક સિદ્ધિઓ પ્રાપ્ત કરવી એ યોગ્ય છે? એક સિદ્ધિ તરીકે તો એ જડ જગતની જ વસ્તુ છે. વેદાંત કહે છે: "મૃત્યુ પામેલાની સાથે તમે સંબંધ બાંધી શકો તેમાં શક નથી પરંતુ તેના કરતાં જીવતાં સાથે સંબંધ રાખવો એ વધારે સારું નથી? એક સમયે હિમાલયની ગુફામાં રામ રહેતો હતો. ત્યાં ભૂતનો વાસો છે એમ માન્યતા હતી. આસપાસના લોકો કહેતા હતા કે: "ઘણાક સાધુ એ ગુફામાં એક રાત્રિમાત્ર પણ રહેવાથી મરણ પામ્યા હતા; અને કેટલાક તો ગુફા જોવા જતા જ મૂર્છા ખાઈ પડ્યા હતા." પરંતુ 'રામે' એ ગુફામાં રહેવાની ઇચ્છા દર્શાવી ત્યારે તે લોકો વિસ્મય પામ્યા. 'રામ' અમુક માસ તે ગુફામાં રહ્યો, પણ ભૂતબૂત કાંઈ જણાયું નહિ. બધાં ભૂતો નાસી ગયાં હોય એમ લાગ્યું. ગુફામાં સર્પ વીંછી વગેરે જીવજંતુ હતાં તે ગુફાની બહાર વાસ કરતાં હતાં; પરંતુ કોઈએ 'રામ'ના શરીરને કોઈ પણ પ્રકારે ઈજા કરી નહોતી.

* * *

વાસ્તવિક મનની યુક્તિઓ વાપરીને ગરીબ અને ગરજુ લોકોની પડાવી લીધેલી સંપત્તિથી તમને સુગ આપનાર મિષ્ટાન્નો જ મળવાનાં! ફીકાં અને અને શિષ્ટાચારવાળાં શહેરાઓ જ તમને પ્રાપ્ત થવાનાં! કૃત્રિમતાની વાસથી ભરાઈ ગયેલી 'ઓરડી' જેવી બાકસની પેટીઓમાં જ તમે પુરાવાના અને સર્વ પ્રકારના શારીરિક અને માનસિક માદક પદાર્થો-માંથી ઉત્પન્ન થયેલી મનની અસ્વસ્થતામાં જ તમે સદા પડ્યા રહેવાના! પોતાની જાતને છેતરીને ફસાવવાને આટલો બધો શ્રમ શા માટે લો છો? એવા કાલ્પનિક સુખના નામ નીચે તમારા હાથમાંનું ખરું સુખ શા માટે છોડી દો છો? ઊંધે જ માર્ગે શ્રમ શા માટે કરો છો? જો જરા પણ બુદ્ધિ હોય તો આ બાબતનો વિચાર કરવામાં તેનો ઉપયોગ કરો; ભાઈઓ, ઉપયોગ કરો.

* * *

તમારા આયુષ્યનો વીમો ઉતારવાને સોનેરૂપું એકઠું કરીને તમારા આયુષ્યનો નાશ કરી નાખશો નહિ. ધન એકઠું થવાથી અને વખતસર તેના હપ્તા ભરવાથી તમે તમારા આયુષ્યની જામીનગીરી–ખાતરી મેળવી શકો છો? હે મૂઢ પામર મનુષ્ય! તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ. મુક્ત આત્માઓને માટે ભયંકર મહાવ્યથાઓ મચાવનાર આ જગતમાં જીવવાને માટે વ્યર્થ ઉપાયો શા શોધો છો?

* * *

ભભકાના વહાલા ભક્તો! આર્યોના સંન્યાસ અને ત્યાગનાં ધ્યેય તો તમને સ્વપ્નમાં જ ભાસે છે! સાવધ રહો. તમને ઢંઢોળીને જગાડવાનો અને તમે કેવા ભયંકર ભ્રમમાં સપડાયા છો એ સમજાવવાનો સમય આવી પહોંચ્યો છે. જેનામાં ભક્તિયુક્ત ત્યાગ નથી, તે અનુભવી અને હોશિયાર જગતી પ્રાણી જેવો જ છે.

* * *

# કાકાસાહેબની વિચારકલિકાઓ

✱ મહાત્મા થવું જેટલું અઘરું છે એટલું જ નિર્ભેળ દુરાત્મા થવું અશક્ય છે. દરેક પાપ અને પતનનું આસક્ત એની સાથે જ જન્મે છે. અને માણસની પોતાના પાપ પ્રત્યેની ધીરજ પણ અંતે ખૂટે જ છે. માટે માણસે એટલું જ જોવાનું કે પાપ–પુણ્ય, સદાચાર–દુરાચાર, સુરુચિ–કુરુચિ વચ્ચેના સનાતન સંગ્રામમાં પોતાનું ખેંચાણ સત્–પક્ષ તરફ જ હોવું જોઈએ.

✱ અશ્લીલતા શરીર ઉપર નથી પણ મનના ભાવમાં છે. પોતાનું દિગંબર ચિત્ર અશ્લીલ બનાવવું અથવા કલાપૂત બનાવવું એ ચિત્રકારના હાથમાં છે, મૂર્તિકારના હાથમાં છે. આજ કાલ જ્યાં ત્યાં વિકારોનું ઉદ્દીપન કરી સમાજ પાસેથી પૈસા કઢાવવાનો પ્રયત્ન ચાલે છે ત્યાં આ વાત ન સમજાય. સાહિત્યમાં શું અને કળામાં શું, લોકોની ચિત્તવૃત્તિ કામુક અને વિલાસપ્રવણ બનાવવાનો પ્રયત્ન કરનાર 'કળાધરો' અને જૂના વખતમાં ખાઈ ખાઈ નિઃસત્ત્વ બનેલા રાજાઓ અને નવાબોની વિષયવાસના ફરી જાગ્રત કરી આપનાર એમના આશ્રિતો વચ્ચે કાળનો ફેર હોય, પદ્ધતિનો ફેર હોય, પણ જાતિનો ફેર નથી જ. સમાજને આવા વિટવર્ગની જરૂર હોય તો સમાજ ભલે એને રાખે પણ એને કળાધર ન કહે.

✱ શુદ્ધ સૌન્દર્યની દૃષ્ટિ રાખી હિંમતપૂર્વક નગ્નતાને પણ કળાનો વિષય બનાવવો એ જુદું; અને વિકારોને ઉત્તેજન મળે એવાં ચિત્રો કાઢી વિકારલોલુપ લોકોને મોઢે એમને કળાયુક્ત કહેવડાવવાં એ જુદું. વિકારની હસ્તી સિદ્ધ કરવી અથવા વિકારિતાનો કોઈના પર આક્ષેપ કરવો મુશ્કેલ કામ છે. પણ પોતાનું મન વિકારી થાય છે કે નહિ એ પોતાને માટે નક્કી કરવું જરાયે અઘરું નથી. એની મુશ્કેલી દંભી જમાનામાં જ પ્રતીત થાય છે. વિકાર તો આખા શરીરમાં ઓછેવત્તે અંશે એક વિશિષ્ટ રોમાંચ (thrill) પેદા કરે છે. એમાં ક્ષણિક ઉત્તેજના અને અંતે શૈથિલ્ય અથવા નિચોવાવાપણું બંને હોય છે. અને વૃત્તિઓ નફ્ફટ ન થઈ હોય તો શરમાવાપણું પણ અમુક અંશે હોય છે જ.

✱ કળાના આનંદનું સ્વરૂપ જ એવું છે કે એની આગળ સુખદુઃખ ગમે તે આવે, કળા તો એમાંથી સરખો નિરપવાદ આનંદ જ સર્જી શકે છે. કોઈ શોકાંતિકા (tragedy) જઈને આપણે પીગળીને રડતા થઈ જઈએ છીએ. અને છતાં એ શોકાંતિકા અનેક વાર જોવાનો કે વાંચવાનો રસ આપણે છોડી શકતા નથી. જે દરિદ્રઅવસ્થામાં એક ક્ષણ પણ રહેવાની આપણી હિંમત ન હોય એનું જ આબેહૂબ વર્ણન જોઈ આપણામાં જે સમભાવ કે પુણ્યપ્રકોપ જાગે છે તે તો આપણને આવકારપાત્ર જ લાગે છે.

✱ આમ કેમ થતું હશે? માણસને દુઃખ ગમતું નથી છતાં જીવનમાં દુઃખ તો છે જ. દુઃખ છે એટલું જ નહિ, પણ એનો ઉપયોગ પણ છે. દુઃખમાંથી જ આપણે અનુભવસમૃદ્ધ થઈએ છીએ; આપણું વ્યક્તિત્વ, આપણી Personality, અથવા ગીતાની પરિભાષામાં કહીએ તો આપણું અધ્યાત્મ (સ્વભાવોઽધ્યાત્મમુચ્યતે) વધે છે. સમભાવને લીધે આપણું વ્યક્તિત્વ આપણા શરીરમાંથી બહાર નીકળી, ઇન્દ્રિયોનું બંધન તોડી, સંકુચિતતામાંથી છૂટી જઈ વિકાસ પામે છે; અને આપણા દેહથી ભિન્ન એવી વ્યક્તિઓ, મૂર્તિઓ, ઘટનાઓ, પ્રતીકો, અને તત્ત્વો સાથે એકરૂપ થઈ જાય છે. આ વ્યક્તિત્વનો વિકાસ એ જ આનંદ છે.

✱ ઇન્દ્રિયો મારફતે સુખદુઃખાદિ લાગણીઓનો અનુભવ કરવો એ પ્રાથમિક દશા છે. એ લાગણીઓને કેળવ્યા છતાં એમને ગૌણ કરી એમાંથી અધ્યાત્મનો આનંદ સીધી રીતે લઈ લેવો એ કળાનું કામ છે. અને એમાં જ કળાની મહત્તા પણ છે. ...પશુપક્ષીઓ વિષય સેવે છે. માણસ પણ વિષય સેવે છે.

એમાં જુગુપ્સિત એવું કશું નથી. પણ એનું દર્શન કરવા સ્મરણ અને ચિંતન કરવા અનેકોને નોતરવા એ અશિષ્ટ છે. જુગુપ્સિત છે. એમાં કળાનંદ તો નથી જ.

* કાવ્યના આત્માને સાહિત્યકારો રસ કહે છે. મારે મન રસ શબ્દ સૃ–સર્ ઉપરથી (વર્ણ-વિપર્યયાત્) આવ્યો છે. ઝાડોમાં રસ સરે છે અથવા ઝરે છે; મોઢામાં રસ છૂટે છે. એ જ રીતે જ્યારે આપણું હૃદય દ્રવીને કોઈ પણ આકર્ષક વસ્તુ તરફ ઝરે છે, સરે છે, રસે છે, ત્યારે રસ પેદા થયો છે એમ આપણે કહીએ છીએ આમ જ વ્યક્તિત્વનો વિકાસ થઈ શકે છે.

* ઇન્દ્રિયતૃપ્તિ મારફતે જો આત્મવિકાસ થતો હોત તો એને જ સર્વોત્તમ આધ્યાત્મિક સાધના ગણી હોત. પણ એવું નથી. ઇન્દ્રિયસુખ એ આનંદ મેળવવાના ફાંફાં છે. એને અંતે નિરસ ગ્લાનિ, વિષાદ અને પશ્ચાત્તાપ જ છે. યુરોપની સંસ્કૃતિનો આચાર્ય અને દરેક જાતના સ્વાદનો સ્વાદિયો ગેટે એંસી વર્ષના અમનચમનની જિંદગી ગાળી, અંતે કહે છે કે: 'હું નથી માનતો કે જિંદગીમાં મેં પૂરા સુખના આઠ દિવસો પણ માણ્યા હોય.'

* કાવ્યાનંદ, કળાનંદ અને ગાનાનંદ એ બધા ઇન્દ્રિયો મારફતે મળેલા હોવા છતાં ઇન્દ્રિયનિરપેક્ષ થઈ શકે છે અને જેટલે દરજ્જે એ ઇન્દ્રિયનિરપેક્ષ થાય છે તેટલે દરજ્જે તે પરમાનંદ બની જાય છે; કેમ કે પછી એ સ્થાયી હોય છે, પવિત્ર હોય છે, એ આનંદમાં દુઃખ, વિષાદ, વિકૃતિ કે પશ્ચાત્તાપને અવકાશ હોતો નથી. કળાના આ શુદ્ધ આનંદમાં આસક્તિ સંભવે જ નહીં. જ્યાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એકી સાથે આપણે કેળવી શકીએ છીએ—અનુભવી શકીએ છીએ—ત્યાં જ આપણને કળાનંદ લાધે છે.

* કળામાં પરસ્મૈપદી (ઑબ્જેક્ટિવ) અને આત્મનેપદી (સબ્જેક્ટિવ) એવા ભેદ કોક કોક વાર કરવા પડે છે. જ્યારે પોતાના આનંદનો જ વિચાર હોય છે, પોતાને માટે જ (સ્વલક્ષી) કળા નિર્મિત કરાય છે તે આત્મનેપદી કળા હોય છે. પોતાને થયેલો અનુભવ બીજામાં જગાડવાની દૃષ્ટિથી, પોતાનો આનંદ બીજામાં સંક્રાન્ત કરવાની આતુરતાથી, જે કળાની નિર્મિતિ થાય છે તે પરસ્મૈપદી છે. બધી જ કળા મોટે ભાગે ઉભયપદી હોય છે. મૂળ હેતુ ગમે તે એક જ હોય તોયે એ 'ઉભયોઃ વિન્દતે ફલમ્' અને તેથી જ કળા વ્યક્તિગત છે કે સામાજિક એવો પ્રશ્ન કરી વિરોધ જગાડવામાં ખરેખર કોઈ અર્થ નથી હોતો.

* કળાનો બીજી રીતે વિચાર કરી શકાય. સમાધિસ્થિતિમાં માણસમાં અહંતા–મમતા રહેતી નથી. તે વખતનો અનુભવ અપૌરુષેય હોય છે અને અનિર્વચનીય પણ હોય છે. જ્યાં ભેદ જ નથી ત્યાં નિર્વચનનો સવાલ જ ક્યાંથી હોય? પણ એ સમાધિનું વ્યુત્થાન થયા પછી સમાધિકાળનો અનુભવ અને ત્યાર પછીની પ્રાકૃત દશા વચ્ચે જે અંતર પેદા થાય છે અને તે અંતરનું ભાન થાય છે એમાંથી કળાનો જન્મ છે. જીવનસ્થિતિરૂપી ભક્તિ-તત્ત્વ ઉપર આવ્યા પછી ખોયેલું બધા સાથેનું ઐક્ય પાછું અનુભવવા માટે કળા મારફતે માણસ પ્રયત્ન કરે છે. વિશ્વાત્મકભાવ, સર્વ મૈત્રીભાવ, એ જ પરમ આનંદ છે. સમાધિમાં જે ક્ષણિક અનુભવ્યો તે આનંદ ઇન્દ્રિયો દ્વારા વ્યક્ત કરી બીજાઓને એની ઝાંખી કરાવવાનો જે પ્રયત્ન તે જ સાચું કાવ્ય છે, તે જ કળા છે.

* તેથી જ સાચી કળા હૃદયને ઉન્નત કરે છે, વિમલને જગાડે છે, ઉન્નત આત્માઓને પાસે આણે છે, અને સમાજના કેટલાય ગૂંચવણભરેલા સવાલો સહેજે ઉકેલે છે. કળાનું આ પ્રયોજન, એનો એ અધિકાર જાણ્યા પછી જો આપણે કહીએ કે કળા એ એક જાતનો સંચાર છે, પ્રચાર છે—પ્રોપેગેન્ડા છે—તો એમાં વાંધો નથી. અણઘડ લોકોને પ્રચારની સર્વોત્કૃષ્ટ પદ્ધતિનો ખ્યાલ નથી હોતો. તેથી તેઓ 'પ્રોપેગેન્ડા'ને બગાડી દે છે અને કળાને પણ નીચે આણે છે. કળામાં પ્રોપેગેન્ડા ન હોવો જોઈએ એવી તકરાર કરનાર લોકો આજકાલના બજારુ પ્રોપેગેન્ડાથી અકળાઈને તેમ કહે છે. ખાનદાન પ્રોપેગેન્ડા અને શુદ્ધ કળામાં ભેદ છે જ નહિ. પરસ્મૈપદી કળા સંચાર છે, પ્રચાર છે, પ્રચારનો હેતુ કળાના હેતુ જેટલો જ ઉદાત્ત હોય એટલે બસ.

# સંગીતનાં સંભારણાં

* ચિત્તરંજન રૂ. રાજા



## (૨)

## ઈનાયતખાં ઉસ્તાદ

સગીન અને સગીતકારોના સભારણા જુ-જુ ત્યા કોઈ અત્તરિયાએ એક સાથે અત્તરોની શીશીઓ ઢોળી દીધી હોય એમ લાગે છે ઘણા પ્રસગો મગજમા ઘૂમરી ખાય છે કોઈમા સાધના છે તો કોઈમા મસ્તી કોઈમા નજાકત છે તો કોઈમા ખુમારી આજે મા મારા ગુરુ મશહુર બીનકાર મહમ ખાના જીવનનો એક પ્રસગ યાદ આવી જાય છે મોતને આગલે તે દિવસ સુરાવટ જામી હતી બગાળના મશહુર સિનારિયા ઈનાયતખાનો સિતાર તે દિવસ પહેલીવાર સાભળ્યો આજ પણ એ પડઘા પાડે છે

સને ૧૮૫૭ પછી મોગલ કોર્ટ અને લખનૌના કળાકારો બગાળમા ગયા તેમના વશના ઈનાયતખા હતા ઈનાયતખાના બાપ ઈમદાદખા મૂળ મા નાના અને ઈંદોર નોકરી કરવા ગયના ત્યાર પછી ગૌરીપુરમા રાયચૌધરીના જમીનદાર કુટુબમા રહેના ઈનાયતખા શીખ્યા એમના બાપ ઈમદાદખા પાસેથી એમનુ બાજ મસીતખાનુ અને રઝાખાનુ બન્ને બાજ એ વગાડતા એક જ ઘરાણાની ત્રણેય પેઢીએ—ઈમદાદખા ઈનાયતખા અને વિલાયતખા—એ જ બાજ પોતપોતાની રીતે વગાડયુ છે ઈનાયતખાના બાજમા જોડ આલાપમા મીન મસક અને મરકાના અગ વિશેષ છે અને રાગને બઢાવવાનુ સ્વરૂપ રાગોના સૌમ્ય અગોને વિશેષ અનુકૂળ બનતુ જાય છે હાટ લાગ દાટ કે ગમક વગેરે ગેરહાજર હોવાથી રાગના વિસ્તારમાં લયના તોફાન જેવુ લાગતુ નથી. તેઓ સ્વભાવે ઘણા જ રંગીલા અને ખુશમિજાજી હતા અને એટલે જ કેમ જાણે એ ઠુમરી ઘણી જ મજેદાર અને સુરીલી વગાડતા ખ્યાલ કરતા તેઓ ઠુમરી ઓને લઈ વધારે લોકપ્રિય હતા ઠુમરીઓમા ખમાચ પીલુ અને ભૈરવીની એમની ચડતી હતી ત્યારે ખ્યાલમા સોહીણી ટોડી અને પૂરિયા તેમના ચડતા રાગો હતા.

ઈંદોરના મશહુર બીનકાર મહેદીઆની ઘરાણાના મહમદખા પાસે હુ સિતાર શીખતો સાલ ન ભુલતો હોઉ તો સને ૧૯૩૩ હતી એ વખતે મહમદખાની શાદી ઈનાયતખાની ભત્રીજી સાથે થઈ ઈનાયતખાને લાડકી ભત્રીજી ઉપર સગી દીકરી જેટલુ વહાલ એક દિવસ અચાનક મહમદખા મારી ઓરડી ઉપર આવી ઊભા રહ્યા ચહેરો જોતા જ લાગ્યુ કે કઈક ગભીર છે ત્યા તો બોલ્યા

બસુભાઈ આપ ખુદા કે લીયે જલ્દ ચલીએ બીબીકો કુછ દર્દ હો રહા હૈ ઔર શિર પકડ રહી હૈ'

સ્નેહી ડૉક્ટરને લઈને અમે પહોંચી ગયા ડાક્ટરે કહ્યુ કે કેસ મેનેનજાઈટીસનો છે અને ગભીર છે એટલે હોસ્પિટલે પહોચાડવા જોઈએ અમે બીબીને હૉસ્પિટલ લઈ ગયા અને ઈનાયતખાને કલકત્તા ગભીર તબિયતનો તાર કર્યો ત્રીજે જ દિવસ એ આવી પહોંચ્યા આ એમની સાથેની પહેલી મુલાકાત. પ્રતાપી દેહ અને નુરાની ચહેરો ખુદાના કોઈ ફિરસ્તાની હાજરીમા આપણે હોઈએ એમ મન અનુભવ પામે તેમના ચહેરા ઉપર અજબ પ્યાર છલકાતો હતો વહાલસોઈ ભત્રીજીની પથારી ઉપર જે દિલની દોલત એમણે લાવી છે તે આજ સુધી બીજે ક્યાય નથી જોઈ

ડાક્ટરોએ આશા છોડી. છતાં બીબીએ આંખો સદાને માટે મીંચી ન હતી મહમદખામા કે ન રહી ઈનાયતખામા એ હિંમતને અવગણના પહોંચાડવાની

ત્રણ પ્રકારના વૈદ્ય હોય છે.

એક જાતના વૈદ્ય એવા હોય છે કે તે રોગીની નાડી જોઈને દવા બતાવીને ચાલ્યા જાય. દરદીને કહેતા જાય કે અમુક અમુક દવા ખાજો, એ અધમ વૈદ્ય, તેમ કેટલાક આચાર્ય એવા હોય છે કે માત્ર ઉપદેશ જ આપે. પણ પોતાના ઉપદેશથી લોકો સુધરે છે કે બગડે છે, તેની તપાસ રાખે જ નહિ. શિષ્યોની ઉન્નતિ વિષે કશો વિચાર કરે જ નહિ.

કેટલાક વૈદ્ય એવા હોય છે કે દવા બતાવે અને દરદીઓને ખાવાની સલાહ આપે અને તેમ છતા જો તે દવા ન ખાય તો તેને ઘણી ઘણી રીતે સમજાવે એ મધ્યમ પ્રકારના વૈદ્ય તે જ પ્રમાણે કેટલાક ગુરુઓ પણ શિષ્યોને ઉપદેશ આપે; એટલું જ નહિ પણ તેઓ પોતાના ઉપદેશ પ્રમાણે ચાલે તે માટે તેમને અનેક રીતે શિખામણ આપે.

પણ જે ઉત્તમ વૈદ્ય છે તે તો સમજાવવા પટાવવા છતાં પણ જો દરદી દવા ન ખાય તો જોરજુલમથી પણ તેના મોમાં દવા રેડે છે. જરૂર પડે તો તેનું નાક દબાવીને પણ મોમાં દવા રેડી દે છે. તે પ્રમાણે જેઓ ઉત્તમ પ્રકારના ગુરુ હોય છે તેઓ શિષ્યોને ઈશ્વર તરફ વાળવા માટે પોતાની શક્તિનો ઉપયોગ કરતાં પણ અચકાતા નથી.

*

સિદ્ધિ એટલે વસ્તુની પ્રાપ્તિ.

અષ્ટસિદ્ધિમાંની કોઈ સિદ્ધિ નહિ. તે સિદ્ધિ (અણિમા, મહિમા. લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ) વિષે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે ભાઈ, ધ્યાનમા રાખજે કે એ આઠ સિદ્ધિમાથી એક પણ સિદ્ધિ જો કોઈ પ્રાપ્ત કરે તો નિશ્ચય માનજે કે તે મને કદી પામશે નહિ. સિદ્ધિ વડે અહંકાર ઉત્પન્ન થાય છે અને જરા પણ અહંકાર થયો એટલે ઈશ્વરથી વિમુખ જ થયા જાણવા !

*

વળી એક વાત સાંભળી લો. ભક્ત ચાર પ્રકારના હોય છે. પ્રવર્તક, સાધક, સિદ્ધ અને સિદ્ધનો સિદ્ધ. જે માણસ ઈશ્વરની આરાધનામાં પ્રવૃત્ત થાય છે તે પ્રવર્તક. એવા લોક ખૂબ ટીલાંટપકાં કરે છે, માળા પહેરે છે, રામનામી ઓઢે છે, અને બહારનો આચાર ખૂબ પાળે છે જે સાધક છે તે આ લોકો કરતાં એક પગલું આગળ જાય છે. લોકોમાં દેખાવ કરવાની ટેવ તેને નથી હોતી. તે સાધક ઈશ્વરને મળવા માટે ઘણો

વ્યાકુળ થાય છે. તે મનમાં ને મનમાં તેને જ પોકારે છે. તેના નામનો જપ કરે છે; અને સરળ અંતઃકરણથી તેની પ્રાર્થના કરે છે. સિદ્ધ કોને કહેવો કે જેને નિશ્ચયાત્મક જ્ઞાન થયું હોય: અને ઈશ્વર છે જ ને તે જ સર્વ કાર્ય કરે છે એમ માનતા હોય તેઓ જ ઈશ્વરનું દર્શન કરી શકે છે. સિદ્ધનો સિદ્ધ કોણ? જે કેવળ દર્શન જ નહિ પણ ઈશ્વરની સાથે વાતચીત પણ કરી શકે છે. કોઈ પિતૃભાવે તો કોઈ વાત્સલ્ય ભાવે, કોઈ સખ્યભાવે તો કોઈ મધુર ભાવે તેની સાથે વાર્તાલાપનો આનંદ ભોગવી શકે છે.

કાષ્ઠમાં અગ્નિ જરૂર છે એમ માનવું એનું નામ વિશ્વાસ પણ એ કાષ્ઠમાંથી અગ્નિ પ્રકટ કરવો અને તેના વડે રસોઈ કરીને જમવું એ તો જુદી જ બાબત છે.

ઈશ્વરને માટે વ્યાકુળ થઈને તેને એકવાર શોધી કાઢો. તેના દર્શન કરો તેની સાથે વાતચીત કરવા શક્તિમાન થાઓ. જેમ હું તમારી સાથે વાત કરું છું તેમ તે તમારી સાથે વાત કરશે હું ખરું કહું છું કે જરૂર તમને તેનાં દર્શન થશે. પણ આ વાત હું કહું છું તો પણ કોઈ માનતા નથી!

હજાર ગ્રંથો વાંચો, લાખો શ્લોકો અને સ્તોત્રો મોઢે કરો; પણ વ્યાકુળ થઈને ડૂબકી માર્યા વગર તેને મેળવી શકાશે નહિ ખાલી પાંડિત્ય તો મનુષ્યને અવળે રસ્તે ચડાવે છે. પાંડિત્યથી કાંઈ પરમેશ્વર મળતો નથી.

*

ભાઈ! ઘોડામાયે છેવટે 'ડા' આવે છે અને કીડામા યે છેવટે 'ડા' આવે છે પણ બેની શક્તિમાં કેટલો ફરક છે? વિભુરૂપે તે પ્રાણીમાત્રની અંદર રહેલો છે, મારામા પણ છે અને ક્ષુદ્ર કીડીમાં પણ છે: પરંતુ બેઉની શક્તિમા ફેર છે. જુઓ, દુનિયામાં એવા પણ નર છે કે એકલા એક સો માણસને મારી હઠાવે અને એવા પણ છે કે એક માણસને જોઈને તેમનાં ધોતિયાં છૂટી જાય ગીતામાં કહ્યું છે કે જેને ઘણા માણસો માને છે—પછી તેની વિદ્યાને લીધે, અથવા ગાવાબજાવવામાં તેની કુશળતાને લીધે, અથવા ભાષણ કરવા-ની છટાને લીધે કે ગમે તે કારણને લીધે: પણ જેને ઘણા માણસો માને છે—તેનામાં ઈશ્વરની વિશેષ શક્તિનો આવિર્ભાવ થયેલો હોવો જોઈએ. એ નિશ્ચયપૂર્વક માનો.

*

# વારુણી વિદ્યા

એક વાર મહર્ષિ ભૃગુએ પોતાના બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય પિતા વરુણને કહ્યું. 'ભગવન્! મને બ્રહ્મ જાણવાની ઇચ્છા છે'

વરુણ બોલ્યા, 'અન્નં પ્રાણં ચક્ષુ શ્રોત્રં મનો વાચમ્ ઇતિ। એટલે કે હે વત્સ! અન્ન, પ્રાણ, ચક્ષુ, શ્રોત, મન અને વાણી એ બ્રહ્મ છે'

ભૃગુએ પૂછ્યું, 'બ્રહ્મનુ લક્ષણ શું છે?'

જવાબમા વરુણ બોલ્યા, 'સમસ્ત પ્રાણી જે વડે ઉત્પન્ન થાય છે, જે વડે જીવે છે અને અંતે પ્રયાણ કરીને ય જેમા લય પામે છે એ જ બ્રહ્મ છે એમ તુ જાણ.'

બ્રહ્મજ્ઞાનની ઉત્કટ ઇચ્છાથી ભૃગુએ વિકટ તપ કર્યું અને જાણ્યુ કે અન્ન જ બ્રહ્મ છે અન્નથી જ સમસ્ત ભૂતો નિર્માણ પામે છે. અન્નથી જ સમસ્ત ભૂતો જીવે છે, પ્રયાણ કરે છે અને અંતે અન્નમા જ વિલીન થઈ જાય છે આ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થયા પછી ભૃગુએ વરુણને પૂછ્યુ, 'ભગવન્! મને બ્રહ્મજ્ઞાન આપો.'

વરુણ બોલ્યા, 'તપ જ બ્રહ્મ છે તપ વડે જ બ્રહ્મને જાણો'

ભૃગુએ તો ઉગ્ર તપ કર્યું અને તેને જણાયુ કે પ્રાણી માત્ર પ્રાણથી જ ઉત્પન્ન થાય છે, પ્રાણથી જ જીવે છે અને અંતે પ્રયાણ કરીને ય પ્રાણમા જ લીન થઈ જાય છે પ્રાણ જ બ્રહ્મ છે. આ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થયા પછીથી ભૃગુએ વરુણને પ્રાર્થના કરી, 'ભગવન્! બ્રહ્મનુ જ્ઞાન કરાવોને."

વરુણે કહ્યુ, 'તપથી જ બ્રહ્મ તો જાણી શકાય છે. તપ કરો.' ભૃગુએ તપથી જાણ્યું કે મન બ્રહ્મ છે કારણ કે તમામ પ્રાણીઓના ઉદ્‌ભવ, પોષણ અને લય મન વડે જ થાય છે. મનને બ્રહ્મ જાણ્યા પછી ભૃગુએ વરુણને પ્રાર્થના કરી, 'ભગવન્! બ્રહ્મનો બોધ કરાવોને.'

વરુણ બોલ્યા, 'વત્સ! તપ જ બ્રહ્મ છે. તપથી જ બ્રહ્મ જાણો. તપ કરો.'

ભૃગુએ જાણ્યુ કે વિજ્ઞાન જ બ્રહ્મ છે સકલ પ્રાણીઓના ઉદ્‌ભવ, સ્થિતિ તેમ જ વિલય વિજ્ઞાનમા જ, વિજ્ઞાન વડે થાય છે. આ પ્રમાણે વિજ્ઞાનને બ્રહ્મ જાણીને ભૃગુએ પિતાજીને પૂછ્યું, 'પ્રભુ! બ્રહ્મનો બોધ આપોને.'

તપથી ભૃગુએ જાણ્યુ કે આનંદ વડે અને આનંદથી જ સમસ્ત પ્રાણીઓના ઉદ્‌ભવ સ્થિતિ અને લય થાય છે. આનંદ જ બ્રહ્મ છે

આ ભાર્ગવી વારુણી વિદ્યા છે. એ પરમાકાશમા રહેલી છે. આ પ્રમાણે જાણી લેવાથી મનુષ્ય બ્રહ્મને પામે છે એ અન્નાદ, અન્નવાન થાય છે અને એ જ પશુ પ્રજા બ્રહ્મવર્ચસ તથા કીર્તિને કારણે મહાન બ્રહ્મવાદી થાય છે.

*

## સાગરનું જીવન

સ્વપ્નમા મને સાગરનું દર્શન થયુ

મે તેને પૂછ્યુ તો તેણે મને ઉત્તર આપ્યો વેદના મારી માતા છે ને રુદન મારો પિતા. સંયમ મારું હૃદય છે તેને લીધે જ હુ જીવી શકું છુ.

મે કહ્યુ એવા જીવનમા આનંદ શો? આંસુની અંદર અટવાઈ જાય, ને વેદનાથી જેનો પ્રાણ વને નાઈ જાય, એ જીવનમા આનંદ શો?

તેણે કહ્યું' શાંતિ ને સમતા મારો પ્રાણ છે. ઈશ્વરની એ મહાન બક્ષિસ છે તેને લીધે હુ બીજાને ઉપયોગી થઈ શકુ છુ. ને જીવનની ધન્યતા માણવા કરું છુ

ત્યારે મને તેના જીવનમા વિશાળતા લાગી ને રસ પડ્યો ત્યારથી સાગરના સહવાસ મને અત્યંત સુખમય લાગ્યા કરે છે

—યોગેશ્વર

દેખાઈ. આવડી મોટી નદી કઈ હશે? એક પહાડીને પૂછતા તેણે કહ્યું 'અલકનન્દા.' રુદ્રપ્રયાગથી (મન્દાકિનીનો તટમાર્ગ લેવાથી) છૂટી ગયેલી અલકનંદા અહીં દર્શન દે છે. નદીને સામે તીરે ચમોલી ગામ છે. ગામ મોટા કસબા જેવડું છે અને હવે તો જિલ્લાનું મથક પણ બન્યું છે. બંને તટને જોડતા ઝૂલતા પૂલ પણ છે. બપોરે મંડળચટ્ટી આવ્યો. ગામથી ઠીક દૂર આવેલી ગંગામાં સ્નાન કર્યું. જરા આરામ લઈને સાંજે સિયાસેન ચટ્ટીએ પહોંચ્યો. માર્ગમાં તડકો પડે છે. પીપળકોટીથી જોશીમઠ સુધીનો માર્ગ ઘણો ખરો ઉજ્જડ છે. તાપ ખૂબ પડે છે અને ઝરણાં હોતા નથી. યાત્રીઓ આવે વખતે પાયજામાંટ મોંમાં રાખીને ગડુ બાનું કરે છે. સિયાસેન ચટ્ટીમાં કાગડા ઊડતા હતા! કોઈ યાત્રી જ નહિ!

કેદારનાથથી બદરીનાથનો માર્ગ સીધા આકારનો (અંગ્રેજી V આકારનો) છે. એ છેડાઓની વચ્ચે તુંગનાથ છે. પરંતુ એ ટૂંકો માર્ગ લેવાને બદલે લોકો કેદારનાથથી (અંગ્રેજી 'વી'ના સંગમ બિન્દુરૂપ) રુદ્રપ્રયાગ જઈને વળી પાછા બદરીનાથ જાય છે. હવે મોટરમાર્ગો થતા તુંગનાથની ટૂંકમાર્ગી યાત્રાની ઉપેક્ષા થતી જાય છે. પરિણામ હિમાલયના શતાવધિ હિમશૃંગોના દર્શન લેવાના લાભથી તેઓ વંચિત રહે છે. સંભવ છે કે હૃષીકેશથી કેદારનાથ અને બદરીનાથ વચ્ચે આવતી સદીઓમાં "રોપ વે"-હવાઈ ખટારા માર્ગ-પણ બંધાય ત્યારે યાત્રાળુઓને બદલે ત્યાં સહેલાણીઓ જશે પણ ત્યારે જીવનની હાડમારીઓ અને તેના સ્વેચ્છાસ્વીકારમાંથી ઉછળતા ધન્યતા, સંતોષ, આત્મગૌરવ અને ચિત્ત સ્વાસ્થ્ય તેમાં નહિ હોય. સ્વસંવેદન, સ્વાનુભૂતિ, જીવનમહિમા અને જીવનવિસ્તાર તેમાં નહિ હોય. આપણા તીર્થમૌક્તિકોમાં આવતી સદીઓમાં 'હોલીડે કલ્ચર'. આવે તેવી સંભાવના છેક અવગણવા જેવી નથી.

અલકનંદાને પુલથી ઓળંગીને પીપળકોટિ પહોંચ્યો. ત્યાંથી બીજે દિવસે ઉત્તરવાહિની ગરુડ ગંગામાં સ્નાન કર્યું. ભારતમાં ઉત્તરવાહિની નદીનું સદૈવ વિશેષ માહાત્મ્ય ગણાય છે. વારાણસી આગળ ગંગા ઉત્તરવાહિની બને છે તેથી જ તે ધામ અતિ પવિત્ર બન્યું છે. આગળ જતાં માર્ગમાં એક માટીનો પહાડ આવ્યો દર વર્ષે આ યાત્રામાર્ગ ધોવાઈ જાય છે અને પ્રતિવર્ષ તે નવો બને છે. માટીનો રંગ રાખ જેવો છે અને ઝીણો ભૂકો હોય તેવી પોચી છે. રુદ્રપ્રયાગ તરફ માટીના પહાડમાં પથરાઓ પણ હતા. અહીં તો કેવળ માટી જ માટી! ધરતીકંપથી બનેલી નવી (આજે પુરાણી) નદી પહાડના જૂના નદીરૂપ માર્ગને કાટખૂણે કાપીને સેંકડો ફીટ નીચે ખીણમાં વહેતી હતી. આખા યાત્રામાર્ગમાં આ સ્થળે ચાલવામાં વિશેષ જોખમ જણાયું. પગ નીચેની માટી ફસડાઈ પડે તો શું થાય એવો વિચાર આવી જાય છે. ડંડીવાળાઓ બબ્બેની જોડીમાં સાથે ચાલી શકતા નથી તેથી યાત્રીને ઉતારીને અહીં પગે ચાલવું પડે છે. આ પહાડનો માર્ગ એકાદ ફર્લાંગ જેટલો લાંબો હશે.

બપોરે પાતાળગંગા ચટ્ટીએ પહોંચ્યો નામ પ્રમાણે નદી ચટ્ટીથી ખૂબ નીચે વહે છે તેથી તેને પાતાળગંગા નામ મળ્યું છે યાત્રીઓ જાતે નીચે જઈને રસોઈનું પાણી ભરી લાવે અને વાસણો માંજી આવે. દુકાનદાર તેમને પાણી ન આપે તેમ કરે તો એક બે નોકરો પાણી લાવવા જ જુદા રાખવા પડે. મેં ધર્મશાળાના રવેશમાં ખરે બપોરે લંબાવ્યું અને ઊંઘવા યત્ન કર્યો પણ અંદરના ઓરડામાં થતી ધમાલને લીધે ઊંઘ ન આવી. કોઈ પરંપરાગત સુસંસ્કાર પામેલ અતિ ખાનદાન પરંતુ ગ્રામીણ એવું ઉત્તર ભારતીય કુટુંબ અંદર ઊતર્યું હતું. તેની રસોઈ તૈયાર થઈ ગઈ હતી. એટલામાં કોઈ ઓળખીતા આવી પહોંચ્યા હોય કે કોઈને કારણવશાત અતિથિ તરીકે જમાડવાના હોય તે રામ જાણે પણ રસોઈના પ્રમાણનો અને જમનારની સંખ્યાનો મેળ ખાતો ન હતો. આ વાત ન તો કાર્યદક્ષ ગૃહિણીના ધ્યાન બહાર હતી કે ન તો ચતુર અતિથિની દૃષ્ટિમર્યાદા બહાર. ખૂબ રકઝક પછી આગંતુક જમવા બેઠા. અતિથિએ થોડી રસોઈ

હોવાનું બહાનું કાઢ્યું તો ગૃહિણીએ પાક સાંગોપાંગ સિદ્ધ થયો હોવાનો ઉત્તર આપ્યો. છેવટે બધાને આગ્રહ કરી જમાડ્યાં. આ પછી ગૃહિણીએ પોતાના કોઈ સ્વજનને—પતિ જ હશે એમ અવાજ ઉપરથી લાગ્યું—ધીરેથી રસોડાની બાજુમાં બોલાવીને રસોઈ માટે નવી કાચી સામગ્રી લાવવા સૂચના આપીને પ્રસંગને નિર્વિઘ્ને ઉકેલ્યો. આર્યસંસારમાં આવા પ્રસંગો ઘરેઘરે બને છે અને તે એટલા સાહજિક લાગે છે કે તેનું મહત્ત્વ પણ આપણને દેખાતું નથી. શ્રમ અને સત્કાર, આપભોગ અને આત્મનિવેદન આર્યસંસારમાં ઘરેઘરે છે અને માટે જ પશ્ચિમના કરતાં આપણે કેટલા સુખી છીએ તેનું આપણને ભાન નથી. ધન્યો ગૃહસ્થાશ્રમઃ એવી ઉક્તિ રચાવનાર આર્યનારી એ સંસારરથનું બેમાંનું એક ચક્ર હશે પરંતુ સૂર્યરથની જેમ ગૃહસ્થાશ્રમને એકચક્રી રથ ગણીએ તો તે એક માત્ર ચક્ર છે. પુરુષને ચક્રમ ગણવામાં વાંધો નથી.

પાતાળગંગા ચઢીને બપોરે ગાડીને રોકે ગુલાબકોટિ પહોંચ્યો. કુમારચટ્ટીનો માર્ગ પૂછતાં કોઈએ બેદરકારીમાં પહાડથી નીચે વણજારનો માર્ગ બતાવ્યો. થોડું ઊતરતાં ખચ્ચરની એક વણજાર સામી મળી. તેને નવાઈ લાગવાથી મને 'ક્યાં જાઓ છો?' એમ પૂછ્યું. મેં 'કુમારચટ્ટી' એમ કહ્યું ત્યારે બધા હસ્યા. તેમણે માર્ગ બતાવ્યો ન હોત તો હું ક્યારનો ક્યાં નીકળત તે સમજાતું નથી. રસ્તામાં કોઈ પહાડી ગામ આવત કે ન પણ આવત. સાંજે પાંચ વાગે કુમારચટ્ટી પહોંચ્યો. ધર્મશાળાઓમાં રસોઈનો સમય થાય તેમ તેમ ધુમાડાથી આખું મકાન ભરાઈ જાય છે. ધર્મશાળામાં ટકી ન શકવાથી ચાની દુકાનોનો આશરો ત્યારે શોધવો પડે છે.

કુમારચટ્ટીથી જ્યોતિર્મઠ (જોશીમઠ) સવારે દસેક વાગે પહોંચ્યા. થોડે દૂર વિષ્ણુગંગા વહે છે, અહીં મંદિરો છે, તારટપાલની ઓફિસ છે, ગામ બહાર સ્પેશિયલ પોલિસ (સરહદના રક્ષકો) થાણા છે. થોડે દૂર આદ્ય શંકરાચાર્યે સ્થાપેલો જ્યોતિર્મઠ છે. આજે તેમાં પ્રાચીન પદ્ધતિએ સંસ્કૃતના અધ્યયન—અધ્યાપનનું કાર્ય ચાલી રહ્યું છે. જોશીમઠ ગામથી વિષ્ણુપ્રયાગના સંગમસ્થળે પહોંચવા માટે નદીના કાંઠામાં કોતરેલો માર્ગ—કેડી રસ્તા—છે. માર્ગ બે ત્રણ માઈલ લાંબો હશે. પૂલ ઉપર થઈને વિષ્ણુગંગા પાર કરી. અહીં નીચે પૂર્વમાંથી આવતી વિષ્ણુગંગાનો અને ઉત્તરમાંથી આવતી અલકનંદાનો સંગમ થાય છે. સંગમસ્થળ રમણીય નહિ પણ ભયાનક લાગે છે. અત્યાર સુધી સુવિશાલ વારિપ્રવાહની અલકનંદા મૂળમાં નાની બાલિકા છે તેવું દર્શન અહીં મળે છે. વિષ્ણુગંગા ધોધમાર વહે છે અને તેની આગળ અલકનંદા આંગળીએ વળગાડેલા બાળક જેવી જણાય છે. વિષ્ણુગંગાનાં જળ અતિશય ધોળાં હોવાથી પહાડીઓ તેને ધોળી કહે છે. અહીંના સંગમસ્થાને જૂની પગથીઓ રુદ્રપ્રયાગના સંગમ જેવી જ કષ્ટકર છે. આર્યસંસ્કૃતિના આરંભકાળે તે પહાડમાંથી ઋષિઓએ કોરી કાઢેલી જણાય છે. સંગમના જળનું આચમન લેવું મુશ્કેલ છે; કેમકે છેલ્લા પગથિયાથી તે ઘણું નીચે છે. લોટા વડે સ્નાન કરનારને પાણી લેવા વધારે વળવું પડે છે. થોડી વારે કોઈ મોજું ઊછળતું આવે ત્યારે તેમાંથી જરા લઈને સ્નાન પૂર્ણ થાય છે. સંગમ ઉપર બે પંડાઓ ધાર્મિક વિધિ કરાવે છે

વિષ્ણુપ્રયાગથી અલકનંદા તેના તોફાની રમતિયાળ કિશોર સ્વરૂપમાં પ્રકટ થાય છે તે ઠેઠ બદરીનાથ સુધી. સંગમથી આગળ વધતાં સામે ઊંડી કાળમીંઢ પર્વતમાં કોઈ રસ્તો ન હોવાથી પર્વતના નદીતટના પડખાને અતિ ઊંડે કોરીને ભૂંગળી જેવા માર્ગમાંથી યાત્રી આગળ વધે છે. માથા ઉપર આખો પહાડ કમાનની જેમ તોળાયેલો હોય છે. આવો કોતરેલો માર્ગ સાંકડો પણ હોય જ. તેની નદીની બાજુની કોરને વેંતભર ચણી લીધી છે તેથી રક્ષણ ન મળતું હોય તો પણ યાત્રીને હિંમત તો રહે જ છે. આવા માર્ગમાં પાછા આવતા યાત્રીઓ મળે, જતી કે આવતી બકરાં ઘેટાંની વણજાર મળે, ખચ્ચરોના માલ વહેતા ટોળા મળે, ડંડીવાળા કે કંડીવાળા મળે—સર્વ પ્રસંગોએ પહાડની બાજુએ ઊભા રહીને,

જરા સંકોડાઈને નમી જઈને, જનારાઓને માર્ગ આપવાનો રહે છે. જો નદીની કોર તરફ ઊભા રહ્યા તો એકાદ તોફાની બકરું, હઠીલું ઘેટું કે બેવકૂફ ખચ્ચર યાત્રીને ઘસાઈને જ ચાલવાને લલચાશે. પછીની બાજી તો હરિને હાથ છે.

અલકનંદાનો પ્રવાહ અહીં અનેક અવરોધોને ઓળંગતો જોવા મળે છે. કાચબાથી માંડીને હાથીના કદ સુધીની વિવિધ કદની શિલાઓ જળપ્રવાહમાં વચ્ચે પડી જણાય છે. તેમને ક્યાંક હડસેલતી, ક્યાંક થપાટ મારતી, ક્યાંક જળાભિષેક કરતી, ક્યાંક જાતે હડસેલાઈ જતી, ક્યાંક વાંકાચૂંકા આડાઅવળા ઊંચાનીચા પ્રવાહમાર્ગો રચતી, ક્યાંક ધુબકા મારતી, ક્યાંક શિલાઓને પરસ્પર અફળાવીને બન્નેને ઘસી નાખતી, ક્યાંક ખિલખિલ હસતી, ક્યાંક તર્જના કરતી, ક્યાંક ગર્જના કરતી, ક્યાંક રણકાર આપતી, ક્યાંક પડકાર ઝીલતી, ક્યાંક વિજયનું સ્મિત, ક્યાંક હાસ્ય, ને ક્યાંક અટ્ટહાસ્ય વેરતી અલકનંદા સતત પૂરપાટ વેગે વહે છે.

સાંજે પાંચ વાગે પાંડુકેશ્વર પહોંચ્યો. આ સ્થળે મહાભારતકાળમાં પાંડુરાજા તેમની બે પત્નીઓ—કુન્તા અને માદ્રી—સાથે રહેતા અને અહીં જ તેમનો દેહાન્ત થયેલો. ગામમાં એક બે મંદિરો છે. પુજારી દ્રાવિડ બ્રાહ્મણ છે. પાંડુકેશ્વરથી યાત્રામાર્ગ સીધો બદરીનાથ જાય છે, પરંતુ પ્રવાસમાર્ગ જુદો ફંટાય છે. પાંડુકેશ્વરથી બે ત્રણ દિવસને રસ્તે એકાન્ત ખીણમાં એક અદ્ભુત નિસર્ગ દૃશ્ય અનાદિ કાળની ખડું છે. આ સ્થળને ફૂલડાંની ખીણ (વેલી ઑફ ફ્લાવર્સ) કહે છે. હિમાલયના કોઈ પર્વતખેડુ યુરોપીય પ્રવાસીએ મોટા હિમશિખરોના આરોહણ પછી પાછા ફરતાં નવીન જ માર્ગે ઊતરવાનું નક્કી કર્યું. તે આ માર્ગેથી ઊતર્યો તો તેણે અદૃષ્ટપૂર્વ દૃશ્ય જોયું. માઈલો સુધીની ખીણમાં ફૂલ ફૂલ ને ફૂલ! હવામાં તે લહેરાતાં હશે ત્યારે કેવું મનમોહક દૃશ્ય લાગતું હશે! ફૂલોના આવા પર્વતીય બગીચામાં વિવિધરંગી પુષ્પોનો પાર નથી હોતો. તેમને જોવા પરદેશીઓ આવે છે, ફક્ત આપણને જ તેની ભાળ નથી. માર્ગમાં ખાવાપીવાનું મળતું નથી તેથી ત્રણ ચાર દિવસનું ભાતું લઈને તેઓ જાય છે. એક યુરોપીય પુષ્પવિદ્યારસિક બાઈનો પગ લપસવાથી તે ખીણમાં પડીને ગુજરી ગઈ ત્યાં તેનું પૂતળું મૂકાયું છે. આવું જ બીજું તીર્થધામ શીખોનું છે. ત્યાં ગુરુ ગોવિંદસિંહે પૂર્વજન્મમાં તપસ્યા કરેલી એમ ગુરુએ જાતે ક્યાંક કહેલું છે.

સાંજે ધ્યાના મંદિરમાં દર્શનાર્થે ગયો. આવતી કાલે બદરીનારાયણ પહોંચીશ. બદરીનારાયણ વિષે ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છેઃ—

ગચ્છોદ્ધવ મયાદિષ્ટો બદર્યાખ્યં મમાશ્રમમ્ ।
તત્ર મત્પાદતીર્થોદે સ્નાનોપસ્પર્શનૈઃ શુચિઃ ॥

ઈક્ષયાઽલકનન્દાયા વિધૂતાશેષકલ્મષઃ ।
વસાનો વલ્કલાન્યંગ વન્યભુક્ સુખનિઃસ્પૃહઃ ॥

તિતિક્ષુર્દ્વન્દ્વમાત્રાણાં સુશીલઃ સંયતેન્દ્રિયઃ ।
શાન્તઃ સમાહિતધિયા જ્ઞાનવિજ્ઞાનસંયુતઃ ॥

મત્તોઽનુશિક્ષિતં યત્તે વિવિક્તમનુભાવયન્ ।
મય્યાવેશિતવાક્ચિત્તો મદ્ધર્મનિરતો ભવ ॥

અતિવ્રજ્ય ગતીસ્તિસ્રો મામેષ્યસિ તતઃ પરમ્॥

[હે ઉદ્ધવ! હું તમને આજ્ઞા કરું છું કે તમે મારા બદરિકાશ્રમમાં જાઓ. ત્યાં મારા ચરણમાંથી ઉત્પન્ન થયેલ તીર્થ (અલકનંદા ગંગા)ના જળમાં સ્નાન અને આચમન કરી તમે પવિત્ર થાઓ. એ અલકનંદા (ગંગા)નાં દર્શનથી જ તમારાં બધાં પાપો દૂર થશે. હે ઉદ્ધવ! ત્યાં તમે વલ્કલ વસ્ત્રો પહેરજો, વનનાં ફળમૂળ ખાજો, સુખમાં નિઃસ્પૃહ થજો, ટાઢતાપ વગેરે વિષયો સહન કરજો, સારો સ્વભાવ રાખજો, ઈન્દ્રિયોનો સંયમ કરજો, એકાગ્રબુદ્ધિથી શાંત રહેજો, અને જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત રહેજો. મારી પાસેથી શીખેલું આ તત્ત્વજ્ઞાન સારી રીતે વિચારપૂર્વક ચિંતવતા તમે વાણી તેમ જ ચિત્તને મારામાં સ્થાપી મારા ધર્મમાં પરાયણ રહેજો, જેથી ત્રિગુણાત્મક ગતિઓ ઓળંગી તેથી પર રહેલા મને પામશો.] (ક્રમશઃ)

(ગતાંકથી ચાલુ)

બંદરે પહોંચતા જ જાપાનમાંથી કેટલીક વિનતીના તાર અને પત્રો મળ્યા. થોડીવાર પછી વડા એજન્ટે આવીને મને કહ્યું કે 'આ સફરમાં આપણાથી શાંગહાઈ જવાશે' નહિ સીધું જાપાન જવાનું થશે.' મેં પૂછ્યું 'કેમ?' એમણે કહ્યું 'જાપાનવાસીઓ આપને વિનતી કરવા તૈયાર થયા છે. એટલે મુખ્ય ઑફિસેથી તારથી હુકમ મળ્યો છે કે બીજા બંદરે વિલંબ ના કરતા સીધા ચાલ્યા જવું. શાંગહાઈનો સામાન અહિં ઉતારી દઈને ચાલ્યા જઈશું. બીજા જહાજ મારફત માલ પહોંચી જશે.'

આ ખબર મારે માટે ગૌરવભર્યા ભલે જેટલા હોય. એનો ઉલ્લેખ કરવાની જરૂર હતી નહિ. અને કર્યો છે તે માત્ર આ લોકનો વ્યાપાર કે વિશિષ્ટ પ્રકારનો છે તે જણાવવા પૂરતો છે. અને એ છે એકની એક વાત એટલે કે પથ્થરના પાળિયા ઊભા કરીને આત્મ રક્ષા માટે સચરાચર નિયમને બાંધી રાખે છે. અહિં એવું નથી. અહિં તો માનવસંબંધનો અવરજવર થઈ શકે એવો માર્ગ છે. અને એ માર્ગ ઓછો વખાણને પાત્ર નથી.

અહિં તો બે ક દિવસ જહાજ થોભશે. આ બે દિવસ માટે શહેરમાં જવું, હોટેલમાં રહેવું એ મારા મનમાં ઉગ્યું નહિ. મારા જેવા ઉદાસી માણસને આરામ કરતા વિરામ વધારે ગમે છે. હું કહું છું સુખમાં લફરા ઘણા હોય છે. શાન્તિમાં કોઈ વિઘ્ન નથી. ઉપાધિ નથી. મેં માલસામાન ઉતારના ઘોઘાટ, ઉપદ્રવ જે થાય છે તે કબૂલ કર્યું પણ જહાજમાં જ રોકાવું પસંદ રાખ્યું. કોઈ એથી કાંઈ હું બક્ષિસ પામીશ તેવું પણ નથી.

પહેલી જ નજરે જહાજના કામોમાં ચીના મજૂરો જણાયા. તેમના વાદળી રંગના પાય જામા અને ઉઘાડા શરીર. એવા શરીર અને એવા મેં ક્યાંય જોયા નહિ. કામ કરતા હોય ત્યારે તેમના શરીરની માંસપેશીઓ તાલમાં આવીને પાણીના મોજાની જેમ ઉછળતી હોય છે. એ મોટા મોટા હોવ તો ય આટલી સહજતાથી કામ કરે છે તે જોઈને ખૂબ આનંદ થાય છે. પગથી તે માથા સુધી ક્યાંય તેમની અનિચ્છા, આળસ, જડતા, નિરુત્સાહના લેશમાત્ર લક્ષણ જણાતા નથી. દેખીતી રીતે તેમને બહારથી કંઈ કહેવાનું હોતું નથી. કેમકે એમના શરીર યંત્રમાંથી કાર્ય પોતે જ રણકી ઊઠે છે. જહાજ માંથી માલ ઉતારવો ચડાવવો જોવામાં આનંદ આવશે એ વાત તો હું ભૂલી જ ગયેલો. ઘડાઈ ઘડાઈને શરીર ઘાટીલું સુંદર થાય છે અને એવા શરીરથી કામ પણ સારું બને છે. આ સ્થળે કાર્યનું કાવ્ય અને માણસનું શરીર છંદ મારી સામે વિસ્તીર્ણપણે દેખાવા લાગ્યા.

એક વાત તો જોરશોરથી કહીશ કે એમના શરીર આગળ છોકરીઓના શરીર આટલા સુંદર હોતા નથી. કેમકે, તાકાતની સરખામણી છોકરીઓમાં ખરેખર મેળવવી દુર્લભ. અમારા જહાજની બરાબર સામે એક બીજા જહાજમાં સાંજના પહોરે કામકાજથી પરવારી બધા જ ચીના જહાજના ડેક ઉપર કપડા ફેંકી દઈને નહાતા હતા. માણસના શરીરની સ્વર્ગીય

# સાચું સ્મારક

ડૉ. ઉપેન્દ્ર ર. ભટ્ટ

સને ૧૮૯૭ની સાલ હતી. મહારાણી વિક્ટોરિયાનો રજત મહોત્સવ ઠેર ઠેર ઉજવાઈ રહ્યો હતો. પંજાબના સરકારી અમલદારો અને તેમને અનુસરનારાઓએ પણ એ પ્રસંગે મહારાણીનું એકાદ સ્મારક રચવાનો વિચાર કર્યો. એમાંના ઘણાખરાની દરખાસ્ત મહારાણીનું બાવલું ઊભું કરવાની હતી.

જ્યારે આ વાત લાલા લજપતરાયે સાંભળી ત્યારે એમણે એનો વિરોધ કર્યો. લાલાજી એટલે સરળ, નિષ્કપટ લોકસેવક, પૂરેપૂરા સ્પષ્ટવક્તા. એમને કોઈ નોય વિરોધ કરવો હોય તો તે પણ ખુલ્લેખુલ્લો. લાલાજી કોઈની પણ પીઠ પાછળ તો ક્યારેય ઘા ન કરે. લાલાજીએ કહ્યું, "રાજમાતાનું સાચું સ્મારક ઊભું કરવું હોય તો કાયમી સેવાકાર્ય થઈ શકે એવું કોઈ સ્મારક રચો. એકાદ અનાથાશ્રમ જેવી સંસ્થા આપણે ઊભી કરીએ તો હંમેશને માટે સારું કામ કરી શકાય."

મહારાણીના સ્મારકનો પ્રકાર નક્કી કરવા લાહોરના નાગરિકોએ એક જાહેર સભા બોલાવી. વિશાળ સભાસ્થાન ગીચોગીચ ભરાઈ ગયું. લાહોરની જનતાના મોટા ભાગે લાલાજીના ઉપર કહેલા સૂચનને અંતરથી આવકાર્યું. સરકારી નોકરો અને એમના મળતિયાઓ આ સભામાં ખાસ નજરે પડ્યા નહિ. એટલે જે કોઈ રડ્યાખડ્યા સરકારી નોકરો ત્યાં આવ્યા હતા તે પણ પોતાની હાંસી થશે એમ માની મોં છુપાવતા ઊભા થઈ ચાલ્યા ગયા. પાછળથી તેઓએ એક નાનકડા ઓરડામાં ખાનગી ચિકાર(?)સભા ભરી, મહારાણીનું પૂતળું મૂકવાનો ઠરાવ કર્યો અને સરકારને તે મોકલી આપ્યો.

લાલાજીએ પણ બીજા કોઈના ય ઉપર આધાર રાખ્યા સિવાય જાતે જ લાહોરના નગરજનો પાસેથી તાત્કાલિક ફાળો ઉઘરાવી, બહુ ટૂંકા વખતમાં અનાથાશ્રમની સ્થાપના કરી. પરદેશી બ્રિટિશ સરકાર અકળાઈ ઊઠી પણ લાલાજીને એનાથી કાયદેસર કંઈ જ કરી શકાય તેમ હતું નહિ! અને આ બાબતમાં કશું ગેરકાયદેસર એને કરવું પણ ન હતું!

ગ્રેટબ્રિટનની પ્રજાનાં રાજમાતાની અને ભારતમાતાના એક લાડીલા સુપુત્રની મૂંગી સહિયારી યાદ રૂપે આજે પણ એ સંસ્થા લાહોરમાં અનેક અનાથોની સતત સેવા કરે છે.

☆

—જે ધર્મ કે ઈશ્વર વિધવાનાં આંસુ લૂછી ન શકે અથવા નિરાધાર બાળકોના મુખમાં રોટીનો ટુકડો મૂકી ન શકે તેના ધર્મમાં કે ઈશ્વરમાં મને શ્રદ્ધા નથી.

—મરદ બનો. તમારી ઉન્નતિમાં, તમારા કલ્યાણમાં આડે આવતા આચાર્યોને, સાધુઓને અને મહંતોને ઊંચકીને ફેંકી દો. કારણ કે તે લોકો કદી સુધરવાના નથી. તેમનાં હૃદય કદી વિશાળ થવાના નથી. તમારા વહેમ અને અજ્ઞાન ઉપર એ લોકો મોજ માણે છે. તેથી જ તમને શુષ્ક વેદાન્ત, વામમાર્ગ જેવી ભક્તિ તથા ગુરુસેવા ઇત્યાદિનો ઉપદેશ કરે છે અને સાચી સાધના, ઉત્તમ ચારિત્ર્ય તથા એના પાયારૂપ એવું ખરું જ્ઞાન તમને મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી. —સ્વામી વિવેકાનંદ

## મુક્તિ!

એક વખત ભગવાન ઈશુ પોતાના શિષ્યો સાથે ચાલ્યા જતા હતા.

ત્યાં એક વાણિયો દોડતો આવીને પગે પડ્યો પછી દયાર્દ્ર સ્વરે કહ્યું: 'પ્રભુ! મારે લાયક કંઈ કામ હોય તો જણાવો.'

'તું શું કામ કરે છે ભાઈ?' ઈશુએ પ્રેમભર્યા સ્વરે કહ્યું.

'ધીરધારનું'

'તો તો તું લોકો પાસેથી મનમાન્યું વ્યાજ લેતો હશે.'

વાણિયાની સૂડી વચ્ચે સોપારી જેવી દશા થઈ ગઈ. તેનું મુખ લજ્જાથી ઢળી પડયુ. તેણે કહ્યું: 'હા, પ્રભુ!'

'હું તને એક કામ સોંપું છું તેં જે કંઈ અન્યાયથી મેળવ્યુ હોય તે બધું દાનમા આપી દેજે.'

વાણિયો ટગર ટગર ઇશુ સામે જોઈ રહ્યો. જગત પર ક્યાય જોવા ન મળે એવો નિર્મળ પ્રેમ જોયો. એનું દિલ ભરાઈ આવ્યુ. હૃદયમા હાહાકાર મચ્યો: 'હુ કેવો પાપી છું!'

એણે ગદ્ગદ કંઠે કહ્યું: 'મે જે કંઈ અન્યાયથી મેળવ્યું છે તે બધું જ દાનમા આપી દઈશ. માત્ર પરસેવાની કમાણી જ મારી પાસે રાખીશ.'

ચાલતાં ચાલતાં ઈશુએ પોતાના શિષ્યોને કહ્યું: 'આજથી એને ત્યા મુક્તિ આવી છે.'

## 'હું કશું જાણતો નથી'

એક વાર કોઈકે ગ્રીસની દેવદર્શિનીને પૂછ્યું: 'ગ્રીસમાં સૌથી ડાહ્યો માણસ કોણ છે?'

દેવદર્શિનીએ કહ્યું: 'સોક્રેટીસ.'

સોક્રેટીસને આ વાતની ખબર પડી ત્યારે તેમણે એક મિત્રને કહ્યું: 'આ તો મારી અજ્ઞાનવાદી રીતને દેવે આશિષ આપી એટલું જ. હું તો એક જ વાત જાણું છું કે હું કશું જાણતો નથી.'

## સુખની ચાવી

એક વાર સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું: 'જંગલમા રહી તમે સુખ કેવી રીતે મેળવો છો?'

દ્રૌપદીએ કહ્યું 'દુઃખથી જ સુખ પ્રાપ્ત થઈ શકે છે એ જ સુખની મંગળ ચાવી છે.'

## 'ઈશ્વરનો ગુનેગાર ગણાઉં'

માર્ટિન લ્યુથર નામના એક મહાન ધર્મ સુધારક થઈ ગયા. એક વાર તેઓ એક નગર ભણી ઉપદેશ કરવા જઈ રહ્યા હતા.

રસ્તામા તેમને કેટલાક મિત્રો મળ્યા તેમણે કહ્યું: 'લ્યુથર, તમે ત્યા ન જશો. ત્યાં તમારા વિરોધીઓનો અડ્ડો છે. તમારો જીવ જોખમમાં મૂકાશે.'

લ્યુથરે કહ્યું: 'ભાઈઓ, વિરોધીઓથી ડરીને હું મારું કામ ન કરું તો ઈશ્વરનો ગુનેગાર ગણાઉં. ત્યા ગમે તેટલા શેતાનો કેમ ન હોય, હું તો જઈશ જ.'

મિત્રો કશું ન બોલી શકયા. લ્યુથર પોતાને રસ્તે આગળ ચાલવા માંડ્યા.

## સમયપાલનનો આગ્રહ

૧૯૨૪ની સાલ હતી. ગાંધીજીને કોઈ કામસર મદ્રાસ જવુ પડયું. ત્યાં તેમને ઘણા દિવસ રોકાવુ પડયું.

એક દિવસ મદ્રાસના એ વખતના સુપ્રસિદ્ધ નેતા શ્રી સત્યમૂર્તિ મળવા આવ્યા.

તેમને મુલાકાત માટે છ વાગ્યાનો સમય

શોભા મેં કદિ યે જોયેલી નહિ તે જોઈ.

સમસ્ત દેશને જોડી રાખનારી આ કાર્ય-શક્તિ, કાર્યનિપૂણતા અને કાર્યના આનંદને જોઈને લાગ્યું કે માણસ પોતાને પરિપૂર્ણ બનવાની હોંશ બહુકાળથી તૈયાર છે. જે સાધનાથી માણસ પોતાની મેળે સોળ આની બનવાની શક્તિ ધરાવતો હોય, એમાં જો કૃપણતા આવી ગઈ છતાં તે ડગે નહિ એ જ ખરી સાધના ગણાય. ચીન દીર્ઘકાળથી આ જ સાધનાથી પૂર્ણભાવે કામ કરતાં શીખ્યું છે. એ કામમાં એની પોતાની ઉદારભાવે ખર્ચે છે એમાં તે મુક્તિ અને આનંદ પામે છે. ચીનમાં આવી શક્તિ છે માટે અમેરિકા ચીનથી ડરે છે. કામમાં ઉદ્યમની બાબતમા તે ચીનને હરાવી નથી શકતુ. શરીરની તાકાતવડે તે જીતી જાય છે. ઉદ્યમની બાબતમાં ય ચીનને કોઈ હરાવી શકતું નથી.

જહાજ જ્યારે એકદમ બંદરે આવીને આવી ઊભું, ત્યારે આકાશ સ્વચ્છ થઇ ગયેલું અને સૂર્ય માથે આવી રહ્યો હતો. મોટી મોટી જાપાની અપ્સરા નૌકાઓ આકાશમાં સઢ ઉડાડી દઇને જ્યાં વરુણદેવના સભાપ્રાંગણે સૂર્યદેવ નોતર્યા છે, ત્યાં જઇને નૃત્ય કરે છે પ્રકૃતિનાં નાટ્યમંચ ઉપરથી વાદળને પડદો ઉંચકાઇ ગયો છે.

કોબે શહેરમાં ઘણા ભારતવર્ષીય વણિક છે. એમાં બંગાળીઓનાં નાનાં ટપકાં ક્યાં ક્યાં જોવા મળે છે. હોંગકોંગ પહોચીને તરત જ મારા હાથમાં ભારતવાસીઓના તાર આવ્યા. તેઓએ મારા ઉતરવાની વ્યવસ્થા કરી રાખી છે. એમાંના કેટલાક જહાજ પર આવીને મને પકડી લીધો. બીજી તરફ જાપાનના વિખ્યાત ૪ ટાઇક્કન આવીને ઊભા છે. એ જ્યારે ભારતવર્ષ ગયા હતા ત્યારે અમારે ઘેર ઉતર્યો હતા. કાટસ્ટાને પણ જોયા, એ પણ અમારા ચિત્રકાર બંધુ. એમની સાથે એક વખતના અમારા શાન્તિનિકેતન આશ્રમમાં જુજુત્સુ વ્યાયામના શિક્ષક હતા. અને એ બધાની વચ્ચે કાઉયાગુચિર પણ દેખાયા. સ્પષ્ટ અનુભવ થયો કે આપણી પોતાની ભાવનાને વિચારવાની નથી હોતી. પણ જ્યારે સૌ મળીને એ ભાવનાનો ભાર ઉંચકે છે ત્યારે તેનો પાર રહેતો નથી. આપણુ પ્રયોજન છેક ઓછું પણ આયોજન એના કરતાં અનેકગણું હોય છે. જાપાની લોકો એમને ઘેર લઇ જવા માગતા હતા. એની તાણાતાણ થવા લાગી. પણ ભારતવાસીઓના આમંત્રણને સૌ પહેલાં સ્વીકારેલું. પરિણામે એક ધર્મસંકટ ઊભું થયું. કોઇ પોતાનું નમતું મૂકવા તૈયાર નહિ. છેવટે વિતંડાવાદ શરૂ થયો અને એની સાથે સાથે ખબરપત્રીઓનું મોટું ટોળું મારી આસ-પાસ ટોળે વળવા લાગ્યું. દેશ છોડચો ત્યારે બંગાળાના ઉપસમુદ્રના પવને મને ઘેરેલો. અહિ જાપાનમા માણસોએ મને ઘેર્યો. એમાથી કોઇ મને વછોડે તેને જ હું પસંદ કરું. પ્રાપ્તિ માત્ર વિપત્તિ છે એમાં જેટલી દરકાર લેવાય છે એના કરતા તેમની દરકાર એ મુખ્ય થઈ પડે છે. અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ એમાંથી કોઇ જ ફસલની મુશ્કેલી જાણતું નથી.

અહિના એક જણ મોટા ગુજરાતી વણિક મોરારજી તેને ઘેર હું ઉતર્યો. આ સમાચાર ખબરપત્રીને મળતા બધાં ત્યાં આવીને ખડા થયા.

આ ધમાલની આશા મેં રાખેલી નહિ. આજકાલ જાપાન જે આ નવીન મદ પી રહ્યો છે એના સમાચાર એ જ ખાસ અંગ હતું

# સાચું સ્મારક

ડૉ. ઉપેન્દ્ર ર. ભટ્ટ

સને ૧૮૯૭ની સાલ હતી. મહારાણી વિક્ટોરિયાનો રજત મહોત્સવ ઠેર ઠેર ઉજવાઈ રહ્યો હતો. પંજાબના સરકારી અમલદારો અને તેમને અનુસરનારાઓએ પણ એ પ્રસંગે મહારાણીનું એકાદ સ્મારક રચવાનો વિચાર કર્યો. એમાંના ઘણાખરાની દરખાસ્ત મહારાણીનું બાવલું ઊભું કરવાની હતી.

જ્યારે આ વાત લાલા લજપતરાયે સાંભળી ત્યારે એમણે એનો વિરોધ કર્યો. લાલાજી એટલે સરળ, નિષ્કપટ લોકસેવક, પૂરેપૂરા સ્પષ્ટવક્તા. એમને કોઈનોય વિરોધ કરવો હોય તો તે પણ ખુલ્લેખુલ્લો. લાલાજી કોઈની પણ પીઠ પાછળ તો ક્યારેય ઘા ન કરે. લાલાજીએ કહ્યું, "રાજમાતાનું સાચું સ્મારક ઊભું કરવું હોય તો કાયમી સેવાકાર્ય થઈ શકે એવું કોઈ સ્મારક રચો. એકાદ અનાથાશ્રમ જેવી સંસ્થા આપણે ઊભી કરીએ તો હંમેશને માટે સારું કામ કરી શકાય."

મહારાણીના સ્મારકનો પ્રકાર નક્કી કરવા લાહોરના નાગરિકોએ એક જાહેર સભા બોલાવી. વિશાળ સભાસ્થાન ગીચોગીચ ભરાઈ ગયું. લાહોરની જનતાના મોટા ભાગે લાલાજીના ઉપર કહેલા સૂચનને અંતરથી આવકાર્યું. સરકારી નોકરો અને એમના મળતિયાઓ આ સભામાં ખાસ નજરે પડ્યા નહિ. એટલે જે કોઈ રડ્યાખડ્યા સરકારી નોકરો ત્યાં આવ્યા હતા તે પણ પોતાની હાંસી થશે એમ માની મોં ફુલાવતા ઊભા થઈ ચાલ્યા ગયા. પાછળથી તેઓએ એક નાનકડા ઓરડામાં ખાનગી ચિકાર(?)સભા ભરી, મહારાણીનું પૂતળું મૂકવાનો ઠરાવ કર્યો અને સરકારને તે મોકલી આપ્યો.

લાલાજીએ પણ બીજા કોઈનાય ઉપર આધાર રાખ્યા સિવાય જાતે જ લાહોરના નગરજનો પાસેથી તાત્કાલિક ફાળો ઉઘરાવી, બહુ ટૂંકા વખતમાં અનાથાશ્રમની સ્થાપના કરી. પરદેશી બ્રિટિશ સરકાર અકળાઈ ઊઠી પણ લાલાજીને એનાથી કાયદેસર કંઈ જ કરી શકાય તેમ હતું નહિ! અને આ બાબતમાં કશું ગેરકાયદેસર એને કરવું પણ ન હતું!

ગ્રેટબ્રિટનની પ્રજાનાં રાજમાતાની અને ભારતમાતાના એક લાડીલા સુપુત્રની મૂંગી સહિયારી યાદ રૂપે આજે પણ એ સંસ્થા લાહોરમાં અનેક અનાથોની સતત સેવા કરે છે.

☆

—જે ધર્મ કે ઈશ્વર વિધવાનાં આંસુ લૂછી ન શકે અથવા નિરાધાર બાળકોના મુખમાં રોટીનો ટુકડો મૂકી ન શકે તેવા ધર્મમાં કે ઈશ્વરમાં મને શ્રદ્ધા નથી.

—મર્દ બનો. તમારી ઉન્નતિમાં, તમારા કલ્યાણમાં આડે આવતા આચાર્યોને, સાધુઓને અને મહંતોને ઊંચકીને ફેંકી દો. કારણ કે તે લોકો કદી સુધરવાના નથી. તેમનાં હૃદય કદી વિશાળ થવાનાં નથી. તમારા વહેમ અને અજ્ઞાન ઉપર એ લોકો મોજ માણે છે. તેથી જ તમને શુષ્ક વેદાન્ત, વામમાર્ગ જેવી ભક્તિ તથા ગુરુસેવા ઈત્યાદિનો ઉપદેશ કરે છે અને સાચી સાધના, ઉત્તમ ચારિત્ર્ય, તથા એના પાયારૂપ એવું ખરું જ્ઞાન તમને મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી. —સ્વામી વિવેકાનન્દ

## મુક્તિ!

એક વખત ભગવાન ઈશુ પોતાના શિષ્યો સાથે ચાલ્યા જતા હતા.

ત્યાં એક વાણિયો દોડતો આવીને પગે પડ્યો. પછી દયાર્દ્ર સ્વરે કહ્યું: 'પ્રભુ! મારે લાયક કંઈ કામ હોય તો જણાવો.'

'તું શું કામ કરે છે ભાઈ?' ઈશુએ પ્રેમભર્યા સ્વરે કહ્યું.

'ધીરધારનું'

'તો તો તું લોકો પાસેથી મનમાન્યું વ્યાજ લેતો હશે.'

વાણિયાની સૂડી વચ્ચે સોપારી જેવી દશા થઈ ગઈ. તેનું મુખ લજ્જાથી ઢળી પડ્યું. તેણે કહ્યું: 'હા, પ્રભુ!'

'હું તને એક કામ સોંપું છું તેં જે કંઈ અન્યાયથી મેળવ્યું હોય તે બધું દાનમા આપી દેજે.'

વાણિયો ટગર ટગર ઇશુ સામે જોઈ રહ્યો. જગત પર ક્યાય જેવા ન મળે એવો નિર્મળ પ્રેમ જોયો. એનું દિલ ભરાઈ આવ્યુ. હૃદયમાં હાહાકાર મચ્યો: 'હું કેવો પાપી છું!'

એણે ગદ્ગદ કંઠે કહ્યું: 'મે જે કંઈ અન્યાયથી મેળવ્યું છે તે બધું જ દાનમા આપી દઈશ. માત્ર પરસેવાની કમાણી જ મારી પાસે રાખીશ.'

ચાલતાં ચાલતાં ઈશુએ પોતાના શિષ્યોને કહ્યું: 'આજથી એને ત્યાં મુક્તિ આવી છે.'

## 'હું કશું જાણતો નથી'

એક વાર કોઈકે ગ્રીસની દેવદર્શિનીને પૂછ્યું: 'ગ્રીસમાં સૌથી ડાહ્યો માણસ કોણ છે?'

દેવદર્શિનીએ કહ્યું: 'સોક્રેટીસ.'

સોક્રેટીસને આ વાતની ખબર પડી ત્યારે તેમણે એક મિત્રને કહ્યું: 'આ તો મારી અજ્ઞાનવાદી રીતને દેવે આશિષ આપી એટલું જ. હું તો એક જ વાત જાણું છું કે હું કશું જાણતો નથી.'

## સુખની ચાવી

એક વાર સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું: 'જંગલમા રહી તમે સુખ કેવી રીતે મેળવો છો?'

દ્રૌપદીએ કહ્યું 'દુઃખમાંથી જ સુખ પ્રાપ્ત થઈ શકે છે. એ જ સુખની મંગળ ચાવી છે.'

## 'ઈશ્વરનો ગુનેગાર ગણાઉં'

માર્ટીન લ્યુથર નામના એક મહાન ધર્મ સુધારક થઈ ગયા. એક વાર તેઓ એક નગર ભણી ઉપદેશ કરવા જઈ રહ્યા હતા.

રસ્તામા તેમને કેટલાક મિત્રો મળ્યા તેમણે કહ્યું: 'લ્યુથર, તમે ત્યાં ન જશો. ત્યાં તમારા વિરોધીઓનો અડ્ડો છે. તમારો જીવ જોખમમાં મૂકાશે.'

લ્યુથરે કહ્યું: 'ભાઈઓ, વિરોધીઓથી ડરીને હું મારું કામ ન કરું તો ઈશ્વરનો ગુનેગાર ગણાઉં. ત્યાં ભલે તેટલા શેતાનો કેમ ન હોય, હું તો જઈશ જ.'

મિત્રો કશું ન બોલી શક્યા. લ્યુથર પોતાને રસ્તે આગળ ચાલવા માંડ્યા.

## સમયપાલનનો આગ્રહ

૧૯૩૪ની સાલ હતી. ગાંધીજીને કોઈ કામસર મદ્રાસ જવું પડ્યું. ત્યાં તેમને ઘણા દિવસ રોકાવું પડ્યું.

એક દિવસ મદ્રાસના એ વખતના સુપ્રસિદ્ધ નેતા શ્રી સત્યમૂર્તિ મળવા આવ્યા.

તેમને મુલાકાત માટે છ વાગ્યાનો સમય

બાપુએ આપ્યો હતો. પણ તેઓ સંજોગવસાત્ બે મિનિટ મોડા પડ્યા.

બાપુને ખબર પડી કે શ્રી. સત્યમૂર્તિ મળવા આવ્યા છે. તેમણે કહેવરાવ્યું: 'બે મિનિટ થઈ ગઈ છે. મેં બીજું કામ લઈ લીધું છે.'

થોડી વારે કંઈક કામ પડતાં બાપુ પોતાની ઓરડીની બહાર આવ્યા. શ્રી સત્યમૂર્તિ કહેવા લાગ્યા: 'બાપુ, મેં મારી ઘડિયાળ ટાવર સાથે મેળવી છે.'

બાપુએ સ્મિત કરી કહ્યું: 'જેની મુલાકાત લેવાની હોય તે માણસની ઘડિયાળ સાચી માનવી જોઈએ.' થોડુંક અટકી આગળ કહ્યું: 'કાલે બરાબર આ સમયે આવી પહોંચજો.'

બીજે દિવસે શ્રી સત્યમૂર્તિ છ વાગ્યા પહેલાં આવીને બેઠા!

## ઈશ્વર નિષ્ઠા

રવિબાબુ પરોઢિયે ધ્યાનમાં બેસતા હતા. એ એમનો નિત્યક્રમ હતો.

એક વાર એક છોકરાએ પૂછ્યું: 'આપ રોજ પ્રાતઃકાળે ધ્યાનમા શા માટે બેસો છો?'

રવિબાબુએ મીઠું હસીને કહ્યું: 'ભાઈ, જે માણસ દિવસરાત આપણને હૂંફ આપી રહ્યો છે તેને દિવસની શરૂઆતમા યાદ ન કરીએ તો આપણી શી વલે થાય? મારી ક્યારેક કફોડી દશા ન થઈ બેસે એટલા માટે ધ્યાનમા બેસું છું.'

☆


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ........ ૧૨, નવેમ્બર ૧૯૬૧



પ્રકાશક અને મુદ્રક: વીરેન ગાંધી · રૂપાયતન મુદ્રણાલય · જૂનાગઢ

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧.૨.૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ . | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .. | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં . | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા ... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા . | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ .... | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ .... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .... | ,, |

— પરમાત્મદર્શન પાછળ ગાંડા થવું એ જ ખરી ધાર્મિકતા છે

— એ પ્રભુનો સાક્ષાત્કાર માધે તે જ ખરો વીર છે.

— એ પરમાત્માનો સાક્ષાત્કાર થતાં જ શાસ્ત્રના અર્થો હાથમાના આમળાની પેઠે સ્પષ્ટ થઈ રહે છે.

— મનુષ્ય જેટલે દરજ્જે ખરો ત્યાગ કરી શકે તેટલે અંશે તેના આત્માનુભવના દ્વાર ખુલી જાય છે

— જેમ જેમ એ આત્માનુભૂતિ વધતી જાય છે તેમ તેમ બહારના વિધિનિષેધ શિથિલ થતા જાય છે

— તમારી તીવ્ર ઇચ્છા એ જ તમારામની એ આત્મશક્તિના અનંત ભંડાર ખોલવાની—અનુભવવાની ચાવી છે

— જેવી ઇચ્છા કરશો અને જેવા વિચાર સેવશો તેવા જ તમે થશો. માટે આધ્યાત્મવિદ્યારૂપી આરીસામા જોઈ તમારું ખરું સ્વરૂપ સમજી લો. તમારી અગાધ શક્તિનો વિચાર કરો અને આ લોક તથા પરલોકના બધા ભયને સમુદ્રમાં ફેંકી દો

— વૃંદાવનના બંસીધર કૃષ્ણ તરફ જોઈ રહેવાથી હવે નહિ ચાલે. હવે તો ગીતારૂપી સિંહગર્જના કરનાર શ્રીકૃષ્ણને પૂજવા જોઈશે.

— તમારી વાણીથી નહિ પણ તમારાં આચરણ વડે બીજાઓમાં ઉચ્ચ ભાવનાઓ અને આચારો ફેલાવો ત્યારે જ કંઈક કામ કર્યું ગણાય

— જાતે ન આચરતા ઉપદેશ કરે તેઓએ જ દેશનો સર્વનાશ વાળ્યો છે.

— તમે ભારતવાસીઓની પાસે હવે શું રહ્યું છે? તે કહો. ભાંગી તૂટી ઝૂંપડીમાં ફાટ્યાતૂટ્યા વસ્ત્રે પડી રહેવું અને ભૂંડની પેઠે છોકરાં પેદા કરી ભૂખ્યા ભિખારીઓ અને ગુલામો વધારવા!

—સ્વામી વિવેકાનંદ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [ ૧૨ ડિસેમ્બર–૧૯૬૧ ] અંક ૧૦ મો

ગીતા એ મારે માટે એક સાશ્વત માર્ગદર્શિકા છે. મારા દરેક કૃત્યને માટે ગીતામાંથી હું આધાર શોધું, અને ન મળે તો તે કાર્ય કરતો અટકું અથવા અનિશ્ચિત રહું.

ગાંધીજી



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

* આપણામાં જે સારી ભાવનાઓ સૂતેલી હોય તેને જાગ્રત કરવાની શક્તિ જે ધરાવે તે કવિ છે. બધા કવિની બધા ઉપર સરખી અસર નથી થતી, કેમકે બધામાં બધી સારી ભાવનાઓ એકસરખા પ્રમાણમાં હોતી નથી.

* 'સર્વોદય'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો:–

૧. બધાના ભલામા આપણું ભલું રહેલું છે.

૨. વકીલ તેમ જ વાળંદ બન્નેના કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમકે આજીવિકાનો હક બધાને એકસરખો છે.

૩. સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

પહેલી વસ્તુ હું જાણતો હતો. બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મેં વિચાર જ નહોતો કર્યો. પહેલીમાં બીજી બન્ને સમાયેલી છે એ મને 'સર્વોદયે' દીવા જેવું દેખાડ્યું.

* એવું મારા અનુભવમાં મેં ઘણી વાર જોયું છે કે આપણે ઇચ્છીએ કંઈ ને થાય કંઈ બીજું જ. પણ મેં સાથે સાથે એ પણ અનુભવ્યું છે કે, જ્યાં સત્યની જ સાધના ને ઉપાસના છે ત્યાં આપણી ધારણાઓ પ્રમાણે ભલે પરિણામ ન આવે, તો પણ અણધારેલું આવે તે પરિણામ અકુશલ નથી હોતું ને કેટલીક વેળા ધાર્યા કરતાં વધારે સારું હોય છે.

* જેને નવા અપરિચિત પ્રયોગો કરવા હોય તેણે પોતાનાથી આરંભ કરવો જોઈએ. આમ થાય તો સત્ય વહેલું પ્રગટ થાય છે ને તેવા પ્રયોગ કરનારને ઈશ્વર ઉગારી લે છે.

* સજાતીય વિજાતીય (કાળાગોરા) એ મનનાં તરંગો છે, આપણે સૌ એક કુટુંબ જ છીએ.

* ખરું સૌન્દર્ય તો ગુણમાં જ હોય.

* છોકરાંમાં માબાપની આકૃતિનો વારસો જેમ ઊતરે છે તેમ તેમના ગુણદોષનો વારસો પણ ઊતરે જ છે. તેમાં આસપાસના વાતાવરણને કારણે અનેક પ્રકારની વધઘટ થાય છે ખરી, પણ મૂળ મૂડી તો બાપદાદા ઈત્યાદિ તરફથી મળેલી હોય છે તે જ ખરી. એવા દોષોના વારસામાંથી કેટલાંક બાળકો પોતાને બચાવી લે છે એમ મેં જોયું છે. એ આત્માનો મૂળ સ્વભાવ છે, તેની બલિહારી છે.

* મેં અસલથી જ માનેલું છે કે, જે હિંદી માબાપો પોતાનાં બાળકોને બચપણથી જ અંગ્રેજી બોલતાં કરી મૂકે છે, તેઓ તેમનો અને દેશનો દ્રોહ કરે છે. મેં એમ પણ માન્યું છે કે આથી બાળકો પોતાના દેશના ધાર્મિક અને સામાજિક વારસાથી વંચિત રહે છે ને તેટલે અંશે દેશની તેમ જ જગતની સેવા કરવા ઓછા લાયક બને છે.

* જાનવર સ્વભાવે નિરંકુશ છે. મનુષ્યનું મનુષ્યત્વ સ્વેચ્છાએ અંકુશિત બનાવવામાં છે. બ્રહ્મચર્યની જે સ્તુતિ ધર્મગ્રંથોમાં જોવામાં આવે છે તેમાં પૂર્વે અતિશયોક્તિ લાગતી તેને બદલે હવે તે યોગ્ય છે ને અનુભવપૂર્વક થયેલી છે એમ દિવસે દિવસે સ્પષ્ટ થતું જાય છે.

* બ્રહ્મચર્યનાં આવાં પરિણામો આવી શકે એ બ્રહ્મચર્ય સહેલું ન હોય, તે કેવળ શારીરિક વસ્તુ ન હોય. શારીરિક અંકુશથી બ્રહ્મચર્યનો આરંભ થાય છે. પણ શુદ્ધ બ્રહ્મચર્યમાં તો વિચારની મલિનતા પણ ન હોવી જોઈએ.

સંપૂર્ણ બ્રહ્મચારીનાં સ્વપ્નામા પણ વિકારી વિચાર ન હોય, ને જ્યાં સુધી વિકારી સ્વપ્ના સંભવે ત્યા લગી બ્રહ્મચર્ય બહુ અપૂર્ણ છે એમ માનવું જોઈએ.

* મને કાયિક બ્રહ્મચર્યના પાલનમા પણ મહા કષ્ટ વેઠવું પડ્યું છે. અત્યારે એમ કહી શકું કે તેને વિષે હુ નિર્ભય બન્યો છુ. પણ મારા વિચારોની ઉપર જે જય મેળવવો જોઈએ તે મને મળી શક્યો નથી. મારા પ્રયત્નમાં ન્યૂનતા હોય એમ મને લાગતું નથી પણ ક્યાથી અને કઈ રીતે આપણે ન ઇચ્છીએ તે વિચારો આપણા પર ચડાઈ કરે છે તે હું હજુ જાણી નથી શક્યો. વિચારોને પણ રોકવાની ચાવી મનુષ્યની પાસે છે એ વિષે મને શંકા નથી. પણ એ ચાવી દરેકે પોતાને સારુ શોધવી રહી છે એવા નિર્ણય ઉપર અત્યારે તો હું આવ્યો છું.

* મહાપુરુષો આપણે સારુ પોતાના અનુભવો મૂકી ગયા છે તે માર્ગદર્શક છે. તે સંપૂર્ણ નથી. સંપૂર્ણતા એ કેવળ પ્રભુપ્રસાદી છે, અને તેથી જ ભક્તો પોતાની તપશ્ચર્યાથી પુનિત કરેલા અને આપણને પાવન કરનારા રામનામાદિ મંત્રો મૂકી ગયા છે. સંપૂર્ણ ઈશ્વરાર્પણ વિના વિચારોની ઉપર સંપૂર્ણ જય ન જ મળી શકે. આ વચન બધા ધર્મપુસ્તકોમાં વાચ્યું છે ને તેનુ સત્ય હું આ બ્રહ્મચર્યના સૂક્ષ્મતમ પાલનના પ્રયત્નને વિષે અનુભવી રહ્યો છું.

* 'સત્યાગ્રહ' શબ્દની ઉત્પત્તિ થઈ તે પહેલા તે વસ્તુની ઉત્પત્તિ થઈ. ઉત્પત્તિ સમયે તો એ શું છે એ હું પોતે ઓળખી જ નહોતો શક્યો. તેને ગુજરાતીમા 'પૅસિવ રિઝિસ્ટન્સ' એ અંગ્રેજી નામે સહુ ઓળખવા લાગ્યા. હિંદીઓને પોતાની લડતને ઓળખાવવા સારુ નવો શબ્દ યોજવાની જરૂર પડી.

* પણ મને તેવો સ્વતંત્ર શબ્દ કેમે કર્યો સૂઝે નહિ, પરિણામે સત્ક આગ્રહ એમ મેળવીને 'સદાગ્રહ' શબ્દ મગનલાલ ગાંધીએ બનાવી મોકલ્યો. 'સદાગ્રહ' શબ્દને વધારે સ્પષ્ટ કરવા ખાતર મેં 'ય' અક્ષરને વચ્ચે ઉમેરીને 'સત્યાગ્રહ' શબ્દ બનાવ્યો ને તે નામે ગુજરાતીમા એ લડત ઓળખાવા લાગી.

* જેનામા વિષયવાસના વધે છે તેનામાં જીભના સ્વાદો પણ સારી પેઠે હોય છે.

* ઉપવાસાદિ જેટલે અંશે સંયમનું સાધન છે તેટલે જ અંશે તે ભોગનું સાધન પણ થઈ શકે છે.

* પ્રત્યેક ઈન્દ્રિય જ્યારે કેવળ શરીરને અને શરીર વાટે આત્માનાં દર્શનને જ અર્થે કાર્ય કરે ત્યારે તેમાંના રસો શૂન્યવત થાય છે ને ત્યારે જ તે સ્વાભાવિકપણે વર્તે છે એમ કહેવાય.

* આવી સ્વાભાવિકતા મેળવવાને સારુ જેટલા પ્રયોગો કરાય તેટલા ઓછા જ છે. અને તેમ કરતા અનેક શરીરોની આહુતિ અપાય તેને પણ આપણે તુચ્છ ગણીએ.

* અત્યારે પ્રવાહ ઊલટો ચાલે છે. નાશવંત શરીરને શોભાવવા, તેનું આયુ વધારવા આપણે અનેક પ્રાણીઓનાં બલિદાન આપીએ છીએ, છતાં તેમા શરીર અને આત્મા બન્ને હણાય છે. એક રોગને મટાડતાં, ઇન્દ્રિયોના ભોગો ભોગવવા મથતાં અનેક નવા રોગો ઉત્પન્ન કરીએ છીએ, ભોગો ભોગવવાની શક્તિ પણ છેવટે ખોઈ બેસીએ છીએ, ને આ ક્રિયા આપણી આખ સમક્ષ ચાલી રહી છે તેને જોવાની ના પાડીએ છીએ!

૨

તેમના જીવનનો આ એક પ્રેરક પ્રસંગ છે.

એક વખત તેઓ એક સભામાં હાજરી આપવા નાગપુર જતા હતા. સાથે કેટલાક મિત્રો પણ હતા. સ્ટેશને ઊતરી મિત્રો વાહન શોધવા લાગ્યા. કુમારપ્પાજીએ સભાસ્થાને ચાલતા જવાની ઇચ્છા બતાવી.

એક મિત્રે બસમાં બેસવાનો ખૂબ જ આગ્રહ કર્યો ત્યારે જવાબમાં તેમણે કહ્યું: 'ઈશ્વરે જ્યારે આપણને ચાલવાની શક્તિ આપી છે ત્યારે આપણે પરાવલંબી શા માટે બનવું જોઈએ?'

ને કુમારપ્પાજી સભાસ્થાને ચાલતા જ ગયા.

## રમતગમત અને કાર્યશક્તિ

આજથી હજાર વર્ષ પછી જગત જેમના નામ યાદ કરે તેવા કેટલા મહાન નરો થયા હશે? ઘણા જ થોડા. તેમાંના એક બૂકર ટી. વૉશિંગ્ટન છે.

એક વાર તેમની પાસે રમતના એક અચ્છા ખેલાડી આવ્યા, તે કહે, 'મારે આપને એક પ્રશ્ન પૂછવો છે.'

તેમણે રજા આપી.

'આપ નાનપણમાં કઈ કઈ રમતો રમ્યા હતા?'

વૉશિંગ્ટને ગળગળા થઈ કહ્યું: 'ભાઈ હું મારા બાલ્યકાળમાં ઘણી થોડી રમતો રમ્યો છુ...કહો કે રમ્યો જ નથી તેનું મને આજે દુઃખ છે. રમત-ગમત દ્વારા જો મેં મારા શરીરને બરાબર કેળવ્યું હોત તો અત્યારે હું જેટલું કામ કરી શકું છું; તેના કરતાં વધારે કરી શક્યો હોત.'

## કામ એટલે કામ

ગ્રીસ દેશમાં પ્લેટો નામના મહાન ફિલસૂફ થઈ ગયા.

એક વાર તેમના વિચારોથી આકર્ષાઈને તે સમયના સુપ્રસિદ્ધ રાજા ડાયોનિસિયસે પોતાને ત્યાં આમંત્રણ આપ્યું.

પ્લેટોએ 'આદર્શરાજ્ય કેવું હોય એ વિષે પોતાના વિચારો રજૂ કર્યા. રાજા ડાયોનિસિયસને તે ન ગમ્યા. તેણે ક્રોધના આવેશમાં આવી જઈ પ્લેટોને ગુલામ તરીકે વેચી ગૌરવ માન્યું.

કેટલાક ચાહક મિત્રોએ જેને ત્યાં એ ગુલામ તરીકે વેચાયા હતા, તેને મનમાન્યા પૈસા આપી એમને છોડાવી લીધા. મુક્તિ મળતા પ્લેટો પુનઃ એથેન્સમાં આવ્યા. અને પોતાના ફિલસૂફીના કાર્યમાં ડૂબી ગયા.

એ દરમિયાન ડાયોનિસિયસને પોતાની ભૂલ પ્રત્યે ભારે પસ્તાવો થયો. તેણે પ્લેટો પર એક પત્ર લખ્યો. તેમાં લખ્યું: 'તમે મારા બેહૂદા વર્તનને ભૂલી જઈ મારા વિષે સારા વિચાર કરજો.''

જવાબમાં પ્લેટોએ લખ્યું: 'હું મારા ફિલસૂફીના કાર્યમાં એટલો બધો રોકાયેલો રહું છું, કે રાજા ડાયોનિસિયસ વિષે વિચાર કરવા માટે મારી પાસે વખત નથી.'



# હિમાલયના હૃદયમાં — યાત્રી'

## પ્રકરણ ૯—બદરીનારાયણ

પાંડુકેશ્વરથી બદરીનારાયણ સાતેક માઈલ હશે. વચ્ચે હનુમાનચટ્ટી આવે છે ત્યાં રાતવાસો રહેનારને તો ચાર માઈલની જ ચડાઈ ચડવાની રહે છે સ્મૃતિચાળ અલકનંદા અનેક સ્થળે વનરાજિમાં લુપ્ત થતી હતી એક તો ઠંડો પ્રદેશ અને તેમાં વળી વનરાજિ આવી એટલે તડકો નડતો ન હતો ચડાઈનો પરિશ્રમ ધીમે ધીમે વરતાતો જાય છે ત્રણેક માઈલ બાકી રહે ત્યાં હિમસરિતાઓ દેખા દે છે કેદારનાથની હિમસરિતાઓ દૂર જ દેખાતી અહીં તો સો બસો ફીટ દૂર રહીને નદીના જળમાં સંગમે ત્યાં સુધી તેમનો યાત્રામાર્ગ વિલોકી શકાય છે એક સ્થળે તો તેણે અલકનંદાના બંને તીરો સર કર્યાં છે આથી નદી બરફના પુલની નીચેથી વહે છે સૂર્યના તડકાથી આવા બરફમાં ચિરાડો પડે છે ક્યાંક ગોળાકાર કે અંડાકૃતિ બાકોરાં પડે છે ક્યાંક બદરીનાથણને ધરેલા હિમથાળમાં મિષ્ટાન્નના ચોસલા જેવા ચોસલા પણ પ્રકૃતિ પાડે છે જેમ જેમ થાક ચડે છે તેમ તેમ પ્રકૃતિદર્શનનો કેફ પણ ચડે છે નિસર્ગલીલા જળસ્રોત રૂપે વનરાજિ રૂપે અને હિમસરિતા રૂપે પોતાને પ્રકટ કરે છે ભગવાન બદરીનારાયણનું મંદિર ક્યારે આવે એમ ધ્યાન ચાલે છે ચઢી હોય કે પહાડી મનુષ્ય હોય યાત્રી હોય કે સાધુસંત હોય દરેકને મંદિર કેટલે દૂર છે એમ જ પ્રશ્ન પૂછાતો સંભળાય છે ભારતવાસીઓને પોતાની બાળલીલાથી મુગ્ધ કરનાર ભગવાન શ્રીકૃષ્ણ જેના અવતાર છે તે સાક્ષાત નારાયણનું અહીં ધામ છે નર અને નારાયણ ઋષિસ્વરૂપે આજે પણ ત્યાં ધ્યાન–તપ કરે છે તેમ લોકવાયકા છે ચડીચડીને ગેરુના સાધા દુખતા આવે છતાં બદરીનારાયણ ન આવે ત્યારે યાત્રીના અંતરમાં પોકાર ઊઠે છે —

> અજાતપક્ષા ઇવ માતરં ખગા
> 
> સ્તન્યં યથા વત્સતરા ક્ષુધાર્તા ।
> 
> પ્રિયં પ્રિયેવ વ્યુષિતં વિષણ્ણા
> 
> મનોઽરવિન્દાક્ષ દિદૃક્ષતે ત્વામ્ ॥

[હે કમળ સમાન નેત્રવાળા દેવ! પાંખ વગરના પોટા જેમ પંખણીમાતાને જોવા ઝંખે છે, ભૂખથી ટળવળતા નાના વાછડા જેમ દૂધ માટે ઝંખે છે, વિદેશવાસી પતિને મળવા જેમ વિરહિણી ઝંખે છે, તેમ હું તમારા દર્શનને ઝંખું છું ]

ઉપરથી નીચે ઊતરતા યાત્રીઓ 'જય બદરી વિશાલકી' કહીને અભિવાદનનો શિષ્ટાચાર કરે છે અને ખિન્ન યાત્રીને હૈયાધારણ આપે છે ભોળા શંભુ તો કેદારનાથમાં એકાદ માઈલ દૂરથી જ પતાકા ફરકાવીને યાત્રીને ઉત્સાહિત કરે છે પરંતુ આ બદરીનારાયણની નારાયણી માયા છેક સુધી યાત્રીને મંદિરનાં દર્શન થવા નથી દેતી છેવટે એકાએક યાત્રીને ભાન થાય છે કે પોતે બદરીપુરીના પાદરમાં ઊભો છે! બદરીપુરીને ઘમાર્જને વહેતી અલકનંદાનો પુલ વટાવતાં બીજો નાનકડો ઋષિગંગાનો પુલ પણ તરત જ આવે છે આ ઋષિગંગા એટલે બરફના પર્વત ઉપરથી ઊતરતું ઝરણું તે ક્યાંથી આવે છે તે જોવાને સામે નહિ પણ ઊંચે જોવું પડે છે

નિત્યનિયમ પ્રમાણે સૌથી છેલ્લો બપોરે બાર વાગે બદરીપુરીમાં દાખલ થાઉં છું ત્યાં સરકારી માણસોએ અટકાવીને નામ ઠામ માગ્યાં દરેક યાત્રીનાં નામ ઠામ અહીં નોંધાય છે અને તેની ઉપરથી પ્રતિવર્ષ કેટલા યાત્રી દર્શનાર્થ આવ્યા તેનો હિસાબ થાય છે

સાંજે ચારેક વાગે ભગવાન બદરીનારાયણનાં દર્શન ખુલવાનાં હતાં આ વેળાએ સવારની જેવી ભીડ કે પડાપડી નથી હોતી. મંદિરને મુખ્ય દરવાજે સંગીત થતું હતું અંદર ભક્તો ધૂન ગાતા બેઠા હતા. સાડાચારે દ્વાર ખુલતાં જયજયકાર થયો અને ભગવાનનાં દર્શન કરીને સૌએ 'જય બદરી વિશાલકી'નો પુનઃ મહાધ્વનિ કર્યો. ભગવાનની મૂર્તિ અંદરના ગર્ભગૃહમાં છે એક તો મૂર્તિ કાળા રંગની

અને વળી ગર્ભગ્રહના અંધારામાં! તેથી પ્રથમ તો બધે નિરંજન નિરાકાર જ લાગે છે આંખો ભગવાનને ખોળવા આમ તેમ ફાંફાં મારતાં જાણે આર્તસ્વરે પોકારે છેઃ–

> અઁખિયાઁ હરિ દરસન કી પ્યાસી
> દેખ્યો ચાહત કમલનૈનકો
> નિસદિન રહત ઉદાસી —
> આયે ઊધો ફિરિ ગયે આઁગન
> ડારિ ગયે ગર ફાઁસી —
> કેસરિ તિલક મોતિન કી માલા
> વૃન્દાવનકો વાસી —
> કાહૂ કે મન કી કોઊ ન જાનત
> લોગન કે મન હાઁસી —
> સૂરદાસ પ્રભુ! તુમરે દરસ બિન
> લેહૌં કરવત કાસી —

કોણ જાણે કેમ પણ દર્શન છતાં કંઈક અતૃપ્તિ રહી જ ગઈ! શી અતૃપ્તિ તેની બીજે દિવસે જાણ થઈ.

દર્શન પછી સાંજે બજાર જોવા નીકળ્યો. બજાર મોટી છે. તેમાં યાત્રાપથપ્રદર્શિકાઓ, યાત્રાના માહાત્મ્યો, ભજનમાળાઓ, તીર્થોની છબિઓ અને ચિત્રપોથીઓ, મૃગચર્મો, કૃષ્ણમૃગચર્મો, ચમરીના વીંજણાઓ, દૈનસંગીતનાં સાધનો, માળા, છાપ, તિલક, મુદ્રા, યાત્રાના પુરાવારૂપે પહેરવાનાં તાંબાના કડાં, મૂર્તિઓ, સુવાસિત દ્રવ્યો, ઓષધો, શુદ્ધ શિલાજિત, જળપાત્રો, વાસણો, બિછાનાઓ, અગૂછાઓ, ઊનના વસ્ત્રો, હલવાપુરી, પકોડાં, મીઠાઈઓ, ચા, દૂધ અને પાન સુદ્ધા મળે છે. તારટપાલની કચેરી છે. પછી ગામ બહાર જઈ, અલકનંદાને ઓળંગીને સામે કાંઠેથી સમગ્ર બદરીપુરીનું અવલોકન કર્યું.

બદરીપુરીમાં ત્રણ દિવસ રહેવું જોઈએ એવી પ્રણાલિકા છે. તે મુજબ બીજે દિવસ પણ અહીં ગાળ્યો. આજે ગામની ભાગોળનો રંગ જોયો. બદરીપુરીની ભાગોળે જાઓ એટલે ડંડીવાળા અને કંડીવાળા પહાડીઓ, ભારવાહક નેપાળીઓ, ખચ્ચરોનાં ટોળાં રાખી વેપાર કરનારા વણજારાઓ, ઈત્યાદિ ઠેર ઠેર, ચાની દુકાનોમાં, સીધાસામગ્રીની દુકાનોમાં અને તેમની રસોઈનાં રસોડાંઓમાં ધામા નાખીને પડેલા જોવા મળશે. ગામની ભાગોળે અવારનવાર માલ કે લાકડાં લાદેલાં ખચ્ચરો ડોકની મોટી ઘંટડી (ટોકરા) વગાડતાં ગામમાં દાખલ થાય છે. મસ્તાન ઘેટાં અને મજબૂત બકરાંઓ પીઠ પર ચામડાની અરધી મઢેલી થેલીઓમાં પીઠ પર દાણા લઈને આવતાં દેખાય છે. પહાડી બકરાંઓ શરીરે કદાવર, ઊંચાં, ઘાટીલાં અને લાંબા વાળવાળાં હોઈને ગૌરવથી ચાલે છે. દેખાવમાં પણ જરા રૂપાળાં લાગે છે. પહાડી ગાયો કાળા રંગની અને બાંઠકી હોય છે. પોતાનાથી બમણાં ઊંચા યાત્રીને માર્ગમાં જોતાં જ તેની આંખો ભયગ્રસ્ત બને છે. આવી ગરીબડી ગાયો માર્ગ આપવા ઊભી રહે છે અને દબાઈને ચાલે છે. ઘેટાંબકરાંને માર્ગ આપવાનું જ્ઞાન નથી હોતું પણ ટોળાનો આગેવાન ચાલે ત્યાં ગાડરિયો પ્રવાહ જાય છે. ઘોડાને તેનો માલિક જ એક બાજુ વાળે છે. પરંતુ ખચ્ચરોની જાત રહી ખચ્ચરની એટલે તમે જ્યાં હો ત્યાં તમને મળવા આવવાના. આપણે તેમની ન્યાતના નથી તો પણ! ડંડીવાળા પહાડીઓ 'બચ' કહીને જનારને ચેતવે છે. કંડીવાળો થાકેલો મજૂર 'બાજુ' કહીને જરા વિનવી રહે છે. નેપાળી બોઝીઓ પોતાને ભારવાહક પ્રાણી જ ગણતા હોય છે. તેમની અતિ શ્રાન્ત મંદ ગતિ અને દીન મુખમુદ્રાની સાથે પીઠપરનો અસાધારણ બોજો જોઈને જે વિચારો આવે છે તેનતું પૃથક્કરણ ઝટ થઈ શકતું નથી. 'બીસ્ટ ઑફ બર્ડન' નામના એક નિબંધમાં કોઈ અંગ્રેજી લેખકે આવા મજૂરોનું વર્ણન કર્યું છે ખરું.

બપોરે અમે સાધુઓને કોઈ યાત્રિક સંઘે જમાડ્યા. થોડી વારમાં બીજા બસો યાત્રીનો સંઘ આવી પહોંચ્યો તેનો જમવાનો ધોધાટ ઠીક વખત ચાલ્યો. બદરીનાથમાં રોજના સેંકડો જાત્રાળુઓ આવે છે. દરવરસે સાઠ હજારથી એક લાખ સુધીનો યાત્રીનો આંકડો વર્તમાનપત્રોમાં મુકાય છે. તમને બધાને બરફના

ઉત્તરાખંડ પહાડોમા, દસ હજાર ફીટની ઊંચાઈએ અહીના દુકાનદારો સીધા સામગ્રી અને રસોઈ પૂરી પાડે છે કંદોઈઓ આ ઉપરાત મીઠાઈઓ વેચે છે ક્યાય ત્રુટ પડતી નથી સકડોની સખ્યામા દાખલ થતા યાત્રીઓ ભૈતારાઓ, ધર્મશાળાઓ અને આશ્રય સ્થાનોમા સમાઈ જાય છે ગુજરાતીઓ માટે પણ ધર્મશાળા છે પરતુ તેમા પ્રવેશ માટે ચિઠ્ઠી જોઈએ છે આવી સિદ્ધીથી ધર્મશાળા બધાવાનો હેતુ માર્યો જાય છે ખરો

સાથે ઋષિગગાના જળધોધથી ચાલતી એક લોટ દળવાની ઘટી (જળચક્કી) જોઈ એક પહાડી મજૂરે તેની રચના સમજાવી ઋષિગગાના પ્રવાહ માથી એક મોટા ધોરિયો વાળી લઈને તેને એક લાકડાના ચક્કર ,ઉપર ધોધરૂપે પાડવાથી ચક્કર ગોળગોળ ફરે છે તે એક ભૂંગળી ધરીને ગોળગોળ ફેરવે છે આ ધરીને ઉપરને છેડે મોટું ઘટીનુ પડ બેસાડે છે આથી આ પડ પણ ધરીની સાથે ગોળ ગોળ ફરે છે નીચનુ પડ સ્થિર હોય છે ઘટી ઉપર નેતરની મોટી ટોપલી ટીંગાડેલી હોય છે તેમાથી આપમેળે એક સરખી ધારે દાણા ઓરાયા કરે છે ચક્કી એટના વેગથી ફરતી હતી કે દળાયેલો લોટ ઊડીને આખા ઓરડામા પડતો હતો સૌરાષ્ટ્રમા ધાર્મિક દેવસ્થાનોમા જૂના વખતમા પશુઓથી ચાલતી મોટી ઘટી રખાતી તેને ઘટ્ટી કહેતા તેમા મણબધી અનાજ દળાતુ આની ઉપરથી ઘટીના સો ને ઘટનો એક' એવી કહેવત પડેલી તેનો અર્થ એ છે કે ઘટી સો ફેરામા જેટલુ દળે તેટલુ ઘટ એક ફેરામા દળે મોટા સત્તાધીશો સામે મગતરા તોફાન કરે ત્યારે તેમને ધમકાવવા માટે આ કહેવત વપરાતી વીજળીથી ઘટી આવ્યા પછીથી આ કહેવતનુ મૂલ્ય ઘટી જતા તે વિસ્મૃત થઈ છે આ કહેવતને સાચી પડતી હિમાલયમા જોઈ આ જળચક્કી આખા પહાડી ગામ વચ્ચે સહિયારી હોય છે સૌ વારાફરતી પોતાના ઘઉં દળી લે છે લોટ પણ હિમાલયની ટાઢમા છ મહિના સુધી બગડતો નથી જ્યારે ઘટી નવરી પડે ત્યારે જળધોધને અન્યત્ર વાળી દે છે જડ બુદ્ધિના ગણાતા પહાડીઓમા આવી યત્રબુદ્ધિ ક્યારની પ્રચલિત હશે! આવી ઘટી કેટલી સદી જૂની હશે?

બદરીનારાયણના મંદિરમા અગિયાર રૂપિયા ભરનારી યાત્રી વતી પડાઓ ભગવાન આગળ સાંજે વિષ્ણુસહસ્રનામનો પાઠ કરે છે આ વેળાએ પૈસા ભરનાર યાત્રી તેના એક બે સગાસ્નેહી સાથે ગર્ભ-ગૃહમા ભગવાનની મૂર્તિની સામે જ (જાણે અડોઅડ હોય તેમ) બેસીને પાઠ સાભળે છે આ વ્યવસ્થાનો લાભ અમે એક બે મિત્રોએ લઈને કૃતાર્થ થવાનો વિચાર કર્યો પૈસા ભરીને અમે બાજુના બારણામા ગર્ભગૃહમા દાખલ થયા સામે જ બેઠક મળી. બદરીનારાયણની મૂર્તિ ઉપર શણગાર એટલો હોય છે કે ભગવાનનુ મુખારવિંદ શોધવુ પડે છે આખી મૂર્તિ પુષ્પમાળાથી અને તુલસીદલથી ઢંકાયેલી હતી સુગધિત દ્રવ્યોથી વાતાવરણ મઘમઘી રહ્યુ હતુ ઘીની મોટી મોટી દીવીઓ ઝગઝગી રહી હતી વિષ્ણુસહસ્રનામમા ભગવાનના શ્લોકબદ્ધ હજારનામોના પાઠનો ઉચ્ચાર થતા જ વાતાવરણમા અલૌકિકતા વ્યાપી ગઈ આટલી યાત્રાનો બદલો અહી મળ્યો જાણે ભગવાન હાજરાહજૂર સામે હોય એટલા સમીપ ઊભા રહીને દર્શન થતા ગઈ કાલની અતૃપ્તિ ઊડી ગઈ

> જયતિ તેઽધિકં જન્મના વ્રજ
>
> શ્રયત ઇન્દિરા શશ્વદત્ર હિ ।
>
> દયિત દૃશ્યતાં દિક્ષુ તાવકા
>
> ત્વયિ ધૃતાસવ ત્વાં વિચિન્વતે ॥
>
> તવ કથાઽમૃતં તપ્તજીવનં
>
> કવિભિરીડિતં કલ્મષાપહમ્ ।
>
> શ્રવણમંગલં શ્રીમદાતતં
>
> ભુવિ ગૃણન્તિ તે ભૂરિદા જના ॥
>
> ન ખલુ ગોપિકાનન્દનો ભવાન્
>
> અખિલદેહિનામ્ અન્તરાત્મદૃક્ ।
>
> વિખનસાર્થિતો વિશ્વગુપ્તયે
>
> સખ ઉદેયિવાન્ સાત્વતાં કુલે ॥

[હે કૃષ્ણ! આપના જન્મથી જ વ્રજ સર્વોત્કૃષ્ટ બન્યું છે; અને તેથી જ લક્ષ્મી અહીં સર્વદા રહે છે. પણ કેવળ આપ માટે જ પ્રાણને ધરતી આપની દાસી અમે, દિશાઓમાં આપને શોધીએ છીએ. માટે આપ અમને દર્શન આપો.

હે પ્રભો! આપની કથાં ખરેખર અમૃત છે. કેમકે તે સંતાપ પામેલાઓને નવજીવન દેનાર, બ્રહ્મવેત્તા મહાપુરુષો (કવિઓ)એ પણ સ્તુતિ કરેલું, કલ્મષનો નાશ કરનાર, માત્ર શ્રવણથી જ મંગળદાતા અને શાંતિદાતા છે. આવા કથામૃતને જેઓ વિસ્તારથી પૃથ્વી ઉપર વર્ણવે છે તે મનુષ્યો મોટામાં મોટા દાતા એટલે કે જીવનદાન આપતારા છે. અર્થાત તેઓ ઘણા પુણ્યશાળી છે.

હે મિત્ર! તમે કોઈ ગોપી (યશોદા)ના પુત્ર નથી; પણ સમગ્ર પ્રાણીઓના અંતરાત્મા–બુદ્ધિના સાક્ષી–છો. હે સખા! બ્રહ્માએ પ્રાર્થના કરેલા આપ જગતની રક્ષા કરવા યાદવોના કુળમા જન્મ્યા છો.]

અરધી કલાક ભગવાનની સામે કેમ ચાલી ગઈ તેની ખબર ન રહી. પછી પંડાઓ તરફથી સૂચના મળી કે પાઠ પૂર્ણ થયો છે અને ગર્ભગૃહમાં આસનસ્થ ભાવિકોએ ઊઠવાનું છે. સ્વર્ગભોગનો કાળ સમાપ્ત થતાં જેમ હતાશ થઈને દેવો સ્વર્ગ છોડતા હશે તેમ કચવાતે મને હું ઊઠયો. 'વ્રજ વહાલુ રે વૈકુંઠ નહિ આવું' એમ બોલવાનો કાંઈ અર્થ નહોતો એટલે દુનિયાદારી ડહાપણ ધારણ કરીને બાજુને બારણેથી મૃત્યુલોકમાં પ્રવેશ કર્યો.

મંદિરની ઓસરીમાં અનેક ઓરડાઓ છે. તેમાં મંદિરનાં વિવિધ ખાતાંઓની કચેરી આવેલી છે. બહાર નીકળતાં સિંહદ્વારની પરસાળમાં શાસ્ત્રીય સંગીત સાથે કીર્તન થતું હતું.

પહાડ ચડતાં ગરમ શ્વાસોચ્છ્વાસ ચાલે છે. તેમાં બરફનું ઠંડું પાણી પીવાથી તરત ઊધરસ થાય છે. આવી ઊધરસ મને થઈ હતી. એક ચાની દુકાનમા એક વૈદરાજની મુલાકાત થતાં તેમણે મને બે ગોળી આપી. ગોળી હરણની લીંડીના રંગની સોનેરી અને આકારમાં વાલ જેવડી હતી. તેમણે પૈસા લેવાની ઘસીને ના પાડી. એક જ ગોળીએ ગળામાં રાત્રે શોષ પાડયો અને ઊધરસ ગઈ. પાછળથી સમજાયું વૈદરાજે કસ્તૂરીની ગોળી આપેલી. પછીથી ન તો વૈદરાજ દેખાયા કે ન બેવી બીજી ગોળી મળી. એટલે તેની જિજ્ઞાસા ત્યાં જ વિરમી.

બદરીનાથમાં મુખ્ય સ્થાન ભગવાન બદરી-નારાયણનું મંદિર છે. તેની ઉત્તરે બ્રહ્મકપાલ શિલા ઉપર ભાવિકો શ્રાદ્ધ કરે છે. ગામમાં અલકનંદાના કાંઠા ઉપર ગરમ પાણીનો કુંડ છે તેને તપ્તકુંડ કહે છે. બરફના પહાડોથી ઘેરાયેલા સ્થાનમા બધા અહીં જ સ્નાન કરે છે. બદરીનાથથી તિબેટમા જવાનો માર્ગ આગળ વધે છે. ત્રણ ચાર માઈલ ઉત્તરમાં ગયા પછીથી વસુધારાનો ઊંચો ધોધ દેખાય છે. ત્યાર પછી ગંધમાદન પર્વત આવે છે. ત્યાર પછી પાંડવોના સમયનું પ્રસિદ્ધ સ્વર્ગારોહણ આવે છે. આ જગતથી હતાશ થયેલા અનેક લોકો આવતો ભવ ઇચ્છાપૂર્વક મળે તે માટે પ્રાચીનકાળમા અહીંથી નીચે પડીને ભૈરવજપ ખાતા હતા. (આપણા ભારતીય પર્વત-શોધકોએ અહીં મોટું દૂરબીન માંડી જોયું તો નીચેની ખીણમાં તેમને અનેક હાડપિંજરો દેખાયાના સમાચાર વર્તમાનપત્રોમા પ્રકટ થયેલા). આ માર્ગ માના ગામ આગ થઈને તિબેટમાં જાય છે. બદરી-નાથમાં અલકનંદાનું મૂળ મળતું નથી. કોઈ કહે છે કે સરસ્વતી નદી કે તેની કોઈ શાખા નામાન્તર પામી અલકનંદાને નામે ઓળખાય છે. આ વિષય બાહ્ય સંશોધનનો છે. તીર્થયાત્રીએ અંતઃસંશોધનને આરાધવું રહ્યું.

[ક્રમશઃ]

# *ગેરમઝહબી મહેમાન

દેસાઇ વાલજી ગોવિન્દજી

એકવાર ખુદાદોસ્ત ઇબ્રાહિમની અતિથિશાળામાં સાત દિવસ લગી કોઇ વટેમાર્ગુ આવી ચડ્યો નહિ. મહેમાનની પંગત બાંધ્યા વિના પેગંબરના જીવને સુખ ન થાય, એટલે કોઇ શેક ભૂખ્યો માણસ આવે નહિ તો તે એકટાણું કરતા. આખો સપ્તાહ આમ ને આમ વીત્યો, એટલે આઠમે દિવસે સવારે પોતે ઘર બહાર નિસર્યો ને ચારે દિશાએ આંખ ફેરવી તો બુઢ્ઢાપાનું હિમ પડવાને લીધે જેના વાળ ધોળા થઈ ગયા હતા એવો, એક નેતરના જેવો સૂકલકડી પુરુષ ઊંટ ઉપર સવાર થઈને આવતો એના જોવામાં આવ્યો. આ બાપડો બે દિવસનો તરસ્યો હતો; એની પાંપણ તથા દાઢીમાં રજ ભરી હતી; એની જીભ સૂકાઈ ગઈ હતી ને હોઠ કાળા પડી ગયા હતા. 'પાણી આપો' એમ કહેવાના મથનથી એના હોઠ હલતા હતા, પણ એનાથી બોલાતું નહોતું. એનો સાંઢિયો પણ આવ્યા ભેળો લાંબો થઈને ભોંય ઉપર સૂઇ ગયો અને તરસનો માર્યો આરડવા મંડ્યો.

'આવો, મારા નૂરે ચશ્મ. કૃપા કરીને હાલો મારે ઘેર રોટલો ખાવા,' એમ કહીને પેગંબરે પાણી આપ્યું એટલે વૃદ્ધે તે પહેલું સાંઢિયાને પાયું; પછી ઉગમણી દિશે ઊગેલા સવિતા-નારાયણને બે છાંટા ધરીને જેવો પોતે પાણી પીવા જાય છે એવું જ ઇબ્રાહિમે તે જોયું, ને કહ્યું, 'યા ખુદા! આ કાફર ખુદાની ન્યામત જે પાણી તે ખુદાએ સર્જેલા સૂરજને ધરે છે. ધિક્ છે એને, એવાને પાણી પે કોણ આપે?'

પછી સૌ જમવા બેઠા, ને આખા શિરસ્તા મુજબ 'બિસ્મિલ્લાહ'નો મંગળ ઉચ્ચાર કર્યો, પણ ગલઢો પરોણો કાંઇ ન બોલ્યો.

ઇબ્રાહિમ કહે, 'આ તે વૃદ્ધાવસ્થા કેવી, કે તમે ખાણાનો આરંભ કરતાં પહેલાં અન્નદાતા ખુદાવંદનું નામ પણ નથી લેતા?'

વૃદ્ધ કહે, 'મારી એ રીત નથી. મારા અગ્નિપૂજક વડીલે મને એમ નથી શીખવ્યું.'

એટલે એને નાપાક 'પરધર્મી' જાણીને જેવા પેગંબર એને અપમાનીને ઘર બહાર કાઢવા જાય છે, એવો જ અલ્લાહતાલાની હજૂરથી જબ્રિલ ફિરસ્તો ઇબ્રાહિમને હેબત પમાડતો આવ્યો ને બોલ્યો,

મનશ દાદા સદ સાલ રોઝી વ જાન ।
તરા નફ્રત આમદ અઝ્ ઇકઝમાન ॥

'મેં આ બુઢ્ઢાને સો વર્ષ લગી અન્ન અને પ્રાણ આપ્યાં, ને તને એક જ ક્ષણમાં એના ઉપર નફરત આવી ગઈ?

ગરૂ મી બુરદ પેશ આતસ મજૂદ ।
તુ વાપસ ચરા મી બરી દસ્તજૂદ ॥

'એ ભલે અગ્નિ આગળ નમતો હોય, પણ એટલા સારુ થઈને તારાથી અતિથિસેવાનો ધર્મ કેમ ચૂકાય? હું ધીરજ રાખીને બેઠો છું, તો તને ધીરજ રાખતાં શું થાય છે?'

આકાશવાણી બંધ થઈ એટલે ઇબ્રાહિમે વૃદ્ધ અગ્નિપૂજકને હાથે ચુંબન કર્યું ને કહ્યું: 'જેમ ખુદા તને ક્ષમા કરે છે તેમ મને પણ કરે.'

યા ખુદા, અમે છીએ એવો તું હોત તો કોના અપરાધ માફ થાત?' *

(સાદી શેરાઝી, પ્ર૦ ૨, દા અખલાકે પૈગમ્બરાન.)

* આગામી 'સ.ગ ને શૃંગાર'નો એક અધ્યાય.

તમને લોકોને એક પ્રકારની ઘેલછા લાગી છે. માત્ર ભાષણો આપવાં, બીજાઓને સુધારવા, પણ પોતે સુધરવાની તો વાત જ નહિ! તમે લોકોને શું સમજાવનાર હતા? જેણે જગતની ઉત્પત્તિ કરી છે તે જ સમજાવશે. જેણે સૃષ્ટિ રચી છે, સૂર્યચંદ્ર બનાવ્યા છે, મનુષ્ય અને જીવજંતુની રચના કરી છે, તેમ જ તેમના પોષણનાં સાધન તૈયાર રાખ્યા છે, તેમનું પાલન કરવાને માબાપ બનાવ્યાં છે, માબાપના હૃદયમા સ્નેહ મૂક્યો છે, તે શું નહિ સમજાવે? તેણે આટલું કર્યું છે તો શું આ કામ પણ નહિ કરે? જો જ્ઞાન આપવાની તેને જરૂર લાગશે તો તે જાતે જ આપશે. તે અંતર્યામી છે. જો પ્રતિમાપૂજન કરવામા ભૂલ જ થતી હોય તો તે શું જાણતો નથી કે સઘળા પ્રકારની પૂજા તેને જ અર્થે થાય છે? તે મૂર્તિપૂજનથી પણ સંતુષ્ટ થશે. વરમાં તમારે બીજાઓ માટે શા વાસ્તે માથાકૂટ કરવી જોઈએ. તમને પોતાને જ જ્ઞાન મળે અને ભક્તિ મળે તે માટે તો પ્રયાસ કરો! તું પથ્થરની પ્રતિમાનું પૂજન કહે છે? જો પથ્થર હોય તો તેની પૂજા પણ સપ્રયોજન છે. નાના પ્રકારના ઉપાસનાવિધિ ઈશ્વરે જ યોજેલા છે. જેણે જગત રચ્યું તે જ સઘળું શિખવે છે. અધિકાર વિચારીને જેના જઠરને જે પચે છે તેને તે ખવરાવવાનો બંદોબસ્ત (માતા) કરે છે. એક સ્ત્રીને પાંચ બાળક છે. ઘરમાં અનાજ છે. માતા પોતાના બાળકને માટે એક જ અનાજમાંથી નાના પ્રકારની ચીજો બનાવે છે; અને જેને જે પચે તેને તે આપે છે. કોઈને સારુ ચોખાનો બિરંજ બનાવે છે તો કોઈને તેની કાંજી જ કરીને પાય છે કોઈને તે ખીચડી રૂપે કઢી સહિત આપે છે, તો કોઈને એકલા ઘી સાથે જ ખવરાવે છે. હવે સમજ્યો?

*

ઈશ્વરનું નામ તથા તેના ગુણનું ગાન તથા સત્સંગ કરવાથી ચિત્ત ઈશ્વર તરફ વળે છે. ઈશ્વરભક્ત અથવા સાધુની પાસે વારંવાર જવું જોઈએ. સંસારમાં અને વિષયસુખમાં રાતદિવસ રચ્યાપચ્યા રહેવાથી ઈશ્વર તરફ કદી પણ મન જતું નથી. વારંવાર એકાંતમાં જઈને તેનું ચિંતન કરવાની ખાસ જરૂર છે. આરંભમા એકાંતનું સેવન નહિ કરવાથી ઈશ્વરમાં મનોવૃત્તિને સ્થિર કરવાનું કાર્ય બહુ વિષમ થઈ પડે છે. જ્યાં સુધી છોડ નાનો હોય ત્યાં સુધી તેને વાડની જરૂર રહે છે નહિ તો ગાય કે બકરા

તેને કરડી ખાય જ.' મનમાં, ખૂણામાં, કે વનમાં ધ્યાન કરવા બેસવું જોઈએ.' ઈશ્વર એ જ સત અથવા નિત્ય છે અને બાકીનું સર્વ અસત અને અનિત્ય છે એવો વિચાર કરવાથી અનિત્ય વસ્તુઓનો મનથી ત્યાગ થઈ શકે છે. સર્વ કાર્ય કરવાં પણ ચિત્ત ઈશ્વરમાં જ રાખવું. કાચબી ખોરાક શોધવા જળમાં ઘૂમે છે પણ તેનું મન ક્યાં ભટકતું હોય છે? નદીને કાંઠે પોતાનાં ઇંડાં મૂક્યાં હોય છે ત્યાં જ. તેમ સંસારનાં સર્વ કાર્ય કરવાં પણ ચિત્ત તો ઈશ્વરમાં જ રાખવું.

*

સાથે સાથે વિચાર કરવાની પણ બહુ જરૂર છે. કામિની, કાંચન અનિત્ય છે; ઈશ્વર જ સત્ય છે. પૈસો શા ખપનો છે? તે વડે અન્ન, વસ્ત્ર અને રહેવાને મળે; પણ તેનાથી ઈશ્વર પ્રાપ્તિ થતી નથી. માટે પૈસો કદાપિ જીવનનું લક્ષ્ય થઈ શકે નહિ. એનું નામ જ વિચાર. સમજ્યો બાપુ? હાં! વસ્તુ વિચાર. જો પૈસામાં શું છે? અથવા સુંદર સ્ત્રીના દેહમાં પણ કેવળ હાડકાં, માંસ, ચરબી, મળ, મૂત્ર. એવી એવી વસ્તુઓ છે. મનુષ્ય ઈશ્વરથી વિમુખ થઈને આવા પદાર્થોમાં મન પરોવે એ કેટલું ખેદ કરવા જેવું છે?

હા, (પ્રભુનું દર્શન) અવશ્ય થઈ શકે છે. વારંવાર એકાંતસેવન, તેનું નામગુણ કીર્તન, વિવેક અને પ્રાર્થના એટલા ઉપાય કરવા જોઈએ. ખૂબ વ્યાકુળતાપૂર્વક તેને માટે આક્રંદ કરીએ ત્યારે તેનું દર્શન થાય. સ્ત્રીપુત્રને માટે, લોકો ઘડો ભરીને આંસુ પાડે છે; પૈસા માટે તો એટલાં આંસુ પાડે છે કે તે આંસુમાં પોતે પણ તણાઈ જાય. પણ ભગવાનને માટે કોણ આંસુ પાડે છે? ત્રણ ગણું આકર્ષણ થાય ત્યારે પ્રભુ દર્શન આપે છે. વિષયીનું વિષયભોગ તરફ, માતાનું સંતાન પ્રત્યે અને સતીઓનું પતિ તરફ આકર્ષણ—એ ત્રણેના એકસામટા બળ જેટલું પ્રભુ-પ્રેમનું બળ થાય ત્યારે તેના દર્શનનો આનંદ મળે.—

*

કોઈની પાસે પુષ્કળ ધનમાલ હોય તેથી તેને મારી પાસે બડાઈ મારવા દેવો ન જોઈએ નહિ અને બતાવી આપવું જોઈએ કે હું પૈસા વિના ચલાવી શકું છું. કોઈ મને પૈસા, સુખ કે માન આપીને ખરીદી શકતો નથી અને મારી પાસે કાંઈ પણ ન હોય તથા રોટલો મળે તેને જ ત્યાંથી મળતો હોય તો પણ તે મારી આનાકાની રંક છે.

—એમર્સન

# ચાચાજીની વાતો ______ વિમળા પટેલ,

ચાચાજી મા શક્તિના ઉપાસક.

દશેરાનો દિવસ હતો.

સાંજનો સમય હતો. અપૂર્વ આનંદ સર્જિત વાતાવરણ હતું. શ્રી અરવિંદ મંડળમાંથી આમંત્રણ આપવા બે ચાર કન્યાઓ આવી. કોઇના યે આમંત્રણને પાછું ઠેલવું એ તો જેના હૈયામાં જ નથી એવા એ ચાચાજી 'જી હાં, જરૂર!' બોલી ઊઠયા. બોલ મારે કાને પડ્યા. પાછળ જવાની લાલચે પરવાનગી માગી ને મળી

મંડળનો કાર્યક્રમ હતો. બે ચાર મંત્રોચ્ચાર. સંગીત અને પોંડિચેરીથી શ્રી માતાજીની વાણી ટેપરેકર્ડમાં સાંભળવાનો. બાદ ચાચાજીએ કંઇક કહેવું.

સામે હતી બે છબીઓ. શ્રી અરવિંદ અને શ્રી માતાજીની. બે છબીઓ વચમાં હતુ ચરણકમળ ફૂલ. ઊંચી જાતની ધૂપસળીની સુવાસથી ઓરડો મહેકી રહ્યો હતો. છબીઓના ચરણકમળમાં દીવીઓ પ્રકટી રહી હતી. લાગતું હતું કે કોઇક ચેતનાના પ્રદેશમા આવી ચડયા છીએ. ઓરડામા પ્રવેશ કરતાં જ ચાચાજીએ ચરણકમળમાં માથું નમાવીને દિલની આજીજી સાથે પ્રાર્થના કરી.

પોતાને કંઇક કહેવાનું જ છે એ માટે અંદરથી મા શક્તિની ઉપાસના કરતા ઘેરા બાઉલ કંઠે પોતે પોંડિચેરી (ગયા સપ્ટેમ્બરમાં) ગયેલા તે પ્રસંગ વર્ણવતા બોલ્યાઃ (ચેતનાનો પ્રવાહ વહેતો હતો કોઈ અનેરા જ ભાવ પ્રદેશમાંથી. વાણી હતી મા શક્તિની. ભાષા હતી હિંદીમાં. ઊંચી ઊંચી સપાટીએથી જોરદાર વહેતી આ વાણી ગંગાનાં નીર ઝીલવાનું સામર્થ્ય મહાપરાણે એકઠું કરીને, કાનના પડદાને ઊંચકી લીધા અને ઝીલાય એટલું ઝીલીને આ સ્થળે આપવા પ્રયાસ કર્યો છેઃ)

પોંડિચેરીથી તેઓ મદ્રાસ જાય છે. ત્યાં તેમને શ્રી માતાજી વિષે પૂછવામાં આવે છે ત્યારે તેઓ જવાબ આપે છેઃ 'એ મા કોણ છે. કેવી છે. નથી કહી શકતો. માત્ર જાણું છું. એ મા પ્રેમમયી છે. અસલ સ્વરૂપે તે પ્રેમને પ્રકટ કરી જાણે છે. એ સેવા કરી શકે છે. સેવાની પાછળ એની ભાવના છે. ભાવનાની પાછળ પ્રેમ છે. ખરેખર પ્રેમનું તે સ્વરૂપ છે.

'મા તને પ્રણામ છે. વિશેષ દિનના પ્રણામ છે અને પ્રણામ કરવાની પ્રેરણા થાય છે. એની પાછળ મા તું જ કારણભૂત છે.

'આશ્રમ (પોંડિચરી) તીર્થસ્થાન સમજીને ગયો. સત્સંગનો અનુભવ થયો. શ્રી માના ચરણમાં મસ્તક નમાવ્યું. સમાધિએ પહોંચ્યો. પછી તો ચેતનાના સાગરમાં ડૂબી જવાયું. ના તો રહ્યો મારો પત્તો. ના રહ્યો માનો પત્તો. સમયનું ભાન પણ રહ્યું નહિ. પણ ઘડીઆળે ટકોર કરી. ચરણોમાંથી માથું ઉઠાવ્યું. ભાન આવ્યું હું કયાં છું!'

પાછો સામેથી પ્રશ્ન આવ્યો; 'મા સંબંધે આપનો શો ખ્યાલ છે?' જવાબમાં એમણે કહ્યું; 'મા એક અનંત રહસ્ય છે. જેનો ઉકેલ માણસ આજ સુધી નથી કરી શકયો. અને કોઈ દિવસ કરી પણ શકશે નહિ. મા અનંતની ઓળખાણ અને અનંતનો આસ્વાદ માણસને કરાવે છે. તેથી જેવી રીતે અનંતને તેવી રીતે માનો—અને મા પ્રેમ અને સેવાની સદા જીવંત જવલંત મૂર્તિ છે.—તાગ કોઈ દિવસ કોઈ પામી શકશે નહિ.'

વર્ષો જૂનું એક ભજન જે એક ફકીરને ગાતો (એમણે) સાંભળેલો. હૈયામાં સંઘરાયેલું, તે ભજન તેમને ગાઈ સંભળાવેલું. આજે તેને સંભળાવે છે.

'મા શક્તિનું વર્ણન અવર્ણનીય છે. મા

કેવી છે. કોના જેવી છે, એ કહી નથી શકાતું. એને માટે તો ભજન જ બસ છે. સંગીત બસ છે. કેમકે, સંગીત અનંત છે. (આખા ય વાણી પ્રવાહમાં અતિશય ભીનાશ છે. ગદ્ ગદ્ ભાવ છે. અને એ જ ભાવે ભજન ગાય છે. આંખ મીંચીને નત મસ્તકે).

"ક્યા કરું ધ્યાન મેરા.
ઐસી હી હૈ મેરી માં.
દિલ હી જાનતા હૈ મેરા, કૈસી હૈ મેરી મા
ચાંદ સૂરજકી નહિ સુઝે ...
મેરી આંખોમેં, મેરી આખોમે, મેરી આખોમેં
બસ ગઈ મેરી મા.
મૌજે તોફાન કા નહિ ખટકા.
મેરી કીસ્તીકા, મેરી કીસ્તીકા, મેરી કીસ્તીકા,
નાખુદા હૈ મેરી મા.
અબ તો મેરી એક હી આરઝૂ
મેરે દિલમેં, મેરે દિલમે, મેરે દિલમેં
આકે સદા વસો મેરી મા.
ક્યા કરું ધ્યાન મેરા ઐસી હૈ મેરી માં."

ભજન પૂરું થયું. માતાના પ્રેમનું ઘેલું બાળક માનો ખોળો ખૂંદવાનો જ્યારે પડતો મૂકીને દૂર પડે છે ત્યારે તે કેવુ રુદન કરતું હોય છે! અને ઓશિયાળું બનીને વીલું વીલું થતું હોય છે. ભજન પૂરું થતા ચાચાજી એ સ્થિતિમા મૂકાઈ જાય છે. મા (છબિ)ના ચરણમાં માથું ઢાળી દે છે. સૌ મૂઢ બનીને દશ્ય નિહાળે છે. ત્યા તો મા શક્તિની ચેતનાનો સંચાર થાય છે!

"આવી આવી રે પ્રભુ તારી ચેતના
તને સત્કારું મનમાય પડું તને પાય
પધારો ઓ ચેતના– આવી....
મારી જીવન કળી આ ખીલી ઊઠી,
મારે હૈયે વરસ્યો ધબકાર, નયન ચમકાર
પધારો ઓ ચેતના–આવી....
મારી શંકની દેહી મઢી મઢી,
માડી સ્વીકાર્યો આજ તે વાસ, હવે રી કયાશ
પધારો ઓ ચેતના–આવી....
તારા રંગે રંગુ મારો અંચળો,
માડી હોજો કદી ન વિયોગ, ટળ્યો ભવરોગ.
પધારો ઓ ચેતના–આવી....
—પ્રતાપ ઉપાધ્યાય

અમારામાના ભાઈને મધુર કંઠે આ ગીત લલકારાય છે.

*

ચાચાજી, ચાચાજી તો છે. સાથે દાદાજી યે છે. ચાચાજીનો પરિવાર નાનો સૂનો નથી, મોટો બધો છે.

'ભગવાન જેવો ધણી છે એના હાથ મોટા છે. લાબા છે. એ જેટલાં પ્રસારે છે તેટલાં સ્વજનો તેમને આવી મળે છે.' આ કથનને સાચે સાચ અનુસરતું દષ્ટાંત જોવા મળે છે.

હજી તો પૂરવને આંગણે સૂર્યનાં કિરણો પૂરા પહોંચ્યાં નથી. સામે 'ચંદ્રભાગા'ની કોતરોમાં અજવાળા ઊતર્યો નથી ત્યાં તો દાદાજી, દાદાજી કરતી નાની નાની હરણીશી ફાળે દોડતી ચારપાંચ ફૂટડી કન્યાઓ બારણે આવે છે અને ચાચાજીને પ્રણામ કરે છે.

મા શક્તિના ઉપાસક ચાચાજી વાત્સલ્ય ભાવે એમને આવકારે છે અને વિનોદ–ટીખળ કરે છે, અને એ વિનોદ–ટીખળમાં ઊંડા ઊંડા જીવનપાઠ ભણાવે છે અને એ જ છે એમનું ખરું ઋષિ શિક્ષણ. મહારાજા (કૉલેજ)ની દાંતબત્રીસીએ વગોવાએલા શિક્ષણને ખોટું પાડી, સાચી વસ્તુનો ગૌરવ લેવરાવે એવી લાક્ષણિકતા એ આવેલી કન્યાઓના વિનયપૂર્વક ચાચાજીની પથારી બિછાવવાના વર્તનમાં નજરે પડતી જોઈ હું દિંગમૂઢ બની ગઈ, જાણે મારું જ તે કામ કરી રહી હતી. અજાણ્યા

ઘરમાં, અજાણી રીતભાતમાં જરા સરખો સંકોચ અથવા તો, પોતે એક ઊંચું શિક્ષણ લઈ રહી છે, એવા એક અહં ભાવમાં આવીને લગીરે અતડાશ બતાવ્યા વિના પોતાનું જ જાણે ઘર છે, પોતાનાં જ જાણે સૌ સ્વજનો છે એમ મંડી પડે છે કામ કરવા. એ જોઈને મન મારું વિચારવા લાગ્યું કે પાયામાં શિક્ષણનો દોષ નથી, પણ આધુનિક શિક્ષણકારોની ઉદાસીનતા ઉપરાંત જીવનના ખ્યાલ વિષેની ઊંડી સમજના અભાવનો દોષ છે.

આમ પુરાણા ઋષિયુગને યાદ અપાવતા ચાચાજી તો ચાચાજી તો છે, પણ સાથે સાથે વહાલસોયા દાદાજી છે. મા શક્તિનાં દર્શન પામી એને યોગ્ય વળાંકના સ્વરૂપે જોવાવાળા પણ છે. જે એમના છત્રને પામ્યું તે ખરેખર ધન્ય થઈ ગયું. એ જ કન્યાઓ પોતાના છાત્રાલયમાં એમને લઈ જાય છે. ચાચાજી દાદાજી બને છે ને ત્યા સૌને ખૂબ રમાડે છે એમની ઓરડીએ ઓરડીએ ફરે છે. કંઈ કંઈ ટીખળ કરે છે. અને એમની ગજબ રીતથી શિક્ષણના પાઠ આપતા જતા હોય છે. છેવટે સૌ વર્તુળાકારે બેસે છે. તે વખતે એક બહેને ગીત ગાયું કે; 'મથુરામાં ગયા'તા'

એના અનુસંધાનમા ચાચાજીને એક વાત યાદ આવે છે ને કહી સંભળાવે છેઃ 'એક ભક્ત પૂછે છે શ્રી કૃષ્ણને કે તમે તો કાળા ઓ ને ગોપીજનો બધી સફેદ–ઊજળી છે એનું કારણ શું?' .

શ્રી કૃષ્ણ જવાબ આપે છે; 'કાળો રંગ જ એવો છે જેમાં બધા રંગ સમાઈ શકે છે!'

બધાં ખડ ખડ હસી પડે છે.

ત્યારે ખૂણે બેઠેલી કોઈ પણ એક વ્યક્તિને આ પ્રસંગો જોતાં એક વિચાર એને જરૂર આવે કે આડંબરી અને મોટાઈના ઘમંડી ખ્યાલ સાથે વસતાં વડીલજનોને જરા સરખી ફુરસદ છે ખરી કે એકે એક બાળક (ભલે તે નાનાં હોય કે મોટાં હોય. નાની શાળામાં ભા હોય, માધ્યમિકમાં ભણતો હોય કે મહાશાળા ભણતો હોય) તેને પોતાના દિલમાં વસ જાણતા હોય? જવાબ છે; 'ના; આ રીતે નહિ જ.' તો તો પછી, ચાચાજી એ દાદાજી ખરા જ પણ ઋષિયુગના શિક્ષણકાર પણ ખરા

*

મા ગૌરીના ભક્ત ચાચાજી એક બહેન આમંત્રણને વશ થઈ તેમનું (સીવણ) કા જોવા જાય છે નાનું સરખું સંમેલન ભરાય છે

સફેદ દાઢી, સફેદ વાળ, ને તેમાંથી ચમક ખીલતા ગુલાબના (શોહામણા) રંગ જેવું ભવ્ય કપાળ, એમા એમનું આગવું વ્યક્તિત્વ પ્રગટ કરે છે. અમાલ વૃદ્ધ આપુરુષો વારે જઈને ઘડીકમાં ટોળે વળી ગયાં. ચાચાજીને કંઈક કહેવા વિનંતી થઈ.

'જીવનમા અતિ ઉપયોગી એવી ખાન કરીને બહેનો માટેની હુન્નરકળામા સીવણ એ ઉત્તમ ઉદ્યોગ ને તેને ખીલવવાના પ્રયત્ન કરવા એ ખૂબ જરૂરી છે.' એ બોલથી આરંભ કરીને માતાની મહત્તા ગાવા મંડે છે. 'મા જ એવી છે જે કોઈના ય સર્ટિફીકેટની રાહ જોતી નથી. ઓફિસના કર્મચારીઓ ઘડિયાળનો કાંટો નજર સામે રાખે છે. સમય પૂરો થતા ટપ દઈને ઑફિસ બહાર નીકળી પડે છે. અને કર્મ કરતા સમયનો કાંટો વિશેષ લક્ષમાં હોય છે. જ્યારે મા માટે એનાથી ઊલટું છે. આખો સમય તે ઘરમાં, ઘરના કામમા, પોતાના બાળબચ્ચાંમા પીંટાયેલી રહે છે આખા કુટુંબને જોડી રાખવાનું કામ તે કરતી હોય છે. કોઈમા તે ભેદ રાખતી નથી. કદિ તે કહેતી નથી કે તેનાથી અમુક કામ થશે નહિ. બધાં જ કામ તે જાતે કરતી હોય છે આખા દિવસના શ્રમને અંતે કુટુંબસુખ તે ઇચ્છતી હોય છે. એમાં ભગવાનની સેવા થતી તે સમજે છે. અને તેથી કરીને માતાનું સ્થાન ખૂબ ઊંચે છે.'

(ગતાંકથી ચાલુ)

[જાપાન દેશના કેટલાક અતિ સુંદર સ્થિળો અને સુંદરતા સજાવીના સ્થાનોનું કવિ સરસ રીતે ધ્યાન આપે છે કવિ પોતે પણ મુગ્ધ થાય છે એ જ પ્રતિબિંબ કેમ ક્યાંયે જોવા મળતા ના હોય।]

## ૧૩

નવીનતા પામતા મનમા વિશેષ પ્રકારનો પ્રકાશ આવે છે પુરાણુ જોવા માટે આખને ખાસ ફેરવવી પડતી નથી એટલા માટે નવીનતા જેટલી જલદી જોઈ લેવાય તેટલુ મનને માટે સારુ છે

સુકુરે મને પૂછ્યુ 'દેશમા રહીને પુસ્તક વાચી ચિત્ર જોઈને જાપાનની નવીનતા માટે મનમા વિશેષ ભાવે જે ખ્યાલ ઊભા થાય છે અહિ કેમ તે થતુ નથી? એનુ કારણ જ આ હોય. રંગુનથી માડી સીંગાપુર હોંગકાંગ સુધી આવતા આવતા મનમા નવીનતા જોવાનો સંનિરૂપ ભાવ ક્રમે ક્રમે વધી ગયો હતો જ્યારે વિલાયતના સમુદ્રમા આ ખૂણે પેલે ખૂણે જુદા જુદા પહાડો ડોકિયા કરતા માથા ઊંચકતા દેખાય છે ત્યારે સહેજે બોલી જવાય છે વાહ! વાહ! મુકુલ પણ બોલી ઊઠ્યો 'આ જગાએ ઊતરવાની ઠીક મજા આવે.' મનમા થાય આ નવો દેશ જોવાની જે જિજ્ઞાસા જાગી છે તે હમેશ માટે ચિરંતન કેમ ના રહે ત્યા પેલા નાના નાના પહાડોની સાથે બાથ ભીડીને સમુદ્ર જાગે હમેશ માટે નવી નાવમા વાત કરતા ના હોય. ત્યા પહોચ્યા પછી સમુદ્રના સચરાચર ભૂરા આકારના શાન્ત ભૂરા અને પહાડના ઝાખા ભૂરા સિવાય બીજા કશાની પરવા હોતી નથી તે પછી ધીમે ધીમે ને ક્ષણે ક્ષણે અમારુ જહાજ એક નાનકડા બેટને ઘસીને ચાલવા લાગ્યુ દૂરબીન ટેબલ પર એમ જ પડ્યુ હતુ જોવાની વસ્તુ જ્યારે આવી છે ત્યારે જોવાનુ થાય નહિ. નવીનતાને ઝુમાવતા નવીનતાનો નાશ થાય છે

એકાદ અઠવાડિયુ જાપાનમા ગાળ્યુ પણ મનમા થયુ કે ઘણા દિવસો થઈ ગયા છે એનો અર્થ આવો–આવારો ઝાડપાન બધામા લોકો માટે જેટલી નવીનતા હોય છે એટલી ગભીરતા નથી હોતી એમા જેટલુ પુરાણાપણુ એટલુ એનુ ઊંડુ તળ. જેનો છેડો નથી એવુ નૂતન ક્યાય હોતુ નથી. એટલે કે જેમની સાથે આપણો ચિરપરિચિત મેળ ના ખાય, જગતમા એના જેવી અસગતતા બીજી કોઈ નથી પહેલી નજરે આખે પડે તે આપણા મનની સાથે એકદમ મળી નથી જતુ પણ પુરાણા રંગમા નૂતનનો રંગ ભળી જતા તે આપણા ચહેરા નજીક આવે છે ત્યાર પછી મન એકદમ એને આવકારે છે અને એની સાથે વ્યવહાર શરૂ કરે છે જેમ કે પત્તાની જોડ રમીએ છીએ ત્યારે પહેલો રંગ અને પછી કાળીનો એક્કો ફૂલીનો એક્કો એ પ્રમાણે પત્તાને ગોઠવીએ છીએ એમ આ બધુ ગણાય કેવળ નૂતનને જોઈને બેસી ના રહેવાય. એની સાથે વ્યવહારમા આવવુ પડે માટે જ મન એની જોડે પુરાણા કાઢી મારથી અને એટલી શીઘ્રતાએ એને જોડી લે છે જ્યારે તે જોડાઈ જાય છે ત્યારે દેખી શકાય છે કે નાવીન્યમા જેટલુ સારુ છે તેટલુ મનના જોડાણમા નવીનતાની શોભા રહેતી નથી

ત્યાર પછી પાછુ મુશ્કેલભર્યું કામ આવી મળ્યુ જોઉં છુ કે પૃથ્વી ઉપર વસતા સૌ સરખા છે પણ ના તેમ નથી પસેની જાળીમાથી કોબે શહેર બાજુ નજર નાખુ છુ ત્યારે જોવાય છે કે લોખડનુ જાપાન છે રક્તમાંસનુ નથી એક તરફ મારી જાળી જ્યાથી હું બહાર નજર નાખી શકુ છુ એક તરફ સમુદ્ર જેની વચમા શહેર છે ચીનાઓ જે રીતે પોતાની વિકટ મૂર્તિને દોરે છે એમ વાકો ચૂકો દેહવાળો

પૃથ્વીને તે પેટમાં સમાવી બેઠું છે. સૂર્યના તાપમાં તેની પીઠ ઝગારા મારી રહી છે. એક જાણે દૈત્ય આડો પડ્યો હોય. પ્રકૃતિમાં મનુષ્યને મોરે અન્ન છે. એ પરિપાકમાં જે સુંદરતા છે પણ તે કોળીઓ બને છે અને પીંડ બની જાય છે ત્યારે એની સુંદરતાનું પ્રમાણ ઓછું થઈ જાય છે.

જ્યારથી કલકત્તા છોડીને બહાર ઘુમું છું. ઘાટે ઘાટે, દેશે દેશે એને જ વિશાળ કરીને જોઉં છું. આ પહેલાં કોઈ દિવસ સ્પષ્ટતાથી જોવા પામેલો નહિ તે આજે જોઉં છું કે મનુષ્યની પૂર્ણતા એ જ એની પ્રતિષ્ઠા છે. એની જ દરકાર લેવાય છે. એક સમય એવો હતો માણસ આની પરવા નહતો કરતો. પૈસાટકાને કોઈ ગણતું નહિ. દેવપૂજા કરીને, વિદ્યાદાન કરીને, આનંદદાન કરીને જેઓ ધન મેળવતા, તેમની ઘૃણા થતી. પણ આજકાલ એથી ઉલટું છે. આજકાલની જીવનયાત્રા ખૂબ અસાધ્ય છે. પૈસો—ધન—મેળવવામા શક્તિ ખૂબ જ ખર્ચાય છે. જીવનનું લક્ષ અને તેનું ગૌરવ, અંદરથી બહાર, આનંદ કરતા પ્રયોજન તરફ વિશેષ ઝૂકી રહ્યું છે. માણસ ધીરે ધીરે પોતાની જાતને વેચી રહ્યો છે. એમાં તે જરા સરખો સંકોચ અનુભવતો નથી. આમ ક્રમશઃ સમાજમા ધની માણસની કિંમત થાય છે. એની યોગ્યતાથી નહિ. એટલે તો, એક સમય એવો હતો કે જે માણસ માનવતાની ખાતર ધનની અવગણના કરી શકતો. આજે એ જ માણસ ધનની ખાતર માનવતાની અવગણના કરે છે. રાજ્યતંત્રમાં, સમાજતંત્રમાં, બધે જ આ જોવા મળે છે. એમાં અનીષ્ટ દેખાતું નથી કેમકે લોભથી બે ય આંખો ઢંકાઈ ગઈ છે.

જાપાન શહેરના ચહેરામાં જાપાનનો અંશ વિશેષ રહ્યો નથી. અને હવે તો માણસની સજાવટમાંથી યે જાપાન વિદાય લે છે. એટલે કે જાપાનીઓએ ઘરનો પોષાક છોડી આફિસનો પોષાક ધારણ કર્યો છે. આજકાલ પૃથ્વીમાં ઓફિસરાજ્ય જ પરથાયેલું જોવાય છે. યુરોપનો આ ચેપ બધે જ જોવામાં મળે છે. આપણા દેશમાં પણ દાક્તરો કહેશે: 'હેટ કોટની જરૂર છે.' વેપારી પણ એ જ કહેશે અને બીજા પણ ધંધા રોજગારી એ જ કહેશે. આમ ઊભી થયેલી આ જરૂરિયાતે સુંદર પૃથ્વીને ખરબચડી રીતે એકાકાર કરી મૂકી છે.

જ્યારે જાપાન શહેરના રસ્તે ફરતાં મુખ્યત્વે જાપાની છોકરીઓ જ નજરે પડે છે. ત્યારે લાગે છે કે આ જ જાપાનનો વસવાટ છે, આ જ જાપાનનો દેશ છે. એ ઓફિસની નથી. કોઈ કોઈ પાસેથી સાંભળવા મળ્યું કે જાપાનની છોકરીઓ આધુનિક પુરુષો પાસેથી સન્માન પામતી નથી. આ વાત સાચી છે કે ખોટી તે તો જાણતો નથી. પણ સાચું સન્માન જે છે તે બહારથી અપાતું નથી. અંદરથી દેખાય છે. અહીંની છોકરીઓ જ જાપાનનું ગૌરવ જાળવતી હોય છે. સૌથી વિશેષ આનંદ તો આ જોઈને થાય છે.

એક ચીજ અહિ પથે ને ઘાટે જોવા મળે છે. રસ્તામાં ભીડ હોય ખરી પણ ક્યાંય ઘોંઘાટ નામનો ય નથી હોતો. જાણે એમને ઘાંટો જ ના હોય. સાંભળવા મળે છે કે જાપાની બાળકો રડી જાણતા નથી. અત્યાર લગી એક બાળકને રડતું જોયું નથી. માર્ગે મોટરકારમાં પસાર થતાં હોઈએ, ત્યારે વચ્ચે વચ્ચે રિક્ષા વગેરે આડાં આવે ખરાં. પણ ત્યારે મોટર ડ્રાઈવર શાન્તિથી વાટ જુએ. ના તો ગાળ દે, ના તો હાંસાતુંસી કરે. અચાનક એક બાઈસાઈકલ અમારી મોટર સાથે અથડાતી રહી ગઈ. આપણા દેશનો ડ્રાઈવર જો હોત તો ક્યારનો બાઈસાઈકલ વાળાને ગાળ દઈ બેઠો હોત. પણ આ તો તદ્દન ચૂપ રહ્યો. ભ્રકુટિ સરખી એની ઉંચી ના થઈ. અહિના બંગાળીઓ પાસેથી સાંભળવા મળ્યું કે રસ્તામાં બે સાઈકલો અથવા ગાડીઓ સામસામી અથડાય અને લોહીની ધારો વછૂટે તો પણ ઉભય પક્ષ કોઈ કોઈને કશું જ કહે નહિ શરીરે વળગેલી ધૂળને ખંખેરી રસ્તે પડી જાય.

મને લાગે છે કે આ જ જાપાનની શક્તિના મૂળ છે. ઝઘડા ટંટા, રોગટ ગાળાગાળીમાં જાપાની પોતાની શક્તિનો દુર્વ્યય કરતો નથી. ખોટી તાણા-

તાણીમા પ્રાણશક્તિને ખરચતો નથી આવી શરીર અને મનની શાન્તિ અને સહિષ્ણુતાના મૂળમા એ લોકની સ્વજાતિય સાધનાનુ એક અગ છે શોક અને દુ:ખને એ પોતામા સમાવી શકે છે એટલા માટે તો વિદેશના લોકો વારવાર કહેતા હોય છે કે જાપાની એવા ઊંડા હોય છે કે એમને સમજવા મુશ્કેલ છે કારણ એ છે કે પોતાની જાતને તેઓ હમેશ નિકાસને માર્ગે દોરી જતા હોય છે

આમ એમની અભિવ્યક્તિ બહુ થોડામા તેઓ કરી શકે છે જે કવિતાઓમા પણ જોઈ શકાય છે માત્ર ત્રણ પક્તિનુ કાવ્ય જગતમા બીજે ક્યાય જોયુ નથી. એ ત્રણ પક્તિ કવિ અને પાઠક બન્ને પક્ષે પૂરતી હોય છે અહિ આવીને રસ્તામા કોઈને ગાતો સાભળ્યો નથી. એમના હૃદયઝરણનો કલરવ હોતો નથી સરોવરના પાણીની જેમ સ્તબ્ધ હોય છે આજ લગી એમની જેટલી જેટલી કવિતાઓ સાભળી છે તે બધી જ એક છબી જાગે જોતા હોઈએ એવી હોય છે ગાવા માટે નથી હોતી હૃદયનો દાહ પ્રાણને ક્ષોભ આપીને ઝરણા પડવા નથી દેતો એ જ છે એમની રીત. એમના અતર સદાય સૌન્દર્યથી પ્રકાશતા હોય છે કે સૌન્દર્ય સમજવા માટે સ્વાર્થ નિરપેક્ષ રહેવુ ફૂલ પક્ષી ચદ્ર એ બધા આપણને કાટાળા જણાતા નથી. એમની સાથેનો આપણો સબધ સૌન્દર્યપાન પૂરતો હોય છે એ આપણને ક્યાય નડતા નથી એમની દ્વારા આપણા જીવનને ક્યાય ક્ષતિ થવા પામતી નથી

એમની વિખ્યાત પુરાણી કવિતાના બે નમૂના આપુ છુ તે જોશો એટલે મારી વાત સ્પષ્ટ થવા પામશે.

પુરાણુ તળાવ.
દેડકાનો કૂદકો
જલમા શબ્દો

બસ! હવે શુ જોઈએ જાપાની પાઠકના મનમા બધુ જ આવી જાય જૂનુ પુરાણુ તળાવ કે જેનો ઉપયોગ કોઈ જ કરે નહિ મારે ત્યા નિસ્તબ્ધતા અને અધકાર પણ એમા એક દેડકો કૂદકો મારીને એમા પડે છે ત્યારે પાણીનો શબ્દ કાને પડે છે તે વખતે સમજાય તળાવ કેવુ નિરવ હતુ. કવિનો ઇસારો જ એ છે પુરાણુ તળાવ કેવુ હોઈ શકે છે એથી વધારે સારો એકેય ઇસારો અનાવશ્યક ગણાય.

બીજી કવિતા

જીર્ણ એક ડાળ
એક કાગડો,
શરદ ઋતુ

આથી વિશેષ કઈ નહિ શરદ ઋતુમા વૃક્ષની ડાળે પાદડા નથી બેક ડાળીઓ જીર્ણ થઈ ગયેલી છે એના પર કાગડો બેસે છે ઠડા દેશોમા શરદ ઋતુમા જ ઝાડ પાન ખરી જાય છે ફૂલ વેરાઈ જાય છે ધુમ્મસથી આકાશ મ્લાન જણાય છે અને આ ગાળામા મૃત્યુના ભાવ મનમા પેદા થાય છે જીર્ણ ડાળે કાગડો બેઠો છે. આટલામા જ પાઠક શરદઋતુનુ આખુ ચિત્ર પામી જાય છે કવિ માત્ર સૂત્ર ટાકીને બાજુએ ખસી રહે છે આટલા એક અપમા તે ઘણુ કહી નાખે છે કારણ એ છે કે જાપાની પાઠકના મુખભાવને સમજવાની માનસિક પ્રબળતા કવિમા સવિશેષ હોય છે

આ સ્થળે એક બીજી કવિતાનો નમૂનો આપુ છુ જે આગળ જોયા કરતા ય વધારે ઉત્તમ છે –

સ્વર્ગ અને મૃત્યુ ફૂલ હોય છે
દેવતાઓ અને બુદ્ધ હોય છે
માણસનુ હૃદય હોય છે ફૂલનો મધ્યભાગમા

મારા મનમા થયુ આ કવિતામા જાપાન સાથે ભારતવર્ષનો મેળ છે જાપાન સ્વર્ગમૃત્યુને વિકસેલા ફૂલની જેમ સુદર બનાવીને જુએ છે ભારત કહે છે એક ડાળીના બે ફૂલ–સ્વર્ગ અને મૃત્યુ દેવતા અને બુદ્ધ–માણસને હૃદય જો ના હોત તો ફૂલ માત્ર બાહ્ય બીજ રહેત. સુદરની સુદરતાનો વાસ હોય માણસના હૃદયમા.

જેમ હોય તેમ આ કવિતામા કેવળ વાગ્સયમ છે એમ નહિ પણ ભાવનો ય સયમ છે પણ આ

ભાવના સંયમથી હૃદયની ચંચળતાને ક્યાં ય અટકાયત થતી નથી. આટલેથી જાપાનનો ગંભીર પરિચય થઈ શકે છે.

એટલું તો જોવા મળે છે કે અહિંનો અત્યંત ગરીબ ભૂખે મરતો હોય પણ રોજ અર્ધા પૈસાનું ફૂલ વેચાતું લીધા વિના તે રહી શકતો નથી. એમની આંખની પીપાસા પેટની ભૂખથી કમ નથી હોતી.

કાલે બે જાપાની છોકરીઓ આવી. મને ફૂલ સજાવટની વિદ્યા દેખાડી ગઈ એમાં કેટલું આયોજન, કેટલી ચીવટ અને કેટલી નીપુણતા હોય છે એનું તો માપ જ નથી હોતું. સાજ વખતે પ્રત્યેક પાનમા અને પ્રત્યેક ડાળીમાં ધ્યાન અપાય છે. એમની દૃષ્ટિમાં છંદ અને સંગીત કેવાં પ્રબળ હોય છે તે કાલે આવેલી એ બે છોકરીઓના કામ જોઈને સમજી શકાય છે.

એક પુસ્તકમાં વાચેલું કે પ્રાચીનકાળે વિખ્યાત યોદ્ધાઓ જે હતા, તેઓ એમના અવકાશ સમયમાં ફૂલ સજાવવાની વિદ્યાની આલોચના કરતા. તેઓની ધારણા હતી કે આથી રણદક્ષતા અને વીરત્વની ઉન્નતિ થાય છે. એટલેથી જ સમજી શકાય છે કે જાપાની પોતાને ચયેલી સૌન્દર્યની અનુભૂતિને શોખની વસ્તુ ગણતા નથી. તેઓ સમજે છે કે એમાં માણસની શક્તિમાં વૃદ્ધિ થાય છે. શક્તિની વૃદ્ધિના મૂળમાં શાન્તિ હોય છે. સૌન્દર્યનો નિરાસક્ત આનંદ હોય છે. એનાથી જીવન, વિકાસ થાય છે. મનોવૃત્તિ અને હૃદયવૃત્તિ ખીલેલી રહે છે અને સૌન્દર્યની ઊંડી અનુભૂતિ એમને થાય છે.

એ દિવસે એક ધનિક જાપાની એને ઘેર અમને ચાપાણી માટે આમંત્રણ આપી ગયો. તમે Book of Tea વાંચી હશે. એમાં એનું વર્ણન આવે છે. એ દિવસના અનુષ્ઠાનમાં અમે જોયું કે જાપાનીઓ માટે આ ધર્મના અનુષ્ઠાન તુલ્ય છે. એમની એ સાધના છે.

કોબે (Kobe)માંથી મોટર મારફત લાંબો પંથ કાપવાનો હતો. પ્રથમ તો અમે એક બાગમાં ગયા. આ બાગની છાયા જ સૌન્દર્ય અને શાન્તિથી ભરી જણાઈ. બાગ ચીજ શું છે એ એ લોક જ સારી પેઠે જાણી શકે છે. કેટલીક કાંકરીઓ અને ઝાડપાન વડે માટી ઉપર ભૌગોલિક નકશાઓ દોરવામાં આવેલા છે. જાપાનીની નજર અને હાથ બંને કુદરતની પાસેથી દીક્ષાલાભ પામ્યાં છે. જેવાં તે જોઈ શકે છે તેવાં હાથથી કૃતિ કરી પણ શકે છે. છાયાના રસ્તાની એક બાજુએ એક વૃક્ષની નીચે ખાડો કરીને રોકવામાં આવેલા સ્વચ્છ પાણીમાં અમે હાથ મોં ધોયાં. ત્યાર પછી અમને એક નાની શી ઓરડીમાં લઈ જવામાં આવ્યા. ત્યાં ઘાસના ગૂંથેલાં નાનાં નાનાં આસન પાથર્યાં હતાં. એના પર અમે બેઠા. નિયમ છે કે આ જગાએ થોડી પળો નિરવતાથી ગાળવી જોઈએ. ગૃહસ્વામી સાથે જવાનું હતું નહિ. મનને શાન્ત બનાવીને પછી ધીમે ધીમે નિમંત્રણ આપવામાં આવે છે. આસ્તે આસ્તે બે ત્રણ ઘરમાં વિશ્રામ કરતાં કરતાં છેવટે જ્યાં જવાનું હતું ત્યા અમે પહોંચ્યાં. સારું યે ઘર નિસ્તબ્ધ. કોઈના મોંમાં એક બોલ સાંભળવા મળે નહિ. મન ઉપર એક ઘનછાયાનો ઓછાયો ફરી વળ્યો. છેવટે ધીરે ધીરે ગૃહસ્વામીએ આવીને નમસ્કાર કર્યો અને અમને આવકાર આપ્યો.

ઘરમાં ખાસ રાચરચીલું હતું નહિ. છતાં ઘર જાણે ભર્યું ભર્યું દીસતું હતું. નીરવતામા તૃપ્તિલાભ સૌને મળતો હતો. જે ચીજ સુંદર છે એની આસપાસ સારા એવા અવકાશની જરૂર છે. ઉત્તમ ચીજોને ઠાસી ઠાસીને ભરવામાં તેનું અપમાન છે. નિઃશબ્દ વાતાવરણનો ઠીક ઠીક લાભ અમે લીધો.

(ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

સુધરેના જગતના ઝગઝગાટ કૃત્રિમતા શિષ્ટાચાર ફેન્ચ તૂપ્પા ઇત્યાદિથી ભોળવાઈ ફસાઈ પડશો નહિ એ સર્વ પોકળ ઠર્યાં છે અગ્નિમા તપાવીને તેની કસોટી કરવામા આવતા ઘાસ તથા લાકડાની પેઠે તેના કસમા ખામી જણાઈ છે અર્ધા લોકો અન્ન વિના ભૂખે મરે છે જ્યારે બાકીના અર્ધા લોકો મનમાન્યુ ઉડાઉપણુ, ખુરસી ટેબલો વગેરે નકામો સામાન અત્તરની શીશીઓ દાંભિક આદરસત્કાર અને એશઆરામમા ડૂબી ગયા છે' તેઓ દરેક જાતના ક્ષુદ્ર જવાહિર અધમ સંપત્તિ અને ભભકાથી ભરેલા માનસિક રોગી છે હાલમા કેટલાક લોકો જ્યારે શારીરિક શ્રમથી જ આજીવિકા ચલાવે છે અને મહેનત કરી કરીને મરે છે ત્યારે કેટલાક લોકો માત્ર માનસિક અતિશ્રમને લઈને દુર્બળતા ભોગવે છે કુટુંબના થોડા માણસોને લૂખો રોટલો અને બીજાને મોંઘમિષ્ટાન્ન ખાવા આપવાના જેવી આ વાત છે

* * *

ખરેખર જેમની પાસે કાંઈ પણ માલમતા છે તે આ જગતમા પોતાને દુર્ભાગી અને કંગાલ માનનાર લોકો પાસે જ છે અને ગમે તે વસ્તુ ઉપર પોતાનો હક બતાવનારાઓ જ ખરેખરા ગરીબ છે' જેઓ કોઈ પણ વસ્તુ ઉપર માલિકી ધરાવે છે તેઓ પોતાની જાતે જ દૂષિત ગંધના અંધારી કોટડીના કેદીઓ છે જે લોકો સંગ્રહ કર્યા કરે છે તે દયા ખાવા યોગ્ય કીડા છે એ આત્મઘાતી લોકો પોતાને બાંધેલા કેદખાનામાં રહીને સ્થૂળ સંપત્તિની મલિન પૂજામા મૂઝાઈ મરે છે ઓ દુ:ખી પ્રાણીઓ' સંપત્તિ દાન પરત્વેનો હક્ક, અને માન આપવાને બદલે સમતા–સમાનતા–એ જ સુખનુ તત્ત્વ છે

* * *

હે સત્યશોધક મનુષ્ય' તારી આસપાસના લોકો કે રીતભાત અને સભ્યતાના આચ્છાદનથી છેતરાઈ જઈશ નહિ ઉન્નત ગણાતા સુધરેલા રાષ્ટ્રોના ભપકાથી અંજાઈ જઈશ નહિ તેમની ખરેખરી વસ્તુસ્થિતિ અને અર્થશાસ્ત્ર એ કેવળ ભૂત ખવડાવનારી લુચ્ચાઈ કલ્પિત બાબતો છે તેમના "નગ્નનારાયણ' કેવળ કાલ્પનિક છે સંચયવૃત્તિની તૃષ્ણાના જ્વરથી પીડાતા સર્વ પાશ્ચાત્ય રાષ્ટ્રોની મનોવૃત્તિમા આંતરયુદ્ધ ચાલુ થઈ ચૂક્યુ છે અને એ યુદ્ધવ્યાપાર મમત્વની ભ્રાન્તિમા પડી ગૂંગળાઈ જતા સર્વ ક્ષુદ્ર લોકોને જગાડે છે હવે તો ત્યાગનુ રાજ્ય–સ્વાતંત્ર્યનુ રાજ્ય–પ્રસરીને જગતને ભાગ્યશાળી બનાવશે

* * *

બાહ્યસંપત્તિ અને માલમિલકત ઉપરથી લોકોનો દરજ્જો નક્કી કરવો એ પગના જુદા જુદા જોડાઓ ઉપરથી મનુષ્યોના વર્ગ પાડવા જેટલુ જ અસ્વાભાવિક છે ઘણા યે દેવાળિયાઓના ખાસડા કોટ્યાધિપતિ કરતા પણ વધારે ભભકાદાર હોય છે રામ તો ઉલટુ એમ જાહેર કરે છે કે મિલકતના વિચાર ગાસડીઘેલીઓનો હક, એ જ આત્મસાક્ષાત્કારની આડે આવે છે એકાદ વસ્તુ ઉપર પોતાની સત્તા બેસાડવાની ઇચ્છા થતા જ આત્મહત્યારૂપ પિશાચ આપણને વળગે છે

* * *

સંપત્તિ સંબંધે લોકોના વિચારો એવા થઈ ગયા છે કે સમાજના એક ભાગને છેક નીચોવી નાખી–તેને નિર્ધન બનાવી દઈને–મેળવેલા પૈસાનો એકાદ સ્વલ્પાંશ દાન કરીને પાછો આપવો એને તેઓ મોટી ઉદારતા કહે છે કોઈ માણસ પાસેનુ પાણી ધંધારોજગાર કે કહેવાતી કળાઓ દ્વારા પડાવી લઈને પછી તૃષાથી મરવા પડેલા મનુષ્યના મોમા બે ટીપાં પાણી નાખીને તેની વેદના વધારનારની પેઠે પોતે જ નીચોવી લીધેલા ગરીબો પ્રત્યે તેમની દુ:ખી અવસ્થામા કીર્તિ કે હોદ્દાને ખાતર હજાર કે લાખનો તુચ્છ કકડો ફેંકી દેવો એ જ જાણે કે મોટું ધર્મદાન ન ગણાતુ હોય એમ જ એ બિચારાઓ તો સમજે છે કર્જ પણ વ્યાજ ન લેવુ એ પણ

...હોની ચિન્તા ન કાર્યા નિવેદિતાત્મ-કવેદત્વાત્ ॥ ૬૧ ॥

લોકના વ્યવહારમાં કોઈ ઊણપ કે દોષ રહી, તો ભક્તે તેની ચિંતા રાખવી નહિ. ભક્તે ...ની જાતને તેમ જ લોક અને વેદનાં કર્મોને ...વાનને ચરણે સોંપ્યાં છે. એટલે તે કર્મોમાં ગુણ-કે લાભહાનિ રહેલાં જ નથી.

. તદસિદ્ધૌ લોકવ્યવહારો હેયઃ કિન્તુ ...લત્યાગઃ તત્સાધનં ચ કાર્યમેવ ॥ ૬૨ ॥

જ્યાં સુધી ભક્તિની સિદ્ધિ મળે નહિ ત્યાં સુધી ...ધારકારે લોકના વ્યવહાર તજવા નહિ; પરંતુ ...કના અને વેદનાં કર્મો ફળરહિત અદા કરવાં તેમ ... ભક્તિ પ્રગટ થાય તેવાં સાધનો સેવવાં.

સ્ત્રી–ધન–નાસ્તિક–વૈરી–ચરિત્રં ન શ્રવણીયમ્ ॥ ૬૩ ॥

ભક્તજને સ્ત્રી, ધન, નાસ્તિક અને શત્રુઓ વિષે વાર્તાલાપ કરવો નહિ અને તે વિષે કાંઈ સાંભળવું પણ નહિ.

અભિમાન દંભાદિકં ત્યાજ્યમ્ ॥ ૬૪ ॥

અભિમાન, દંભ વગેરે વધે તેવાં વેશભૂષા અને આચરણ તજવાં.

તદર્પિતાખિલાચારઃ સન્ કામક્રોધાભિમાનાદિકં, તસ્મિન્ એવ કરણીયમ્ ॥ ૬૫ ॥

ભક્તજને પોતાના સર્વ વ્યવહારો ભગવાનને સોંપી દીધા પછી, કુદરતી રીતે જે મનના આવેગો આવે, તેને દબાવી નહિ દેતાં, તે પણ ભગવાનને સોંપી દેવા; અર્થાત્ ભગવાનમાં જ કામ ક્રોધ અભિમાન વગેરે સારી નરસી ભાવનાઓ પ્રગટ કરવી.

☆

સુધારો : આ અંકના પૃષ્ઠ ૩ના બીજા કૉલમમાં ૫મી લાઈનમાં 'સતક આગ્રહ' છપાયું છે તેને બદલે 'સત્+આગ્રહ' વાંચશો

☆


પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમા રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવુ. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમા ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ............ ૧૨, ડિસેમ્બર ૧૯૬૧




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગ' • મુદ્રણાલય • જૂનાગઢ

## રૂપાંયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨.૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી-ગુરુ .. | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં ... . | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા. ... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ .... | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ .... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .... | " |

મોટો ઉપકાર ગણાય છે; કારણ કે વ્યાજ (સંસ્કૃતમાં વ્યાજ=ઠગાઈ, લુચ્ચાઈ) લેવાની રીત સર્વત્ર પ્રચલિત છે.

*  *  *

આત્માનુભવી પુરુષને આકાશમાંના મોટામોટા ગોળા, નદીઓ, પર્વત, સૂર્ય, તારા વગેરે કંઈ આશ્ચર્ય પમાડતાં નથી. જ્યોતિષી, ગણિતવેત્તા, વનસ્પતિશાસ્ત્રવેત્તા, ભૂગોળવેત્તા, પ્રાણીશાસ્ત્રવેત્તા, વગેરેનાં જ્ઞાન તેમને છોકરાંની રમતો, આનંદ અને ગમતથી કંઈ વધારે કીમતી ભાસતાં નથી. વ્યાવહારિક વસ્તુ રાખનારા ધનવાનો અને વ્યાવહારિક પદાર્થોના જેટલા જ માયિક છે. જે પુરુષે આત્મ-સાક્ષાત્કાર કર્યો હોય તેની આગળ વિદ્વાન, તત્ત્વજ્ઞાની અથવા પ્રોફેસરે બતાવેલો ક્રોધ અથવા અનુગ્રહ—ટીકા કે સૂચના વ્યર્થ છે.

*  *  *

વિશ્વવિદ્યાલયો, પ્રદર્શનો, મેળાઓ, ચર્ચા, દેવાલયો, સંમેલનો અને સભાઓ પણ ઘણે ભાગે જગતની એ માયિક ભ્રાંતિ અને નિદ્રાને કાયમ રાખવાનાં તથા વધારવાના જ સાધનો છે! સૂર્ય બરફના જેટલો શીતલ થઈ જાય, ચંદ્ર અગ્નિના જેવો તપ્ત થાય, દીવાની જ્યોતિ ઉપર ન જતા નીચે જવા લાગે અથવા સર્વ દિશાઓ કાગળના ભૂંગળાની પેઠે સંકેલાઈ જાય તો પણ જીવન્મુક્તને કંઈ જ આશ્ચર્ય થતું નથી.

*  *  *

એક કાળે બ્રાહ્મણોએ જગતની ઉપર રાજ્ય કર્યું. તે પછી ક્ષત્રિય રાજ્યોના પણ યુગ વીતી ગયા. હાલમાં વૈશ્યોનું રાજ્ય ચાલે છે અને હવે પછી શૂદ્રોના શ્રમ એટલે સેવાનું મહત્ત્વ વધવાના દિવસો આવશે. પરંતુ સંન્યસ્તવૃત્તિથી પાવન થયેલા શૂદ્રો જ તે મહત્ત્વ વધારવાનું કાર્ય કરશે.

*  *  *

હિંદુસ્તાનના રાજારજવાડાઓ, ધર્મગુરુઓ શૂદ્રો અને રાજ્યકર્તાઓ! થોડાં જ વર્ષોમાં શું પરિ આવશે તેનો તમને ખ્યાલ પણ છે? ગમે તો વિચિત્ર માણસ ગણીને મારી મશ્કરી કરો; મારી સામે દેખાય છે કે આ જગત ત્યાગીઓ (ખરા સંન્યાસીઓથી) ભરાઈ ગયું છે. પૃથ્વ ઉપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે મનુષ્યોનાં શરીર અને વર્ણ ઉપરથી નક્કી કં (જાતિ) ભેદ નષ્ટ થઈ ગયા છે. હિંદુસ્તાન ચ અમેરિકા અને ઇંગ્લંડ વચ્ચેનો ભેદભાવ જતો ર છે. નવો સંઘ તૈયાર થાય છે અને વળી તે ઓગળી જઈને તેની જગ્યાએ નવો થશે.

*  *  *

આપણને અગ્નિ અથવા શસ્ત્રોની જરૂર પડશે કે? ના. પોલીસ...? ના. આ હવાઈ કિલ્લા મનોરાજ્ય છે? ના. આ કેવળ વિચાર ભ્રમ છે? ના. આ શું સમાજવાદ અને જાતિવાદ છે! હશે. પરંતુ તે હિંદુસ્તાનમાં મૂળથી જ છે. નવો નથી, હિંદવાસીઓ! જો તમે આત્માને ઓળખશો તો તમારો રોગ ક્યાં રહેશે? આંતરિક ઉપાધિ નાશ પામતાં જ બાહ્યોપાધિ એની મેળે શમી જશે. યુક્તિ કે ચાલાકીની જરા યે જરૂર નથી. શંકા અથવા ભીતિ રાખવાનું કાંઈ કારણ નથી. ભીકણ ઈશ્વરદ્રોહીઓ ભલે તેમને ફાવે તે માર્ગ સ્વીકારે

*  *  *

તમારામાં સત્ય એટલી હદ સુધી આવી જવું જોઈએ કે તેની આગળ ચિત્ત અને વ્યક્તિનો આડંબર હવાની માફક અદૃશ્ય થઈ જાય. જ્યારે સત્યની સાથે તમારું પૂર્ણ તાદાત્મ્ય થશે ત્યારે મત્સરનાં બાણ તમને વીંધી શકશે નહિ. ગેંડો પોતાના શીંગડાં ક્યાં મારવા તે સમજશે નહિ. વાઘ પોતાનો તીવ્ર પંજો ક્યાં અજમાવવો તે સમજશે નહિ. તલવારને પેસવાની જગ્યા મળશે નહિ અને તમારા ઉપર તોપના ગોળા વરસે તો પણ તેનો સ્પર્શ સરખો ય થશે નહિ.

☆

વેદાન્ અપિ સન્યસ્યતિ કેવલમ્
અવિચ્છિન્નાનુરાગં લભતે ॥ ૪૯ ॥

જે ભગવાનને પદરાગ વગેરે વેદના કર્મો પણ સોપી દે છે અને એમ સર્વ કર્મો સોપી દઈને જે ભક્ત ભગવાન માટે અખંડ પ્રેમ મેળવે છે તે જ આ સસારની માયાને તરે છે

સ તરતિ, સ તરતિ, સ લોકાન્ તારયતિ ॥
॥ ૫૦ ॥

આ સસારની માયાને તે જ (ઉપર કહેલા દૈવી સાધનોવાળો) તરે છે, એટલ જ નહિ પણ બીજા જીવોને પણ તે તારે છે

અનિર્વચનીયં પ્રેમસ્વરૂપમ્ ॥ ૫૧ ॥

પરમ પ્રેમ સ્વરૂપ ભગવાનનો અનુભવ વાણીમા ઉતારી શકાતો નથી

મૂકાસ્વાદનવત્ ॥ ૫૨ ॥

મૂંગા મનુષ્યને સ્વાદની ઓળખાણ છે, પણ તે વાણીમા ઉતારી શકતો નથી; તેમ ભક્તને ભગવાનના પ્રેમનો અનુભવ થાય છે પણ તેની પાસે તેની અલૌકિક વાણી નથી

પ્રકાશતે ક્વાઽપિ પાત્રે ॥ ૫૩ ॥

આ પ્રેમસ્વરૂપ ભગવાન કોઈક વિરલ ભક્તના હૃદયમા પ્રગટે છે

ગુણરહિતં કામનારહિત, પ્રતિક્ષણવર્ધમાનમ્,
અવિચ્છિન્ન સૂક્ષ્મતરમ્, અનુભવરૂપમ્ ॥ ૫૪ ॥

આ પ્રેમસ્વરૂપ ગુણરહિત અને કામનારહિત છે. તે પ્રતિક્ષણ વધે છે એકધારુ, ખૂબ જ સૂક્ષ્મ, અને અનુભવે સમજાય તેવુ છે

તત્પ્રાપ્ય તત્ એવ અવલોકયતિ, તત્ એવં શૃણોતિ, તત્ એવ ભાષયતિ, તત્ એવ ચિન્તયતિ ॥ ૫૫ ॥

પ્રેમસ્વરૂપ ભગવાનને મેળવી ભક્તજન તેને જ જુએ છે તેને જ સાભળે છે, તેને વિષે જ વાતચીત કરે છે, અને તેનુ જ ધ્યાન ધરે છે તેના સર્વ વ્યાપારો તન્મય બને છે

ગૌણી ત્રિધા ગુણભેદાદ્ આર્તાદિભેદાદ્ વા ॥ ૫૬ ॥

સાધારણ ભક્તિ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને અનુસરી ત્રણ પ્રકારની છે અથવા સસારના દુ:ખથી તપેલા, જ્ઞાનની ઇચ્છાથી પ્રેરાયેલા અને સસારમા પોતાની મતલબને સાધવા ઇચ્છતા ભક્તોની ત્રણ પ્રકારવાળી ભક્તિ હોય છે

ઉત્તરસ્માત્ ઉત્તરસ્માત્ પૂર્વપૂર્વો શ્રેયાય ભવતિ ॥
॥ ૫૭ ॥

આ સાધારણ ભક્તિમા તામસ ભક્તિ હલકી છે રાજસ ભક્તિ ઠીક ગણાય છે અને સાત્ત્વિક ભક્તિ હિત કરનારી છે મતલબ સાધનાર ભક્તની ભક્તિ હલકી, જ્ઞાન ખાતર જાણનાર ભક્તની ભક્તિ ઠીકઠીક અને સસારથી તપેલા ભક્તની ભક્તિ હિત કરનારી ગણાય છે

અન્યસ્માત્ સૌલભ્ય ભક્તૌ ॥ ૫૮ ॥

બીજા બધા સાધનો કરતા ભક્તિમા વધારે સરળતા છે

પ્રમાણાન્તરસ્ય અનપેક્ષત્વાત્ સ્વયંપ્રમાણરૂપત્વાત્
॥ ૫૯ ॥

ભક્તિ પોતે જ પ્રમાણ છે, એટલે તેને બતાવના બીજા પ્રમાણની જરૂર નથી.

શાન્તિરૂપત્વાત્ પરમાનન્દરૂપત્વાત્ ચ ॥ ૬૦ ॥

ભક્તિ પોતે શાતિનુ સ્વરૂપ છે તે પોતે પરમાનદનુ સ્વરૂપ પણ છે. એટલે તે ભગવાનની માટે જ મનુષ્ય કૃતાર્થ થાય છે

—પદવી મેળવી કે ભાષણ કર્યાં એટલે શું સુશિક્ષિત બની ગયા? જે વિદ્યા વડે મનુષ્યો સિંહ સમાન બળપરાક્રમશાળી તથા પરોપકારી બને નહિ તેને વિદ્યા કે જ્ઞાન કહેવું યોગ્ય નથી.

—સુવર્ણમયી ભારતભૂમિમાં આજે અન્નને માટે કેટલો હાહાકાર થાય છે તે જરા આંખો ઉઘાડીને જુઓ. તમારા હાલના ભણતરથી શું એ હાહાકાર દૂર થઈ શકે તેમ છે?

—તમે ભણેલા કરતાં તો તમારા દેશના ખેડૂતો, મજૂરો તથા ફેરિયાઓમાં પણ વધારે ઉદ્યમ અને આત્મનિષ્ઠા જણાય છે. તમારી પેઠે તેમણે બોજારૂપ પુસ્તક ન વાંચ્યાં હોય અથવા ખમીસ કોટપાટલૂન ન પહેર્યાં હોય તેથી શું તેઓ તમારાથી હલકા બની ગયા?

—દેશના આધારરૂપ કોઈ હોય તો તે નીચલો વર્ગ જ છે. છતાં જેમના પ્રતાપે તમે મોજ કરો છો, તેમને જ તમે હલકા ગણી કાઢી પોતાને મોટા બુદ્ધિમાન માનવારૂપ અભિમાન કરો છો!

—યાદ રાખજે કે એક વખત તેઓ જ તમારા કરતાં આગળ વધી જશે અને તમે આંખો ચોળતા રહેશો. માટે જે કોમોને અત્યાર સુધી નીચ ગણી છે તેમના હક્ક પાછા અપાવવાનો યત્ન કરવો એમાં જ હવે ઉચ્ચ ગણાતી કોમોનું હિત રહેલું છે. જો એમ નહિ થાય તો એ નીચ લેખાતો જનસમાજ જાગૃત થઈ તમારો જુલમ સમજવા લાગશે ત્યારે તેમની એક ફૂંક માત્રથી તમે ઊડી જવાના છો.

—સ્વામી વિવેકાનંદ

# ઋતંભરા

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [૧૨ જાન્યુઆરી-૧૯૬૨] અંક ૧૧ મો

જન્મ અને મૃત્યુ એક જ સિક્કાની બે બાજુઓ છે. તે અલગ નથી. એક જ વસ્તુના બે દર્શનો છે. પરંતુ આપણા અજ્ઞાનને કારણે, એકને આપણે આવકારીએ છીએ અને બીજાથી ભડકીએ છીએ. આ ભૂલ છે. —ગાંધીજી



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

* મીઠું ને કઠોળ છોડાવવાના પ્રયોગો મેં બીજા સાથીઓ ઉપર પણ સારી પેઠે કરેલા, ને દક્ષિણ આફ્રિકામાં તો તેનાં પરિણામો સારાં જ આવ્યાં હતાં. વૈદક દૃષ્ટિએ બન્ને વસ્તુઓના ત્યાગને વિષે બે મત હોય, પણ સંયમની દૃષ્ટિએ તો બન્ને વસ્તુઓના ત્યાગમાં લાભ જ છે એ વિષે મને શંકા જ નથી. ભોગી તેમ જ સંયમીના ખોરાક જુદા, તેના રસ્તા જુદા હોવા જોઈએ. બ્રહ્મચર્યનું પાલન ઇચ્છનારા ભોગીનું જીવન ગાળીને બ્રહ્મચર્યને કઠિન ને કેટલીક વાર લગભગ અશક્ય કરી મૂકે છે.

* બ્રહ્મચર્યનું પાલન કરવાની ઇચ્છા રાખનારને અહીં એક ચેતવણી આપવાની આવશ્યકતા છે. જો કે મેં બ્રહ્મચર્યની સાથે ખોરાક અને ઉપવાસનો નિકટ સંબંધ બતાવ્યો છે, છતાં આટલું ચોક્કસ છે કે તેનો મુખ્ય આધાર મનની ઉપર છે. મેલું મન ઉપવાસથી શુદ્ધ થતું નથી. મનનો મેલ વિચારથી, ઈશ્વર-ધ્યાનથી, ને છેવટે ઈશ્વરપ્રસાદથી જ જાય છે.

* જેઓ એમ કહે છે કે સંયમીને ખોરાકની મર્યાદાની કે ઉપવાસની જરૂર નથી તેઓ એટલા જ ભૂલાવામાં પડેલા છે, જેટલા ખોરાક અને નિરાહારને સર્વસ્વ માનનારા.

* મારો અનુભવ તો મને એમ શીખવે છે કે જેનું મન સંયમ પ્રતિ જઈ રહ્યું છે તેને ખોરાકની મર્યાદા અને નિરાહાર બહુ મદદ કરનારાં છે. તેની મદદ વિના મનની નિર્વિકારતા અસંભવિત જણાય છે.

* ઈન્દ્રિયદમનના હેતુથી થયેલા ઉપવાસની જ વિષયોને રોકવારૂપ અસર થાય. કેટલાક મિત્રોનો અનુભવ એવો પણ છે કે ઉપવાસને અંતે વિષયેચ્છા અને સ્વાદો તીવ્ર થાય છે. એટલે કે ઉપવાસ દરમ્યાન વિષય રોકવાની ને સ્વાદને જીતવાની સતત ભાવના હોય તો જ તેનું શુભ ફળ આવે.

* એટલે કે ઉપવાસાદિ સંયમીના માર્ગમાં એક સાધનરૂપે આવશ્યક છે, પણ તે જ બધું નથી. અને જો શરીરના ઉપવાસની સાથે મનનો ઉપવાસ ન હોય તો તે દંભમાં પરિણમે અને નુકસાનકારક નીવડે.

* મેં હૃદયની કેળવણીને એટલે ચારિત્ર ખીલવવાને હમેશાં પ્રથમ પદ આપ્યું છે

* પાઠ્યપુસ્તકોની જે બૂમ વખતોવખત સાંભળવામાં આવે છે તેની મને કદી ગરજ લાગી નહોતી. જે પુસ્તકો હતા તેમનો પણ બહુ ઉપયોગ કર્યોનું મને યાદ નથી. દરેક બાળકને ઘણાં પુસ્તકો આપવાની મેં જરૂર નહોતી જોઈ. વિદ્યાર્થીનું પાઠ્યપુસ્તક શિક્ષક જ હોય એમ મને લાગ્યું છે. બાળકો આંખેથી ગ્રહણ કરે છે તેના કરતાં કાનેથી સાંભળેલું ઓછા પરિશ્રમથી ને ઘણું વધારે ગ્રહણ કરી શકે છે.

* તે તે વિદ્યાર્થીઓએ પોતપોતાના ધર્મનાં મૂળતત્ત્વો જાણવા જોઈએ, પોતપોતાનાં ધર્મ-પુસ્તકોનું સામાન્ય જ્ઞાન તેમને હોવું જોઈએ, એમ હું માનતો તેથી તેમને તેનું જ્ઞાન મળે એવી યથાશક્તિ સગવડ મેં કરી હતી. પણ તેને હું બુદ્ધિની કેળવણીનું અંગ ગણું છું.

* આત્માની કેળવણી એક નોખો જ વિભાગ છે. આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર ઘડવું, ઈશ્વરનું જ્ઞાન મેળવવું, આત્મ-જ્ઞાન મેળવવું. આ જ્ઞાન મેળવવામાં બાળકોને મદદ ઘણી જ જોઈએ, ને તેના વિનાનું બીજું જ્ઞાન વ્યર્થ છે, હાનિકારક પણ હોય એમ હું માનતો.

* આત્મજ્ઞાન ચોથા આશ્રમમાં મળે એવો વહેમ સાંભળ્યો છે. પણ જેઓ ચોથા આશ્રમ

લગી આ અમૂલ્ય વસ્તુને મુલતવી રાખે છે તેઓ આત્મજ્ઞાન નથી પામતા, પણ બુઢાપો અને બીજું પણ દયાજનક બચપણ પામી પૃથ્વી ઉપર બોજા રૂપે જીવે છે, એવો સાર્વત્રિક અનુભવ જોવામાં આવે છે.

* આત્મિક કેળવણી કેમ અપાય? શરીરની કેળવણી શરીરની કસરતથી અપાય, બુદ્ધિની બુદ્ધિની કસરતથી, તેમ આત્માની આત્માની કસરતથી. આત્માની કસરત શિક્ષકના વર્તનથી જ પામી શકાય.

* એટલે યુવકોની હાજરી હો યા ન હો, તેમ છતાં શિક્ષકે સાવધાન રહેવું જોઈએ. લંકામાં બેઠેલો શિક્ષક પોતાના વર્તનથી પોતાના શિષ્યોના આત્માને હલાવી શકે છે. હું જુઠું બોલું ને મારા શિષ્યોને સાચા બનાવવાનો પ્રયત્ન કરું તે ફોગટ જાય. ડરપોક શિક્ષક શિષ્યોને વીરતા નહીં શીખવી શકે વ્યભિચારી શિક્ષક શિષ્યોને સંયમ કેમ શીખવે?

* બાળકોને માર મારીને શીખવવાની સામે હું હમેશાં રહ્યો છું.

* પોતાનાં છોકરાંને તિજોરીમાં પૂરી રાખવાથી તે શુદ્ધ જ રહે છે અને બહાર કાઢવાથી અભડાય છે એવો કોઈ નિયમ તો નથી જ.

* જ્યાં શિક્ષક શિષ્ય વચ્ચે શુદ્ધ પ્રેમ-બંધન નથી, જ્યાં શિક્ષકને પોતાને શિષ્યના દોષનો ખરો આઘાત નથી, જ્યાં શિષ્યને શિક્ષક પ્રતિ આદર નથી, ત્યાં ઉપવાસ નિરર્થક છે અને કદાચ હાનિકર પણ થાય.

* રાગદ્વેષાદિથી ભરપૂર માનવી સરળ ભલે હોઈ શકે, વાચાનું સત્ય ભલે પાળે, પણ તેને શુદ્ધ સત્ય ન જ મળે શુદ્ધ સત્યની શોધ કરવી એટલે રાગદ્વેષાદિ દ્વંદ્વથી સર્વથા મુક્તિ મેળવવી.

* લાંબા ઉપવાસ કરનારે ગયેલી તાકાત ઝટ મેળવવાનો કે બહુ ખાવાનો લોભ ન જ રાખવો ઘટે. ઉપવાસ કરવા કરતાં તે ઉતારવામાં વધારે સાવધાન રહેવું પડે છે, ને કદાચ તેમા વધારે સંયમ પણ હોય.

* યુદ્ધમાં ભાગ લેવો એ અહિંસાની સાથે ઘડ બેસે તેવું નથી એ હું બરાબર જોતો હતો, પણ કર્તવ્યનું ભાન થવું એ હમેશાં દીવા જેવું સ્પષ્ટ નથી હોતું. સત્યના પૂજારીને ઘણી વેળા ગોથા ખાવા પડે છે.

* અહિંસા વ્યાપક વસ્તુ છે. હિંસાની હોળીની વચ્ચે સપડાયેલા આપણે પામર પ્રાણી છીએ. 'જીવ જીવની ઉપર જીવે છે' એ ખોટું વાક્ય નથી. મનુષ્ય એક ક્ષણ પણ બાહ્ય હિંસા વિના નથી જીવી શકતો. ખાતાંપીતાં, બેસતાઊઠતા, બધી ક્રિયાઓમાં, ઇચ્છાઅનિચ્છાએ કંઈક હિંસા તો કર્યો જ કરે છે. તે હિંસામાથી નીકળવાનો તેનો મહાપ્રયાસ હોય, તેની ભાવનામાં કેવળ અનુકંપા હોય, તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુનો પણ નાશ ન ઇચ્છે અને યથાશક્તિ તેને બચાવવાનો પ્રયાસ કરે, તો તે અહિંસાનો પૂજારી છે. તેની પ્રવૃત્તિમાં નિરંતર સંયમની વૃદ્ધિ હશે, તેનામા નિરંતર કરુણા વધતી હશે. પણ કોઈ દેહધારી બાહ્ય હિંસાથી સર્વથા મુક્ત નહીં થઈ શકે.

* વળી અહિંસાના પડમાં જ અદ્વૈતભાવના રહેલી છે. અને જો પ્રાણીમાત્રનો અભેદ હોય તો એકના પાપની અસર બીજાની ઉપર થાય છે, તેથી પણ મનુષ્ય હિંસાથી કેવળ અસ્પૃષ્ટ નથી રહી શકતો. સમાજમાં રહેલો મનુષ્ય સમાજની હિંસામાં અનિચ્છાએ પણ ભાગીદાર બને છે. જ્યારે બે પ્રજાઓ વચ્ચે યુદ્ધ થાય ત્યારે અહિંસાને માનનાર વ્યક્તિનો ધર્મ તે યુદ્ધને અટકાવવાનો છે. તે ધર્મનું જે પાલન ન કરી શકે, જેનામાં વિરોધ કરવાની શક્તિ ન હોય, જેને વિરોધ કરવાનો અધિકાર પ્રાપ્ત ન થયો હોય, તે યુદ્ધકાર્યમાં ભળે; અને ભળતો છતો તેમાંથી પોતાને અને પોતાના દેશને તેમ જ જગતને ઉગારવાની હાર્દિક કોશિશ કરે.

# રાષ્ટ્રભાષાનો પ્રથમ જાહેર પુરસ્કાર

રતિલાલ 'અનિલ'

હિન્દીનો રાષ્ટ્રભાષા તરીકે આપણે બંધારણીય વીકાર કર્યો છતાં શિક્ષણની બોધભાષા તરીકે મુલકીતંત્રની વ્યવહાર ભાષા તરીકે આપણે બાર તેર વર્ષ પછી પણ અમલમાં મૂકી શકયા નથી એની પાછળ એમ કરતાં કંઈ અઠવણ પડશે, કૈંક ગુમાવવું પડશે એવી શંકા અને દહેશત રહેલી છે પણ જે સત્યનો આગ્રહી છે તે એવી શંકા શીદને રાખે? એ તો ખોઈને મેળવવાનો મંત્ર શીખેલો હોય ને? અને એને મન તો મૂળભૂત ધર્મ અને ગૌરવની રક્ષા એ જ એક વિકલ્પ હોય છે—બીજી કશી ગણત્રીમાં તે પડતો નથી.

બાપુની નજર કેટલું દૂરનું જોઈ શકતી હતી! આઝાદી આવતા એક આઝાદ રાષ્ટ્રને તેની એક સર્વમાન્ય અને દેશવ્યાપી ભાષા હોવી જ જોઇએ એ બાપુ આફ્રિકાથી હિન્દમા આવીને ભારતના સ્વાતંત્ર્ય–આંદોલનમાં જોડાયા ત્યારથી જાણતા હતા.

રાષ્ટ્રભાષા પ્રચાર મંડળ તો તેમણે જો કે બહુ વર્ષો પછી સ્થાપ્યું અને તેમા ય અમુક દુરાગ્રહો જોતાં હિન્દુસ્તાનીના પ્રચાર માટે બીજી સંસ્થાની સ્થાપનાના પ્રેરક અને માર્ગદર્શક બન્યા; પણ વાસ્તવિક રીતે તેમણે પોતાના રાષ્ટ્રભાષા પ્રેમનો પહેલો પરિચય ઠેઠ ૧૯૧૮મા ત્યારના વિદેશી હાકેમોને અને તે સાથે સ્વાતંત્ર્ય-આંદોલનના નેતાઓને પણ આપ્યો.

પ્રથમ વિશ્વયુદ્ધનો એ સમય હતો. બાપુએ એ કાળે એક તબકકે યુદ્ધસૈનિકોની ભરતીના પ્રચાર માટે પણ સ્વેચ્છાએ કામ કરેલું એ સુવિદિત છે.

૧૯૧૪ના એપ્રિલ માસમાં વાયસરોયે દિલ્હીમાં યુદ્ધ પરિષદ બોલાવી હતી. એમાં સર નાર્ગેર જેવા ખિતાબધારીઓની વચમાં બાપુ સૌથી જુદા જ તરી આવતાં હતા.

બીજાઓને પોતાની આગવી વિચારસરણી જેવું ભાગ્યે જ કંઈ હોય એવી છાપ તેમનાં વક્તવ્યથી પડે. વળી બધી ભાષણબાજી અંગ્રેજી ભાષામા જ ચાલે! તો જ ગોરો હાકેમ સમજી શકે ને?

પણ જ્યારે ગાંધીજીનો વારો આવ્યો ત્યારે એમનાં નમ્ર છતાં સચ્ચાઈના રણકાવાળાં મંતવ્યો હિન્દી ભાષામાં બોલીને જ વ્યક્ત કર્યાં! હિન્દનો હાકેમ હિન્દ પર રાજ કરતો હોય તો તેણે હિન્દની રાષ્ટ્રભાષા જાણવી જ જોઈએ!

દક્ષિણ આફ્રિકાથી બાપુ ભારતમા આવ્યા અને દેશના રાજકારણમાં એમણે પ્રવેશ [illegible] તે જીવનના અંત સુધી ચાલુ રહ્યો, [illegible] કાળમા રાષ્ટ્રભાષાનો સૌથી પ્રથમ જાહેર પુરસ્કાર એમણે ૧૯૧૪ની એપ્રિલમાં વાયસરોયે બોલાવેલી યુદ્ધ પરિષદમા કર્યો.

એ ઘટનાને આજે ચુમ્માલીસ વર્ષ થઈ ગયા, દેશ આઝાદ થયાને એક દાયકો ક્યારનો થઈ ગયો છતા આપણે હજી કયા ધોરણથી રાષ્ટ્રભાષાનું સંપૂર્ણ શિક્ષણ અપાય, વહીવટી તંત્રમા આખા દેશમા વહીવટી ભાષા તરીકે હિન્દીને દાખલ કરીએ તો શું શું થઈ જાય, તેનો વિચાર કરીએ છીએ!

સત્યાગ્રહી કદી ટૂંકી ગણત્રીમાં પડતો નથી, તેને મને મૂળભૂત બાબત જ સર્વ કાંઈ હોય છે તે બાપુએ બતાવી આપ્યું.

*

## સર્વોત્તમ શ્રાદ્ધ

સ્વપ્નમાં શિશુને સ્નેહીનો સમાગમ થયો.

સ્નેહીએ કહ્યું: સારા શહેરમાં આજથી શ્રાદ્ધપક્ષ શરૂ થાય છે. લોકો પોતપોતાના પરિજન, પ્રેમી તથા પૂજ્ય સ્ત્રીપુરુષો માટે મિષ્ટ ભોજન તૈયાર કરશે, અને એમને અનુરાગની અંજલિ આપશે. કોઈ સરિતા કે સમુદ્ર તટપર વિધિપૂર્વક એમની સદ્‌ગતિ સારુ ક્રિયા કરશે. તો કોઈ એમના આત્માની શાન્તિ ને પ્રસન્નતા માટે પ્રાર્થના. તું મારે માટે શું કરીશ?

શિશુએ પ્રેમપૂર્વક પ્રત્યુત્તર આપ્યો: મારું તો સમસ્ત જીવન તમારા શ્રાદ્ધરૂપ થઈ ગયું છે. અનાથ, અપંગ, અશિક્ષિત અને અનાદર પામેલાના પ્રભુને પ્રસન્ન કરવાની કે શાન્તિ ધરવાની એમાં અનવરત આરાધના છે. સદ્‌વિચાર, સદ્‌ભાવ, સદ્‌ગુણ ને સત્કર્મની સરસ્થાપનાની સતત, સુખકારક સાધના છે. જેમને જરૂર છે તેમને કામ આપવાની તમન્ના છે. પરમાત્માના પરમપ્રેમની પ્રતિષ્ઠા તથા પરમાત્માની પૂજા છે. મન અને ઇન્દ્રિયોની આહુતિ આપીને પ્રકાશની પ્રાપ્તિની પ્યાસ છે. એ જીવન શું તમને શાંતિ નહિ આપી શકે, પ્રસન્ન નહિ કરી શકે, તથા તમારા શ્રેષ્ઠ શ્રાદ્ધરૂપ નહિ બની શકે?

સ્નેહીએ કહ્યું: ધન્ય છે તારી સમજશક્તિને, ને ધન્ય છે તારા સર્વોત્તમ શ્રાદ્ધને! હું તેથી સંતૃપ્ત ને શાંત જ છું. પરંતુ પ્રસન્ન થઈને તને મારો પરિચય આપવા જ, તારા સ્વપ્નમાં આજના પુનિત પર્વપ્રભાતે મેં પ્રવેશ કર્યો છે. હું તો સાચેસાચ સંતૃપ્ત ને શાંત જ છું.

*

## ભ્રમર ને ફૂલ

ફૂલવાડીના ફોરમવંતા ફૂલને નિહાળીને ભ્રમરે વિચાર કર્યો: કેટલું કલાત્મક, ફોરમવંતું ફૂલ છે! આ ફૂલની ફોરમને મારા મનમાં ભરી લઉં, ને બીજાને સ્વર્ગીય સંગીતનું દાન દઉં. કવિઓ મારી કવિતા કરશે, ને સ્નેહીજનો મને સ્નેહના શૃંગારનું બિરુદ ધરશે. આ પ્રફુલ્લ ફૂલની પાંખડીપર પ્રતિષ્ઠિત થઉં, એના હૃદય-પર રની લઉં, ને એના મધુને મસ્ત બનીને માણી લઉં!

ફૂલ એના અંતરનો પાર પામીને બોલી ઊઠ્યું: અરે ભિક્ષુક ભ્રમર! તારામાં સઘળું છે. સ્નેહ છે, સ્વાદની રુચી છે, સંગીત છે, તથા સંવાદ સાધવાની ઇચ્છા પણ છે. પરંતુ સમર્પણની વૃત્તિ નથી ત્યાં સુધી એ બધું અધુરું છે એટલે જ તું ચંચળ છે, અશાંત છે, અસ્થિર છે. આવ, હું તને મદદ કરું, ને તારા શ્રેયમાં સહાયક થઉં.

પરંતુ ભ્રમરે ફૂલને ચૂસી લીધું ને બધું લીધું. પરંતુ પોતાનું દિલ ના દીધું. ફૂલની વાત પર એણે ધ્યાન જ ના દીધું.

કવિએ એને કવિતામાં સ્થાન આપ્યું; પરંતુ એની અનુરાગવૃત્તિને અમર કરવાનું એને ઠીક ના લાગ્યું.

*

## ગંગાસ્થાનની ભાવના

ગંગામાતામાં સ્નાન કરનારા કોઈક કિશોરને કોઈએ કહ્યું: ગંગામાં તો લોકો પોતાનાં સ્વજન કે સ્નેહીવતી સ્નાન કરે છે. તું પણ તેમનું સ્મરણ કરીને સ્નાન કરે છે કે શું?

કિશોરે કહ્યું: ના.

ત્યારે શું તારાં માતાપિતા તથા તારા

મિત્રમંડળવતી? ના, તેમની વતી પણ નહિ. કિશોરે ઉત્તર આપ્યો.

ત્યારે શું કોઈ દુર્ગતિ પામેલા સંબંધીની સદ્ગતિના સંકલ્પથી આ સ્નાન થઈ રહ્યું છે?

ના. એવા કોઈ સંકલ્પથી પ્રેરાઈને પણ, મારું સ્નાન નથી થઈ રહ્યું.

તો? શું તે કોઈ પણ પ્રકારના પ્રયોજન વિના, કેવળ તારી જ તૃપ્તિ માટે થઈ રહ્યું છે? એ તો મોટામાં મોટો સ્વાર્થ કહેવાય.

કિશોરે શાંતિથી કહ્યું: જેમના વતી કોઈ એ સ્નાન કરનાર નથી, ને જેમની સદ્ગતિ સારુ કોઈ પણ પ્રયત્ન કરવા તૈયાર નથી, એમને જો પહોંચી શકતું હોય, તો મારા સ્નાનનું ફળ પહોંચે, એ ભાવના સાથે હું સ્નાન કરી રહ્યો છું. એની આગળ અથવા પાછળ બીજું કોઈ જ પ્રયોજન નથી.

*

## ગંગાનું ગુમાન

ગંગાના ગહન પાણીમાં એક દેવદારનું લાકડું તરી રહ્યું હતું. પર્વતીય લોકોએ એને તોડીને નવો આકાર આપીને એમાં વહેતું મૂક્યું હતું. એને જોવા માટે કિનારાના ગામનાં લોકો ટોળે વળતાં હતાં.

અનેક અવરોધો અને આફતને અંતે, એક ધન્ય દિવસે ને ધન્ય ક્ષણે, એ લાકડું કિનારે આવી પહોંચ્યું. એનો પરિશ્રમ પૂરો થયો. એ જોઈને ગંગા આનંદમાં આવી ગઈ ને કહેવા લાગી: મારા વિના તારો ઉદ્ધાર આ ભીષણ પીડાયુક્ત પ્રદેશમાંથી ભાગ્યે જ કોઈ કરી શકત. માઈલોના પ્રવાસ પછી મેં તને મુક્તિનો મહાનંદ પૂરો પાડ્યો. એને માટે તારે મારો અનેકવાર અને અંતઃકરણપૂર્વક આભાર માનવો જોઈએ.

લાકડાએ સ્મિત સાથે ઉત્તર આપ્યો: માતા, તારી સહૃદયતા તેમ જ સહાય સારુ તારો અવશ્ય આભાર માનું છું. પરંતુ મેં તને ઉદ્ધાર કરવાનો અવસર આપ્યો એ શું ઓછું છે? એના વિના આનંદની આવી અભિવ્યક્તિ તારાથી ભાગ્યે જ થઈ શકી હોત.

ત્યારે ગંગાનું ગુમાન ગળી ગયું.

*

## વાણી ને વિચાર

ભારત સેવક સમાજના એક કાર્યકર્તાએ પ્રાર્થના પછીના પ્રવચનમાં કહેવા માંડ્યું કે વ્યક્તિ એ સમષ્ટિનું અંગ છે ઘણી વ્યક્તિ મળીને એક સમષ્ટિ બને છે. માટે સમષ્ટિને સમૃદ્ધ, સ્થિર ને શક્તિશાળી બનાવવા વ્યક્તિએ પોતાની જાતને શુદ્ધ, સ્થિર ને શક્તિશાળી બનાવવી જોઈએ. વ્યક્તિએ પોતાની સુધારણા કરવી જોઈએ કેમકે જેણે પોતાની જ સુધારણા કરી નથી તે બીજાની શું કરશે?

શ્રોતાજનોને તે દિવસે અપાર આનંદ થયો.

બેચાર દિવસ પછી એ કાર્યકર્તાએ એક એકાંતપ્રેમી મહાપુરુષની મુલાકાત લીધી. તેમની સાથે કેટલીક વાતચીત કર્યા પછી તેણે અચાનક કહેવા માંડ્યું: તમે અહિં રહીને સમાજની શી સેવા કરી શકો? અમારી જેમ તમારે સમાજની વચ્ચે વસવાની ને વિચરવાની જરૂર છે. તમે સાધના કરો છો, પણ એ તો પોતાના હિતની સાધના થઈ ને? એમાં સમાજનું હિત શું?

તે મહાપુરુષ તેના તરફ થોડી વાર તો તાકી રહ્યા. થોડા દિવસ પહેલાનું તેનું પ્રાર્થના-પ્રવચન તેમણે કોઈક મુલાકાતીની મારફત સાંભળ્યું હતું. તે તેમની નજર આગળ તરવરવા લાગ્યું.

## પ્રકરણ ૧૦—હરદ્વાર

બે દિવસ બદરીપુરીમા રહીને ત્રીજે દિવસે પ્રભાતમા આ પ્રાચીન યાત્રાધામ છોડયુ ગામને ઝાંપે આવેલા અલકનંદાના પુલ ઉપરથી પાછા વળીને એકવાર ભગવાન બદરીનાથને પ્રણામ કર્યા કેદારનાથ તુગનાથ અને બદરીનાથની યાત્રા નિર્વિઘ્ને સમાપ્ત થઈ આવી ધન્ય ઘડીઓ જીવનમા વારવાર આવવાની નથી એની ગ્લાનિ પણ થઈ પ્રભાતનુ એકાન્ત રમણીય લાગતુ હતુ પાંચેક માઈલ દક્ષિણમા જઈ પછી છએક માઈલ સુધી મ ' પૂર્વમા જાય છે એ જ હિમસરિતાઓ ઘાસપાનો અને ક્ષુદ્ર વનસ્પતિઓ છૂટા વૃક્ષો અને લીલા વનો ઝરણાંઓ અને ધોધવાઓ યાત્રીઓનુ 'જય બદરીવિશાલ કી'નુ અભિવાદન પીઠ પર અનાજની નાની કોથળીઓ લઈને પહાડ ચડતા ઘેટા બકરાના ટોળાઓ તેમને સાચવતા પીતળના પ્યાલા જેવા પટ્ટા પહેરેલા કાળા રાતા કૂતરાઓ અને તેમને સાચવતા વણજારાઓ આંખે સુતરાઉ દોરીના તોરણ પહેરેલા ખચ્ચરો લોખડી દોરડાના ઝૂલતા પુલો ચાની દુકાનો અને ભરચક ચટ્ટીઓ રંગીન વનોનુ મૌન અને ચચલ નદીઓનો કલનાદ ભુવાળા નાગરિકો અને ખડતલ ગ્રામીણો—એ જ યાત્રામાર્ગનુ પુનર્દર્શન હવે કુતૂહલને બદલે તૃપ્તિ પ્રેરતુ હતુ ધર્મશાળાના ધુમાડાઓ, ચટ્ટીની ચોતરો, પહાડનો પરસેવો, સગમના સ્નાન તડકો તરસ તકલીફો, ગોથપોથ કરતી ચડાઈઓ' અને સાધા ટીચા કરતી ઊતરાઈઓ'—આ બધા પરિશ્રમનુ સતર્પક ફળ પ્રાપ્ત થઈ ચૂકયુ હતુ હૃદય હળવા ફૂલ જેવુ લાગતુ હતુ સાથોસાથ અહી સ્વર્ગીય સુખમાથી મર્ત્યલોકની કલ્પનાથી ક્ષીણે પુણ્યે મર્ત્યલોક વિશન્તિનો ભાવ પ્રથમ અનુભવતા એ શબ્દોનુ રહસ્ય સમજાતુ હતુ

બપોરે સાડાઅગિયારે પાંડુકેશ્વર પહોચ્યો અહી અલકનંદામા સ્નાન કરવાનુ મન થયુ ત્યા જવાનો કોઈ રસ્તો ન મળે. ગામની ગટર અલકનંદામા વહી જતી હતી તેમા વચ્ચે પથરાઓ મૂકીને ચાલવાનો માર્ગ કર્યો હતો આવા પથરાઓ ઉપર શૌચવિધિ કરીને યાત્રીઓએ ગટરનુ ગટરપણુ સિદ્ધ કર્યું હતુ અલકનંદામાથી એક નાનો કાસ (નહેર) ખેતરને પાણી કાઢેલો. ત્યા જ સ્નાન કર્યું હોત તો સારુ થાત પરતુ મારો સ્નાનનો ઉત્સાહ મને દૂર ને દૂર ખેંચતો ગયો અલકનંદાનો પટ કોરો અને સૂકો હતો જળ સામે તીરે વહેતા હતા. ઊંચી અસરાઈઓ જેવી ભેખડો ઉપરથી નીચે ઊતરતો, કૂદતો મને ભાન ન રહ્યુ કે કેટલી નીચાઈએ કેવી રીતે હુ ઊતરુ છુ અને પાછો એ જ ભેખડો ઉપર ચડી શકીશ કે નહિ દોઢેક ફર્લાંગનો ત્રાસો પગ વટાવ્યો પાંડુકેશ્વર દૂર માથા ઉપર ગયુ છેવટે ગટરમુખે ગગામા પહોચ્યો તો ગટરગગાના તે સગમમા સ્નાન કરવાથી કોઈ પુણ્ય પ્રાપ્ત થાય એમ લાગ્યુ નહિ. જેમ તેમ કરી ઉપરના સ્વચ્છ જળમા સ્નાન કર્યું પછી જ સમજાયુ કે પાછા ઉપર આવવાનો કોઈ રાજમાર્ગ કે યાત્રીમાર્ગ નથી સર્વત્ર પથ્થરની ઊંચી ભેખડોના પાળિયા હતા બીજી બાજુ સર્વત્ર માથોડા ઊંચી પહાડી ખેતરોની દીવાલોની પાળી હતી મહેનત કરતા એક કેડી દેખાઈ તો તે એક ખેતરમા જઈને અટકી હવે સમજાયુ કે હુ ભૂલો પડયો છુ અટવાયો છુ પહાડી ખેતરોની ભુલભુલામણીનો અત નહોતો બૂમો પાડવાથી કોઈ સાભળે તેમ ન હતુ ઊતરતી વખતે જે અવરોહણ બાળકીડા જેવુ તુચ્છ ભાસતુ હતુ તેનુ આરોહણ હવે કષ્ટસાધ્ય પણ નહી અસાધ્ય છે એવો પ્રાસકો પડયો રણમા ભૂલા પડેલા મુસાફરોને આવો જ અનુભવ થતો હશે? ચક્રવ્યૂહમા સપડાયેલા અભિમન્યુએ બાજી હાથથી ગયેલી જોઈ ભીમકાકાને આર્તનાદ કરેલો એમ કહેવાય છે પણ અહી કયો ભીમકાકો આવવાનો હતો? પાંડુકેશ્વરના પર્વતો દૂરથી રળિયામણા અને બીકથી ભાસકર ભાસવા લાગ્યા હુ રખડી પડયો છુ અને પરમાત્મા સિવાય હવે કોઈ તારણ

હૃદયમાંથી એવી ખાત્રી પ્રતીતિ થઈ. થોડી વાર કિંકર્તવ્યવિમૂઢ બની મૂઢની જેમ ઊભો રહ્યો. પછી થયું કે ખેતરના ચાડિયાની જેમ નિષ્ક્રિય ઊભા રહેવા કરતાં હાથપગ હલાવવા સારા. અંગ્રેજીમાં કહેવત છે કે પોતાની જાતને સહાયતા કરે તેને ઈશ્વરમાંથી સહાયતા મળે. યત્ને કૃતે યદિ ન સિધ્યતિ કોઽત્ર દોષઃ? (મહેનત કર્યા પછી ફળ ન મળે તો તેમાં આપણો વાંક નથી) એટલે ગમે તે હિસાબે પણ હાથપગ તો ચાલુ રાખવા જ જોઈએ. ભગવાન મારવા નથી બેઠા પણ તારવા બેઠા છે. સુહૃદઃ સર્વભૂતાનામ્। (પરમાત્મા બધાનો હેતુમિત્ર છે). એટલે હાથ આવી તે દિવાલોના પથરા પકડીને ઉપર ચડવાનું શરૂ કર્યું. દિવાલો ચણેલી નથી હોતી પણ મોટા પાણાઓ ગોઠવીને જ રચી હોય છે. આમ પડતો, પડતો, આખડતો, બેઠો થતો અંતે યાત્રામાર્ગને અડીને આવેલા સર્વોચ્ચ ખેતરમાં પહોંચ્યો. યાત્રામાર્ગની ચણેલી ભીંત માથોડાંથી વધારે ઊંચી હતી, એટલે તે ચડવાની આશા નહોતી, પણ કોઈક યાત્રી આવી પહોંચવાની તો આશા હતી જ ને? બપોરે એક દોઢ વાગે યાત્રામાર્ગ નિર્જન નીકળ્યો. પણ હવે હિંમત આવી ગઈ હતી. સાંજ સુધીમાં તો યાત્રીઓ મળશે જ ને? આમ ગડમથલ ચાલતી હતી ત્યાં ભગવાનના જ મોકલ્યા હોય એમ એક યાત્રી નીકળ્યા. મેં મારી દુર્દશા વર્ણવી અને સહાયતા માટે વિનંતી કરી. પરંતુ ભીંત એટલી ઊંચી હતી કે મને તેઓ ખેંચી શકે તેમ ન હતું. આગળ પાછળના માર્ગને તપાસી તેમણે એક સ્થળે નીચી દીવાલ શોધી કાઢી મને ત્યાં આવવા કહ્યું. પછી મેં હાથ ઊંચો કર્યો અને એક જ આંચકે તેમણે મારી વજનદાર કાયાને અદ્ધર તોળીને માર્ગ ઉપર મૂકી દીધી. મારા આ 'તારણહાર'નું નામ પૂછતાં જાણવા મળ્યું કે તેઓ જોધપુરના ગિરધરલાલ પુરોહિત હતા. શરીરે પાંચ હાથ પૂરા અને અલમસ્ત હતા. તેમણે અતિશય સૌજન્યથી વાતો કરી અને આ બનાવને ગુપ્ત રાખવાની પણ ખાત્રી આપી દીધી. તેમને શું ખબર કે મારા પરાક્રમનો ઢોલ હું જ ફોડવાનો હોઈશ? ગમે તેમ હો, મારી 'લાજ રાખો ગિરિધારી'ની પ્રાર્થના ફળી. જોધપુરવાળા ગિરિધારીલાલાએ મારી લાજ રાખી ખરી.

વળતી પ્રભાતે પાંડુકેશ્વરથી નીકળી વિષ્ણુપ્રયાગનો સંગમ ઓળંગ્યો. અહીં એક ડંડીવાળા પહાડીએ સડકનો લાંબો કાતરિયા માર્ગ છોડીને પ્રાચીન કાળનો અણઘડ, અવાવરૂ લાગતો રસ્તો બતાવ્યો. તે માર્ગમાં લાંબી અને મોટી શિલાઓને પગથિયાંની જેમ આડી ગોઠવીને પગથિયાં બનાવ્યાં હતાં. જૂના યુગના પ્રમાણમાં આ માર્ગ ખૂબ પહોળો અને સારો ગણાય. વચ્ચે મોટા ખડકોની શિલામય ભૂમિ આવતી ત્યાં ઘસારો ન હોવાથી યાત્રામાર્ગનાં ચિહ્ન દેખાતાં ન હતાં. આ પંથ શતાબ્દીજૂનો કે સહસ્રાબ્દીજૂનો હશે. વિષ્ણુપ્રયાગનો સંગમ છોડીને જોશીમઠનું ચડાણ ચડતાં જમણે હાથે આ રાહ આવે છે. તે એટલો ટૂંકો હતો કે ઊતરતી વેળાએ પોણી કલાક થયેલી તેમ ચડતી વખતે પણ પોણી કલાક જ થઈ અને ડંડીવાળાઓની ઝડપી ચાલ પહેલાં હું જોશીમઠ ગામમાં દાખલ થઈ ગયો.

જોશીમઠમાં દર્શનભોજન પતાવીને ઊપડ્યો. ધોમ ધખ્યે એક ચાની દુકાનમાં અન્ય યાત્રીઓ પડ્યા હતા ત્યાં જઈ વિશ્રામ કર્યો, બપોરે હમેશાં મને ઊંઘ આવી જતી અને એકાદ કલાકના વિશ્રામથી ઘણો થાક ઊતરતો. પણ અહીં બીજા યાત્રીઓની ગંભીર ચર્ચાથી સૂવા પામ્યો નહિ. માળવાના કેટલાક ગ્રામીણોનો સંઘ બદરીનાથ જતાં અહીં ઊતરેલો. દરેક ચટ્ટીમાં રાંધવાનાં વાસણો મળે છે એમ જોવા-જાણવાથી તેમણે પોતાની સાથે આણેલાં ભારે પીતળનાં વાસણો અહીં અનામત થાપણ તરીકે મૂકેલાં. પાછા વળતાં કુટુંબો ચાલવામાં આગળ પાછળ થઈ ગયાં. સંઘના બે ત્રણ કુટુંબોએ પોતાનાં વાસણો સાથે જ કોથળામાં બાંધીને સાચવવા આપેલાં. હવે પ્રશ્ન એ ઊભો થયો હતો કે જે કુટુંબો આગળ ગયાં હોય કે પાછળ રહ્યાં હોય તેમનાં વાસણો પણ છોડાવી લેવાં કે કેમ. પોતાનાં જ વાસણો લે અને અન્ય ભાગીદાર કુટુંબો ભરોસે આગળ નીકળી ગયાં

હોય તો તેમના વાસણો કાયમના અહીં જ રહી જાય! એ ને તે પણ જેવા તો જોઈએ. પરંતુ બધા કુટુંબોના વાસણો લઈ ને શું આપો? કોયડો ઉપાડવો પડે તથા તેનું ભાડું ચૂકવવું પડે. આ ભાડું દોઢ રૂપિયો થતું હતું. પણ એ દોઢ રૂપિયો પણ ક્યાંથી વસૂલ ન થઈ શકે તો! એ કુટુંબો પોતાના ગામના પણ ન હતા પરંતુ આજુબાજુના હતા. જે લોકોએ યાત્રાના સો સવાસો રૂપિયા માંડ માંડ ખર્ચ્યા હશે તેમને માટે આ દો. રૂપિયાએ મહાન કોયડો ઊભો કર્યો હતો. દો. રૂપિયાનું નુકસાન કેમ વહોરાય! અને ન ઉપાડે તો તેમનો રૂપો પણ કેમ વેઠાય! અરધા કલાકની મથામણને અંતે પણ કોઈને સમજ સૂઝતી ન હતી. મેં જોયું કે આ લોકો મને ઊંઘવા દેવાના નથી. દો. રૂપિયાની આર્થિક આફતથી બધાના જીવ ઊંચા થઈ તાળવે ટંગાયા હતા. એટલે મારે ઊંઘવું હોય તો વચ્ચે પડવું જ રહ્યું—મારા સ્વાર્થને માટે જ. આથી મેં તેમને ઉપાય સૂચવ્યો કે બધાનો સામાન લઈ લો. અન્ય કુટુંબો સગાં થતા કોઈને સગાંના વાસણો ભૂલથી કે ભરોસે અહીં જ પડ્યા રહે તે શોભતું નથી. તમારે તેમના વતી ભાડું ભરવું પડશે પણ બદલામાં અનેક ગણી કીમતના વાસણો તમારા જ કબજામાં રહેશે. ઘેર જઈને વાસણો લઈ જવા સંદેશો મોકલજો. સગાંને નુકસાન થાય તેના કરતાં અત્યારે થોડા વધુ પૈસા ખર્ચીને પાછળથી તે યથાવસરે વસૂલ કરી લેવા એમાં જ ડહાપણ ગણાય. પૈસા બાબતની કુટુંબને મારી સલાહ ગમી. વ્યવહારદક્ષ ગણાતા લોકોને મ ઘસીટ ગણાતો માણસ સલાહ આપવાની હિંમત કરે, તેની સલાહ ધ્યાનપૂર્વક સંભળાય તેનો સ્વીકાર થાય અને નવી મુશ્કેલીનો તોડ કાઢવા માટે આભાર પણ મનાય એ બધું મારે માટે નવું હતું. જીવનનો એક આનંદ હતો.

નિરસ્ત પાદપે દેશે એરંડોઽપિ દ્રુમાયતે ।

(ઊજડ ગામમાં એરંડો પ્રધાન)

પછી તો વાસણ ભરવાની પદ્ધતિ લખાવવાનું કામ પણ મારા જેવા 'પઢે લિખે આદમી'ને ભાગે આવ્યું. દુકાનદારે સામાન મૂળપહોંચે પાછો આપવાની પાવતીમાં મારી સાક્ષી તરીકે સહી માગી તે પણ મેં આપી. આમ ઘણી વાર સુધી લંબાયેલું 'ભાંડ-ન્યાસ-વિમોચન' પ્રકરણ પૂરું થયું.

બીજી સવારે કુમારચટ્ટીથી ઉપડ્યો તે બપોરે સાડાબારે પીપળકોટિ પહોંચ્યો. આ સ્થળે હિમાલયની તીવ્ર શીતળતા ઓછી થઈને જરા ઉષ્ણતા વરતાય છે. ઉષ્ણ પ્રદેશમાં ઊગતા કોઈ કોઈ વૃક્ષો પણ દેખાય છે. પીપળકોટિ નામ જ પીપળ વૃક્ષનું સૂચક છે. તાજે ગામથી એકાદ માઈલ દૂર અતિ રમણીય સમથળ સ્થાન હતું ત્યાં ઊંડે નીચેથી અલકનંદાનો ઘુઘવાટ સંભળાતો હતો. થોડે દૂર જતાં વળાંક લઈને તે અદૃશ્ય થતી હતી. સામે કિનારે તુંગનાથથી પીપળકોટિ આવતી યાત્રા માર્ગની કેડી હતી. તુંગનાથનો ઢાળ ઊતરતાં રાનગેનું આરોહાત્મક સૂરોથી બીજાને ભરતું પેલું પાકારબાજ પંખી સામેના પહાડની ઝાડીમાંથી બોલતું હતું. ત્રણેક માઈલ દૂર દેખાતી પણ સામેના જ પહાડ ઉપર આવતી યાત્રીઓથી ભરેલી મોટરબસો રમકડાં જેવી લાગતી હતી. માર્ગ ઘોડાનાળ જેવો હોવાથી સામેનો પર્વત નજીક હોવા છતાં બસો ત્રણ માઈલ દૂર હતો. શાંત સ્થળકાળમાં તેનો યાન્ત્રિક અવાજ ધીમો ધીમો સંભળાતો હતો. સંધ્યાના સોનેરી તડકામાં ગરુડો ઊંચે આકાશમાં ઊડતા હતા. યાત્રામાર્ગનો પહાડ પૂર્વપશ્ચિમ વિસ્તરેલો હોવાથી આથમતા સૂરજનું તેજ તેના ઢોળાવને, ગામડાંઓને ખેતરોને સોનેરી રંગે રાચતું હતું. હિમાલયના સાંધ્યતિમિરમાં દિવસો વિતાવ્યા પછી પ્રથમ જ આવો સોનેરી આહ્લાદક સૂર્યપ્રકાશ પ્રાપ્ત થતો હતો. દૂર ઉત્તરમાં આવેલા કાળા પર્વતો, તેમની વચ્ચે પ્યાલાની જેમ આવેલું કાળું આકાશ, અને પીપળકોટિનો પ્રસન્ન સૂર્યપ્રકાશ પરસ્પરના વિરોધને વધારે ને વધારે ઉઠાવ આપતા હતા.

સવારે પીપળકોટિથી સાડા ૭ વાગે મોટરબસ મળી સાંજે સાડા ૭ વાગે તેણે શ્રીનગરની કાળી કમળીવાળાની ધર્મશાળામાં ઉતાર્યો. અલકનંદાના

જળમાં હાથપગમો ખૂબ ધોયાં. અહીં ગરમી એટલી હતી કે રાતે પરસેવો થતો હતો. સવારે સાડાત્રણ વાગે ઊઠીને સતત વહેતા મોટા નળ નીચે ખૂબ નિરાંતે સ્નાન કર્યું. સાડાપાંચે બસ ઊપડી. યાત્રીઓએ માર્ગમાં આવતા નંદપ્રયાગ અને કર્ણપ્રયાગના સંગમો બસમાંથી જ બતાવ્યા. આ બે તીર્થો રહી ગયાં અને તેનો વસવસો પણ રહી ગયો. રુદ્રપ્રયાગ અને દેવપ્રયાગ થઈ બપોરે બાર વાગે હૃષીકેશ આવતાં દૂરથી ગંગાને સામે તીરે સ્વર્ગાશ્રમ, ગીતાભવન, પરમાર્થનિકેતન વગેરે સ્થાનો દેખાવા લાગ્યાં. હૃષીકેશથી થોડી વારમાં બીજી બસમાં બેએક વાગે હરદ્વાર પહોંચ્યા અને ગુજરાતભવનમાં ઉતારો કર્યો.

સાંજે બ્રહ્મકુંડ ઉપર ગંગામૈયાની આરતીનું દર્શન કર્યું. ગંગામૈયાની અંતિમ પૂજારૂપે ફૂલનો મોટો પડિયો લઈ કપૂરના દીપ સાથે ઊછળતા નીરમાં તે વહેવરાવ્યો. નાચતો કૂદતો, ટમટમતો દીપક દૂર દોડતો ગયો. એ જાય …… એ જાય …… અલોપ!

[ક્રમશઃ]

☆

## પ્રેમ અને દ્વેષ

પેરિક્લિઝ ગ્રીસ દેશમાં મહાન મુત્સદ્દી અને મહા પંડિત તરીકે પંકાયો છે.

તેણે ઍથેન્સ નગરને કળા અને સાહિત્યનું ધામ બનાવ્યું હતું. એ કાળે ઍથેન્સમાં તેણે જે ભવ્ય ઈમારતો બંધાવી હતી તે સર્વ ઠેકાણે વખણાતી હતી.

પેરિક્લિઝ વિદ્વાન હતો, પણ અભિમાની કે ઉદ્ધત ન હતો. ભારે નમ્ર અને ડાહ્યો હતો.

એક વાર એક બદમાશ માણસ તેને ભરબજારે ગાળો દેવા લાગ્યો. પેરિક્લિઝ તો તેની ગાળોને ફૂલની માફક હસતે મોંએ ઝીલતો ઘર તરફ જઈ રહ્યો હતો.

પેલા માણસે તો ઘેર પહોંચતા સુધી આખે રસ્તે ગાળોનો વરસાદ જ વરસાવ્યો! તેમ છતાં જ્યારે પેરિક્લિઝ ગુસ્સે ન થયો ત્યારે તે થાક્યો અને પાછો વળ્યો.

તેને પાછો ફરતો જોઈ પેરિક્લિઝ બોલ્યો: "ભાઈ! આ રસ્તે તમે આજે પહેલી જ વાર આવ્યા છો. વળી રાત અંધારી છે જેથી ભૂલા પડવાનો કે ક્યાંક ખાડામાં પગ પડી જવાનો ડર છે. માટે ઊભા રહો, મારો નોકર મશાલ લઈ આપને આપના ઘર સુધી મૂકી જાય."

એક તો પેરિક્લિઝને કોઈ પણ ઉપાયે ગુસ્સે ન કરી શક્યો તેથી નીચે મોંએ ઘર તરફ પાછો ફરતો હતો ત્યાં લાવ લોખંડ પર પ્રહાર જેવા આ પરોપકારથી બિચારો બદમાશ ડઘાઈ ગયો! ઢીલો તથા આશ્ચર્યચકિત થઈ મશાલચીની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

પણ મશાલને અજવાળે ચાલતા તેના અંતરના અંધારા ઉલેચાઈ ગયા! તેના દીલમાં દીવો પ્રગટ્યો. નવીન પ્રકાશ લાધ્યો. અર્ધે રસ્તેથી પાછો વળી તે પેરિક્લિઝ પાસે આવ્યો. ગદ્ ગદ્ થઈ તેમના પગમાં પડ્યો. ડૂસકાં ખાતા ખાતાં તૂટક તૂટક અવાજે કહેવા લાગ્યો: "સાહેબ, આપ જેવા સંતને મેં ન ઓળખ્યા, ખૂબ દૂભવ્યા. મારો ગુનો માફ કરો."

એને પ્રેમપૂર્વક બેઠો કરતાં પેરિક્લિઝ બોલ્યો: "ભાઈ, તેં મને ગાળો દીધી તે સારું થયું. તારા મનમાં જે મેલ હતો તે નીકળી ગયો. હવે જો તારું મન કેટલું હળવું અને નિતર્યાં પાણી જેવું નિર્મળ થઈ ગયું છે! હવે તેને સાચવજે હો."

બાપડો બદમાશ શું બોલે! તેને જીવનમાં પ્રથમવાર આવો પરાજયનો નવો બોધપાઠ મળ્યો હતો!

હરિભાઈ પટેલ

# અંતરમાં અજવાળું પડયું

દિલખુશ બ. દિવાનજી

ભાઈ નટેશન ગાંધીજીના મિત્ર હતા. ૧૯૧૫માં દક્ષિણ આફ્રિકાથી હિંદ આવી ગાંધીજી મદ્રાસ એમને મળવા ગયા હતા. થંબુ ચેટ્ટી સ્ટ્રીટમાં નટેશન રહેતા હતા. બાપુજી સાથે એક હરિજન છોકરો હતો. એનું નામ નાઈકર. નટેશનના માતુશ્રી રૂઢિચુસ્ત હતા. હરિજનો સાથે આભડછેટ રાખતા. નાઈકરને ઘરમાં બાપુ લાવ્યા કે ખળભળાટ થયો. નટેશન અસ્પૃશ્યતાની વિરુદ્ધ હતા. બે વર્ષ પહેલા સંમેલનના પ્રમુખ તરીકે એનો સખત વિરોધ કરેલો. બાપુ આ જાણતા હતા. એટલે જ કદાચ આ હરિજન છોકરાને એમના ઘરમા લાવતા અચકયા ન હતા.

પરંતુ ભાઈ નટેશન તો મુંઝાયા. એમના પૂજ્ય માતુશ્રીની લાગણીનું શું? ગાંધીજી સમજી ગયા પરંતુ તેઓ પણ શું કરે? વિચારમાં પડયા. હરિજન છોકરાને તો કેમ દૂર કરાય? નટેશનના માતુશ્રીને કયા સુધી દુભવવા !

ઈશ્વરે મદદ કરી

' નાઈકર માંદો પડયો. ગાંધીજી તો એ છોકરાની સારવારમા જ રોકાતા ગયા. વારંવાર એની પથારી પાસે જાય, ત્યા બેસે. હરિજન છોકરાની પ્રેમથી સેવા કરે. બધી જ કાળજી રાખે.

ગાંધીજી જેવા મહાન નેતા એક હરિજન છોકરાની આટલી કાળજી ભરી સેવા કરી રહ્યા છે એ દૃશ્ય જ નટેશનના માતુશ્રી માટે પાવનકારી નીવડયું. નટેશનના માતુશ્રીને હરિજન છોકરાને અપનાવે એ માટે ગાંધીજીએ કશી દલીલ કરવી જ ન પડી. આ શાંત પ્રેમાળ સેવા કાર્યનો ઊંડો પ્રભાવ પડયો. નટેશનના માતુશ્રીના અંતરમાં કંઈક અજવાળું પડવા માંડયું. એમની અકળામણ શમવા લાગી. મુંઝવણ ઘટવા માડી સમાધાનવૃત્તિ કેળવાતી ગઈ.

બાપુ આ બધું ધ્યાનપૂર્વક જોઈ રહ્યા હતા.

બાપુજીનું કામ પૂરું થતાં મદ્રાસ છોડી ચાલ્યા ગયા નટેશન સાથે પત્રવ્યવહાર તો ચાલુ જ રહ્યો એક પત્રમાં લખ્યું :–

"તમે તો સમજી શકયા હશો કે તમારા ધર્મનિષ્ઠ માતુશ્રી હરિજન નાઈકર સાથે કેવો ઉમદા વ્યવહાર રાખતાં થઈ ગયાં હતાં. માતુશ્રીને સમજાવી લેવાની તમારી શક્તિમાં તમારી શ્રદ્ધા વિષે તમે તો સાશંક હતા. આપણે બધા જ સુધારકો આવા જ ભ્રમમાં રહીએ છીએ આપણા ઘરથી શરૂઆત કરતા જ નથી અને પછી બાજી હાથમાંથી ચાલી જાય છે."

બાપુ આવા હતા, એમના વિચારોનો એમને પુરો આગ્રહ હતો છતાં બીજાને જીતી લેવાની એમની કેવી અનોખી રીત. પ્રેમ અને સેવા એમના જીવનમાં ઓતપ્રોત થયા હતા એ જ એમને બધે જ જીતાડતા.

•

—આરામ નહિ પણ પ્રયત્ન અને સગવડ નહિ પણ મુશ્કેલી જ ઉત્તમ માણસોને ઘડે છે.

—કોઈ માણસને જ્યારે ઈશ્વર શિક્ષણ આપવા માગે છે ત્યારે તે એને સર્વ સાધનોવાળી શાળામાં નહિ પણ તંગીની પાઠશાળામાં મોકલે છે. ('જીવનના આદર્શો'માંથી)

સંસારી લોકો ઈશ્વરપરાયણ માણસોની કેટલી નિંદા કરે છે? હાથી જ્યારે જતો હોય છે ત્યારે કૂતરાં તથા બીજાં જાનવરો કેવી કિકિયારી કરી મૂકે છે? પણ હાથી તો પાછું સરખું યે જોતો નથી. ઈશ્વર પ્રાણીમાત્રમાં રહેલો છે, છતાં સારા માણસોની સાથે જ પરિચય રાખવો જોઈએ. નઠારા લોક સાથે બહુ સાવધાનતાપૂર્વક રહેવું જોઈએ વાઘની અંદર પણ નારાયણ તો છે જ; પણ તેથી કાંઈ તેને આલિંગન દેવાય? કોઈ કહેશે કે વાઘમા પણ નારાયણ છે તો પછી શા માટે તેને જોઈને નાસી જવું? તેનો જવાબ એ છે કે જેઓ આપણને દૂર નાસી જવાનું કહે છે તેઓમા પણ નારાયણ છે; તો પછી તેમની વાત કેમ ન સાંભળવી? શાસ્ત્રમાં કહ્યું છે કે આપો નારાયણ જળમાં નારાયણ છે. પણ એક જળ દેવસેવામાં વપરાય છે, બીજું જળ વાસણ માંજવામાં કે કપડાં ધોવામાં જ વપરાય છે, પણ પીવામાં કે દેવસેવામાં વપરાતું નથી. તેમ સાધુ-અસાધુ, ભક્ત-ભક્તિવિમુખ સર્વના હૃદયમાં નારાયણનો સામાન્ય વાસ તો છે જ. પણ તેથી કાંઈ અસાધુ અને ભક્તિવિમુખ દુષ્ટ લોકોની સાથે વ્યવહાર રખાય નહિ. તેમની સાથે ગાઢ સંબંધ બધાય નહિ. કોઈની સાથે સહજ વાતચીત કરી શકાય તો કોઈની સાથે તે પણ કરી શકાય નહિ. એવા લોકની પાસે ન રહેતાં દૂર રહેવું સારું સંસારમાં રહેવું હોય તો નઠારા લોકોથી આપણે પોતાનો બચાવ કરવા માટે એક પ્રકારના તમોગુણનો દેખાવ કરવાની જરૂર છે. પણ કોઈ આપણું અનિષ્ટ તાકે તેથી આપણે પણ તેનું અનિષ્ટ તાકવું એમ ન થવુ જોઈએ.

*

ઈશ્વરની સૃષ્ટિમાં નાના પ્રકારનાં જીવજંતુ, ઝાડ વેલા વગેરે છે. કેટલાકને અમૃત જેવા મીઠાં ફળ આવે છે અને કેટલાકના ફળ કડવાં ઝેર જેવાં હોય છે. એવી રીતે માણસમાં પણ કેટલાક સારા તો કેટલાક નઠારા હોય છે, સાધુ પણ હોય છે અને દુષ્ટ પણ હોય છે સંસારમાં બદ્ધ જીવો પણ છે અને ભક્તો પણ છે.

*

જીવ ચાર પ્રકારના હોય છે—બદ્ધજીવ, મુમુક્ષુજીવ, મુક્તજીવ અને નિત્યજીવ. નિત્યજીવ એટલે નારદ અને

એમના જેવા કે જેઓ સંસારમા માત્ર મનુષ્યજાતિના કલ્યાણને માટે જ રહે છે—તેમને ઉપદેશ આપવા માટે જ રહે છે, તેઓ નિત્યજીવ છે.

જેઓ વિષયસુખમાં રચ્યાપચ્યા રહે છે અને પ્રભુને ભૂલી જાય છે, તથા ભૂલેચૂકે પણ ઈશ્વરનુ સ્મરણ કરતા નથી તેઓ બદ્ધ જીવ છે. જેઓ મુક્ત થવાની ઇચ્છા રાખે છે તેઓ મુમુક્ષુ કહેવાય છે; પણ તેઓમાંથી કોઈ મુક્તિ મેળવી શકે છે અને કોઈ નથી મેળવી શકતા

જેઓ સંસારને વિષે કામિની અને કાંચનથી લોભાતા નથી, એવા સાધુ મહાત્માઓ મુક્ત જીવ કહેવાય છે. તેમના મનમાં કદી વિષયવાસના જાગૃત થઈ શકતી જ નથી; અને તેઓ હંમેશાં ઈશ્વરના ચરણકમળનું જ ધ્યાન કરે છે.

બદ્ધજીવો સંસારમાં કામિની અને કાંચનથી લોભાઈને બંધાઈ જાય છે. હાથેપગે સર્વાંગે બંધાઈને જકડાઈ જાય છે. પણ તેમને ખબર નથી કે વિષયસુખમા રચ્યાપચ્યા રહેવાથી આત્માનું મૃત્યુ થાય છે. બદ્ધજીવ જ્યારે મરવા પડે છે ત્યારે તેની સ્રી કહે છે: "તમે તો જાઓ છો પણ મારે માટે શું કરતા જાઓ છો?" તેની આગળ પરમાત્માની કે પરલોકની તો તે વાત જ નથી કરતી. મરનારને પણ એટલું દઢ માયાબંધન હોય છે કે દીવો ભડ ભડ બળતો જોઈને તે કહે છે: "અરે સાંભળે છે કે? દીવેલ બળી જાય છે તે જોતી નથી? એને બદલે એક દીવો રાખ." એમ કહીને તે પ્રાણ મૂકે છે. બદ્ધજીવને કદી ઈશ્વરનું સ્મરણ થતું નથી. જો બીજું કામકાજ ન હોય તો વૃથા ગપાટા જ હાંકે છે અથવા તો નિરુપયોગી કામ કરે છે. પૂછીએ તો કહે છે કે બેઠાં બેઠાં અમારો વખત શી રીતે જાય? માટે જરા ગંજીફે અથવા પાસે રમીએ છીએ!

(મુક્તિનો) અવશ્ય ઉપાય તો હોવો જ જોઈએ. વારંવાર સાધુસમાગમ કરવો જોઈએ; અને વખતોવખત એકાંતમાં જઈને ઈશ્વરનું ધ્યાન કરવું જોઈએ; તથા સત્–અસત્નો વિચાર કરવો જોઈએ. ઈશ્વરની પ્રાર્થના કરવી જોઈએ કે "મને ભક્તિ અને શ્રદ્ધા આપો." શ્રદ્ધા ઉત્પન્ન થઈ એટલે કામ થઈ ગયું. શ્રદ્ધા કરતાં કશું પણ વધારે શ્રેષ્ઠ નથી. શ્રદ્ધાનું કેટલું બળ છે તે જાણો છો? પ્રાચીન કથા છે કે રામચંદ્રજી જે પૂર્ણબ્રહ્મ નારાયણ હતા, તેમને લંકા જવા માટે સમુદ્ર ઉપર પૂલ બાંધવો પડ્યો હતો. પણ હનુમાનને

રામનામ પર અડગ વિશ્વાસ હતો તેથી રામનામ લઈને એક છલંગ મારીને પેલી પાર જઈ પહ્યા. તેમને પૂલની જરૂર ન પડી. ખુદ રામ કરતાં પણ રામના નામમાં વધારે બળ છે. જેને ઈશ્વર ઉપર વિશ્વાસ છે તેણે જો મહાપાતક કર્યાં હોય—ગૌહત્યા, બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા કરી હોય—તો પણ ભગવાન ઉપરના વિશ્વાસના બળથી તેનો ઉદ્ધાર થઈ શકે છે, એણે માત્ર એટલું જ કહેવું જોઈએ કે "આજથી એવું કામ નહિ કરું." એમ કહીને તેનું પવિત્ર નામ લેવા માંડે તો પછી તેને માટે કશો ભય નથી."

*

ભકતનું હૃદય પરમાત્માનું નિવાસસ્થાન છે. તે સર્વ ભૂનમાત્રમાં સામાન્ય રૂપે, (શાંત વાયુની પેઠે) વસે છે ખરા, પણ ભકતના હૃદયમાં તે વિશેષ રૂપે (વહેતા શાંતિપ્રદ વાયુની પેઠે) હોય છે. જેમ કોઈ જમીનદાર તેની જમીનદારીનાં તમામ સ્થાનમાં રહી શકે તેમ હોવા છતાં પણ અમુક દિવાનખાનામાં તે ઘણો સમય ગાળે છે તેમ ભકતનું હૃદય એ ભગવાનનું દીવાનખાનું છે.

*

## એકાંત, એકાગ્રતા અને અનન્યતા

ઈ. સ. ૧૫૦૮થી ૧૫૧૨ના ગાળાની વાત છે.

ઈટાલીના પ્રખ્યાત ચિત્રકાર અને શિલ્પી માઈકેલ એન્જેલોએ સિસ્ટાઈનના દેવળની છતને સુશોભિત બનાવવાનું કામ હાથમાં લીધું હતું આ કામ હેમખેમ પાર ઉતારવા તેણે સગાવહાલા કે કોઈને પણ ન મળવાનો આકરો નિયમ કર્યો હતો.

સેબેસ્ટિઆનો તેનો દિલોજાન મિત્ર હતો એન્જેલોના આવા વિચિત્ર નિયમથી તેને ઘણું આશ્ચર્ય થયું. તેણે પૂછયું : "માઈકેલ! તને આ તે શું ભૂત વળગ્યું છે કે તું સગા સ્નેહીઓને પણ મળતો નથી! અને આવું એકાંત જીવન કેમ ગમે છે?"

જવાબમા અન્જેલોએ ગંભીર થઈ કહ્યું· "મિત્ર! કળા કે અસાધારણતા એ એક દ્વેષી પત્ની જેવી છે. એકધારો અને સતત પ્રેમ તેને ન મળે તો તે રિસાઈ જાય છે"

થોડુંક અટકી મૂળ વાતને સ્પષ્ટ કરતા કહેવા લાગ્યો "એકાગ્રતા વિના દુનિયામા કોઈ પણ સાધના થઈ શકતી નથી. વળી કોઈ પણ ધ્યેયમા સફળ થવુ હોય કે પછી કોઈ મહાન કાર્ય કરવુ હોય તો માણસે પોતાની સર્વશક્તિઓ વડે એકાગ્રતાપૂર્વક અને અનન્યતાપૂર્વક કામ કરવુ જોઈએ

"સર્વ પ્રકારની મહતા, કીર્તિ કે સફળતાનુ રહસ્ય જ એ છે કે પોતાની બધી શક્તિઓને એક જ બાબત પર એકાગ્ર કરવી તથા તેના ઉપર જ કામે લગાડવી. બીજા માણસોને ગાંડા લાગે એટલી હદ સુધી તેણે પોતાના ધ્યેય સિવાયની બધી બાબતો વિષે બેપરવા બનવુ."

મિત્ર તો આ સાભળી એ મહાન કળાકારના મુખ સામે ટગર ટગર જોઈ જ રહ્યો!

—હરિભાઈ છો. પટેલ

નજરથી જાપાનીઓ ફૂલને ચાહે છે, એ જ નજરથી તેઓ બાળકોને ચાહે છે. બાળકને ચાહવામાં કૃત્રિમ મોહ નથી હોતો. આપણે એમને ફૂલની જેમ નિઃસ્વાર્થ નિરાસક્ત ભાવે ચાહી શકીએ છીએ.

કાલ સવારે જ દેશની (ભારતવર્ષની) ટપાલ ઉપડશે. અને અમે પણ ટોકિયો છોડીશું. એક વાત તમે ધ્યાનમા રાખજો. હું જેમ જેમ જોઉં છું તેમ તેમ લખતો ચાલું છું. એ માત્ર નૂતન દેશના ઇતિહાસને જાણવા પૂરતી મારી આંખ ખૂલી છે. પણ આમાથી તમે તમારું પ્રમાણ ઓછું રાખશો તો 'વસ્તુતંત્રના'ની દૃષ્ટિએ નિરાશ પણ થશો. મારા આ પત્રો જાપાનના ભૌગોલિક વૃત્તાન્તરૂપ સ્થાન પણ ન લે એટલે કે પાઠ્ય સમિતમાં એ ચૂંટાય નહિ એ હું બરાબર જાણું છું. જાપાન સંબંધે હું જે કાંઈ પ્રકાશ પાડું, એમાં જાપાન પણ કંઈ અંશે પરિમાણમાં છે, હું પણ કંઇ પરિમાણમાં છું. આટલું જ માત્ર તમે ધ્યાનમા રાખીને ચાલશો તો દ્વિધાભાવ ઊભો થશે નહિ. 'ભૂલ દેખાડશો ના' એવું કહેવાનો મારો આશય નથી. પ્રતિજ્ઞા પણ નથી. મનમા જે આવ્યું તે જ બોલવું એ જ છે મારો આશય.

૨૨ જ્યેષ્ઠ, ૧૩૨૩.

તોમે.

૧૪

જેમ જેમ જોતો જાઉં છું તેમ તેમ લખવાનુ ઓછું થતું જાય છે. આગળ મેં લખ્યું છે કે જાપાની છબિઓ દીવાલે ટાંગતા નથી. ઘરની સજાવટમાં ઘર ભરી નથી દેતા. જેટલું તેમની પાસે રમણીય, તેટલું તેને તેઓ ઓછું ગણે છે. વસ્તુ જોવા સંબંધમાં તેઓ યથાર્થ ભોગી છે. તેમા તેઓ કૃપણતા બતાવતા નથી. એ બધા જાણે છે થોડે થોડે ના જોવાથી આખાનો ખ્યાલ આવી શકતો નથી. જાપાન જેવા સંબંધમાં મારે એવું જ છે. જોવાલાયક વસ્તુ ચારેકોરથી નજરે પડે છે. પણ બને છે એમ કે થોડું કે ય બાદ રહી જાય છે. ધારી ધારીને જોવા જતાં.

અહીં આવીને માન પૂજામાં પડી જવાયું. જણ થતાંની સાથે સાથે જ ખબરપત્રીઓનાં ટોળાંઓ ચારે કોરથી આવવાં લાગ્યાં. એમાંથી છટકીને જાપાનમાંથી કાંઇક જોવાની આશા તો હતી નહિ. જહાજમાંથી જ મને પકડી લીધેલો. રસ્તામા પણ તેમનાં ટોળાં સાથે હોય ઘરમા બેઠા હોય ત્યાં પણ એ લોક ઘુસી આવતાં અચકાતા નહિ.

આવા કૌતુકપ્રિયના ટોળાંની ભીડમાંથી ખસતો ખસતો છેવટે ટોકિયો શહેર સુધી આવી પહોંચ્યો. અહીં અમારા ચિત્રકાર ભાઈ યાકોયામા ટાઇકાને ત્યાં ઊતારો મળ્યો. અહીંથી ધીમે ધીમે જાપાનના અંતર્ભાગનો પરિચય મળવો શરૂ થયો.

પ્રથમ પહેલાં આપણાં બૂટચંપલ દરવાજા પાસે કાઢવાના હોય છે સમજ પડી. બૂટચંપલ એ રસ્તાનાં. અને પગ એ ઘરની ચીજ જેવા. ધૂળ એ પણ ઘરની ન ગણાય. એ મ બહાર પૃથ્વીની. ઘરનો ઓરડો એક મોટા બિછાનાથી બિછાવવામા આવે છે. એ બિછાના–શેતરંજી–ની નીચે ઘાસની સાદડી–ગાદી જેવી–પાથરવામાં આવે છે. એથી કરીને પગની ધૂળ તો ના પડે એટલું જ નહિ પગનો અવાજ પણ થાય નહિ. બારીબારણાં બધાં ઠેકાબારીઓવાળાં (સ્પ્રીંગવાળાં કહીએ તો ચાલે.) જેથી કરીને પવનથી ધડાધડ થાય નહિ.

એક વાત એવી છે કે એમના ઘરમાં બહુ જ સામાન નથી હોતો. બધું જ પ્રમાણસર હોય છે. ધોવા લીછળવામા જરા ય મુશ્કેલી પડે નહિ એવો ને એટલો. વળી, એમનાં ઘરો પણ એવાં હોય છે. જેટલી સંભાળ લઇ

[જુઓ પાન ૨૩ ઉપર]

સત્યની જ પ્રીતિ સંપાદન કરો એકલા રહેવું પડે તો પણ સત્યને જ વળગી રહો સત્યની જ બાજુએ લડતા લડતા મરો સદાચારના સ્વર્ગમાં કદાપિ તમે એકલા પડો તો પણ સત્યનિષ્ઠારૂપી સૂર્ય તમારો સોબતી છે જ તમારા તેજરાશિ વિચારો ગ્રહણ કરીને ઘણા સત્સંગીઓ તમને આવી મળશે અને એની મેળે જ તમારો યોગ બની તત્ત્વ છોડી દઈને સંઘ કરવાની ખટપટ કરશો નહિ મારે લોકોના મતપત્રો અથવા અનુયાયીઓ મેળવવાની ઇચ્છા નથી મારે માત્ર સત્યને અનુસરીને ચાલવું છે સત્યને સંરક્ષણ અથવા સંરક્ષકની જરૂર નથી સૂર્યના પ્રકાશને પેગંબરો અથવા દૂતોની જરૂર પડે છે? હું સત્યનો પ્રસાર કરતો નથી સત્ય પોતે જ મારો અને તેનો પોતાનો પ્રસાર કરે છે

* * *

જેમ ખેતરમાં એક તરબૂચ પાકવા આવે ત્યારે બીજાં પણ હજારો તરબૂચ એ જ ઋતુના પ્રભાવથી પાકેલાં હોય છે તેવી જ રીતે એકાદ પ્રથમ દૃષ્ટિએ નવો અને વિચિત્ર જણાતો વિચાર તમારા મનમાં આવે ત્યારે ખાસ સમજવું કે એ જ વિચાર બીજા હજારો લોકોના મનમાં કાંઈક ઓછી સ્પષ્ટતા સહિત આવતો હોવો જોઈએ જ્યારે વસંતઋતુમાં કોઈ ઝાડ ઉપર એકાદ પાંદડું, ડાંખળી અથવા અંકુર ફૂટવા લાગે છે અને જ્યારે તેની સાથે કોઈ રોપો પણ ભૂમિમાંથી ઊગી નીકળે છે ત્યારે તેના જેવા હજારો પાંદડાં ડાંખળીઓ અંકુરો અને રોપાઓ તે જ વખતે કોઈ બીજે ઠેકાણે પણ અવશ્ય ઊગતા હોય છે ધર્મ, નીતિ અથવા બુદ્ધિનો નવો જુસ્સો હમેશાં માતાના ગર્ભમાં બાળકના જેટલો જ પવિત્ર છે તે છુપાવી રાખવો એ પરમાત્માનો દ્રોહ કર્યા બરાબર છે

* * *

હે સત્ય! તારા ઉપર મારો પ્રેમ છે હે પ્રેમ! તારી સાથે હું સદા પ્રામાણિકપણે વર્તું છું પોતાના હાથથી કંઈ પણ દૃશ્ય કાર્ય સધાય પોતાના ભક્તોની સંખ્યા મોટી દેખાય એવી કર્મવાદીઓની આકાંક્ષા જ સત્ય શ્રેયની આડે આવનારી પ્રચંડ વિઘાતક શક્તિની ગરજ સારે છે દૃષ્ટ ફળ અને સંખ્યાવાચક આંકડાઓના ફળના પુરાવાની ચિંતાથી જ સઘળો ગૂંચવાડો ઉત્પન્ન થાય છે એકાદ શબ્દમાં આખા દેશને નુકસાન કરે એટલું ઝેર હોય, પરંતુ તેથી શું તે શબ્દનું મહત્ત્વ ગણાશે કે?

* * *

પોતે વાવેલા ઝાડને પોતાની નજર આગળ જ ફળ આવે અને તે પોતાને જ ખાવા મળે, આવી ઘણા લોકોની ઇચ્છા હોય છે આ ઉપરથી શ્રદ્ધાનો અભાવ અને સ્વાર્થવૃત્તિ જણાઈ આવે છે ઇશુખ્રિસ્ત નાનક વગેરે સાધુસંતોએ જે વૃક્ષને પોષવાને માટે પોતાના દેહો ખાતરરૂપે અર્પણ કર્યા હતા તે વૃક્ષને ફળ આવતાં સૈકાઓ વીતી ગયા હતા એ વાત ભૂલવી જોઈએ નહિ કેટલાક વક્તાઓને પોતાની પાછળ ધૂમકેતુની પેઠે એકાદ ભભકાદાર ઉપાધિના પૂંછડાની જ અભિલાષા હોય છે પરંતુ એ અસ્પષ્ટ પૂંછડું પ્રચંડ અને વિસ્તીર્ણ હોવા છતાં છેક ભાર વિનાનું હોય છે આનંદમાટે જોવાને લોકોના ટોળેટોળાં આવે છે પરંતુ તે પૂરી થયા પછી તેની કશી જ નિશાની રહેતી નથી અંધારામાં ગોથાં ખાતો મનુષ્ય દારૂખાનાના અજવાળાના ક્ષણિક પ્રકાશથી કદી પોતાનો માર્ગ કાપી શકશે? નિરંતર પ્રકાશ - પછી તે નાની સરખી મીણબત્તીનો જ કેમ ન હોય તો પણ તે જ - સદા ઉપયોગી છે તમારું ગુરુત્વ - મધ્ય - બિંદુ તમારી બહાર જવા દેશો નહિ શુદ્ધ પ્રેમ અને સ્વાર્થત્યાગ એ જ ચારિત્ર્યનાં પ્રધાન અંગ છે. પરોપકાર એ તો કેવળ ક્વચિત્ ક્વચિત્ બહાર પ્રતીત થતી તેની છાયા જ છે

* *

અંતરિક્ષમાં પૃથ્વી વર્ષની બધી પોતાની દૃષ્ટિ રાખીને ફરે છે નીલવર્ણી નભમાં દિવ્ય પ્રકાશ

નાખની, સૂર્યરહિત કિંવા તોફાની વાદળાથી ગ્રસ્ત થયેલી અવસ્થામા પૃથ્વી સ્તબ્ધ થતી નથી, અણુમાત્ર પોતાની ગતિ બદલતી નથી પણ એક સરખી નિયમિત ગતિએ પોતાનો પ્રવાસ કર્યે જ જાય છે સૂર્યપ્રકાશ કિંવા તોફાનથી આવૃત થતા છતા ત ચાલી જ જાય છે તે જ પ્રમાણે હે પૃથ્વીના મનુષ્ય! તારી પાસે સમય અને શક્તિ બને છે, માટે આગળ અને આગળ ચાલ્યો જા

* * *

કોઈ કાર્યકર્તામા અમુક વિષયમા દોષ છે માટે બીજી બાબતોમા તેની સેવા સ્વીકારવી નહિ એવી પ્રવૃત્તિ હિંદુસ્તાનમા જણાઈ આવે છે દાખલા તરીકે એકાદ ઉપદેશક ખાનપાનના વિધિનિષેધને ન માનતો હોય તો તેનો ઉપદેશ સાભળવો જ નહિ આથી દેશમા સ ીને કામ કરવુ અશક્ય જ થઈ પડયુ છે આ ન્યાય તો ગાય પર સવારી કરી શકાતી ન હોવાથી તેના દૂધનો અસ્વીકાર કરવો અને ઘોડી દૂધ નથી આપતી તેથી તેના ઉપર સવારી કરવાનુ છોડી દેવુ એના જેવો જ છે

* * *

વિજ્ઞાનવેત્તાઓનો એવો અનુભવ થયો છે કે સામાજિક જીવનની રસાકસીમા ધાતુનિયાઓ કાઈ આગળ વધી જતા નથી તેમ બળવાન પણ વિજયી નીવડતા નથી પણ પરસ્પર સપીને કામ કરી શકે છે તેઓ જ યશ મેળવે છે પ્રથમ સપ અને પછી હરીફાઈ, કેવળ સપની ખાતર જ કરેલી એકતા ટકશે નહિ જેવી રીતે શરીરના સેન્દ્રિય પદાર્થો આપે આપ બને છે તેવી જ રીતે પરસ્પર સહાયતા, સપીને કામ કરવાની ઇચ્છા અને સમાન કાર્યમાથી સસ્થાઓ ઉત્પન્ન થાય છે

* * *

પ્રથ સુધારક' શ્રીમતોની ઇચ્છાનુસાર વર્તવાથી તમને ક્ષણિક મહત્ત્વ મળશે, પરતુ ગરીબ લોકો, સ્ત્રીઓ અને બાળકોના હાથથી જ સત્યની સવારી આગળ વધશે, બીજાના હાથથી નહિ ઇતિહાસ તો એમ જ કહે છે કે આધુનિક ઉપદેશકની વૃત્તિ એવી છે કે સરકારી અમલદાર વગેરે મોટા લોકો પોતાના વ્યાખ્યાનમા આવે એટને તઓ પોતાને કૃતકૃત્ય માને છે એ ખરુ છે કે સરકારી નોકરો બીજા માણસોના કરતા અધિક હોશિયાર હોય છે અને તેથી તેઓ થોડાઘણા ઉપયોગી પણ છે પરતુ જેમનો જુસ્સો હમેશના ઘસડવેળાથી મદ પડી ગયો છે, અને અતિશય શ્રમ કરવાથી જેમની શક્તિ ક્ષીણ થઈ છે, એવા એ લોકોને તેમના માનમરતબા રૂપી કેદખાનામા અને ઉન્નતિ વિનાના શ્રેષ્ઠ આસન ઉપર જ બેસી રહેવા દો તેમને પોતાના પરમેશ્વરના ટીપાથી મેળવેલી મધુર પ્રશસાના શાંત કરી નાખનારા હાલરડાઓ અને અનુચરો તરફથી મળતા માનનો ઉપભોગ લેવા દો ખરો રાષ્ટ્રોદ્ધાર તો રાષ્ટ્રના ગરીબ મૂળથી જ થવાનો છે

* * *

હિંદુસ્તાનમાની અનેક હિલચાલો વિજયી ન નીવડવાનુ મુખ્ય કારણ એ જ છે કે કાર્ય કરનાર લોકોએ પોતાની સર્વ શક્તિ મૂળ તરફ ન વાપરતા માત્ર ફળ અને પાદડાઓને જ (મોટા લોકોને જ) પાણી છાટવામા જ ગુમાવી દીધી છે ખરી રીતે તો રાષ્ટ્રવૃક્ષના આધારરૂપ બિચારા શુદ્રોને જ પ્રકાશ અને ચૈતન્યની જરૂર છે જેઓ શૂન્યવત ગણાય છે એવા ગરીબગુરબાઓની તમે ચિંતા કરશો તો લોકો તમને ઠપકો દેશે ખરા, પરતુ ધ્યાનમા રાખજો કે શૂન્યને એકડાની જમણી બાજુએ મૂકવાથી એકડાની કિંમતને દસગણી વધારવાની તેનામા શક્તિ છે માટે તમારા એકત્વનો—અભેદભાવનો—આકડો અથવા શૂન્યોની સાથે મેળાપ થવા દો તત્ત્વમસિ 'તે તુ જ છે'

* માણસ પેદા કરે તે કાવ્ય અને સર્વલોક-મહેશ્વર જે પેદા કરી આપણા આનંદને માટે આપણી આગળ રજૂ કરે છે એ કાવ્ય નથી એવો ભેદ શા સારુ કરીએ? કુદરતને યાન્ત્રિક અને ભાવશૂન્ય શા માટે કલ્પીએ? આપણે અને આપણી કલ્પનાઓ, આપણા ઉદ્‌ગારો અને આપણા અવગાહનો, આપણો વિષાદ અને ભાવાવેશ બધું જ કુદરતની પ્રજા છે. આપણે કુદરતના અંશ છીએ, પ્રકૃતિમાતા પરિપૂર્ણ છે. આપણા કરતાં પ્રકૃતિમાતાની વિભૂતિ નાની ન હોય. દરિયો એ મહાભારત જેવું મહાકાવ્ય છે. અને કરોડો ભારતીઓને સ્તન્યપાન કરાવતી ગંગામૈયાને કલાકારની દૃષ્ટિથી જોશો તો એ દેવી છે, ભારતમાતા છે, એ વિષે શંકા સરખી નહિ આવે. પરમ પિતા-મહ જેવું આકાશ તો આપણે જ્યાં હોઈએ ત્યાં આપણે માથે છે જ. એકેએક દેશના પુરાણકારોએ તારાઓનું કાવ્ય અનુભવ્યું છે અને વર્ણવ્યું છે. ખરેખર આજકાલના જ્યોતિષમાં કાવ્ય અને સૌંદર્ય-કલા અપૂર્ણ ભર્યાં છે. રુક્ષવતારનું દર્શન એ પણ એક મોટી દીક્ષા જ ગણાય. કવિઓ અને કલાધરો એવા આવિર્ભાવથી ડરી નથી જતા એ તો પ્રાર્થના કરવાના જ કે જ્યારે હૃદય સુકાઈ જાય છે, શ્રદ્ધા અસ્ત પામે છે, અને નરી સ્વાર્થ અને પરસ્પર અવિશ્વાસ એ જ માનવધર્મ થઈ બેસે છે ત્યારે હે પરમગભીર "તુમિ રૌદ્ર વેશે એશો."

* કળાનું પ્રયોજન શું એ પ્રશ્ન હમેશાં ચર્ચાય છે અને સંભવ છે કે અનંતકાળ સુધી ચર્ચાશે. કાવ્યં યશસે, અર્થકૃતે, વ્યવહારવિદે, શિવેતરક્ષતયે એવાં એવાં પ્રયોજનો પૂર્વાચાર્યોએ વર્ણવ્યાં છે. યશસે અને અર્થકૃતે એ બે પ્રયોજનો આજે પણ જમ્બર છે. પહેલાં કરતાં આજે એ પ્રયોજનો વધારે સિદ્ધ પણ થતાં હોય. છતાં કાવ્યનો કે કળાનો ઉદ્દેશ ધન અને કીર્તિ છે એમ આજના જમાનામાં માણસ કબૂલ ન કરે. આજના લોકો કહે છે કે જીવનના તમામ તત્ત્વોનું રહસ્ય પારખવાની શક્તિ અને જીવનના બધાં પાસા ખિલવવાનું સામર્થ્ય કળામાં છે, સાહિત્ય અને સંગીતમાં છે. કળા એ સ્વતંત્ર, સ્વયંભૂ, અન્યનિરપેક્ષ જીવનદર્શન છે. જેને જૂના લોકો મોક્ષનું સાધન કહેતા હતા તેને આજના લોકો આત્માનુભવનું સાધન કહે છે એટલો જ ફેર છે.

* કળાનાં આજનાં પ્રયોજનો નીચે પ્રમાણે મુકાય:—

૧ Art for art's sake—કળાને ખાતર કળા.

૨ Art for life's sake—જીવન માટે કળા.

૩ Art as an escape from life—જીવનની વાસ્તવિકતામાંથી મુક્તિ તરીકે કળા.

૪ Art as an escape into life—નીરસ વ્યવહારમાંથી છટકી જઈ જીવનાનંદમાં પ્રવેશ કરવાના સાધન તરીકે કળા.

૫ Art for Service—સેવાના સાધન તરીકે કળા.

૬ Art for self realisation—આત્માનુભૂતિના સાધન તરીકે કળા.

૭ Art for joy—નિરતિશય સમાધાન માટે કળા.

૮ Art as recreation—વિનોદવિસામા તરીકે કળા.

૯ Art as creative necessity—સિસૃક્ષાની અદમ્યવૃત્તિની તૃપ્તિને અર્થે કળા.

* આજના લોકો સાદામાં સાદી વસ્તુ પણ આરંભમ ગૌરવાન્વિત ભાષામાં મૂકે છે. જ્યારે જૂના લોકો ભારેમાં ભારે સિદ્ધાન્તદર્શન પણ સાદામાં સાદા ઘરગથ્થુ શબ્દોમાં મૂકતા હતા.

* આજના જાહેરખબરના જમાનામાં એકેએક ઉદાત્ત અને લલિત વસ્તુને સોંઘી, વિકૃત અને વિશ્રી થવાનું જોખમ રહે છે સમાજધુરીણો લોકજાગૃતિને કાજે જે ઉચ્ચી ભાષા વાપરે છે તે જ ચાર છ મહિનાની અંદર જાહેરખબરોમાં પહોંચી જાય છે, અને પોતાની કૃતિનું આવું વિડંબન અથવા ભ્રષ્ટી-કરણ થયેલું જોઈ માણસને શરમાઈને બેસી જવું

પડે છે ફૂટસૉલ્ટની દવા (!) માટે પણ જેમ શેક્સપિયરના વચનો ટાંકાય છે તેમ જ આ શ્લોક ત્યાં પણ હવે થવા લાગ્યું છે. આનો ઇલાજ સરકારના હાથમાં નથી, મૂળ લેખકના હાથમાં પણ નથી. આપણા સમાજે પવિત્ર વસ્તુનો થતો અપવિત્ર ઉપયોગ અટકાવવા મથવું જોઈએ.

* આજની આપણી 'હાઉસિંગ સોસાયટીઓ' તેમ જ મોટા શહેરની આસપાસ ખીલતાં ઉપનગરો જુઓ ત્યાં નાહવાધોવાની શૌચપાણીની સગવડો સારી હશે બારીબારણાં અને અગાસીઓ હવા અજવાળાને આવકાર આપતી હશે. પણ આપણા જીવનમાં ઓતપ્રોત થવાનો જેમનો હક્ક છે અને જેમના જીવનમાં પ્રવેશ કરવાનો આપણો ધર્મ છે, તે મજૂરો અને નોકરો, ધોબીઓ અને કુંભારીઓ, વાળંદો અને મોચીઓ ક્યાંય દેખાતા નથી; અને જ્યાં દેખાય છે ત્યાં આપણા જીવનની અધાર્મિકતા જાહેર કરતા હોય એવી દુર્દશામાં રહેતા દેખાય છે. સવારનું દૂધ લાવનાર દૂધવાળો અને દૈનિક છાપું લાવનાર ગરીબ છોકરો બન્ને ચોરની માફક પો ફાટતાં પહેલાં, પોતાનું મોઢું બતાવ્યા વગર એ વસ્તુઓ બારણે મૂકીને ચાલતા થાય છે ગરીબોને દૂર રાખીને આપણે જીવનાનંદને પણ દૂર રાખ્યો છે, અને કેવળ અસ્પષ્ટ પણ નિશ્ચિત બળતરા જ વહોરી લીધી છે.

* અને આજે જેઓ ગામડામાં જઈને વસે છે તેઓ પણ ગામડાની સ્વાભાવિક કળાનો જીર્ણોદ્ધાર કરી તેનું નવીનીકરણ કરવાને બદલે શહેરની કળાશૂન્ય અસંસ્કારિતા અને અપંગતા ગામડામાં પહોંચાડવાનો પ્રયત્ન વગર મહેનતાણે કરે છે.

* આપણા જૂના ઉત્સવોમાં કેટલાક વડીલોને અને હદબહારના ખર્ચને અવકાશ મળે છે એ વાત સાચી છે. પણ એ વાટે આપણે સામાજિક કળાપ્રિયતાને મહત્ત્વનું પોષણ આપ્યું હતું. આજકાલ ધર્મની પ્રતિષ્ઠા ઓછી થઈ છે તેથી આપણા સામાજિક ઉત્સવો ધર્મને કારણે નથી થતા, પણ સામાજિક અને રાજદ્વારી પ્રેરણાથી થાય છે. આપણાં સોશ્યલ ગૅધરિંગ્સ, સ્નેહસંમેલનો, ચંદ્રિકોત્સવો, અને પરિષદો એ આપણા સામાજિક જીવનનાં નવાં પ્રતિકો છે. એમાં જ્યાં જુઓ ત્યાં એક જ પ્રકાર નજરે પડે છે. એકાદ સંમેલનો ગોઠવ્યા પછી એનો કંટાળો જ આવી જાય છે. નવા નવા લોકો એ ખેલમાં ઊતરે છે માટે જ એવા ઉત્સવો વર્ષોવર્ષ ચાલે છે.

* આપણે ત્યાં ડોક્ટરો, વૈદ્યો, ઇજનેરો, વકીલો વગેરે તે તે શાખાના વિશેષજ્ઞો પડેલા છે. પણ આખી સંસ્કૃતિના, આખા જીવનના જીવનશાસ્ત્રીઓનો અભાવ છે. સંસ્કૃતિની ચર્ચા કરનારા અધ્યાપકો આપણને મળશે, પણ આખા સમાજને દોરનાર રાષ્ટ્રપિતાઓ અથવા ઋષિઓ સમાજમાં કેટલા છે? સમાજમાં યુરોપ જેટલું જ અસંસ્કારી અરાજક આપણે ત્યાં ફેલાવાથી લોકોના સમાજની સુસ્થિતિ માટે જીવન-ઋષિઓની જરૂર છે તેનું ભાન રહ્યું નથી. રાજા અને સરકાર વગર ચાલી શકે પણ જીવનઋષિ સમા સમાજધુરીણો વગર ન જ ચાલી શકે એ જે દિવસે આપણે સમજીશું તે દિવસે આપણે આપણા સમાજ-ધુરીણો પેદા કરવાના જ.

* વર્ણાના બ્રાહ્મણો ગુરુઃ એ વચનનો એવો સાંકડો અર્થ નથી કરવાનો કે બ્રાહ્મણ બધા પાસેથી દક્ષિણા લે બધાને ભગવાનનું કે પોતાનું ચરણોદક આપી આશીર્વાદ આપે, અને બધાને ત્યાં શ્રાદ્ધ જમવા જાય, કે વિવાહ વખતે મંત્ર બોલી આવે. જૂના વખતના બ્રાહ્મણ આચાર્યો ધનુર્વેદ, આયુર્વેદ, સંગીત, અશ્વવિદ્યા, ગજવિદ્યા વગેરે બધી જ કળાઓ ખિલવતા આજે આપણે ત્યાં કેળવાયેલા લોકોમાંથી કોઈ વિશ્વકર્મા બનતો નથી, કોઈ ભરતાચાર્ય પણ હજી જન્મ્યો નથી. અશ્વિનીકુમાર થવાનું તો દૂર જ રહ્યું. તમામ વર્ણોની જીવનવ્યવસ્થા અને સમાજસેવા વ્યવસ્થિત કરી આપનાર જીવનકળાધરો પાકશે ત્યારે જ આપણો સમાજ જીવિત અને વ્યવસ્થિત થશે. સમાજને એવી વ્યવસ્થાની ભૂખ લાગ્યા વગર એવા સમાજપુરુષો પ્રગટ થવાના નથી.

*

ત્રિરુપભંગપૂર્વકં નિત્યદાસનિત્યકાન્તા
ભજનાત્મકં વા પ્રેમૈવ કાર્યં પ્રેમૈવ કાર્યમ્ ॥ ૬૬ ॥

પુરી રીતે ભક્તજને ભગવાનમાં પ્રેમ જ કરવો જોઈએ. તે પ્રેમમાં ત્રણ પ્રકાર છેઃ- (૧) પ્રેમ કરનાર ભક્તજન (૨) પ્રેમનું પાત્ર ભગવાન અને (૩) પ્રેમનું સાધન અનુરાગ. આ પ્રેમ દાસભાવે પણ થાય તેમ જ કાન્તાભાવે પણ થાય. દાસભાવમાં ભગવાન સ્વામી, ભક્તજન દાસ, અને દાસ્યભક્તિ ગણાય છે; કાન્તાભાવમાં ભગવાન પતિ ભક્તજન પત્ની અને અનુરાગભક્તિ ગણાય છે, આ બંને ભાવોમાં ભગવાન માટે પ્રેમ પ્રગટ થાય છે.

ભક્તાઃ એકાન્તિનો મુખ્યાઃ ॥ ૬૭ ॥

એક નિશ્ચયને પકડી રહેનારા ભક્તો સર્વ કરતાં ઉત્તમ છે.

કંઠાવરોધરોમાંચાશ્રુભિઃ પરસ્પરં લપમાનાઃ
પાવયન્તિ કુલાનિ પૃથિવીં ચ ॥ ૬૮ ॥

ભક્તજનો પરસ્પર મળતા ભગવાનના પ્રેમમા મગ્ન થઈ ગળગળા બને, શરીરનાં રુંવાટા ખડાં થઈ જાય અને આંખોમાંથી આંસુની ધારા વહે, એવા ભક્તજનો માનવકુલને અને પૃથ્વીને પવિત્ર કરે છે.

તીર્થીકુર્વન્તિ તીર્થાનિ, સુકર્મીકુર્વન્તિ કર્માણિ,
સચ્છાસ્ત્રીકુર્વન્તિ શાસ્ત્રાણિ ॥ ૬૯ ॥

આ ભક્તજનો જે તીર્થમાં વસે તે તીર્થનો મહિમા વધે છે; તેમનાં કર્મો ખરાં કર્મો બને છે; અને તેઓ જે શાસ્ત્રોને માને, તે જ શાસ્ત્રો સારા ગણાય છે.

તન્મયાઃ ॥ ૭૦ ॥

ઉત્તમ ભક્તજનો તો ભગવાનનાં જ સ્વરૂપો છે.

મોદન્તે પિતરો, નૃત્યન્તિ દેવતાઃ, સનાથા ચ
ઇયં ભૂર્ભવતિ ॥ ૭૧ ॥

આ ભક્તજનોનો મહિમા સાંભળી પિતૃઓ આનંદ માને છે, દેવલોકો નાચગાન કરે છે, અને પૃથ્વી પોતાનું રક્ષણ કરનાર ભક્તજનો સ્વામી છે, એવો સંતોષ સેવે છે.

નાસ્તિ તેષુ જાતિ-વિદ્યા-રૂપ-કુલ-
ધન-ક્રિયાદિ ભેદઃ ॥ ૭૨ ॥

એ ઉત્તમ ભક્તોમાં પરસ્પર અભેદભાવ હોય છે. જાતિ, વિદ્યા, રૂપ, કુલ, ધન, ક્રિયા, વગેરેથી જે લૌકિક ભેદભાવો પડેલા છે, તેનાથી તેઓ દૂર રહેલા હોય છે.

યતઃ તદીયાઃ ॥ ૭૩ ॥

આ ભક્તજનો ભગવાનના સંબંધી છે. એ સંબંધ સર્વને સરખો છે; એટલે તેમનામાં જાતિ વગેરે ભેદભાવ આપોઆપ ખસી જાય છે.

વાદો ન અવલમ્બ્યઃ ॥ ૭૪ ॥

ભક્તે વાદવિવાદમાં ઊતરવું નહિ.

બાહુલ્યાવકાશાત્ અનિયતત્વાત્ ચ ॥ ૭૫ ॥

વાદવિવાદ કરતાં અનેક વાંધા ઊભા થાય છે; અને એક વાદ એવો નથી જે સામા પક્ષને પોતાનો નિશ્ચય બતાવી શકે.

ભક્તિશાસ્ત્રાણિ મનનીયાનિ તદ્ઉદ્બોધકકર્માણિ
અપિ કરણીયાનિ ॥ ૭૬ ॥

ભક્તજને ભક્તિ પર લખાયેલા ગ્રંથોનું મનન કરવું અને ભક્તિમાં વધારો કરે તેવાં કાર્યો પણ કરવાં જરૂરનું છે.

સુખદુઃખેચ્છાલાભાદિત્યક્તે કાલે પ્રતીક્ષ્યમાણે
ક્ષણાર્ધમપિ વ્યર્થં ન નેયમ્ ॥ ૭૭ ॥

ભક્તજને ભક્તિ કરતાં કરતાં સુખદુઃખ, લાભ-હાનિ, વગેરે જોડકાંનો ત્યાગ કરવો. એ ત્યાગ ધીરે

ધીરે થાય; તે કાળમાં પણ ભક્તે ઘડીભર થોભવું, રાહ જોવી કે સમયને બરબાદ કરવો, એવું કામ કરવું નહિ.

અહિંસાસત્યશૌચદયાસ્તિક્યાદિ ચારિત્ર્યાણિ પરિપાલનીયાનિ ॥ ૭૮ ॥

ભક્તજને પોતાના ચરિત્રને શુદ્ધ કરનારાં અહિંસા, સત્ય પવિત્રતા, આસ્તિકભાવ, વગેરે વ્રતોનું પાલન કરવું.

સર્વદા સર્વભાવેન નિશ્ચિન્તિતૈઃ ભગવાન્ એવ ભજનીયઃ ॥ ૭૯ ॥

હૃદયની ચિંતાઓ દૂર કરી, ભક્તજને સર્વરીતે પોતાના બધા ભાવો એક કરી ભગવાનને ભજવા.

સ કીર્ત્યમાનઃ શીઘ્રમેવ આવિર્ભવતિ, અનુભાવયતિ ચ ભક્તાન્ ॥ ૮૦ ॥

ભજનકીર્તનની ધૂનથી ભગવાન તરત જ પ્રગટ થાય છે; અને ભક્તોને પોતાના સ્નેહથી રંગી દે છે.

ત્રિસત્યસ્ય ભક્તિરેવ ગરીયસી ભક્તિરેવ ગરીયસી ॥ ૮૧ ॥

ત્રણે કાળમાં સત્યસ્વરૂપ ભગવાનની ભક્તિ જ સર્વ કરતાં વધારે હિત કરનારી છે.

ગુણમાહાત્મ્યાસક્તિ, રૂપાસક્તિ, પૂજાસક્તિ, સ્મરણાસક્તિ, દાસ્યાસક્તિ, સખ્યાસક્તિ, વાત્સલ્યાસક્તિ, આત્મનિવેદનાસક્તિ, તન્મયતાસક્તિ, પરમવિરહાસક્તિરૂપા એકધા અપિ એકાદશધા ભવતિ ॥ ૮૨ ॥

ભક્તિ સ્વરૂપે એક છે, અને ભાવનાભેદે અગિયાર છે. ભગવાનના ગુણ અને મહિમામાં અનુરાગ સ્વરૂપમાં અનુરાગ, પૂજામાં અનુરાગ, સ્મરણમાં અનુરાગ, દાસપણામાં અનુરાગ, મિત્રતામાં અનુરાગ, બાળકની જેમ વહાલમાં અનુરાગ, પોતાનું સર્વ સોંપી દેવામાં અનુરાગ, અને ભગવાન સાથે એકતા સાધવામાં અનુરાગ એમ ભાવનાના સ્વરૂપો છે.

ઇત્યેવં વદન્તિ જનજલ્પનિર્ભયાઃ એકમતાઃ કુમાર–વ્યાસ–શુક–શાડિલ્ય–ગર્ગ–વિષ્ણુ–કૌડિન્ય–શેષ–ઉદ્ધવ–આરુણિ–વાલિ–હનુમદ્–વિભીષણાદયો ભક્ત્યાચાર્યાઃ ॥ ૮૩ ॥

કુમાર, વ્યાસ, શુક, શાડિલ્ય, ગર્ગ, વિષ્ણુ, કૌડિન્ય, શેષ, ઉદ્ધવ, આરુણિ, બલિ, હનુમાન અને વિભીષણ આદિ ભક્તિમાર્ગના આચાર્યો એકમત થઈ, લોકનિંદાની પરવા કર્યા વિના, ભગવાનની ભક્તિને અનુસરીને ભક્તિનો મહિમા બતાવે છે.

યઃ ઇદં નારદોક્તં શિવાનુશાસનં વિશ્વસિતિ શ્રદ્ધત્તે સઃ પ્રેષ્ઠં લભતે સઃ પ્રેષ્ઠં લભતે ॥ ૮૪ ॥

જે ભક્તજન નારદમુનિએ કહેલ કલ્યાણકારી ભક્તિશાસ્ત્ર પર વિશ્વાસ અને શ્રદ્ધા રાખે છે, તે ભક્તજન પરમ પ્રેમસ્વરૂપ ભગવાનને એ મળે છે.

ઇતિ

આ રીતે આ શાસ્ત્રની સમાપ્તિ થાય છે.



[પાન ૧૬થી ચાલુ]

શકાય, એવડા જ તે હોય છે. એથી મોટાં નથી હોતાં. તેમની ઓસરીઓ પણ ખૂબ વ્યવસ્થિત હોય છે. એમાં એક પણ નકામી વસ્તુ જણાતી નથી. મોટામાં મોટી સગવડ એ છે કે એમનામાં જેઓ પુરાણા રીત-રિવાજને વળગેલાં છે, તેઓ તો ટેબલ ખુરશીનો ઉપયોગ કરતાં નથી. બધાને એમ જ જાણે ખ્યાલ છે કે, ટેબલખુરશીમાં જીવ નથી, એ વાત સાચી, પણ તે હાથપગવાળા તો છે એના ઉપર કેમ બેસાય? ઉલટી, એમની તો કાળજી લેવી જોઇએ. આ માન્યતાને આધારે તેઓ તેની સામે ઊભા રહે છે. અતિથિ વર્ગ આવે જાય. પણ તેઓને માટે રાખેલી ખાસ જગાએ બેસીને જાય છે. ઘરમાં સરસ ચકચકતા પૉલીશ કરેલાં પાટિયાંની એક દીવાલ હોય છે. પાથરણાં ત્યાં સુધી પાથરેલાં હોય છે. એક પાટિયા પર સરસ મજાની ફૂલદાની હોય છે. આ બધું જે છે તે આડંબર માટે નહિ. આંખને ઠારવા માટે છે આમાં ય પાછી કેવળ ફૂલદાની જ શોભતી હોય છે. આસપાસ બીજી કોઇ ચીજો ઠાંસીને મૂકવામા નથી આવતી. સુંદર વસ્તુને આ લોક કેટલા જતનથી સાચવે છે તે આ ઉપરથી સમજી લેવાય છે. ફૂલની સજાવટ પણ એવી જ હોય છે. સારા મજાનાં ફૂલને પાંદડાથી ઠસાવીને તોરો બાંધવામાં એનો દેખાવ એવો લાગે છે જાણે ત્રીજા વર્ગના ડબ્બાને ઉતારૂઓથી ભરી કાઢેલો હોય! પણ અહીં ફૂલને માથે અત્યાચાર થતો નથી એને માટે ત્રીજા વર્ગનો ડબ્બો નથી. એમને માટે તો સારો એવો સલૂનનો ડબ્બો હોય છે. ફૂલ સાથેનો એમનો વ્યવહાર ખૂબ જ નાજુક અને હળવો હોય છે. જરાય ખેંચાખેંચી કે તાણા તાણ નથી હોતી.

વહેલી સવારે ઊઠીને બારી પાસે આસન પાથરીને જ્યારે બેઠા ત્યારે મને એક વાત સમજાઈ કે જાપાનીઓ માત્ર શિલ્પકળામાં જ ઉસ્તાદ છે, એમ નહિ, પણ માનવનું જીવન એ પણ એક જીવનયાત્રા સમજીને તે પણ એક કળાની વિદ્યા છે, એમ તેનો સ્વીકાર તે કરે છે. એટલું એ લોકો જાણે છે કે જે ચીજની કિંમત અંકાય છે, તેનું ગૌરવ છે. તેનું સ્થાન એટલું જ મહત્ત્વનું છે. આ બધાં જ ઘરોમા મેં એટલું જોયું કે ખૂણેખૂણાનો ઉપયોગ કરવામાં આવે છે કોઇ ખૂણાનો અનાદર થતો નથી.

જ્યાં ચારેકોર દોડધામ, રઘવાટ, અવર-જવર, જંજાળ, કોલાહલ વિશેષ, ત્યાં આપણી જિંદગી ટૂંકી. મનમા અભ્યાસના અભાવે આ વસ્તુ આપણને સમજાતી નથી. આપણી આસપાસ જે કાંઈ છે, તે બધાં ય આપણાં મન અને પ્રાણને અસર કરતાં હોય છે. જે કોઇ છે, જે કરૂપ છે, તે આપણને કશું જ આપી શકતાં નથી. ઉપર જતાં આપણને ઘસારો આપતાં હોય છે. આ રીતના વ્યવહારમાં આપણી જીવનશક્તિનો ક્ષય થાય છે. (ક્રમશઃ)

અનુ૦ વિમળા પટેલ

☆

લોકો મને પૂછે છે કે, એકનો એક વિચાર દસ વર્ષથી સમજાવતા સમજાવતા તમે ફરી રહ્યા છો; તમને થાક નથી લાગતો! જુઓ, તમે લોકો જન્મ્યા ત્યારથી સતત ભાત ખાતા આવ્યા છો તોયે ભાતની અરુચિ તમને નથી થઇ. ભાત ખાનારાને તો બીજું કાંઈ પણ મળે છતાં ભાત વિના સંતોષ નથી થતો એટલો એને એ પ્રિય હોય છે. મને ભૂદાન અને ગ્રામદાનના વિચાર માટે એટલો જ પ્રેમ છે. મને લાગે છે કે ગ્રામદાન વિના માત્ર આસામના જ નહી, હિંદુસ્તાનના ગામોનું યે નહી ચાલે આસામ માટે ને હિંદુસ્તાન માટે એ ભાત છે આ ભાત વિના એમનો ઉદ્ધાર નથી. —વિનોબા

## બુદ્ધિ અને બળ વધારવાની કળા

ઈ.સ. પૂર્વે ૬૦૦ વર્ષ પહેલાંની વાત છે.

તે વખતે ગ્રીસ દેશમાં સાત ડાહ્યા પુરુષો હતા. સોલોન એ ચતુર પુરુષોમાંનો એક હતો. ગ્રીક લોકો તેમનો માન મરતબો બહુ સાચવતા તથા પડ્યો બોલ માથે ચઢાવતા.

એક વખત ગ્રીસના પાટનગર એથેન્સ શહેરમાં મોટી સભા થઈ. સોલોન તેના પ્રમુખ હતા.

સોલોને છટાદાર ભાષણ કર્યું. તેમની બોલવાની છટા, બુદ્ધિ અને ચાતુરી જોઈ લોકો આશ્ચર્યચકિત થઈ ગયા.

લોકોમાં એ વખતે મનાતું હતું કે જેઓ બુદ્ધિબળમાં બળિયા હોય તેઓ મોટે ભાગે શારીરિક શક્તિમાં કંગાળ હોય છે.

પણ સોલોન તો ઊંચા–પૂરા પહાડી શરીરના હતા. તેમનાં એકે એક અંગ અને સ્નાયુઓ ખીલેલા હતા. આમ બુદ્ધિ અને શક્તિનો સુભગ સુમેળ જોઈ એક યુવાનને ઘણું આશ્ચર્ય થયું. તે પોતાની કુતૂહલવૃત્તિ ન ખાળી શક્યો. તેણે પૂછ્યું: "આપની આ અમાપ બુદ્ધિ અને શક્તિની જડીબુટ્ટી કઈ છે? અમને એ ન કહો?"

સોલોને હસતાં હસતાં કહ્યું: "બેટા, એ જડીબુટ્ટી કંઈ અઘરી નથી. જે ધારે તે સરળતાથી અજમાવી શકે છે."

પછી ગંભીર થઈ આગળ બોલ્યા: "નિત્ય કંઈક ને કંઈ શીખતા રહેવું અને દરરોજ વધુ ને વધુ કામ કરતા રહેવું–એજ મારી સમસ્ત બુદ્ધિ અને બળની જડીબુટ્ટી છે."

કેટલી સરળ અને સરસ શિખામણ!

હરિભાઈ પટેલ

☆

## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૧, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઓર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી: ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

✓ અનુક્રમણિકા ................................................ ૧૨, જાન્યુઆરી ૧૯૬૨



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ •

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ દરેકના | ૦—૫૦ |
| ગાંધી ગુરુ | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન . | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| આવા હતા બાપુ—૪ . | ૦—૫૦ |
| આવા હતા બાપુ—૫ ... | (છપાય છે) |
| મીરાંનાં ભજનો .. | ,, |

હે ભારતવાસી! સીતા, સાવિત્રી અને દમયંતી એ તારી સ્ત્રીજાતિનો આદર્શ છે, એ તું ભૂલતો નહિ. તારો ઇષ્ટદેવ યોગીઓનો યોગી અને ત્યાગીઓનો ત્યાગી ઉમાપતિ શંકર છે તે તું ભૂલતો નહિ. તારું લગન, તારું ધન અને જીવન એ ઇન્દ્રિયવિલાસ માટે નથી, એ તું ભૂલતો નહિ. જગદંબાની વેદીમાં હોમાવા માટે તું જન્મ્યો છે એ તું ભૂલતો નહિ. તારા દેશનું સામાજિક બંધારણ અનંત વિશ્વવ્યાપી માતૃત્વનો જ પડઘો છે એ તું ભૂલતો નહિ. અંત્યજો, અજ્ઞાનીઓ, ગરીબો અને ભંગીઓ પણ તારા ભાઈઓ છે એ તું ભૂલતો નહિ.

હે ભારતના વીર પુત્ર! તું બહાદુર થા, હિંમતવાન થા, ભારતવાસી હોવા માટે મગરૂર થા, અને જગતને કહે: 'હુ ભારતીય છું, ભારતમાં જન્મ્યો છું અને દરેક ભારતીય—ભારતનો ભંગી પણ—મારો ભાઈ છે.'

હે ભારતવાસી! તારી પાસે માત્ર લંગોટી હોય તો પણ તું ગર્વથી મોટે સાદે કહેજે: 'ભારતનું જીવન એ જ મારું જીવન છે. ભારતના જ દેવો મારા ઉપાસ્ય દેવો છે. ભારતનો જ જનસમાજ મારું બાળપણનું પારણું, જુવાનીનું વિલાસક્ષેત્ર અને વૃદ્ધાવસ્થાનું સ્વર્ગ સમું કાશી છે.

હે મારા ભાઈ! તું જગતને કહેજે: 'ભારતની પવિત્ર ભૂમિ જ મારું સ્વર્ગ છે અને ભારતનું કલ્યાણ એ જ મારું કલ્યાણ છે.

હે ભારતવાસી! નીચેના મહામંત્રનો તું રાત દિવસ જપ કરજે: 'હે લક્ષ્મીપતિ! હે ગૌરીપતિ! હે જગદંબા! મને ખરું પૌરુષ આપજો હે સર્વ બળ—ઐશ્વર્યના ભંડાર! મારી નિર્બળતાનો, મારી ભીરુતાનો નાશ કરજો અને મને ખરો મરદ બનાવજો.

—સ્વામી વિવેકાનંદ

# વૈષ્ણવજન

'વૈષ્ણવજન' માસિકનું સ્વરુપ કેવું હશે તેનો શબ્દાલેખ જોવાથી વધુ વિશદ બનશે * પહેલું પાનું ચિંતન-મનન કે સદ્વચનનું હશે. * બીજો વિભાગ દેશ-દુનિયાનાં સમયવહેણો દર્શાવી પારખી મહત્ત્વની સાંસ્કૃતિક, સાંસ્કારિક અને સાહિત્ય વિષયક ઘટનાઓનો મિતાક્ષરી પરિચય આપશે. માસ દરમિયાનની મુખ્ય મુખ્ય ઘટનાઓ આમાં આવરી લેવાશે * દર માસે એક નવીન વાર્તા અને થોડાક ચૂંટેલા નવીન કાવ્યો આપવાનો ઈરાદો છે. કહેવાની જરૂર નથી કે આ વાર્તા-કવિતાનું ધોરણ વિશિષ્ટ હશે. * દર મહિનાનો એકાદ ચિન્તનાત્મક લેખ યા હળવો લેખ આપવામા આવશે. ધર્મ ગૂઢ અને રાજ્ય વિષયક આ લેખો નવા જમાનાના પ્રશ્નોને ગંભીર અને હળવી રીતે રજૂ કરશે. * દર માસે દૃષ્ટાન્તકથાઓ, પ્રસંગકથાઓ, મહાપુરુષોના જીવનપ્રસંગો અને વચનામૃતો આપવામાં આવશે. * જીવાતા જીવનમા ખૂણે-ખાચરે બનતી ઘટનાઓ અને વિશિષ્ટ પ્રસગો પણ યથાશક્ય આપવામાં આવશે. આવી કવચિત્-ક્યારેક બનતી ઘટનાઓ અને પ્રસંગોને લીધે જ તો ધરતીનું હીર પ્રગટ થાય છે. * દર અંકે આપણા પ્રાચીન ભજન વારસામાથી એક ભજન વિવેચન-સમજૂતી સાથે આપવામા આવશે. * ચાલુ એક પ્રવાસકથા આપવાનો ઈરાદો છે. 'પ્યારાબાપુ'મા આવતું યાત્રાવર્ણન ચાલુ રહેશે. * આપણા મહાત્માઓ, ગુરુજનો અને સસ્કારસ્વામીઓના પત્રો દર અંકે 'પત્રપરિમલ' વિભાગમા આપવામા આવશે. * 'મનનમોતી' વિભાગમાં આપણા પ્રાચીન-અર્વાચીન ચિંતકોની પ્રસાદી રજૂ કરવામાં આવશે. * માસ દરમિયાન અગ્રેજી, ગુજરાતી, મરાઠી, બંગાળી ૧૦ સામયિકોમા પ્રકટ થયેલા ઉત્તમાંશોનો સચય 'સસ્કારસૌરભ' વિભાગમા આપવામા આવશે * આપણી સસ્કૃતિ, રાચરચિલું, સુશોભન રીતિ વ૦મા વિશેષ ઓપ અને વળોટ તથા માર્ગદર્શન આપે તેવા લખાણો પ્ર મહિને મહિને અપાશે. * તાજા પ્રકટ થયેલા પુસ્તકોના પરિચય-અવલોકનો પણ આપવામા આવશે * ઉપરાંત સુવચનો, ઉત્તમ વાક્યખંડો, કાવ્યકડિકાઓ અને ઉપદેશ વચનો યથા સ્થાને મૂકવામા આવશે. * બહેનોનો ગોષ્ઠિ વિભાગ પણ રહેશે.

**રૂપાયતન પ્રકાશન : જૂનાગઢ**

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

વર્ષ ૧૪ [૧૨ ફેબ્રુઆરી–૧૯૬૨] અંક ૧૨ મો

રચનાત્મક કાર્યકરોએ રાજદ્વારી કાર્યોમાં ન પડવું એવી મારી સલાહ છે. અને બેઉ કરવા જતાં એકે કામમાં ભલીવાર નહીં હોય. —ગાંધીજી



[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

* બંદૂકવાન અને તેને મદદ કરનાર વચ્ચે અહિંસાની દૃષ્ટિએ કંઈ ભેદ નથી જાણ્યો, જે માણસ લૂંટારાની ટોળીમાં તેની આવશ્યક ચાકરી કરવા, તેનો ભાર ઊંચકવા, તે લૂંટ કરતો હોય ત્યારે તેની ચોકી કરવા, તે ઘાયલ થાય તો તેની સેવા કરવા રોકાય છે, તે લૂંટને વિષે લૂંટારાના જેટલો જ જવાબદાર છે. એ પ્રમાણે વિચારતાં લશ્કરમાં ઘાયલની સારવાર કરવાના જ કામમા રોકાઈ જનાર યુદ્ધના દોષોમાંથી મુક્ત નથી રહી શકતો.

* પ્રશ્ન ઝીણો છે, તેમાં મતભેદને અવકાશ છે. તેથી જ અહિંસાધર્મને માનનારા ને સૂક્ષ્મ રીતે તેનું પાલન કરનારાઓ સમક્ષ બની શકે તેટલી સ્પષ્ટતાથી મેં મારો અભિપ્રાય રજૂ કર્યો છે. સત્યનો આગ્રહી રૂઢિને વળગીને જ કંઈ કાર્ય ન કરે, તે પોતાના વિચારને હઠપૂર્વક ન વળગે, તેમા દોષ હોવાનો સંભવ હંમેશાં માને, અને તે દોષનું જ્ઞાન થાય ત્યારે ગમે તેટલા જોખમો હોય તે ખેડીને પણ તેનો સ્વીકાર કરે ને પ્રાયશ્ચિત્ત પણ કરે.

* મારો સાથ કરવામાં ખુવારી સિવાય તમે બીજું કોઇ દહાડો કયા અનુભવ્યું છે? અને સત્યાગ્રહી તો છેતરાવાને જ જન્મે છે ના? તમને મેં હજારો વાર નથી કહ્યું કે છેવટ તો છેતરનાર જ છેતરાય છે?

* ઈશ્વર દુઃખરૂપી કડવાં ઓસડો આપે છે તેની જ સાથે મૈત્રીના મીઠા અનુપાનો પણ આપે જ છે.

* મારો તો અભિપ્રાય છે કે લજ્જા જેલ જવામા નથી પણ ચોરી કરવામાં છે, લજ્જાનું કામ તો થઈ ચૂક્યું. જેલ જવુ પડે તો તે પ્રાયશ્ચિત્ત સમજજો.

* સત્યાગ્રહી તરીકે મારો નિયમ જ છે કે કોઈની સામે કંઇ પગલું ભરવું હોય તો પ્રથમ તો તેનું દૃષ્ટિબિંદુ તેની પાસેથી જ સમજી લેવું ને જ્યાં લગી તેને અનુકૂળ થવાતું હોય ત્યાં લગી અનુકૂળ થવું.

* મારો અનુભવ એવો છે કે અમલદારો ત્રીજા વર્ગના મુસાફરોને મનુષ્ય ગણવાને બદલે જાનવર જેવા ગણે છે. તુંકારા સિવાય તેને બોલાવાય જ નહીં. ત્રીજા વર્ગના મુસાફરથી સામે જવાબ ન અપાય, દલીલ ન થાય, કેમ જાણે તે અમલદારનો નોકર હોય નહીં એમ તેણે વર્તવું રહ્યું તેને અમલદાર માર મારે, તેને લૂંટે, તેને ટ્રેન ચુકાવે, તેને ટિકિટ દેતા રિબાવે. આ બધું મેં જાતે અનુભવ્યું છે. અને આ વસ્તુસ્થિતિમા સુધારો તો જ થાય જો કેટલાક ભણેલા અને ધનિક ગરીબ જેવા બને અને ત્રીજા વર્ગમાં ફરી ગરીબ મુસાફરને ન મળતી હોય એવી એક પણ સગવડ ન ભોગવે, અને અગવડો, અવિવેક, અન્યાય, બીભત્સતા મૂંગે મોઢે સહન ન કરતા તેની સામે થાય ને દાદ મેળવે.

* આ ધમકી નથી. આ લોકકેળવણી છે. લોકોને પોતાના દુઃખ દૂર કરવાના બધા વાસ્તવિક ઉપાયો બતાવવાનો મારા જેવાનો ધર્મ છે. જે પ્રજા સ્વતંત્રતા ઇચ્છે તેની પાસે પોતાની રક્ષાના અંતિમ ઈલાજ હોવા જોઈએ. સામાન્ય રીતે આવા ઈલાજો હિંસક હોય છે. સત્યાગ્રહ એ શુદ્ધ અહિંસક શસ્ત્ર છે. તેનો ઉપયોગ ને તેની મર્યાદા બતાવવાનો મારો ધર્મ માનું છું. અંગ્રેજ સરકાર શક્તિમાન છે એ વિષે મને શંકા નથી. પણ સત્યાગ્રહ સર્વોપરિ શસ્ત્ર છે એ વિષે પણ મને શંકા નથી

* પગારદાર રસોઈયાને બદલે જો શિક્ષકો અને વિદ્યાર્થીઓ પોતાની રસોઈ કરી લે તો સારું થાય. રસોડાની ઉપર આરોગ્ય અને નીતિની દૃષ્ટિએ શિક્ષકવર્ગ કાબૂ મેળવે, અને વિદ્યાર્થીઓ સ્વાશ્રય અને સ્વયંપાકનો પદાર્થ પાઠ લે.

* ત્રીજા વર્ગમાં બેસનારા કેટલાક મુસાફરોની ઉદ્ધતાઈ, તેમની ગંદકી, તેમની સ્વાર્થબુદ્ધિ, તેમનું અજ્ઞાન ઓછાં નથી હોતાં. ખેદ તો એ છે કે, ઘણી વેળા મુસાફરો જાણતા નથી કે તેઓ ઉદ્ધતાઈથી વર્તે છે, અથવા ગંદકી પોષે છે, અથવા સ્વાર્થ જ શોધે છે. જે કરે છે તે તેમને સ્વાભાવિક લાગે છે. આપણે સુધરેલાએ તેની દરકાર નથી કરી.

* લૌકિક સંબંધ કરતાં આધ્યાત્મિક સંબંધ વધારે કીમતી છે આધ્યાત્મિક વિનાનો લૌકિક સંબંધ પ્રાણ વિનાના દેહ સમાન છે.

* ભાવિક હિંદુ ઘણી તરસ છતાં 'મુસલમાન પાણી' આવે તે ન જ પીએ. 'હિંદુ પાણી'નો પોકાર થાય ત્યારે જ પાણી પીએ. આ જ ભાવિક હિંદુને દવામાં દાક્તર દારૂ આપે, મુસલમાન કે ખ્રિસ્તી પાણી આપે, માંસનું સત્ત્વ આપે, તે લેવામાં ન સંકોચ આવે ને ન પૂછવાપણું હોય

* ભ્રમણમાં મેં લોકોની ધર્મભાવના કરતાં તેમનું બેબાકળાપણું, તેમની ચંચળતા, પાખંડ, અવ્યવસ્થા બહુ જોયાં સાધુઓનો રાફડો ફાટ્યો હતો. તે કેવળ માલપૂડા અને ખીર જમવાને જ જન્મ્યા હોય એવા જણાયા

* કુંભનો દિવસ આવ્યો. મારે સારુ એ ધન્ય ઘડી હતી. હું યાત્રાની ભાવનાથી હરદ્વાર નહોતો ગયો. મને તીર્થક્ષેત્રમાં પવિત્રતાની શોધે જવાનો મોહ કદી નથી રહ્યો. પણ સત્તર લાખ માણસો પાખંડી હોય નહીં. મેળામાં સત્તર લાખ માણસો આવ્યાં હશે એમ કહેવાયું હતું. આમાં અસંખ્ય માણસો પુણ્ય કમાવાને સારુ, શુદ્ધિ મેળવવાને સારુ આવેલાં એને વિષે મને શંકા નહોતી. આવા પ્રકારની શ્રદ્ધા કેટલે સુધી આત્માને ચડાવતી હશે એ કહેવું અશક્ય નહીં તો મુશ્કેલ તો છે જ.

* ચોવીસ કલાકમાં પાંચ વસ્તુઓ ઉપરાંત કંઈ ખાવાનું ન લેવાનું ને રાત્રિભોજનત્યાગનું વ્રત લીધું જ. આ વ્રતોએ મારી જિંદગી લંબાવી છે એવો મારો અભિપ્રાય છે. તેથી હું ઘણી યે વેળા માંદગીઓમાંથી બચી ગયો છું એમ માનું છું.

* શૂદ્ર જનોઈ ન પહેરે તો બીજા વર્ણ કેમ પહેરે? મને જનોઈનો અભાવ નહોતો, પણ તે પહેરવાનાં કારણનો અભાવ હતો. જ્યાં લગી જુદા જુદા ધર્મ રહ્યા છે ત્યાં લગી પ્રત્યેક ધર્મને કંઈક ખાસ બાહ્ય સંજ્ઞાની કદાચ આવશ્યકતા હોય. પણ જ્યારે બાહ્ય સંજ્ઞા કેવળ આડંબરરૂપે થઈ પડે, અથવા પોતાના ધર્મને બીજા ધર્મથી તારવી કાઢવા સારુ વપરાય, ત્યારે તે ત્યાજ્ય થઇ પડે છે. અત્યારે જનોઇ હિંદુધર્મને ઊંચે લઈ જવાનું સાધન છે એમ હું જોતો નથી. એટલે તેને વિષે હું તટસ્થ છું.

* શિખાનો ત્યાગ મને પોતાને શરમ ઉપજાવનારો હતો, તેથી સાથીઓની સાથે ચર્ચા કરી તે ધારણ કરવાનો મેં નિશ્ચય કર્યો.

* હૃષીકેશ અને લક્ષ્મણઝૂલાના કુદરતી દશ્યો બહુ ગમ્યાં. કુદરતની કળા ઓળખવાની પૂર્વજોની શક્તિ વિષે ને કળાને ધાર્મિક સ્વરૂપ આપવાની તેમની દૂરંદેશી વિષે મનમાં અતિ માન થયું.

# ભક્ષક નહિ; રક્ષક છું

ગિરિરાજ–ભારતીય

સુવર્ણરંગી સંધ્યાએ જ્યારે સૃષ્ટિના સોહામણા દૃશ્યો પર પોતાનો પચરંગી પાલવ પાથર્યો ત્યારે કોઈ બગીચાનો એક બાગવાન જીવનનું કર્તવ્ય બજાવતો નવપલ્લવિત વૃક્ષોને જળ સિંચી રહ્યો હતો. એ વેળા બગીચાના માલિકે આવી કર્તવ્યમાં નિમગ્ન બનેલ બાગવાનને સખત શબ્દો વડે ધમકાવતા કહ્યું.

"અલ્યા ઈબ્રાહીમ! આટલા વખતથી બગીચો સંભાળે છે છતા એટલો પણ ખ્યાલ નથી કે કયા આંબાની કેરી મીઠી છે અને કયા આંબાની ખાટી? તે તો મારા મહેમાનોનું ભોજન બગાડ્યું યાદ રાખજે જો હવે પછી આવી ભૂલો કરશે તો તને રાતી પાઈ પણ પરખાવ્યા વિના તત્કાળ પાણીચું આપી દઈશ સમજ્યો કે?' શેઠે ધાર્યું હતું કે નોકર માફી માગી અરજ ગુજારશે અને પોતાનો કસૂરનો એકરાર કરશે પરંતુ બન્યું અથી ઊલટું જ.

શેઠના શબ્દો સાંભળી બાગવાન જમીનઆરી ધરતી પર મૂકતા વિનમ્ર સ્વરે બોલ્યો: "માલિક! હું ન ભૂલતો હોઉં તો આપે મને બગીચાના રક્ષક તરીકે રાખ્યો છે, ભક્ષક તરીકે નહિ!! આપની આજ્ઞા વિના આ બગીચાનું એક પણ ફળ હું કેમ ખાઈ શકું? આપ સમજી શકો છો કે ફળને ખાધા વિના હું કઈ રીતે પારખી શકું કે આ ફળ મધુર છે કે ખાટું? મારી રક્ષણની જવાબદારીમાં કંઈ કચાશ હોય તો આપ મને કહો! જે નોકર માલિકની પરવાનગી વિના રક્ષિત વસ્તુનું ભક્ષણ કરવા માંડે તે નોકર પોતાના માલિકનો અને ખુદાનો એમ બેવડો ગુનેગાર બને છે. આપ જ કહો માલિક! આવું કૃત્ય કરવામાં આપ કદાચિત દયા આણી મને માફ કરી શકો પરંતુ ખુદા મને શી રીતે માફ કરે?"

બગીચાના પહેરગીરની આટલી ઉમદા પ્રમાણિકતા અને ઊંડી જીવનદૃષ્ટિ નિહાળી બગીચાનો માલિક પ્રસન્નમુગ્ધ થયો. દિનરાત બગીચામાં રહેનારા એક બાગવાન વર્ષો સુધી બગીચાનું એક ફળ પણ ન ચાખે એ કેવી અદ્ભુત સૂક્ષ્મત્તમ નૈતિકતા? આવી ગજબ જાગૃતિ સેવનાર આવા ઊર્ધ્વગામી આત્માનો પરિચય શેઠને આજ જિંદગીમાં સૌ પ્રથમ જ થયો.

શેઠ રખેવાળના ખભા પર હાથ મુકતા પ્રસન્નવદને બોલી ઊઠ્યો.

'ભલા ભાઈ! આજ સુધી મારી નજરમાં તું એક બગીચાનો માત્ર રખેવાળ જ હતો પરંતુ આજ હું જોઈ શક્યો છું કે તું કેવળ બગીચાનો જ નહિ પણ ઈસ્લામ ધર્મનો પણ સાચો રખેવાળ છે. ઈસ્લામ ધર્મ રાજ્ય કે શાસનના બળ વડે નહિ પણ તારા જેવા ઉમદા નેકીવાન સાચા કર્મવીર મોમીન (મુસલમાન) વડે જ રક્ષાએલો છે.

તમે જાણો છો? બગીચાના રક્ષણ સાથે ધર્મનું રક્ષણ કરનાર કોણ હશે એ મહાપુરુષ?

"માગી ખાવું અને મસીદે સૂવું" એ જ જેનું જીવન કર્તવ્ય છે એવા નિષ્ક્રિય ભિખારીઓની પલટણમાં વધારો કરનાર લાખો સાધુ ફકીરોને સ્વજીવનથી પુરુષાર્થની પ્રેરણા કરનાર એ હતો બલ્ખનો મહાન બાદશાહ કે જેમણે ધર્મપ્રધાન જીવન ગુજારવા અર્થે રાજ્ય, રાજશાસન અને રાજસત્તા છોડી સ્વૈચ્છિક ફકીરી સ્વીકારી હતી. એ પોતાનો જીવનનિર્વાહ ભિક્ષાટન કરીને નહિ પરંતુ પહેરગીર તરીકેનું ઉમદા કર્તવ્ય બજાવીને જ કરી લેતો.

એ હતો ઈસ્લામ ધર્મના મહાન ખલિફા સંત ઈબ્રાહીમ

*

## શક્તિ

* મારાં વીર સંતાનો! વિશ્વાસ રાખો કે તમે મહાન વસ્તુઓ સિદ્ધ કરવા જન્મ્યા છો. ગલુડિયાં (કુરકુરિયાં)ના ભસભસાટથી ગભરાશો મા; તેમ આકાશી ગર્જનાથી પણ અકળાશો મા. ખડા થાઓ અને કામ કરો.

* તમારા દેશને વીરોની જરૂર છે. વીર બનો. કાળમીંઢની દઢતાથી ખડા રહો સત્યનો સદૈવ વિજય છે. રક્તની નસોમા નવું જોમ પ્રેરવા માટે ભારતમાં વિદ્યુત સંચાર કરવાની જરૂર છે. વીર બનો, મર્દ બનો. મનુષ્યને કેવળ એક જ વાર મરવાનું હોય છે. મારા અનુયાયીઓ કાયર ન હોવા જોઈએ. કાયરતાનો મને તિરસ્કાર છે. ગંભીરતમ માનસિક સ્થૈર્ય જાળવો. બાલિશ પ્રાણીઓ તમારી વિરુદ્ધ જે બખાળા કાઢે તેની ઉપર લેશ માત્ર વિચાર ન કરો. ઉપેક્ષા! અવગણના! અવહેલના! ધ્યાનમાં રાખો કે આંખો બે છે, પણ મોઢું એક જ છે. સર્વ મહાન કાર્યોની સિદ્ધિ પ્રબળ વિઘ્નોમાંથી નીકળ્યા પછી જ સધાય છે. તમારો પુરુષાર્થ આરંભો વિત્ત અને વાસનાના ગુલામોની પરવા કરવા ન થોભો.

* મારા સખા! તને કઈ વાત રડાવે છે? તારામાં સકળ શક્તિનો ભંડાર ભર્યો છે. તારા સર્વશક્તિમાન સ્વભાવને જાગ્રત કર, મારા વીરા! અને પછી આખું વિશ્વ તારે ચરણે પ્રણિપાત કરશે. જગતમા શાસન કરનાર તત્ત્વ ચૈતન્ય છે, જડ નહિ. મૂરખાઓ પોતાના આત્માને શરીર ગણીને દયામણા ભાંભરડા દે છે કે અમે નિર્બળ છીએ. અમે નિર્બળ છીએ. દેશને સાહસની અને વૈજ્ઞાનિક પ્રતિભાની જરૂર છે. મહાન આત્માની, પ્રચંડ તાકાતની, અમિત ઉત્સાહની આપણને આવશ્યકતા છે. સ્ત્રૈણ પ્રકૃતિનું અહીં કામ નથી. લક્ષ્મી કોને વરમાળ પહેરાવે છે? નરશાર્દૂલોને! ભૂતકાળ તરફ જોઈને શું વળવાનું છે? આગે બઢો! આપણને અનંત શક્તિનું, અમાપ ખંતનું, અણગણી સાહસિકતાનું અને અણખૂટ ધૈર્યનું કામ છે. ત્યારે જ મહાન સિદ્ધિઓ હાંસલ થશે.

* પુરાણા ધર્મો કહેતા કે પ્રભુમાં ન માનનાર નાસ્તિક છે. નવો ધર્મ કહે છે કે પોતાનામાં ન માનનાર નાસ્તિક છે.

* શક્તિ જીવન છે, અશક્તિ મૃત્યુ છે. શક્તિમાં શાશ્વત સુખ અને શાશ્વત અમર જીવન છે. નિર્બળતામાં શાશ્વત પરિશ્રમ અને પીડા છે. નબળાઈ એટલે મોત. બાળપણથી જ સંગીન, બળવાન, સહાયપ્રદ વિચારો તમારા મગજમાં સંઘરો.

* યાતનાઓનું એકમાત્ર કારણ નિર્બળતા છે. આપણે પોમલા છીએ માટે તો પીડાઈએ છીએ. આપણે જૂઠાણું ચલાવીએ છીએ, ચોરી કરીએ છીએ, ખૂનો કરીએ છીએ અને અગણિત અપરાધો કરીએ છીએ કારણ કે આપણામાં શૌર્ય નથી. આપણને જો કોઈ જ ઢીલા પાડનાર નથી તો મૃત્યુ નથી, શોક નથી.

* બળની આવશ્યકતા છે. જગતમાં રોગોનું ઔષધ બળ છે. ધનવાનોના ત્રાસથી પીડાતા ગરીબો માટે બળ સાચું ઓસડ છે. ભણેલાગણેલાઓના કારસ્થાનથી હેરાન થતા અભણ માટે બળ જ સાચો નુસખો છે. પાપીઓના ત્રાસથી પીડાતા બીજા પાપીઓ માટે પણ બળ જ રામબાણ દવા છે.

* ખડા થાઓ. બહાદુર થાઓ. બળવાન થાઓ. બધી જ જવાબદારી તમારે ખભે ઊપાડો. તમે જ તમારા ભાગ્યના વિધાતા છો એ જાણી લો. જે જે સામર્થ્ય અને ભીડભંજક શક્તિ જોઈએ તે તમારામા ભરેલી છે. તમારું ભવિષ્ય તમે પોતે ઘડો.

* આપણે માંદા છીએ એમ આઠે પહોર રટણ કરવાથી સાજા નહિ થવાય. તેને માટે ઓસડ લેવું જોઈએ. નબળાઈનો જાપ જપવાથી ખરી મદદ મળતી નથી. બળનો સંચાર કરો. બળનો સંચાર નિર્બળતાની માળા ફેરવવાથી નથી થતો. નબળાઈનો ઇલાજ નબળાઈનુ પારાયણ કરવાથી ન થાય પણ બળનું મહાત્મ્ય ગાવાથી થાય છે.

આ મિથ્યા ચળકાટની પાછળ મરનારી દુનિયા લો કે ધર્મની પાછળ પ્રાણ પાથરનારું જગત લો–સર્વત્ર પાપનું અને પતનનું આદિ કારણ ભય છે. દુઃખ લાવનાર ભય છે, મોત આણનાર ભય છે, અનિષ્ટ સરજાવનાર ભય છે. અને ભય ઉપજાવનાર કોણ છે? આપણી આંતરિક આધ્યાત્મિક સંપત્તિનું અજ્ઞાન. આપણામાંનો પ્રત્યેક માનવી રાજરાજેશ્વરનો વારસદાર છે.

* સઘળાં પાપો અને અનિષ્ટોનો એક જ શબ્દમા સમાવેશ થાય છે–નિર્બળતા. સર્વ પ્રકારનાં અધમ કૃત્યોમાં નિર્બળતા જ પ્રેરક બળ છે. નિર્બળતા જ બધા સ્વાર્થોની જનની છે. નિર્બળતા જ બીજાં માણસોનું અહિત આચરવા ધકેલે છે. વાસ્તવમાં જેવા ન હોઈએ તેવા દેખાવાનો યત્ન કરાવનાર નિર્બળતા જ છે. પ્રકૃતિથી ઊંચે ઊડવા મથે ત્યાં સુધી પુરુષ તે પુરુષ છે. પ્રકૃતિના બે પ્રકાર છે: બાહ્ય અને આન્તર. બાહ્ય પ્રકૃતિનો વિજય ઉત્તમ અને અતિ ભવ્ય છે. પરંતુ આન્તર પ્રકૃતિનો વિજય સર્વોત્તમ અને ભવ્યાતિભવ્ય છે. ગ્રહો અને તારાઓના નિયમન કરનારા કાનૂનોનું જ્ઞાન મેળવવું એ ઉત્તમ અને ભવ્ય છે. પરંતુ વાસનાઓ, ઊર્મિઓ અને ચિત્તના સંકલ્પનું નિયમન કરનારા કાનૂનોનું જ્ઞાન મેળવવું તે અનંતગણું ઉત્તમ અને વિરાટ કોટિનું ભવ્ય છે.

સર્વ પશુઓ કરતાં, સર્વ દેવદૂતો કરતાં મનુષ્ય ઉચ્ચતર છે. માનવથી ઉચ્ચ કોઈ જ નથી. દેવોને સુદ્ધાં ફરી વાર પૃથ્વી ઉપર અવતરીને માનવ દેહ ધરીને જ મોક્ષ પ્રાપ્તિ કરવાની હોય છે. કેવળ માનવ જ પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે–દેવો બિલકુલ નહિ

* આપણા દેશને લોખંડી સ્નાયુઓની, અને પોલાદી જ્ઞાનતંતુઓની જરૂર છે જેનો કોઈ પ્રતિકાર ન કરી શકે, જરૂર પડયે જે સાગરને તળિયે પહોંચી શકે અથવા કાળનો મોઢામોઢ સામનો કરી શકે એવી પ્રચંડ સંકલ્પશક્તિની જરૂર છે.

* આપણે ઘણાં આંસુ સાર્યાં. હવે વિલાપ બંધ કરો. મરદ બનો. તમારા પગ ઉપર ખડા થાઓ. આપણે પુરુષાર્થને પાનારા, મરદાઈને બક્ષનારા ધર્મની રાહ જોઈએ છીએ. આપણે પૌરુષનાં સ્તોત્રો ગાનારા સિદ્ધાન્તોની ખોજમાં છીએ. વીરપુરુષોમા પલટી નાખનારી કેળવણીનું આપણને કામ છે. સત્યનો ખરેખરો સમજવા જેવો ભાગ હવે એ છે કે શારીરિક, માનસિક, આધ્યાત્મિક નિર્વીર્યતા વધારનાર જે કંઇ હોય તે તમામને ઝેર ગણીને ફેંકી દેજો. તેનામાં જીવન નથી માટે તે સત્ય નથી, સત્ય સદાય બળપ્રદ છે, સત્ય એ જ વિશુદ્ધિ છે, સત્ય એ જ જ્ઞાન છે. સત્ય બળપ્રદ હોય, જ્ઞાનપ્રદ હોય, સ્ફૂર્તિપ્રદ હોય.

દિશામાં તે ચાલી, આડત્રીસમા માઈલના ખાંભા આગળ બસ અટ્ટા છે. ત્યાંથી દૂરના હિમાચ્છાદિત જમનોત્રીના પર્વતનું પ્રથમ દર્શન થયું. આ સ્થાન ૫૧૦૦ ફીટ ઊંચું છે. બપોરે એક વાગે બસ ધરાસૂ પહોંચી અને એક કલાકનો વિસામો કર્યો. ધરાસૂમાં નાગણી નામની નદીનો ભાગીરથી સાથે સંગમ થાય છે. આ ભાગીરથી 'આગળ' જઈને દેવપ્રયાગમાં અલકનંદાને મળે છે. દેવપ્રયાગથી ધરાસૂનો જુદો યાત્રામાર્ગ પણ છે. બે વાગે બસ ઊપડી. ચાર વાગે ૭૨૦૦ ફીટ ઊંચાઈનો એક પહાડ આવતાં વાતાવરણ શીતળ થઈ ગયું. દોડતી બસને કારણે જરા ઠંડી પણ લાગતી હતી. અહીં શિયાળામાં બરફ વરસે છે. આ પછી છેક સાંજ સુધી ઊતાર આવ્યો અને ઈશાન્ય દિશા મૂકીને બસ પશ્ચિમમાં વળી. આખો દિવસ પહાડોમાં ગામડાંઓ દેખાયાં કરતાં હતાં. યમુનામાથી કાઢેલી નાની નહેરોથી પહાડના ઢોળાવો ઉપર આવેલાં પગથિયાં જેવા ખેતરોની સીંચાઈ કરીને પહાડી ખેડૂતો અનાજ પકવે છે. સોએક માઈલના પ્રવાસ પછી સાંજના પાંચ વાગે ડંડાલ ગામ ઊતરી ગયો. આ વખતે કોઈ કંપનીમાં ન જોડાતાં સ્વતંત્ર યાત્રાનું જોખમ ખેડયું હતું. કારણ એટલું જ કે કંપનીમા થતા ખરચથી અરધા ખરચમાં વધારે સ્વાધીનતાથી સ્વતંત્ર યાત્રા થઈ શકે છે. પૂર્વનો અનુભવ હોવાથી કોઈ મૂંઝવણનો પ્રશ્ન ન હતો. ખભે થેલો બિસ્તરો ઊઠાવવાની તૈયારી હોય તો યાત્રામાં બહુ ઓછું ખરચ થાય છે અને પરાધીનતા વેઠવી પડતી નથી, સ્વયંપાક કરનારા આથી યે સસ્તામાં યાત્રા કરે છે. યાત્રીઓનો લગભગ બધો ભાગ સ્વયંપાકી જ હોય છે.

ડંડાલગામના બસ થોભવાથી ખભે બિસ્તરો અને હાથમાં છત્રી લાકડી લઈને મેં તળેટીની ચટ્ટીમાં જવા પ્રયાણ કર્યું. ત્રણ માઈલનો ઊતાર હતો. ચીડવૃક્ષોનાં સોટા જેવાં ઊભાં થડોની વચ્ચેથી માર્ગ વોંકાચૂંકો જતો હતો. આખી યે કેડી ચીડનાં પાંદડાંની સૂકી સળીઓથી ઢંકાઈ ગઈ હતી. ચીડનાં વૃક્ષોને લાંબાપહોળાં પાંદડાં હોતાં નથી પણ સળી હોય છે. લીલી સળીઓનાં ગુચ્છો જેવાં ઝુમખાં તેની ડાળીને બાઝે છે. માર્ગમાં આવતાં પહાડી ઝરણાંને ઓળંગવા ચીડનાં જ થડ આડાં મૂકીને પૂલ બનાવેલ હોય છે.

એક તો સાયંકાળનો સમય અને વળી પાંચેક હજાર ફીટની ઊંચાઈ એટલે વાતાવરણમાં મધુર શીતળતા હતી. વનમાં સંધ્યાનું રમણીય દૃશ્ય ખીલતું ગયું. ચીડની લીલી સળીઓમાંથી ગળાઈને આવતાં સૂર્યકિરણો લીલા ગુચ્છોને શ્વેત કિનારીથી મઢતાં હતાં. બેએક હજાર ફીટ નીચેની યમુનાના લાંબા પ્રવાહને તે સુવર્ણરંગે રંગતાં હતાં. આખો જળપટ જાણે સોનાનું સરોવર બની ગયો. આ દૃશ્ય અપૂર્વ હતું. તેને જોતાં આંખો ધરાતી ન હતી. પરંતુ સૂર્ય પશ્ચિમમાં ઢળતો જતો હતો અને હજી સાંજની વેળાએ આ ત્રણ માઈલના એકાંત વનમાર્ગમાંથી જવાતું હતું. એટલે કાળક્ષેપ પાલવે નહિ. માર્ગમાં ચીડની સળીઓ અને ચીડનાં ફૂલો પડયાં હતાં. તેમાંથી પસાર થતો સાંજે સાતેક વાગે યમુનાતટ પર આવેલી ગંગનાની ચટ્ટીએ પહોંચ્યો. બાબા કાલી કમલીવાળાની ધર્મશાળામાં ભીડ હોવાથી એક ચાની દુકાનમાં ઊતારો રાખ્યો. ઘણા દુકાનદારો 'પાવભર પૂરી' અને બટાટાની 'ભાજી' વેચતા હોય છે એટલે રાંધવાનો પ્રશ્ન ઊકલી ગયો.

ગંગનાની ચટ્ટીથી પ્રભાતમાં નીકળીને દસ વાગે જમનાચટ્ટી પહોંચ્યો. સાત માઈલના રસ્તામાં અરધો ભાગ ચઢાણનો હશે. ચીડ અને બાંઝનાં વૃક્ષો જ મોટે ભાગે દેખાતાં હતાં. પગથી આકારનાં ખેતરોમાં પહાડી ખેડૂતો કામ કરતા હતા. ગામડાંઓ આ બાજુ ઘણાં હોય છે. બદરીકેદારના પહાડોમાં તે ક્યારેક જ દેખાતાં અહીં તો દરેક પહાડની તળેટીથી ટોચ સુધીમાં બે ત્રણ ગામડાં ઉપર નીચે વસેલાં હોય છે. જમનાચટ્ટીથી વિશ્રામ લઈને સાંજે સાત વાગે સ્યાનચટ્ટી આવ્યો. માર્ગમા પહાડો પરથી પડતા ધોધ દેખાવા લાગ્યા. આથી બરફનો પ્રદેશ સમીપવર્તી છે એમ સમજાતું હતું. ક્યારેક માર્ગમાં ડંડી કે કંડીમાં ૧૬ યાત્રીઓનું કે ગામ નજીક

આવતા બકરા, ઘેટાં, ટટ્ટુ, કુકડા, ખચ્ચર અને ક્યારેક વાઘ જેવા પ્રાણીઓનું દર્શન થતું.

બીજે દિવસે સ્નાનચટ્ટીથી નીકળતા આ યમુના તટનો પ્રદેશ પ્રાકૃતિક સૌન્દર્ય ધરાવે છે તેની વિશેષ જાણ થઈ. એક કલાક સુધી ચઢાણ કર્યું ત્યારે જરા સીધો માર્ગ આવ્યો. વિવિધ વૃક્ષોની ઘટામાંથી પસાર થયા પછી એક દેવદારનું વન આવ્યું ત્યાં એક પાટિયા ઉપર 'પુરાણું દેવદાર વન' (Oldest Deodar Forest–1892) એમ લખેલું વાંચ્યું. દેવદાર જેવું મનોહર વૃક્ષ નથી. બહુ ઊંચા, નાના નાગલિયા હોય તેવું પ્રથમ દર્શને લાગે. શંકુને મળતું આવે પણ શંકુની ચપટી પાંદડી કે શંકુ આકૃતિ તેમાં ન મળે. આ વન પાર કર્યા પછી વળી વિવિધ વૃક્ષો દેખાયા. જ્યાં પોતાના દેશના વૃક્ષોનું કંઈ જ્ઞાન નથી ત્યાં અજાણી ભૂમિના અજાણ્યા વૃક્ષોની વીગતવાર વાત થાય જ શાની? યમુના પ્રદેશમાં વૃક્ષોની વસતિના વાડા પડ્યા લાગે છે. જ્યાં ચીડ હોય ત્યાં એકલા ચીડનું જ વન. દેવદાર હોય ત્યાં દેવદાર જ દેખાય. માર્ગમાં સુંદર પુષ્પો જોયાં. ચંપાના ફૂલોને મળતા સ્વતંત્ર પીળા કેસરવાળાં અને બારમાસી કરતાં સહેજ મોટાં ફૂલો. સુંદર લાગવાથી નામ જાણવાની આતુરતા થઈ. એક પહાડીને પૂછતા તેનું નામ 'ફૂલ' છે એમ ખબર પડી. કાકાસાહેબે આ ફૂલનો એક સ્થળે 'ફૂલ' તરીકે ઉલ્લેખ કરીને ચિત્તનો ફૂલે છણકાવ્યો છે.

ચેતીબિસ્તરો ઉપાડીને ચાલતા ધીમે ધીમે બાર વરસના લાગતો. એક સુતરાઉ નંબરી કાશ્મીરી લોઈ (કામળ), બે પાતળી ગરમ શાલ અને એક સુતરાઉ ચાદર એટલા વજનના બિસ્તરામાં રાખેલાં. બે જોડી કપડાં, લોટો, ટોર્ચ, સાબુ, દાઢી કરવા વગેરે નાની ચીજો એક થેલીમાં ખભે લટકાવેલી. પરંતુ અન્ય યાત્રીઓનો પરિચય જોતાં હું શરમાતો. ઘણાખરા ગ્રામીણ મારવાડી અને ઉત્તરભારતીઓ પાસે એક જોડી પહેરેલાં જ કપડાં, એક લોટો અને એક જાડો ધાબળો કામળો જ દેખાતાં. બધા યાત્રીઓ સપાટાબંધ મારી આગળ નીકળી જતા.

મારી આ સ્થિતિ અસહ્ય લાગવાથી જમનોત્રીથી પાછા ફરતા એક દયાળુ યાત્રીએ મને સૌજન્યથી શિખામણ આપી કે આ બોજો લઈને તમે જમનોત્રીનો પહાડ ચડશો મા. સામાન નીચેની ચટ્ટીમાં રાખજો. રાત્રિ પણ ઉપર ન ગાળશો. સાથે ધોતિયું, જળપાત્ર અને લાકડી વિના કંઈ જ ન રાખશો. મેં જરા ચિન્તાતુર બનીને પૂછ્યું કે આજના કરતાં વધારે ખરાબ ચઢાણ આગળ છે? તેમણે કહ્યું 'ઈસ સે ચૌગુની કઠિન ચઢાઈ હૈ.' હું તમારી હિંમત તોડવા નથી માગતો પણ તમે હેરાન ન થાઓ માટે કહું છું. આ તીર્થયાત્રીના અક્ષરે અક્ષર આગળ ઉપર સાચા પડ્યા.

નવેક વાગે ચાર માઈલ દૂર આવેલી હનુમાન ચટ્ટીએ પહોંચ્યો. આ ચટ્ટી યમુનાની એક શાખા ઉપર આવેલી છે. શાખા એવી મોટી છે કે તે યમુના છે એમ જ લાગ્યું. પણ યમુનાને પ્રત્યક્ષ જોઈ ત્યારે પૂરી ખાત્રી થઈ. નહાઈને ધોતિયું પહેરતો હતો ત્યાં કેટલાક ગુજરાતિયા સ્નાનાર્થે આવ્યા. અંદર અંદરની વાતચીત ઉપરથી તેઓ સૌરાષ્ટ્રના લાગ્યા. યાત્રામાં અજાણ્યા બનીને રહેવામાં બહુ મજા આવે છે. તેથી સાચું એકાન્ત મળે છે. જનસ્વભાવનું પણ સારું નિરીક્ષણ થાય છે. એટલે મને વાતમાં ઊતરવાની વૃત્તિ ન થઈ. પણ સોરઠી સ્વભાવ કોઈ ઢાંક્યો રહે? મેં નહિ તો તેમણે ઓળખાણ કાઢી. પહેલો જ ધડાકો તેમણે એ કર્યો "આપ સૌરાષ્ટ્ર કે હો?" આ કાગડાઓ મારું વતન કઈ રીતે જાણી ગયા તેનું મને આશ્ચર્ય થયું. મેં અજાણ્યા બનીને પૂછ્યું "આપને કૈસે જાના?" તેમણે ટૂંકમાં પરખાવ્યું "આપકી ધોતી પહનનેકી રીત સે." બાળા આ તો કાટ નીકળ્યા! તેમણે મને આબાદ પકડ્યો હતો. મેં વાત ઉડાવવા યત્ન કર્યો પણ તેઓ અનુમાન બદલવા તૈયાર ન થયા. છેવટે મેં ગુજરાતીમાં જ કહ્યું કે તમારી વાત સાચી છે પણ યાત્રામાં મને એકલું જ ગમે છે. વાત આટલેથી અટકે તો ઓળખાણ શાની થઈ કહેવાય? તેઓ સ્વયંપાકી હતા. તેઓ મારી પાસે આવ્યા અને કહ્યું

કે તમને અહીં તૈયાર રસોઈમાં દાળ મળશે નહિ. અમારી પાસે ઘણી વધારાની છે. થોડી લઈ જાઓ. મારે લેવી જરૂર ન હતી. પણ આ વિવેકની પાછળ તેમનો જન્મભૂમિનો પ્રેમ ઢાંક્યો રહેતો ન હતો.

(પણ) કાઠિયાવાડની કોર વિહરશું મરતાં લગી?

બપોરે દોઢેક વાગે નીકળી સાંજે સાતેક વાગે જાનકી ચટ્ટીએ આવ્યો. માર્ગ ઘઉંના ખેતરોમા થઈને જતો હતો. બધા જ ખેતરો પગથીવાળાં હતા. તેમાંથી એક પગથી ખેતર યાત્રીઓને ચાલવા માટેનું જુદું હતું. આપણે ત્યાં ઘઉં શિયાળામાં પાકે તે અહીં ઉનાળે પાકે છે. શિયાળામા તો બરફ પડે એટલે ખેતી થઈ શકતી નથી. લાલ છોડના રામદાણા (રાજગરો)ના ખેતરો સોહામણાં લાગે છે. ઘઉંની ઊંબીઓ મંદ મંદ ઝૂલે છે. ક્યારેક પક્ષીઓ બોલે છે. જળધોધો પડતા દેખાય છે. બસો ચારસો ફીટની ઊંચાઈએથી પડતા વચ્ચે બે ત્રણ સ્થળે તે થાક ખાતા જાય છે આખી બપોર રસ્તાની બંને બાજુના ઉપર નીચેનાં ખેતરો આંખ ઠારનાં હતાં.

જાનકી ચટ્ટીમાં જગ્યા ન હતી. ઓસરીની કોર ઉપર બિછાનું લંબાવીને ચાની દુકાને ગયો. આ જાનકીમાઈની ધર્મશાળાનું એક નાનું મકાન ગુજરાતના ઊનાવાના કોઈ સદ્ગૃહસ્થે બંધાવ્યું છે તેવું શિલાલેખ ઉપરથી જણાયું. દેવપ્રયાગમાં પણ નાનજી કાળિદાસ એવું નામ ઘાટના પથ્થર ઉપર કોતરાયેલું વાંચેલું તેનું સ્મરણ થયું. સૂતો ન સૂતો એટલામા કરા પડવા મંડ્યા. બરફના પહાડ પાસે જ માઈલ દૂર હતા તેથી ઠંડીનો પણ પ્રકોપ હતો. તેમાં વરસાદ અને કરાએ વધારો કર્યો. ચાકેવા ઝંઝા ઊંચવા મથતા હતાં પણ હાર કરે મારું કામ. આખી રાત જાગૃતિ અને સુષુપ્તિ વચ્ચેની દશામાં વીતી. સ્વપ્નનો તો સંભવ જ શાનો હોય!

[ક્રમશઃ]

# દિવંગત શ્રી નાનાભાઈ ભટ્ટ

ર. મ. શ.

નાનાભાઈ (નૃસિંહપ્રસાદ કાળિદાસ) ભટ્ટનું નામ ગુજરાતના કેળવણી ક્ષેત્રે એક નક્ષત્રની જેમ અમર રહેશે. તેમનું સમગ્ર જીવન રાષ્ટ્રના વિદ્યાર્થીઓને સર્વાંગી અને સ્વાયત્ત શિક્ષણ આપવાના પ્રયોગો પાછળ વીત્યું. શિક્ષણક્ષેત્રના તે એક સમર્થ પ્રયોગવીર હતા. પોતાના ભાવનાઓ અને આદર્શો સિદ્ધ કરવા તેમણે કોઈ પણ ત્યાગ કે સ્વાર્પણ કરતાં પાછું વાળી જોયું નહોતું. અંગત લાભો અને લાગણીના અનેકાનેક ધક્કા સહન કરીને તે પોતાના ધ્યેય માટે જીવનના અંત સુધી સુરતપણે મોખરે રહ્યા હતા. એમનું સ્થાન કદી પુરાશે નહિ.

એવા નાનાભાઈનો મને અને મારા કેટલાક નિકટ મિત્રોને અમારા વિદ્યાર્થીકાળમાં પરિચય થયો. અમારાથી પાંચેક વર્ષ આગળ અભ્યાસ કરતા જે અમારા જ આપ્તજનો જેવા સ્વ. રામનારાયણ પાઠક, ગિજુભાઈ બધેકા અને મારા મોટાભાઈ જેવા જ્યારે મેટ્રિકમાં હતા ત્યારે નાનાભાઈ બી.એ. થઈને હાઈસ્કૂલ તેમ જ કોલેજના ફેલો થયા હતા. કોલેજ અને હાઈસ્કૂલ જુદાં થયાં ત્યારથી તે કોલેજના પ્રોફેસર થયા.

પરંતુ તેમની સાથેનો અમારો નિકટ પરિચય તો શ્રી નથુરામ શર્માના શિષ્યમંડળમાં તેઓ જોડાયા ત્યારે જ થયો. એમને અમે શ્રીમન્નાથ શર્માના બીલખાના આનંદાશ્રમમા પૂર્ણિમાના ગુરુપૂજન સમયે અત્યંત ભાવપૂર્ણ હૃદયે, તેમનાં પત્ની સહિત સજોડે પુષ્પાંજલિ સમર્પતા જોએલા. પોતાની નિષ્ઠા, ચીવટ અને એકાગ્રતાથી એ સમગ્ર શિષ્યવૃંદમા જુદા તરી આવતા. તેમનું નામ નૃસિંહપ્રસાદ હતું એટલે ગુરુશ્રી તેમને 'પ્રસાદ' કહી સંબોધતા. એ વખતે એમના આપ્ત શિષ્યમંડળમા ભાવનગરના સ્ટેશન માસ્તર સ્વ. હરગોવિંદભાઈ પંડ્યા પૂર્ણ શ્રદ્ધાવાન, પવિત્ર અને મમતાપૂર્ણ વ્યક્તિ તરીકે સૌનાં પ્રેમ અને સન્માન ધરાવતા. તે પણ ભાવનગરના હોઈ તેમની સાથે નાનાભાઈનો પરિચય વધ્યો. ભાવનગરમાં પણ શિષ્યમંડળની સાધના પ્રવૃત્તિ માટે રવિવારે સૌ મળતા ત્યારે નાનાભાઈ તેમાં અગ્રભાગ લેતા થયા

[જુઓ પાન ૨૩ ઉપર]

# મહામના પંડિત માલવીયજી

શ્રી ગુરુદયાલ મલ્લિક

બપોરનો સમય છે, કાશીવિશ્વનાથના મંદિરમાં યાત્રીઓ અને ઉપાસકોની ભીડ કંઈક ઓછી છે, એટલે ખાસ કરીને મંદિરના ગભારામાં શાંત વાતાવરણ વ્યાપ્યું છે એવે સમે એક સજ્જન મંદિરમાં પ્રવેશ કરે છે, એમણે રેશમી ધોતિયું પહેર્યું છે અને કાંધે જનોઈ ધારણ કરી છે—બીજું કોઈ વસ્ત્ર શરીરે નથી એમની આંખો કોઈ અદૃશ્ય સૂરત પર મીટ માંડી રહી છે એવું લાગે છે એમની પાસે સફેદ કપડામાં વીંટેલી કોઈક ચીજ છે પ્રથમ તેઓ તેને મંદિરની ફરસ પર મૂકે છે પછી પદ્માસનની મુદ્રામાં બેસીને મૂર્તિની સામે, ધ્યાનમગ્ન થઈ જાય છે

મંદિરના એક ખૂણેથી પૂજારી આ અદ્‌ભુત દૃશ્ય જોઈ રહ્યો છે

લગભગ એકાદ કલાક પછી તે સજ્જન આંખો ખોલે છે અને પોતાની સાથે આણેલી કપડે વીંટેલી ચીજ ખોલીને વિશ્વનાથના ચરણોમાં નૈવેદ્યરૂપે ધરે છે ફરી એક વાર તેઓ ધ્યાનમગ્ન થઈ જાય છે એકાએક એમની આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડે છે એમનું મુખમંડળ કોઈ અલૌકિક પ્રકાશથી ઉજ્જ્વળ થઈ ગયું છે વિશ્વનાથના ચરણોમાં તેઓ ફરી શિર નમાવે છે અને કહે છે પ્રભો! આજે આપની અપાર કૃપા થઈ છે આજે મેં જે નૈવેદ્ય આપના ચરણોમાં ધર્યું છે તેને અનુગ્રહ કરી, સ્વીકારો.' તેઓ આ બોલી રહ્યા ત્યારે મંદિરના પૂજારીને લાગ્યું કે, જાણે વિશ્વનાથના અધરો હાસી રહ્યા છે

એ સજ્જન કોણ? પંડિત મદનમોહન માલવીયજી, અને એનું નૈવેદ્ય? કાશીવિશ્વનાથ વિદ્યાલયના વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ આપવા માટે તૈયાર કરેલા પાઠ્યપુસ્તકની હસ્તપ્રત!

*

પંડિત મદનમોહન માલવીયજીના વિભૂતિતત્ત્વની ઝાંખી કરાવતો એક બીજો પ્રસંગ—

સવારનો સમય છે મદનમોહનજી બહાર પધાર્યા છે, તેઓ પોતાની રોજિંદી પૂજાવિધિ પતાવી પોતાના ઓરડામાંથી બહાર આવ્યા તેવા જ એક વૃદ્ધ માતા એમના ચરણો પકડીને ચોધાર આંસુએ રડે છે

'માતાજી, શું છે?' માલવીયજી અત્યંત સહાનુભૂતિથી પૂછે છે—'શા માટે રડો છો?'

'મારો દીકરો હજી બંદીખાનેથી પાછો ફર્યો નથી પંડિતજી!' માતા ડૂસકાં ભરતાં બોલી—'અન્યોના પતિ પુત્ર, ભાઈ અને સગાંઓને એકતાનો અવાજ બુલંદ કરવા માટે જલિયાંવાલા બાગના હત્યાકાંડ પછી પકડવામાં આવ્યા હતા તે બધા પાછા ફર્યા, પણ મારો એકનો એક પુત્ર—મારો આંખનો તારો, એકનો એક આધાર હજી પાછો ફર્યો નથી.'

તો એ પણ માતાજી! એક બે દિવસમાં પાછો ફરશે તમે ગભરાઓ નહીં!' માલવીયજીએ આશ્વાસન આપ્યું

'પરંતુ, તમે તો મદનમોહન છો' તમે સર્વ કાંઈ કરી શકો છો, તો મારા દીકરાને અત્યારે જ કેમ બોલાવી લેતા નથી?'

'માતાજી, હું મદનમોહનના ચરણોની ધૂળ માત્ર છું, તે બધું કરી શકે છે માટે, હું એમને પ્રાર્થના કરીશ કે આપનો પુત્ર જલદી પાછો ફરે.'

'પણ હું અહીંથી જરા ખસવાની નથી—જ્યાં સુધી મારો દીકરો પાછો ન આવે ત્યાં સુધી.'

પછી પંડિત માલવીયજી અંદર ગયા, અને પ્રાર્થનામાં બેસી ગયા વારંવાર પ્રભુને વિનંતિ કરવા લાગ્યા 'હે દીનબંધુ! દુઃખહર્તા! કૃપા કરો અને માતાનું દુઃખ હરો!'

થોડા સમય પછી જ્યારે પંડિત માલવીયજી પોતાના ઓરડામાંથી બહાર આવ્યા ત્યારે તેમણે જોયું માતાનો દીકરો તેની પાસે બેઠો છે

માતા અને પુત્રે પંડિતજીને પ્રણામ કર્યાં માતાથી મૂગા રહેવાયું નહીં—તે આનંદવિભોર થઈને બોલી મદનમોહનની જય!'

ભગવાનના શરણાગત થઈએ ત્યારે લજ્જા, ભય, એ સર્વનો ત્યાગ કરવો. 'હું હરિનામ બોલીને નૃત્ય કરીશ તો લોકો મારે માટે શું બોલશે એવો વિચાર મનમાંથી કાઢી જ નાખવો. લજ્જા, ઘૃણા અને ભય – ત્રણે રહેવાં ન જોઈએ. લજ્જા, ઘૃણા, ભય, જાતિઅભિમાન એ સર્વ આત્માને બંધનકર્તા છે. એ બધા જાય ત્યારે સંસારમાંથી મુક્ત થવાય.

પાશબદ્ધ તે જીવ, પાશમુક્ત તે શિવ. ઈશ્વરનો પ્રેમ એ અતિ દુર્લભ વસ્તુ છે. સ્ત્રી તેના ધણી ઉપર જેવો પ્રેમ અને વિશ્વાસ રાખે છે તેવાં ઈશ્વર ઉપર રહેવાં જોઈએ. ત્યારે જ ભક્તિનો ઉદય થાય છે. શુદ્ધ ભક્તિ થવી બહુ કઠણ છે. ભક્તિ વડે હૃદય મન સર્વ ઈશ્વરમાં જ લીન થઈ જાય છે. ત્યાર પછી ભાવ ઉત્પન્ન થાય છે. ભાવ વડે મનુષ્ય મૂર્ચ્છિત થઈ જાય છે, વાયુ સ્થિર થઈ જાય છે, આપોઆપ કુંભક થઈ જાય છે. જેમ બંદૂકમાંથી ગોળી છોડતી વખતે બંદૂક ફોડનારનું ચિત્ત એકાગ્ર થાય છે, વાણીનો વ્યાપાર બંધ થાય છે અને પ્રાણ સ્થિર થાય છે તેમ સાધકને પણ થાય છે. પ્રેમ ઉત્પન્ન થવો એ તો બહુ આગળની વાત છે, ચૈતન્ય મહાપ્રભુને પ્રેમ પ્રકટ્યો હતો. ઈશ્વર ઉપર પ્રેમ ઉત્પન્ન થયા પછી બહારના પદાર્થોનું ભાન રહેતું નથી. જગતને ભૂલી જવાય છે. અને પોતાનો દેહ, જે સર્વને અતિ પ્રિય છે તેનું પણ સ્મરણ રહેતું નથી. ઈશ્વરદર્શન થવાનું એક લક્ષણ એ છે કે મહાવાયુ ઘર્ઘર અવાજ કરતો ઊંચે ચડીને માથા તરફ ચડે છે, એમ થયા પછી જ્યારે સમાધિ થાય ત્યારે ઈશ્વરનું દર્શન થાય છે.

*

કેટલાકને ઐશ્વર્યનો અહંકાર હોય છે, કોઈને માનનો, કોઈને પદવીનો. એમ બધાને કાંઈ ને કાંઈ પ્રકારનો અહંકાર હોય છે. પણ એ સઘળું ચાર દિવસનું ચાંદરણું છે, એમાંનું કશું યે સાથે આવતું નથી. પૈસાનો અહંકાર કરવો જ નહિ. જો કોઈ કહે કે હું પૈસાદાર છું તો તેના કરતાં પણ વધારે પૈસાદાર જગતમાં છે જ. એક એક કરતાં વધારે ને વધારે છે જ. જ્યારે સાંજ પડે છે અને આગિયા ચમકે છે ત્યારે તે પોતાના મનમાં એમ સમજે છે

કે અમે આખા જગતને પ્રકાશ આપીએ છીએ. પણ જ્યારે તારા ઊગે છે ત્યારે તેમનું અભિમાન ઊતરી જાય છે. પછી તારાઓ એમ અભિમાન કરે છે કે અમે જગતને અજવાળું આપીએ છીએ. પણ એટલામા ચંદ્ર ઊગે છે એટલે તુરત તારાઓનું અભિમાન ઓગળી જાય છે. પછી વળી ચંદ્રને અહંકાર થાય છે કે આખું જગત મારા તેજ વડે નાહી રહ્યું છે. પણ એટલામા તો જોતજોતામા અરુણોદય થાય છે અને ચંદ્ર નિસ્તેજ થઈ જાય છે! થોડી વાર પછી તો તે જણાતો ય નથી! આ પ્રમાણે જો ધનવાન માણસો વિચાર કરતા હોય તો તેમનો ધનનો ગર્વ ટકે જ નહિ

*

એક વાર જો તેની (ઈશ્વરની) પ્રાપ્તિ કરો તો પછી આ સંસાર તમને અસાર નહિ લાગે. જેઓ તેને જાણે છે તેઓ જોઈ શકે છે કે જીવ, જગત એ સર્વ તેનાં જ પ્રકટ સ્વરૂપ છે. તેઓ પોતાનાં છોકરાને ખવરાવે છે, પણ મનમાં એમ જ સમજે છે કે અમે બાળગોપાળને જમાડીએ છીએ માતા પિતાને ઈશ્વર ઈશ્વરી તુલ્ય જાણીને તેમની સેવા કરે છે. ઈશ્વરને ઓળખીને જો લગ્ન કરે તો વિવાહિતા સ્ત્રીની સાથે તે ઐહિક સંબંધ નથી જ રાખતા એમ કહીએ તો ચાલે. બેઉ જણ ઈશ્વરની ભક્તિ કરે છે, ઈશ્વરની કથાવાર્તા કરે છે. ઈશ્વરના જ ચિંતવનમાં બેઉ જણ સાથે જીવન ગાળે છે. તે સર્વ પ્રાણીમાત્રમાં રહેલો છે એમ જાણીને બેઉ જણ ભૂત-પ્રાણીમાત્રની સેવા કરે છે. (એવાં સ્ત્રી-પુરુષ) છે તો ખરાં, પણ ઘણાં વિરલ. વિષયી લોકો તેમને ઓળખી શકતા નથી આવાં થવા માટે બેઉ જણ તૈયાર જોઈએ. બેઉ કેવળ ઈશ્વરપરાયણ જોઈએ. જો બેઉ જણ ઈશ્વરાનંદ માટે તરસ્યાં હોય તો જ એમ બની શકે. એવાં થવા માટે ઈશ્વરનો વિશેષ અનુગ્રહ થવો જોઈએ. તેમ ન હોય તો બેઉ વચ્ચે કદી મેળ થતો નથી. એક જણ દૂર રહી જાય છે. જો બેઉનો મેળ ન હોય તો સંસાર અતિ ક્લેશરૂપ થાય છે. સ્ત્રી રાત-દિવસ અસંતુષ્ટ રહે છે અને કહે છે કે: "મને મારા બાપે આની સાથે પરણાવી તે કરતાં કૂવામાં નાખી હોત તો વધારે સારું. નથી પેટ ભરીને ખાવાનું મળતું; છોકરાં ભૂખે ટળવળે છે; સારાં લૂગડાં, ઘરેણાંની તો આશા જ ક્યાંથી? કોઈ દિવસ ઓઢી પહેરીને અને છોકરાને પહેરાવી ઓઢાડીને બહાર જવાનો તો

લહાવો જ ન મળ્યો. તમે મને શું સુખ આપ્યું? આંખો મીચીને હરિકૃષ્ણ, હરિકૃષ્ણ કર્યા કરો છો! એવી ગાંડાઈ છોડી દો, અને બે પૈસા કમાવા માંડો" વગેરે.

*

સંસારમાં રહીને સાધન કરવું ઘણું અઘરું છે. તેમાં અનેક પ્રકારની અડચણો નડે છે તે તમને કહેવાની જરૂર જ નથી. મંદવાડ, શોક, ગરીબાઈ, સ્ત્રીની સાથે અણબનાવ, મૂર્ખ છોકરાં વગેરે અનેક ઉપાધિઓ છે, તો પણ ઉપાય તો છે જ. વખતો વખત એકાંતમાં જઈને ઈશ્વરની આરાધના કરવી. તેને પ્રાપ્ત કરવા માટે જીવસટોસટનો યત્ન કરવો. એકદમ ઘર છોડીને ચાલ્યા જવાનું હું તમને નથી કહેતો. જ્યારે અવકાશ મળે ત્યારે એકાંત સ્થાનમાં વધારે નહિ તો એકાદ બે દિવસ પણ રહેવું જોઈએ, કે જ્યાં સંસારનો કશો સંબંધ રહે નહિ; સંસારી લોકોની સાથે દુનિયાદારીની કશી વાતચીત કરવાનો પ્રસંગ જ આવે નહિ. જો એવું એકાંત સ્થળ ન જ મળે તો સાધુઓના સહવાસમાં રહેવું. જેનું મન, હૃદય, અંતરાત્મા ઈશ્વરમાં જ આરોપાયેલાં હોય તે સાધુ. જે કામિની-કાંચનનો ત્યાગી છે તે જ ખરો સાધુ. જે સાધુ છે તે સ્ત્રીઓને ઐહિક દૃષ્ટિથી જોતો નથી. તે હમેશાં તેમનાથી દૂર રહે છે. જો કદી સ્ત્રીઓ તેની પાસે આવે તો તેમને તે માતૃવત્ ગણી વંદન કરે છે. સાધુ હમેશાં ઈશ્વરનું જ ચિંતવન કરે છે. ઈશ્વર સિવાય બીજા વિષય પર તે વાતચીત જ કરતો નથી સર્વ પ્રાણીમાત્રમાં ઈશ્વર છે, એમ જાણીને તે સર્વની સેવા કરે છે. સાધુના આ મુખ્ય લક્ષણ છે.

*

પૂર્વજન્મમાં પુષ્કળ તપશ્ચર્યા કર્યા વગર સ્વભાવ સરળ થતો નથી. કપટ-પ્રપંચ જ્યાં સુધી હૃદયમાં હોય છે ત્યાં સુધી ઈશ્વર મળી શકતો નથી. તમે જાણો છો? જેમના જેમના ઘરમાં ઈશ્વરના અવતાર થયા છે તે સર્વ સરળ પ્રકૃતિના હતા. રાજા દશરથ સરળતાની મૂર્તિ જેવા હતા. શ્રીકૃષ્ણના પિતા નંદઘોષ કેવા સરળ સ્વભાવના હતા? લોકો હજી સુધી કહે છે કે "કેવો ભોળો સ્વભાવ! જાણે બીજો નંદઘોષ!"

# માળવીયજીની સુભાષિતાવલિ

દેસાઇ વાલજી ગોવિન્દજી

સંવત્ ૧૯૮૦ના આષાઢ વદિ ૫ ને સોમવાર તા. ૨૧-૭-૨૪ને દિવસે હું સિમલામાં ચેડવિક પ્રપાત જોવા ગયો હતો. ત્યાંથી ઘરે પાછા આવતાં રસ્તામાં ઇમામુદ્દીન નામે ફળવાળો ફળનો સૂંડલો લઈને જાતો હતો તે મળ્યો. કહે, 'બેસો. અમારે ય બજારમાં જવું છે તે ભેગા જ જઈએ.' એટલે અમે થોડીક વાર બેઠા ને પછી ચાલવા મંડ્યા. ઇમામુદ્દીને મને બે સફરજન ખાવા આપવા માંડયાં. મેં કહ્યું, 'ના, ના. મારું નામ લઈને તમે ખાઓ.' એ કહે, 'ના. તમે લ્યો ને લ્યો.' એટલે મેં કહ્યું, 'સફરજન તો મેં ખાધાં છે, પણ તમારા ટોપલામાં આ આડુ છે તે મેં કોઈ દી ચાખ્યા નથી, એટલે તમારો આગ્રહ છે એટલે આ એક આડુ લઉં છું.'

ઇમામુદ્દીન કહે, 'મેં ખાદી ખાદી જ પહેરી છે. ઘરમાં રેંટિયો ચાલે છે ને સૂતર વણકર પાસે વણાવી લઈએ છિએ. મેં ગાંધીને દીઠા છે.'

એટલામાં મેહ વર્ષવા મંડયો એટલે મેં કહ્યું, 'હવે મારે ઝટ હાલવું જોઈએ, એટલે ખુદા હાફિઝ.' ઇમામુદ્દીન કહે, 'ભલે, પણ એક આડુ તો તમે તમારે હાથે લીધું હતું. આ બીજું હું આપું છું તે લ્યો.' એ લઈને મેં મારી મૂક્યા.

આ બન્યું તેને આગલે દિવસે પંડિત મદનમોહન માળવીયજીએ બહાર પાડેલી 'સનાતનધર્મ' નામે ચોપડીમાંથી શ્લોક મેં ઉતારી લીધા હતા. એ માંહેલા થોડાક નીચે આપ્યા છેઃ

યો યજેત્ અપરિશ્રાન્તો માસિ માસિ શતં સમાઃ।<br>
ન ક્રુધ્યેત્ યશ્ચ સર્વસ્ય તયોઃ અક્રોધનો (અ)ધિકઃ॥

ભારત-આદિપર્વ, ૭૫ ૬ ॥

જે સો વર્ષ લગી એકેક માસમાં અથાક યજ્ઞ કરે અને જે કોઈના ઉપર ક્રોધ ન કરે,-આ બેમાં ક્રોધ ન કરનારો ચડી જાય.

અજાનાં અલ્પકાયત્વાત્ કટુતિક્તનિષેવણાત્।<br>
અલ્પામ્બુપાનાત્ વ્યાયામાત સર્વરોગહરં પયઃ॥

બકરીનું શરીર નાનું; વળી એ તીખાંકડવા પાન ખાય, પાણી ઓછું પીએ ને કસરત બહુ કરે, એટલે એનું દૂધ રોગમાત્રને હરે છે.

નોદકક્લિન્નગાત્રઃ તુ સ્નાત ઇત્યભિધીયતે।<br>
સ સ્નાતો યો દમસ્નાતઃ સ બાહ્યાભ્યંતરઃ શુચિઃ॥

ભારત-અનુશાસન ૧૦૮,૯ ॥

જે શરીર પાણીથી ભીનું કરે તે ન્હાયો ન વદે. ન્હાયો તો તે જ વદે, જેણે કામક્રોધાદિ શત્રુઓનું દમન કર્યું હોય.

તાવત્ જિતેન્દ્રિયઃ ન સ્યાત્ વિજિતાન્યેન્દ્રિયઃ પુમાન્।<br>
ન ત્યજેત્ રસનં યાવત્ જિતં સર્વં જિતે રસે॥

ભાગવત ૧૧,૮ ॥

બીજી ઇન્દ્રિયોને જીતી હોય પણ જો સ્વાદ ન છોડ્યો હોય તો માણસ જિતેન્દ્રિય ન બની શકે. જેણે રસ જીત્યો તેણે ઇંદ્રિયો ગઢ જીત્યો.

અન્તરા સાયમાશં ચ પ્રાતરાશં ચ યો નરઃ<br>
સદોપવાસી ભવતીહ યો ન ભુંક્તેઽ(અ)ન્તરા પુનઃ॥

સવારના ને સાંઝના ભોજન વચ્ચે જે માણસ કાંઈ ખાય નહિ તે સદા ઉપવાસી કહેવાય.

(ભારત-શાન્તિપર્વ, ૫૮,૮)

ભૃત્યાતિથિષુ યો ભુંક્તે ભુક્તવત્સુ નરઃ સદા।<br>
અમૃતં કેવલં ભુંક્તે ઇતિ વિદ્ધિ યુધિષ્ઠિર॥

ભારત, શા૦ ૫૮,૧૧ ॥

પરોણા, ઘરનાં માણસ તથા નોકર જમ્યા પછી જે માણસ જમે તેણે શુદ્ધ અમૃતભોજન કર્યું કહેવાય.

બાલ એવ ચરેત્ ધર્મં અનિત્યં જીવિતં યતઃ।

નાનપણમાં જ ધર્મ આચરવો, કેમ કે શરીર ક્ષણભંગુર છે (૧૯).

બ્રાહ્મે મુહૂર્તે બુધ્યેત ।૧૬।।

રાત ૬ ઘડી બાકી હોય ત્યાં જાગી જાવું.

ન ચાભ્યુદિતશાયી સ્યાત્।૪૨॥

સૂર્ય ઉગ્યા પછી સૂવું નહિ.

## ટીકા !

એકવાર ગાંધીજીને કોઈકે પૂછયું: 'લોકો તમારા પર જે ટીકાઓ કરે છે તે તમને કેવી લાગે છે?'

બાપુએ કહ્યુ: 'ખૂબ જ મીઠી. મારી હૃદય-વીણામાં એ મધુર સંગીત છેડે છે.'

## પક્ષીપ્રેમ

ઈટાલી દેશમા એક મહાન કલાકાર થઈ ગયા. તેમનું નામ લિયોનાર્દો દ. વિન્ચી.

એકવાર તેઓ બહારગામ જતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં ખૂબ જ તરસ લાગી. આજુબાજુ જોયું તો દૂર એક ખેડૂતનું ઝૂંપડું દેખાયું.

એ દિશા તરફ તેમણે પગ ઉપાડ્યા. ઝૂંપડે જઈ જુએ છે તો આંગણામાં એક પિંજરું લટકાવેલું છે. તેમા એક પક્ષી પુરાયેલું છે.

એ જોઈ તેમનું પ્રેમાળ હૃદય દ્રવી ઊઠયું: 'કેટલું સુંદર પક્ષી છે! ઉડવા માટે એ કેવું ફડફડાટ કરી રહ્યું છે!'

પાણી પીવાની વાત ભૂલી જઈ એ ઝૂંપડીમાં દાખલ થઈ ખેડૂત સાથે વાત કરવા લાગ્યા: 'આ પિંજરુ વેચવું છે? મને એમાંનું પક્ષી ખૂબ જ ગમી ગયું છે.'

ખેડૂતે થોડો વિચાર કર્યો, પછી કહ્યું: 'હા, વેચવું તો છે.'

'શું લઈશ?'

'તમારી શી ઇચ્છા છે?'

'હું કેવી રીતે આંકડો પાડું. પાંજરું તો તમારું છે.'

'પચોતેર રૂપિયા થશે. છે મરજી?'

જવાબમાં લિયોનાર્દોએ ખીસામાંથી કડકડતી નોટો કાઢી એના હાથમાં મૂકી દીધી.

ત્યાર પછી તેઓ પિંજરા પાસે ગયા. બારણું ઉઘાડી પક્ષીને વહાલથી બહાર કાઢયું, ચુંબન કર્યું, ને એ જ ક્ષણે છોડી દીધું.

એ જોઇ ખેડૂત આભો જ બની ગયો! જાણે કોઈ નવી દુનિયામાં જઇ ચઢ્યો ન હોય! તે ઠપકાભર્યા અવાજે બોલ્યો: 'તમે ય ખરા છો. શા માટે એને છોડી દીધું? કોઇકને ય વેચી દીધું હોત તો પોણી રકમ જરૂર પાછી મળત.'

દૂર દૂર આકાશમાં ઊડી જતા પક્ષી તરફ જોઇ લિયોનાર્દોએ કહ્યું: 'જો, એ કેવા આનંદમાં છે! હવે એ પોતાના ભાઈ-ભાંડેરાને મળી શકશે, વાડીઓમાં મિત્રો સાથે આનંદથી ઊડી શકશે, કોઈ વૃક્ષ પર બેસી આનંદથી ગીત ગાઈ શકશે. ભલા માણસ, એ બધા આગળ પૈસાની શી કિંમત છે?'

એ દરમ્યાન ખેડૂતે બે વાર પૈસા ગણી જોયા. ને તે ખિસ્સામાં મૂકતાં મૂકતાં કહ્યું: 'તમે કોઈ જુદી જ માટીના માણસ છો હોં.'

કશું પણ બોલ્યા વગર લિયોનાર્દોએ પાણી પી ત્યાંથી આગળ ચાલવા માંડયું.

## રાષ્ટ્રપ્રમુખની નિખાલસતા

ઘણા સમય પહેલાં અમેરિકામાં એક માનવંત પ્રમુખ થઈ ગયા. તેમનું નામ એન્ડ્રુ જોન્સન.

તેઓ નાનપણમાં ખૂબ જ ગરીબ હતા. આખી ય યુવાવસ્થા તેમણે દરજીના ધંધામાં વીતાવી હતી. તેમ છતાં જાતમહેનત, ખંત, પરિશ્રમ અને આત્માના અતુલ ઉત્સાહથી તેઓ

અમેરિકાના રાષ્ટ્રપ્રમુખ થવા ભાગ્યશાળી બન્યા હતા.

એકવાર તેમણે જાહેર પ્રવચનમાં લોકો સમક્ષ પોતાની આપવીતી કહી. તેમાં તેમણે નગરની કોટવાલીથી માંડીને ન્યાયખાતાના મહત્ત્વના પદો પર કેવી રીતે પહોંચ્યા, તેમાં ક્યાં ક્યાં સફળતા નિષ્ફળતા મળી, આખરે રાષ્ટ્રપ્રમુખ કેવી રીતે બન્યા એ વિષે કેટલીક રસપ્રદ અને પ્રેરક વાતો કહી.

પ્રવચન પૂરુ થયુ એટલે એક સજ્જને ઊભા થઈ કહ્યું: 'શહેરની કોટવાલી કરીને છેક રાષ્ટ્રપ્રમુખ સુધી પહોંચ્યા એમ શા માટે કહો છો? દરજીના દુકાનના પગથિયાએથી નહીં કે?'

જોન્સન તો દિલના દિલાવર હતા. તેમણે પેલા સજ્જનનુ મેણુ મન પર લાગ્યું નહીં. જરા પણ ગુસ્સે થયા વગર નિખાલસતાથી જવાબ વાળ્યો: 'હમણાં કોઈકે એમ કહ્યું કે મેં મારી જિંદગીની શરૂઆત દરજી તરીકે કરી છે. એ વાત સાચી છે. પણ એનાથી મને જરા ય દુઃખ થતું નથી. કારણ કે જ્યારે હું કપડાં સીવતો હતો ત્યારે પણ એક સારા અને કુશળ દરજી તરીકે ઓળખાતો. ઘરાકને વાયદો કર્યો પ્રમાણે કપડા સીવીને આપતો. કાપડમા જરા ય ચોરી કે છેતરપીંડી કરતો નહીં. મારું પ્રત્યેક કામ પ્રમાણિકપણે અને સારી રીતે કરતો. એ દરજીના ધંધાએ જ આજે મને રાષ્ટ્રપ્રમુખના પદે લાવીને મૂકયો છે. એટલે એ સાવ નજીવા ધંધામાથી મેં મારી યોગ્યતા પ્રાપ્ત કરી છે એમ કહું તો ખોટું નથી. એનો આજે મને અપૂર્વ આનંદ છે'

પેલા પ્રશ્ન કરનાર સજ્જન ઝંખવાણા પડી ગયા. વ્યથિત હૃદયે એ સભાગૃહ છોડી ચાલ્યા ગયા.

## માતૃભૂમિ પરનો પ્રેમ

પ્રાચીન ગ્રીસમાં પ્લુટાર્ક નામે એક મોટા વિચારક થઈ ગયા. તેમણે ઘણાં જીવન ચરિત્રો લખ્યાં છે.

એક વાર તેઓ વિશ્વની મુસાફરીએ ઉપડયા. જુદા જુદા દેશોમા ફર્યા. જુદા જુદા વિચારકો સાથે ચર્ચાઓ કરી. ફલસ્વરૂપ તેમને જ્ઞાનનું ઘણું ભાથું મળ્યું.

દેશમા પાછા આવ્યા ત્યારે તમણે પોતાનો નિવાસ શહેરમાં ન રાખતા પોતાની જનની સમા 'કિરોનિયા' નામના ગામડામા રાખ્યો.

આમ કરવાનું કારણ કોઈકે પૂછ્યું ત્યારે તેમણે જવાબમા કહ્યું: 'મારે મન જન્મભૂમિનુ મહત્ત્વ સ્વર્ગથી ય વધારે છે. આ ગામડા ગામની વસ્તીમાથી એક પણ માણસ ઓછો થાય એ મને ગમતુ નથી.'

## શક્તિનું મૂળ

અમેરિકાના ભૂતપૂર્વ પ્રમુખ અબ્રાહમ લિંકનની આ વાત છે.

એક વાર તેમણે મૅરિચ નામના નગરમાં પ્રવચન કર્યું. લોકોને તે ખૂબ જ પસંદ પડયું.

તેમના પ્રવચનની એક માણસ પર ખૂબ જ અસર થઈ લિંકનને રૂબરૂ મળ્યો, પૂછ્યું: 'તમે આટલું સુંદર પ્રવચન કરવાની શક્તિ ક્યાંથી મેળવી?'

રાષ્ટ્રપ્રમુખ લિંકને કહ્યું: 'મને જીવનમા ભયંકર નિરાશા મળેલી. એનાથી હું ઘણો ઘડાયો છું. મારી શક્તિનું મૂળ એમા જ છે.'

*

કેટલાક કહે છે કે સ્ત્રીઓ, બાળકો અને શૂદ્રો બ્રહ્મવિદ્યાના અધિકારી નથી આ માન્યતાથી વેદાન્ત એક મોટો ગહન વિષય અર્થાત્ કેવળ એક અનુભવ-જન્ય વિધિસમૂહ થઈ પડયો છે જો દરેક બાળક સૂર્યનો પ્રકાશ અને હવા લેવાને યોગ્ય હોય તો તે આધ્યાત્મિક પ્રકાશ અને હવા લેવાને કેમ લાયક ન હોવું જોઈએ? એ બન્ને વસ્તુ કોઈની પાસે છુપાવો છો શા માટે? અજ્ઞાન અને દૌર્બલ્યના ભોંયરાં તથા ઓરડાઓ જમીનદોસ્ત કરી નાખો ઈશ્વરી પ્રકાશ-ઈશ્વરી હવા-લેવા દઈ સૌને ભાગ્યશાળી બનાવો

* * *

હિંદુસ્તાનમાં વ્યાવહારિક વેદાન્ત પુસ્તકો દ્વારા નહિ પણ આચરણ દ્વારા શરૂ થવું જોઈએ વેદાન્ત એટલે શારીરિક માનસિક અને આધ્યાત્મિક તંદુરસ્તી છે અન્નાશયને નીરોગી કરવાથી સળેખમ ઉધરસ તાવ મધુમેહ ઈત્યાદિ શારીરિક વ્યાધિઓ જ નહિ પણ મત્સર આળસ તીખાપણું મલિન વિચારો, દૌર્બલ્ય વગેરે જાતની અપવિત્રતા પણ જતી રહે છે

* * *

સીધા જુઓ, જેમ તમે નદી વૃક્ષ વગેરે તરફ નાના બાળકોની પેઠે નિર્ભયપણે જુઓ છો તેમ ગમે તે મનુષ્ય તરફ પણ જુઓ અને તેનામાં પરકાપણાની ભાવના ન રાખતાં, તમને પોતાને જ જુઓ જીવનના ખરા નિયમો અનુભવથી કેસો ખાઈને ડાહ્યા થનાર આપણા મોટા માણસોના કરતાં છોકરાંને વધારે સમજાય છે ખિજવ્યા સિવાય કૌવચને પણ જો તમે એકદમ હાથમાં પકડશો તો તે તમને કંઈ પણ ઈજા કરશે નહિ, પરંતુ ધીમે ધીમે કેવળ સ્પર્શ જ કરશો તો ચામડીએ બળતરા બળશે કેટલાક એવા લોકો છે કે જેમની ખાનગી સલતનતોમાં પણ જાસૂસોની ભીતિ જણાઈ આવે છે હું એમ કહેવાની હિંમત કરું છું કે એવા સત્યનાશીય સુધારકો પોતે જ ચોર છે મિત્ર જાસૂસો અને ડિટેક્ટિવો! આવો આવો, તમે સૌ પધારો મારે તમારી જરૂર છે તમારા અત્યારના પગાર કરતાં હું તમને અનંતગણું આપીશ કૃપા કરીને મને શોધી કાઢો કૃપા કરીને મારા રહસ્યને શોધી કાઢો એટલે હું આનંદથી મારું સર્વસ્વ આપી દઈશ તમારી મનકામનાઓ પૂર્ણ કરીશ. ગુપ્તની શોધ કરનારાઓ! તમારા હૃદયને ધન્ય છે! આવો! આવો!

* * *

સત્યની બાજુએ એકલા ઊભા રહેનાર જનો! બહુમતને તમારી વિરુદ્ધ જોઈને ડરશો નહિ સંકુચિત અજ્ઞાનનો એ દેખાતો બહુમત લીલા પાંદડાં અને ઘાસની ઉપરના ઝાકળના ટીપાં જેવો છે સત્યરૂપ ભગવાન સૂર્ય! આ ઊગતી જનાર બહુમત તારું સ્વાગત કરવાને જ ચમકે છે લાખો લોકો તમારી વિરુદ્ધ હોય તો પણ શું થયું? બહુમત હજી યે તમારી જ બાજુએ છે પથ્થર ઝાડ, નદીઓ, વાયુ, સૂર્ય અને તારાઓ તમારી જ બાજુએ છે કાળ તમારા પક્ષમાં છે દિવસ તમારો જ છે શતાબ્દિઓ તમારી જ છે અનંતકાળ તમારો જ છે સર્વવ્યાપી પ્રકૃતિ તમારામાં જ છે તમારા પ્રતિસ્પર્ધીઓમાં પણ તમે જ વ્યાપી રહ્યા છો તેઓ તમારામાં નથી. દૈવને ઘેરી લઈને તમે તેમને કબજે કરો છો સ્વયં ઈશ્વરને જ તમારા દ્વારા કાર્ય કરવા દો એટલે તમારે કાંઈ કર્તવ્ય બાકી રહેશે નહિ ઈશ્વરને પ્રકાશવા દો ઈશ્વરને પોતાને પ્રકટ થવા દો ઈશ્વરરૂપે રહો. ઈશ્વરરૂપે ખાઓ પીઓ ઈશ્વરરૂપે શ્વાસ લો સત્ય આત્માનંદ અનુભવો એટલે બીજી બાબતો એની મેળે જ આવી મળશે

* * *

પ્રકૃતિનો એક પવિત્ર નિયમ છે કે જે કદી ઉલ્લંઘન કરાય તેમ નથી. તે નિયમ એ છે કે તમે કોઈ પણ અપવિત્ર વિચાર અગમ ગમ્ય ધ્યાન કે તેવું કૃત્ય ગમે તેવા એકાંત સ્થળે કરો તો પણ તમને એ નિયમ પ્રમાણે તેના કૃત્યનો બદલો મળશે જ દુઃખ ને દારિદ્ર્ય તમારા પોતાના ઉપર આવી પડશે જ

મને શંકા છે જ નહિ જે શુદ્ધ સાત્ત્વિક કળા ખિલવે છે એમની જ વાત હું નથી કરતો, પણ જમાનાનો રંગ નક્કી કરનાર અને સમાજ વિષે બેદરકાર રહેનાર કળાકારોની પણ શક્તિ આંટી નાખે એવી છે એ મેં અનુભવ્યું છે. આનુષંગી સંપત્તિનું સામર્થ્ય ઓછું હોય છે એમ તો ક્યાંય કહેવું છે જ નહિ. સિનેમા અને નાટકો જલદ વસ્તુઓ છે. એમની અસર ભારેમાં ભારે હોય જ. પણ જે સમાજને એનો પ્રયોગ અખંડ સેવન કરવો પડે છે તે સમાજ વિષે કંઈ ચિન્તા થવી સ્વાભાવિક છે. આધુનિક સુધારાને લહેરથી નિહાળનો આંડસ હક્સ્લે પણ કળા અને વિલાસિતાના અતિરેકથી નુકસાન જ છે એમ ભાર દઈને કહે છે. ખરેખર જીવનની સમૃદ્ધિ નિર્મળ ગૃહસ્થાશ્રમ જેટલી સાદાઈમાં જ છે એ જ્યાં સુધી આપણે સ્વીકાર્યું નથી ત્યાં સુધી કળા મારફતે સમાજની ઉન્નતિ થવાની નથી.

* હું કબુલ કરું છું કે નાટક સિનેમામાં જીવનના રસિક કે આકર્ષક પ્રસંગો અમુક હદ સુધી ભડક–રંગમાં ચીતરવા અપરિહાર્ય હોય છે પણ એ હદ વટાવી જ્યારે અતિરેક કરાય છે ત્યારે કળા મારી જાય છે અને લોકોની ચિત્તવૃત્તિ ક્ષુબ્ધ ને ક્ષુબ્ધ જ રહે છે. સારી કળાના સેવનથી તો લલિતભાવ વધવો જોઈએ અને એમાંથી સ્થાયી સમાધાન પરિણમવું જોઈએ. સિનેમાની સમજ પર અને ખાસ કરીને યુવાનો પર અને યુવતીઓ પર કેવી અસર થાય છે એ જોવા માટે પશ્ચિમના લોકોએ જે કમિશનો નીમ્યા હતા તે આપણે ખાસ જોવા જોઈએ.

* એક રીતે જોતાં આ બધું વિવેચન કોરે મૂકી મેં જો ગુજરાતની ભૂમિ અને એના તળાવો, એની નદીઓ અને આરાઓ, નદી પાસેના ધારા અને નદી પરના પુલો, તળાવની પાળ પરના ઝાડ અને એની ઘટા તળે બેસીને ખડ વાગોળતા જાનવરોનાં ધણો, ખાદીધારી બગલાઓ અને કળા કરતા કલાપીઓ, એના સમુદ્રનો વિવિધ કાંઠો અને એમાં આવેલા બેટો, મોંઘા મહેમાન જેવી શોભતી ટેકરીઓ અને કરાડ પરથી તૂટી પડતા ધોધો, ખીણો અને ગુફાઓ —એ બધાનું સર્વમાન્ય થઈ શકે એવું વર્ણન આપ્યું હોત તો વધારે સારું થાત. જેમ આપણા તીર્થસ્થાનો ને વિદ્યાપીઠો, દેવમંદિરો અને મસજીદો, હવેલીઓ અને અપાસરાઓ, મશહૂર થયા છે તેમ ગુજરાતના કળાસ્થાનો ને સૌન્દર્યસ્થાનો પણ નિશ્ચિત અને પ્રખ્યાત થવા જોઈએ.

* ગુજરાતની જનતા, એનો સ્વભાવ, એનો પહેરવેશ અને એના રિવાજો, એના ઉત્સવો અને યાત્રાઓ, લોકકથાઓ અને લોકગીતો, ધાર્મિક સંપ્રદાયો અને નાતના આદર્શો, એની તપોભૂમિઓ અને એનું વહાણવટું—એ બધાનું રહસ્ય તારવી એની અંદર રહેલાં કળાબીજનું વર્ણન આપ્યું હોત તો ગુજરાત માટે એ આવશ્યક હતું. પણ આ પ્રાંતમાં વીસ વરસ રહ્યા છતાં હું ખૂબ ફરી શક્યો નથી. અને બધા રૂપમાં પ્રગટ થતી કળાનું રહસ્ય પ્રગટ કરવાની મારી શક્તિ પણ નથી. આ કામ તો ભવિષ્યનો કોઈ કળાત્મા અવશ્ય કરશે એવો વિશ્વાસ રાખીને જ મારે સંતોષ માનવો રહ્યો. આ કામ જ્યારે થશે ત્યારે ગુજરાતમાં ગુજરાતની પોતાની ખાસ કળાનો નવો અવતાર થશે અને તે ભારતીય કળાનાં કેટલાંક અંગો સંપૂર્ણ રીતે ખિલવશે.

* કળાની ઉપાસનામાં સાંપ્રદાયિકતા નથી. એટલે હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ, જૈન અને મેમણ—બધા જ પંથના અને બધા જ ધર્મના લોકો કળાની ઉપાસનામાં એકત્ર આવશે અને એક થઈ બતાવશે.–

સમાનમસ્તુ વો મનઃ સમાના હૃદયાનિ વઃ ।

* વિશ્વકવિ રવીન્દ્રનાથ ગાય છેઃ—

'વહે નિરંતર અનંત આનંદધારા'

માણસ જીવે છે ત્યાં સુધી એની આનંદધારા વહ્યા કરવાની. એ ખૂટે કે તૂટે એટલે જીવનનો અંત આવ્યો!

[સંપૂર્ણ]

[પાન ૧૦થી ચાલુ]

અને હરગોવિંદભાઈ સમાધિ તથા ધ્યાન યોગમા સિદ્ધિ પામી વૃત્તિમાં અને જીવનમા સમતા તેમ જ નિર્મળતાના કારણે સર્વના પ્રીતિપાત્ર 'મોટાભાઈ' તરીકે જાણીતા થયા, તેમ તેમને અનુસરનારા નૃસિંહ પ્રસાદ નાનાભાઈનુ બિરુદ પામ્યા એ 'મોટાભાઈ' અને 'નાનાભાઈ'ની જોડીએ શ્રી નથુરામ શર્માનો પ્રભાવ ભાવનગરમા ખૂબ વિસ્તાર્યો તેમના જ આગ્રહ તથા પ્રયત્નોથી બે ત્રણ ચાતુર્માસ સુધી નથુરામ શર્માએ ભાવનગરની પ્રજામા સદ્ધર્મ સ્નાનસંધ્યા ને ધ્યાનયોગનો ઉપદેશ કર્યો

આ સંયોગોમા એ સાધકમડળે વિદ્યાર્થીઓને મળતી પોકળ પુસ્તકિયા કેળવણી વિષે ચિંતા કરી અને તેમને સારા વાતાવરણમા તથા સમાગમમા ગુરુકુળની પેઠે ઘરથી અળગ રાખી તેમનુ જીવન સયમ, શિસ્ત અને વિદ્યામય વાતાવરણમા વિકસાવવાના ધ્યેયથી શ્રી નથુરામ શર્માએ પોતાના આદર્શ તરીકે રાખેલા શ્રી દક્ષિણામૂર્તિ દેવના નામ સાથે એક વિદ્યાર્થીગૃહ શરૂ કર્યું તે માટે બીનખા આશ્રમ તરફથી શ્રી નથુરામ શર્માએ પ્રારભમા ૧૦૦૦૦ની રકમ મજૂર કરી અને એમ 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન' સ્થાપ્યુ નાનાભાઈએ વિના વેતને એ સસ્થાનુ સુકાન હાથમા લીધુ પોતાની નોકરી માથી બચતો બધો સમય તેઓ તેની પાછળ આપવા લાગ્યા અને વખતોવખત કેળવણીની દૃષ્ટિ વિષે જાહેરમા પ્રવચનો કરી કેટલાયે વિદ્વાનોને પોતાના કાર્યમા રસ લેતા કરી શક્યા તેમા સાહિત્ય પરિષદના આદ્યસ્થાપક અને અનેક નવોદિત સાહિત્યકારોના પ્રેરણામૂર્તિ સ્વ રણજીતરામ વાવાભાઈ પણ હતા તેઓ દર રવિવારે વિદ્યાર્થીઓ સમક્ષ ઇતિહાસ કે સાહિત્યની ચર્ચા કરતા સમય જતા લાગ્યુ કે વિદ્યાર્થીઓને નિવાસને પૂરતી સગવડ આપતા છતા તેમને અન્ય શાળામા જે શિક્ષણ મળે છે તે તો ઘણું નિરર્થક ને ધ્યેયહીન જ હોય છે, એટલે શિક્ષકમડળ સમસ્તનો અભિપ્રાય થયો કે છાત્રાલય સાથે એક સ્વતંત્ર વિદ્યાલય પણ શરૂ કરવું આ કાર્યમા નાનાભાઈની વિદ્વતા અને આત્મયોગથી પ્રભાવિત થએલા સર પ્રભાશંકર પટ્ટણીએ ઘણી સહાયતા કરી અને ભાવનગરની બહાર તખ્તેશ્વર તરફ જોઈતી જમીન તથા સગવડો આપી

નાનાભાઈ કોલેજની નોકરી છોડી આ નવી સસ્થાના કુલપતિ બન્યા અને વિદ્યાર્થીજીવનની અનેક બાબતો પર તેમણે નવો પ્રકાશ નાખ્યો વિદ્યાર્થીઓની દૈનિક ટેવો, આચાર વિચાર, સોબત, ભાવનાઓ વગેરે પર તેઓ ચીવટભરી વિચારસરણી વાળા લેખો અને વ્યાખ્યાનો આપતા અને જાતે વિદ્યાર્થીઓ પર દિવસ રાત નજર રાખી તેમને શિસ્ત અને નિયમબદ્ધ નાગરિકો બનાવવા સતત ઉદ્યોગ કરતા. તેમની રુચીઓ, ખાનપાન અને વિચારોની તેઓ નોંધ લેતા અને માતાની મમતાથી તેમને ઘર ન સાંભરે એવો ઉત્સાહ અને પ્રેરણાભર્યો કાર્યક્રમ રાખતા. પ્રવાસો પર્યટનો અને સસ્થાના કામકાજમા પણ વિદ્યાર્થીઓને દરેક પ્રસગે કેળવણી મળતી એમના પ્રયોગશીલમાનસને લઈને એ સસ્થામા ભાવનાશાળી શિક્ષકોની ભરતી થવા લાગી. શ્રી હરભાઈ ત્રિવેદી આજીવન સભ્ય બની શિક્ષણની નવી 'ડાલ્ટન પદ્ધતિ' પ્રમાણે વર્ગો ચલાવી શક્યા. શ્રી ગિજુભાઈ બધેકાએ વકીલાત છોડી ત્યા પોતાનુ થાણુ નાખીને ગુજરાતમા બાલમંદિરો દ્વારા માન્ટેસોરી શિશુનો પ્રચાર કર્યો અને દક્ષિણામૂર્તિમા તૈયાર થએલા કેટલાક અગ્રગણ્ય વિદ્યાર્થીઓએ પણ નાનાભાઈનુ ધ્યેય અપનાવી સસ્થાની કીર્તિ ચોપાસ ફેલાવી આમ શ્રી દક્ષિણામૂર્તિ ગુજરાતની સર્વતોમુખી કેળવણી આપતી અગ્ર સસ્થા ગણાઈ

ગાંધીજીના રાષ્ટ્રીય આંદોલને જ્યારે સરકારી કેળવણીનો બહિષ્કાર જાહેર કર્યો અને ગુજરાત વિદ્યાપીઠે મેટ્રિકની પરિક્ષાઓ લેવાનુ શરૂ કર્યું ત્યારે આ સસ્થા પર ધર્મસંકટ આવ્યુ. નથુરામ શર્માનુ શિષ્યમંડળ વર્ણાશ્રમી ધર્માચારનો આદર કરતુ હોવાથી જે ગાંધીજીએ હરિજનનો આદર કર્યો હતો તેમની સસ્થા સાથે જોડાવાનુ તેમને અશક્ય લાગ્યુ તે વખતે નાનાભાઈએ પોતાની સ્વતંત્ર વિચારસરણી અને વિવેકબુદ્ધિ બતાવી ગાંધીજીના આદેશને ટેકો આપ્યો.

આને પરિણામે શ્રી નથુરામ શર્માના શિષ્યમંડળે આ સંસ્થા સાથેનો સંબંધ અને સહાય કાપી નાખ્યાં.

નાનાભાઈને માટે હવે કસોટીનો પ્રસંગ આવ્યો. સંસ્થા નિભાવવી કે બંધ કરવી એ પ્રશ્ન થયો. સહૃદય શિક્ષકમંડળે ગમે તે ભોગે સંસ્થા ચલાવવામાં સાથ આપવા તત્પરતા બતાવી, એટલે નાનાભાઈ પોતાનું પ્રિય શિક્ષણકાર્ય છોડી ભેટ બાંધીને બ્રહ્મદેશ, કલકત્તા, મદ્રાસ, આફ્રિકા ને એડનના પ્રવાસો કરી ખર્ચ માટે નાણાં ઉઘરાવવા લાગ્યા. આ પ્રસંગે તેમણે અનેક સ્થળોએ લોકોને કેળવણીના પ્રશ્ન ઉપર સભાન બનાવ્યા. એ સમયના પોતાનાં મનોમંથનો અને સાથીઓ સાથેના આંતરિક વિગ્રહો તેમણે આત્મચરિત્ર (ઘડતર અને ચણતર)માં આપ્યા છે.

તેમણે ધાર્યું હોત તો ભાવનગર કૉલેજના પ્રિન્સિપાલ અથવા રાજ્યના કેળવણી અધિકારી તો સહજમાં થઈ શક્યા હોત. એ તકોનો તેમણે ત્યાગ કર્યો ત્યારે ઘણા સ્વજનો અને મિત્રોએ તેઓ ભૂલ કરી રહ્યા છે એવું સ્પષ્ટ કહેલું; પણ સ્થિર આદર્શવાળા નાનાભાઈ અવિચળ રહ્યા અને છેવટે તો સ્વરાજ માટે ગાંધીજીએ પ્રબોધેલી ગ્રામકેળવણી માટે કમર કસી એમણે ભાવનગરની સંસ્થા પણ છોડી અને આંબલા નામના નાના ગામડામાં જઈને લોકશિક્ષણની ધૂણી ધખાવી.

સ્વરાજ આવતાં સૌરાષ્ટ્રની સરકારે તેમને આગ્રહપૂર્વક શિક્ષણ પ્રધાન બનાવ્યા; પણ ત્યાંએ તેમને રાજ્યતંત્રની જડતા સાલી અને રાજીનામું આપી ફરી પોતાની ગ્રામવિદ્યાપીઠ સંભાળી; આખા ભારતનું તેને આકર્ષણ-કેન્દ્ર બનાવી મૂકી. આવા કઠોર માર્ગે ધ્યેય સિદ્ધ કરવા જતાં જીવનના ઘણા કરુણ આઘાતો તેમણે સહી લીધા હતા. હાથમાં ફૂલની જેમ ઉછેરેલા યુવાન પુત્રોને અકાળે કાળના બલિ બનતા એમણે જોયા. તેમના જતાં આજે તેમના સુશીલ ધર્મપત્નિ શ્રી અજવાળીબેન અને બાળકોને આશ્વાસન દેવાને શબ્દો નથી. [કુમાર]

*


## પ્યારાબાપુ

વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા ૬, પરદેશ માટે શિલિંગ ૧૨, લવાજમ મની ઑર્ડરથી કાર્યાલયને સરનામે મોકલવું. પ્રથમ અંકથી જ ગ્રાહકો નોંધાય છે. દર માસની બારમી તારીખે અંક પોસ્ટ થાય છે પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો.

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી. ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (પૂર્વ)

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]


અનુક્રમણિકા ........................................ ૧૨, ફેબ્રુઆરી ૧૯૬૨




પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# આપનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે

નવા વર્ષથી ... નવું રૂપ

## 'વૈષ્ણવજન'

આજે ચૌદ વરસ પછી 'પ્યારાબાપુ' નવીન રૂપ અને દેહ ધારણ કરે છે ત્યારે અમને નરસિંહ મહેતાની 'નામ રૂપ જૂજવા'ની પંક્તિ યાદ આવે છે પવિત્ર હેતુ ધ્યેય રાખીને ગમે તે નામે-રૂપે પણ યોગ્ય રાહે પ્રવૃત્તિ ચલાવવામા આવે તો અંતે તો સો ટચનું સોનુ જ છે એમા ભેળ મુદ્દલ નથી નામ ગમે તે હો કામ અને કામની રીત દૃઢ જોઈએ.

'મારાબાપુ' માસિકના વાચકો જાણે છે કે તે ગાંધી વિચારનુ વાહન હોવા છતા માત્ર ગાંધીજીના વિચારોનું જ વાજિંત્ર નથી' રહ્યુ બલ્કે વ્યાપક અને વિશાળતમ અર્થવાળા ગાંધીવિચાર સાથે ગુરુદેવ ટાગોર અને અન્ય મહાત્માઓની આચાર-વિચારસરણીને તેમા ઝીલવાનુ 'મારાબાપુ'મા થયુ છે

'વૈષ્ણવજન' શબ્દ અહી કોઈ એક સંપ્રદાય પંથનો વાચક નથી રહેતો પૂર્ણપુરુષની વ્યાખ્યા આપવી હોય ત્યારે જેમ 'વૈષ્ણવજન' એ ભજનમા વર્ણવેલા ગુણલક્ષણો દર્શાવવા પડે છે તેમ જ તમામ સદ્‌ગુણો અને સુંદર ચીજોને ય એ કસોટીએ ચકાસવી-મૂલવવી જોઈએ વળી ગાંધીજીને એ ભજન અત્યંત પ્રિય હતું તેમ જ તેમને વર્ણવવા એ સંજ્ઞા પૂરી દ્યોતક પણ છે જ વિશ્વની તમામ વિભૂતિઓ એ પદને લાયક છે જ આ નામ 'રૂપાયતન'ના મુખપત્રને હોય એમા એક બીજુ ઔચિત્ય પણ છે જ વૈષ્ણવજન ગાનાર સંત કવિ નરસિંહ મહેતા જૂનાગઢની ગિરિતળેટીમા જ હતા, 'રૂપાયતન' ગિરિગુરુ ગિરનારની છાયામા જ છે

## ચૌદ વર્ષ પછી

**કદમા વધારો લવાજમ એનું એ**

કાગળ છપામણી, બ્લોકો વગેરેની મોઘવારીને લીધે ઘણા ખરા માસિકોએ લવાજમમા વધારો કર્યો છે પણ અમે લવાજમમા વધારો ન કરતા વધુ ૧૨ પાના આપવાનો નિર્ણય કર્યો છે. જેને ગ્રાહક બંધુઓ ખૂબ હર્ષથી વધાવશે

### બીજો એક ખાસ લાભ

**એપ્રિલ ૧૩મી સુધી.**

રૂપાયતન પ્રકાશન તરફથી આ ચાર સુધીમા ૧૯ પુસ્તિકાઓ બહાર પડી છે તેની કુલ કિંમત ૭-૨૨ થાય છે પણ જે ચાલુ ગ્રાહક એક તદ્દન નવો ગ્રાહક બનાવી આપશે તેમને તથા એ નવા ગ્રાહકને અમે ૨૦ ટકા એટલે-૫ ભેટમા બધા પુસ્તકો મળશે [ટપાલ ખર્ચ માફ] જે ગ્રાહકને આ લાભ લેવો હોય તેમણે પોતાના લવાજમ સાથે નવા ગ્રાહકનુ પૂરું નામ તથા લવાજમ સાથે મોકલવાના રહેશે

---

મની ઑર્ડરથી લવાજમ મોકલી આપશો એવી આશા છે, લવાજમ મોકલવાની સૌથી સરળ ને ઓછી ખર્ચાળ પદ્ધતિ મની ઑર્ડરની છે.

જે ભાઈઓએ મની ઑર્ડરથી લવાજમ મોકલ્યું નહીં હોય, તથા ગ્રાહક નહીં રહેવાની ખબર નહીં આપી હોય એવા ગ્રાહકો પર પણ ન છૂટકે અમે આવતો અંક વી.પી.થી રવાના કરીશું. તે સ્વીકારી લેવાની અમે વિનંતી કરીએ છીએ.

કોઈ કારણસર ગ્રાહક તરીકે રહેવા ન માગતા હોય તેઓ અમને લખી જણાવે

**નવા વર્ષથી પાના તથા વિભાગો વધે છે છતા લવાજમ વધતુ નથી**

**વાર્ષિક લવાજમ દેશમા રૂ ૬, પરદેશમા બાર શિલિંગ**

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧·૨·૩·૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦—૩૫ |

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, જૂનાગઢ

મુંબઈમાં લવાજમ ભરવાનું સ્થળ: શાંતિલાલ ગાંધી : ૪૫, નહેરુ રોડ, વિલેપારલે (

['પ્યારાબાપુ'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે.]

...ક્રમણિકા .................................................. ... ... ૧૨, ફેબ્રુઆરી

પૃષ્ઠ



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી · રૂપાયતન મુદ્રણાલય · જૂનાગઢ

[ધ રજીસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ના નિયમ ૮ મુજબ
ફોર્મ ૪માં રજુ કરવાની માહિતી ]

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશન સ્થળ .... .... .... | રૂપાયતન, જૂનાગઢ |
| ૨ | ક્યારે ક્યારે પ્રસિદ્ધ થાય છે .... .... | દર માસની બારમી તારીખે માસિક તરીકે |
| ૩ | મુદ્રકનું નામ .... .... .... | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા .... .... .... .... | ભારતીય |
| | સરનામું .... .... .... .... | રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ |
| ૪ | પ્રકાશકનું નામ .... .... .... | ધીરેન ગાંધી |
| | રાષ્ટ્રીયતા .... .... .... .... | ભારતીય |
| | સરનામું .... .... .... ... | રૂપાયતન જૂનાગઢ |
| ૫ | તંત્રીનું નામ .... .... .... | નવીન ગાંધી |
| | રાષ્ટ્રીયતા .. .... .... .... | ભારતીય |
| | સરનામું .... .... .... .. | રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |
| ૬ | માલિકનું નામ .... .... .... | રૂપાયતન, જૂનાગઢ. (સૌરાષ્ટ્ર) |

હું, ધીરેન ગાંધી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ સમજ મુજબ ખરી છે.

તા ૧૨-૨-'૬૨

ધીરેન ગાંધી
પ્રકાશક

☆

# 'પ્યારાબાપુ'ના ગ્રાહક બંધુઓને

આ અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે.

આ અંક આપના હાથમાં આવે કે બનતી ત્વરાએ મની ઑર્ડરથી લવાજમ મોકલી આપશો એવી આશા છે, લવાજમ મોકલવાની સૌથી સરળ ને ઓછી ખર્ચાળ પદ્ધતિ મની ઑર્ડરની છે.

જે ભાઈઓએ મની ઑર્ડરથી લવાજમ મોકલ્યું નહીં હોય, તથા ગ્રાહક નહીં રહેવાની ખબર નહીં આપી હોય એવા ગ્રાહકો પર પણ ન છૂટકે અમે આવતો અંક વી.પી.થી રવાના કરીશું. તે સ્વીકારી લેવાની અમે વિનંતી કરીએ છીએ.

કોઈ કારણસર ગ્રાહક તરીકે રહેવા ન માગતા હોય તેઓ અમને લખી જણાવે.

નવા વર્ષથી પાના તથા વિભાગો વધે છે છતાં લવાજમ વધતું નથી
વાર્ષિક લવાજમ દેશમા રૂ. ૬, પરદેશમા બાર શિલિંગ